# સુદર્શન.

મન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઇ ધ્રુવ,
એમ. એ. એલ. એલ બી.

(ધર્મ-રાજ્ય-સાહિત્ય-એમનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર.)

"सत्यं परं धीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

અં. ૧-૨. ] ( માસિક ) [ ઑક્ટોબર-નવેમ્બર. ૧૯૦૭.]

પૃષ્ઠ.



---

અમદાવાદ યુનિયન પ્રીન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડ.

રાત્માનો અત્રે સમાવેશ થાય છે; માનવિ ચૈતન્યરૂપ છે, જડરૂપ નથી; તે જીવન સમાન છે, રૂપ સમાન નથી. જીવન શું છે, એ સમજાતા પૂર્વે વ્યક્તિ અથવા જડ અને રૂપના ઉપર વિજય પ્રાપ્ત કરવો જોઇએ. મહાત્મા ક્રાઇસ્ટે કહ્યું છે, "તારા જીવનનો ત્યાગ કર, અને તું જીવીશ જ." વ્યક્તિને એક પ્રકારની પોતાની જ ઇચ્છાશક્તિ હોય છે તથા કોઇ કોઇ વાર તો તે, જીવાત્માની, આંતરાત્માની આપણી સાથે વ્યવહાર ચલાવતી ઇચ્છાશક્તિથી ઘણી જ ભિન્ન પડી આવે છે. આપણે પ્રત્યક્આત્મસ્વરૂપ થતા પૂર્વે, શાંતિ સમતા પ્રાપ્ત કરતા પૂર્વે, આપણી ઉચ્ચ દિવ્ય ઇચ્છાશક્તિ સાથે, આપણી વ્યક્તિની ઇચ્છાશક્તિને એક તાલ બનાવવી જ જોઇએ. આપણે અતૃપ્ત ના થવું જોઇએ, પરંતુ આપણા પ્રત્યકચૈતન્યના એક અંશ બનવા માટે અસંતોષી થવું જોઇએ. વ્યક્તિ ચૈતન્યનાં બંધનોમાં વધારે વાર બંધાઇ રહેવા માટે, સંકૂચિત બનવા માટે અસંતોષી બનવું જોઇએ.

જ્યાં સુધી મનુષ્ય સંતુષ્ટ રહે છે, ત્યાં સુધી એટલું સ્પષ્ટ છે, કે તેણે ગતિ રહિત, અપ્રવૃત્તિમાન બનવું જ જોઇએ; વિશ્વનો નિયમ નિત્ય વૃદ્ધિ પામવાનો હોવાથી તેનામાં અસંતોષી તૃષ્ણાનું બીજ વાવવામાં આવ્યું છે, જેથી તે કોઇ પણ પ્રકારની પ્રાપ્તિવડે ઘણીવાર સંતોષી રહી શકતો નથી—તેથી તે જેથી સંતોષ મળે એવા કંઇકની શોધમાં સતત પ્રવૃત્ત બન્યાં જાય છે વિકાસના, વૃદ્ધિના સમગ્ર સમયમાં તૃષ્ણા, કામના, એ જ આપણો એક મહાન્ શિક્ષક છે. તે આપણને કેવી આગળ વધવામાં પ્રવૃત્ત બનાવે છે, આપણે જેને અશુભ નામથી વ્યવહરીએ છીએ તેના અધમાધમ માર્ગોમાંથી હમેશાં ઉચ્ચ પંથે પળવામાં સહાય કરે છે—અંધતમ અજ્ઞાનમાંથી, અતિ જડતામસમાંથી, હમેશાં થતા, મહાન્ પ્રયત્નમાં પળવાનો ઉત્સાહ પ્રેરે છે—પદાર્થો પ્રાપ્ત કરવાના, કામનાઓ પુરી પાડવાના, જ્ઞાન પ્રાપ્ત કરવાના પ્રયત્નોમાં દોરે છે. આપણા ઉચ્ચ પંથે પળતા માર્ગમાં, આપણી કામના, તૃષ્ણાની શક્તિવડે આપણે અસંખ્ય મુશ્કેલિઓ અને વિઘ્નોને તરી પાર ઉતર્યા છીએ; આથી આપણે હમેશાં બલમાં, ચારિત્રના નિશ્ચયમાં વૃદ્ધિ પામ્યા છીએ, હમેશાં શક્તિ વધતી ગઇ છે. તૃષ્ણાના સાધનવડે આપણી પ્રકૃતિ ક્રમે ક્રમે જાગ્રત બની છે, પ્રવૃત્તિ પરાયણ થઇ છે—હમેશાં માનસિક અને ઉર્મિ વિષયક સૂક્ષ્મ બનાવોના સંબંધમાં આવતી ગઈ છે. આપણે હમેશાં કોઈક નવીન ઉત્સાહને માટે શોધ ચલાવ્યાં કરીએ છીએ, ગતક્ષણના અનુભવ કરતાં કોઇક વિશેષ બલવાન્ અનુભવ માટે પ્રયત્ન કરીએ છીએ. આખરે એમ જણાય છે, કે દુનિયામાં આપણે માટે કંઈ પણ નવું રહ્યું નથી. ગમે તો ભાન સહિત અથવા કદાચ ભાન વિના આપણે નવીન સૃષ્ટિયો ઉપર વિજય મેળવવા પછાડા મારીએ છીએ. કદાચ લાગણી એટલી જ હોય છે, કે જીવન આપણને નિરસ નિવડયું છે; વર્તમાન ઝમાનામાં લોકોની એક વિશાલ સંખ્યા આ ભૂમિકાએ પહોંચતી જણાય છે.

આવા અરસામાં, વિચિત્ર અસાધારણ શક્તિયો દર્શાવતા લોક વિશે આપણા સાંભળવામાં આવે છે; સામાન્ય ઇન્દ્રિય અનુભવોની હદની પારના પ્રદેશ [illegible] ચશે જાણવાના, સાં-

બળવાના, જોવાના અનુભવો વિશે, આપણને કહેવામાં આવે છે, કે આશક્તિયો સર્વેમાં સુપ્ત દશામાં છે, તથા તેમને કેળવવાનો શ્રમ લેનાર સર્વે તેમનો ઉપયોગ કરી શકે. અજાણ્યા પ્રદેશો વિશે આપણા સાંભળમાં આવે છે, તેમની મુલાકાત લેવાની કેટલાકની શક્તિ હોય છે, જ્યાં જીવન એક નવીન અને જાદુઈ રીતે આકર્ષક સ્વરૂપ ધારણ કરેછે; એમ કહેવાય છે, કે આ પ્રદેશોમાં દુનિયાના ઇતિહાસના લેખો,–તેના અતિ પ્રાચીન સમયના સ્મરણને સદા જવલંત ગતિમાન ચિત્રોમાં જાળવી રાખવામાં આવ્યું છે, તેમાં આપણું અને દરેક જીવંત જીવાત્માના ગતકાલના ઇતિહાસનો સમાવેશ થાય છે. કદાચ પુનર્જન્મના સિદ્ધાન્ત વિશે આપણા સાંભળવામાં આવે છે: આપણે પૂર્વે અનેકવાર દુનિયામાં વસ્યા છીએ, એ ભુલી જવાયલા જન્મોની સ્મૃતિને પાછી મેળવવાની બાબત સંભવિત છે; અનેક અભ્યાસિઓને આવાં ક્ષણિક દર્શનો થયાં છે, રમ્ય, સાહસિક જન્મોનાં, કાવ્ય કલ્પનામય જન્મોનાં, જ્ઞાન અને સમૃદ્ધિ અને કદાચ શ્રેષ્ઠ સ્થિતિ તેમના ભાગ્યમાં હતાં એવા જન્મોનાં, પુનઃસ્મરણો જાગ્રત બન્યાં છે; આવાં ક્ષણિક દર્શનો વડે તેઓ વર્તમાન કાલના મિત્રોના ગતકાલના સંબંધો કેટલેક દરજ્જે શોધી શકે છે તથા તેમના ઉપર આવી પડેલાં કેટલાંક પરિણામોનાં કારણો શોધી કાઢે છે.

અનેકને અંતમાં આ ભાતના આકર્ષક લાગે છે. આવી સૂક્ષ્મ શક્તિયોના વિકાસ વડે જીવન કેટલું બધું વિશાલ બને તથા તેમની તરંગી કલ્પનાઓ કરતાં પણ કેટલું બધું વધારે સમૃદ્ધ અને દૃઢ બને, એ તેમના સમજવામાં આવે છે. કદાચ આપણે જે માટે દીલગીર થતા હતા એવી જીતવાની નવી સૃષ્ટિઓ અત્રે મળી આવે છે. આપણાં બલમાં ક્ષીણ બનતા પ્રયત્નોને અત્રેથી જ નવીન ઉત્સાહ પ્રાપ્ત થાય છે, નવીન અનુભવ પામવાની આપણી સદાની ભુખને સંતોષવાની ખાત્રી પણ અત્રેથી જ મળી રહે છે, નવ નવા ઉત્સાહ પામવાનું અનહદ વસ્તુ આપણને અત્રે જ મળી આવે છે. વર્તમાનકાલમાં અસંખ્ય લોકો ઉપર આની અસર થઈ છે, તથા આજ કાલનો પ્રશ્ન જ સૂક્ષ્મ વિકાસ પામવા વિશેનો થઈ પડયો છે, પૈસાની અમુક અમુક રકમો આપવા વડે, આ સૂક્ષ્મ શક્તિઓ કેવી રીતે મેળવવી, એ તમને શિખવવામાં આવે છે. ઘણા લોકો આને માત્ર એક ધ્યાનની સાદી બાબતરૂપ જાણીને, પોતાની સર્વે શક્તિયોને તેના અભ્યાસમાં લગાડે છે; આ સર્વેનું શું પરિણામ આવશે એ વિચારથી કોઇને પણ ભીતિ પામ્યા વિના ચાલે એમ નથી. આમાંથી આખરે સર્વે સારૂંજ થવું જોઇએ; પરંતુ સાથે સાથે વિચારતાં, એક ઋતુમાં મલિન સત્વોને પણ છુટાં મૂકવાં જોઇએ, એ ભવિષ્યવાણી ખરી પડવાના જેવું કંઇક લાગે છે. હું એટલું કહેવાની હિંમત ધરૂં છું, કે સંપુર્ણ નિઃસ્વાર્થના માર્ગમાં સારી રીતે વધી ના શકેલા કોઇએ પણ, પોતાની જાતે સૂક્ષ્મશક્તિયોનો વિશ્વાસ કરવો જોઇએ નહિ; કારણ કે સ્વનો, સ્વાર્થનો પિશાચ મરણ શરણ ના થાય ત્યાં સુધી, કેવા પ્રકારની અધમ લાલચ આપણા ઉપર હુમલો કરશે, કેવી અપવિત્ર કામના, તૃષ્ણાનો આપણામાં ઉદય થશે તથા મન આત્મા અને શરીરની આપણી સર્વે શક્તિઓને તે પોતાના સ્વાર્થમાં ગળી જશે, એ આપણાથી દિને દિને આગળથી સમજી શકાતું નથી.

જો કે આવી સૂક્ષ્મ શક્તિયો પોતાને અથવા અન્યને નુકશાન કરી શકતી નથી, તથાપિ તેઓ પ્રાપ્ત થયા પછી આપણને અથવા અન્યને કેટલી ઉપયોગી છે એ થોડુંક વિચારવા યોગ્ય છે. આથી આપણું કઇ દિશામાં ગમન થાય છે, એ સમજવા જેવું છે. આથી માત્ર એટલું જ સૂચવાય છે, કે આપણે ઇન્દ્રિયાનુભવ અને તૃષ્ણાના તેના તેજ પ્રાચીન પ્રદેશમાં પુનઃપ્રવેશ કર્યો છે; આરંભથી આપણે આ પ્રદેશમાં જ બંધાઇ રહ્યા છીએ, તથા આપણે માટે મોક્ષનો માર્ગ અતિ વિકટ બની જાય છે. માત્ર આપણે આપણી આશાઓ, તૃષ્ણાઓ, કામનાઓનો, દુનિયાના પ્રદેશમાંથી અન્ય ભુવનોના પ્રદેશમાંથી અન્ય ભુવનોના પ્રદેશમાં ફેરફાર કરીએ છીએ. કામનાઓના અનંત ગુણાકાર અને દૃઢિકરણમાં માત્ર આ એક અન્ય ડગલું છે. હજુ પણ આપણે તૃષ્ણાઓના ગુલામ હોઇએ છીએ; કોઇ પ્રકારની શાન્તિ મળી શકતી નથી, એ દિશામાં કોઇ પ્રકારનો નિત્ય સંતોષ પ્રાપ્ત થઇ શકતો નથી તેમજ તે દિશામાં આપણાથી સદા માટે પ્રયાણ બનતું નથી. સમગ્ર સૃષ્ટિનો આપણી એક મુષ્ટિમાં સમાવેશ થઇ રહે, ભૂત અને ભાવિના સમગ્ર જ્ઞાનની સ્મૃતિનો ઉદય થાય, આપણામાં ભાવિકથન કરવાની શક્તિ હોય, અથવા આંતરાત્માને સૃષ્ટિના દિગંતોમાં મોકલવી શક્તિ હોય, અથવા આપણા માર્ગમાંના પર્વતોને ખસેડવાની સત્તા હોય, આ સર્વથી આપણને યથાર્થ લાભ શો ? આથી કોઇ પણ પ્રકારનો બીલકુલ લાભ નથી, કારણ કે હમેશાં અનિવાર્ય રીતે તેનો અંત કંટાળામાં, શૂન્યતામાં આવે છે, હજુ પણ તૃપ્ત ના થાય એવી તૃષ્ણા હોય છે, જેને હજુ આથી પણ બીજી નવીન સૃષ્ટિઓ ઉપર વિજય મેળવવાની કામના હોય છે. તૃષ્ણા આપણને અમુક નિશ્ચિત હદની બહાર લઇ જઇ શકતી નથી. આ દિશામાં કોઇ પ્રકારની નિત્ય વૃદ્ધિ જોવામાં આવતી નથી. બંધન કર્તા, બાધકારક, ઇન્દ્રિયો અને તૃષ્ણાઓની ત્રિલોકીની આસપાસ સદા ભમતા જન્મમરણના ચક્રમાં આપણને તેજ બાંધી લે છે.

આપણા બંધુઓને મદદ આપવા સમર્થ બનવા માટે સૂક્ષ્મ શક્તિયોની શોધ ચલાવવામાં આવે છે, આવી ભાવનાથી આપણે આપણી જાતને છેતરવાની જરૂર નથી. ગમે તેવી સૂક્ષ્મમાં સૂક્ષ્મ ઇન્દ્રિયોના વિશેષ વિકાસ વડે આપણે કોઇ કાલે આપણી જાતિના મદદગાર બની શકવાના નથી. સમગ્ર વિશ્વમાં માત્ર એક મદદ કર્તા છે, તે એક તે ઇશ્વર છે, તે સમગ્ર ઉત્પત્તિના પ્રભવ અને કેન્દ્રસ્થાનરૂપ છે. યથાર્થ રીતે સહાય કરવાનું આપણે માટે માત્ર એક સાધન છે, તથા તે પરમાત્મા સાથે અભેદભાવ પામવારૂપ છે; આપણી વ્યક્તિની ઇચ્છાશક્તિનો, દિવ્યઇચ્છાશક્તિ સાથે પૂર્ણ અભેદ સાધવા વડે આમ બની શકે છે: આથી સહાયને, મદદને વહેવાના વહન માર્ગો સમાન આપણે બનીએ છીએ. ગુપ્ત, રહસ્ય ભરપુર બાબતોમાં આકર્ષક વૃત્તિ અનુભવનાર અભ્યાસિઓ માટે શાંતિનો માત્ર આ એક માર્ગ છે; જેની દુનિયાના પદાર્થો માટેની આકર્ષક વૃત્તિ અસ્ત પામવા ઉપર છે, તેમને માટે તો વિકાસનો વૃદ્ધિનો માત્ર આજ માર્ગ છે. પરમાત્મા સાથે આવા પ્રકારનો અભેદ ભાવ અનુભવનાર, પોતાના આંતરાત્માને શોધી સ્વરૂપાનુસંધાન પામનાર, સંપૂર્ણ શાંતિ અનુભવનાર, દ્વંદ્વ ભાવને આધિન ન બનનાર, શુભ તેમ જ અશુભ, એકને પણ અધિન ના થનાર અભ્યાસિ, એક યથાર્થ ગુપ્ત વિદ્યાનુયાયી છે. ગમે તેવો વિજયવંત નિવડેલો સૂક્ષ્મ શક્તિયોનો વિકાસ, આપણને આપણાં હૃદયમાં સમાવેશ

થતા શાંતિના કેન્દ્રની આસપાસજ ભટકતા રાખેછે. આ પામવા માટે તો આપણે ઇન્દ્રિયો પભોગ અને કામનાના પદાર્થોની બાહ્ય સૃષ્ટિમાંથી, આત્માની, ચૈતન્યની આંતર સૃષ્ટિમાં વળવાનું છે. ત્યાગના માર્ગ વડે એક અભ્યાસિ, યથાર્થ ગુપ્તવિદ્યાનુયાયી બની શકે છે આસુરીપ્રકૃતિ અને તેની કામનાઓના ત્યાગ વડે આમ સંભવે છે. ગુપ્તવિદ્યાના માર્ગના પ્રથમ પગલાનો આમાંજ સમાવેશ થાય છે; આપણે જ્યાં સુધી વ્યક્તિના આધિનમાં રહીએ છીએ ત્યાં સુધી તો આ ત્યાગની ભાવના, જાણે કે જીવનના સર્વસ્વને લઇ લેતી હોય તેવી લાગે છે. પરંતુ એટલું સ્મરી રાખવાનું છે, કે આ તો માત્ર જીવના ભારના ત્યાગ સમાન છે, તેનાં પાપ, શોક, કંટાળાના ત્યાગ સમાન છે. માત્ર એક છાયાને જવાદેવા સમાન છે.

જે આપણાથી ઘણે દૂર નથી તેમજ વિસ્મૃત પણ થતો નથી એવા ઘણા દૂરના ભૂતકાલમાં આપણે માટે આરંભાયલાં જીવનોથી માંડીને આપણે સર્વેએ ગ્રહણ કરવા માટે દોડા દોડી કરી મૂકેલી આપણી કામનાઓના સંતોષના સુખના, માયાવિ અને કદાપિ ગ્રહણ ના થઇ શકે એવી છાયાના ઉત્પાદકને શોધી કાઢવા સમાન છે. આપણે જે શોધ્યાં કરીએ છીએ તે શોધના સમયમાં પણ આપણી પાસે જ હોય છે, એટલો અનુભવ થતાં આપણે હમેશ માટે બાહ્યેન્દ્રિયસૃષ્ટિના નિષ્ફલઆકર્ષણમાંથી વિરામ પામીએ છીએ

આપણા હૃદયમાં એક નિત્યયથાર્થતારૂપ પ્રત્યગાત્માનો સમાવેશ થાય છે, જેની સરખામણીમાં બાહ્યેન્દ્રિયસૃષ્ટિના સર્વે પદાર્થો ક્ષણિકછાયાઓ સમાન છે. આટલો અનુભવ થવો, એ આપણી ભૂલી જવાયલી એકતાને પુનઃપ્રાપ્ત કરવા સમાન છે, અખૂટભૂત કાલનાં અખૂટ સ્મરણો સહિત, આંતરાત્માનો અનુભવ થવા સમાન છે; યથાર્થ રીતે ગત જન્મોનું સ્મરણ પ્રાપ્ત કરવાનો અન્ય કોઈ માર્ગ નથી. સૂક્ષ્મશક્તિયોના વિકાસ વડે, આ યથાર્થ સ્મૃતિશક્તિની છાયાઓનાં માત્ર છુટાં છવાયાં દર્શનો જ થાય છે; આવાં દર્શનોમાં વિશ્વાસ રાખી શકાય એમ નથી. તે તમારાં વા અન્યનાં ગમે તેનાં સંભવિ શકે.

પ્રથમ તમારે પરમાત્માના ભુવનને શોધવાની જરૂર છે, પછીથી અન્ય સર્વે બાબતો તમારા જાણવામાં આવશે. ચૈતન્યનાં આવાં ભુવનો, ભૂમિકાઓ વિશે કેટલાક વાચકોની એવી ભાવના હોય છે; કે આપણી દરરોજની સામાન્ય ચૈતન્યભૂમિકાના કરતાં ઘણી દૂરની એક ઉચ્ચભૂમિકામાં ઇશ્વરનો નિવાસ છે; જ્યાં તેનો નિવાસ છે એવા ઉચ્ચભુવનની ભૂમિકા પામવા માટે, અભ્યાસિએ, ભુવર્લોકથી આરંભિને, ભુવર્લોકની ઇન્દ્રિયોને કેળવીને, તે પ્રદેશમાં જીવન ગાળી ત્યાંના જીવનનો અનુભવ મેળવવો જોઇએ; આ પ્રમાણે અન્ય ભુવનોનું જ્ઞાન મેળવવું જોઇએ. જો કે એક દૃષ્ટિબિંદુથી આ સત્ય છે, તથાપિ એક અત્યંત ભ્રમ ઉપજાવનાર સત્ય છે. ભુવર્લોક અથવા અન્ય લોક હશે કે નહિ, એના જરાપણ ભાન વિના, આપણે પરમાત્માના ભુવનનું જ્ઞાન પામી શકીએ, અભેદ ભાવ સાધી શકીએ, કારણ કે પ્રત્યગાત્માનો અન્ય કોઇ પણ લોક અથવા ભુવન કરતાં અમારા અત્યંત નિકટમાં વાસ છે, આવી ભાવના તદન ખરી છે. પ્રત્યગાત્મા સાથે

અભેદભાવ પામવાનો એટલોજ અર્થ છે, કે આપણી વ્યક્તિની ઇચ્છા, દિવ્યઇચ્છા શક્તિ સાથે અભેદભાવ પામી છે. જેમ જેમ આ સધાતું છે, તેમ તેમ આપણે દિવ્યાત્મા સાથે વિશેષ અભેદભાવ પામતા જઇએ છીએ, તથા દિવ્યશક્તિયોના ભાગીઆ બનીએ છીએ; કારણ કે આ સમયે જ તેઓ આપણને વિશ્વાસ પૂર્વક સોંપી શકાય એમ હોય છે. બાહ્ય અને આંતરમાં અન્ય ભુવનોની ચેતના ક્રમે ક્રમે વિકાસ પામતી જાય છે. ભૂત અને ભાવિને આપણે ઉકેલવા હોય તેટલા ઉકેલી શકીએ છીએ. આપણે પરમાત્માનો આશ્રય ના શોધીએ, સંપૂર્ણ શાંતિવાળા અને ભીતિવિનાના ના બનીએ, આપણા બંધુઓ કરતાં શ્રેષ્ઠ બનવાની કોઇ પ્રકારની કામના વિનાના ના થઇએ ત્યાં સુધી, આપણાં માનઆબરૂ ગુમાવ્યાંની ભીતિવિના, આપણે આ લેખો ના ઉકેલવા એ જ આપણે માટે ઉત્તમ છે. એક જન્મથી અન્ય જન્મનું સ્મરણ તાજું બનાવવું, મરજીમાં આવે તો તેવું જીવન પુનઃસ્મૃતિમાં ગાળી જવું, અસંખ્ય ઉશ્કેરતા અનુભવોમાંથી પસાર થવું, સર્વપરિણામોને તેમનાં પૂર્વનાં કારણો પર્યંત શોધી કાઢવાં, વર્તમાનમાં જેજે અંધકારમાં હોય તેના અર્થને પ્રકાશમાં સ્પષ્ટ રીતે જોવો, જે જે બન્યું છે તેની આવશ્યકતાને સ્પષ્ટ રીતે સ્વીકારવી, આ સર્વ બાબતો પણ આનંદજનક. નિવડે. એમ છે, આપણા ચારિત્રના ક્રમિક વિકાસમાર્ગને તપાસવાનું, ઈશ્વરે આરંભથી નક્કી કરેલી ભાવના પર્યંત નજીકને નજીકને આવતી જતી, બલવાન્ બનતી, ક્રમે ક્રમે વિકાસ પામતી આપણી વૃદ્ધિને વિલોકવાનું કાર્ય પણ આકર્ષક લાગે છે. છતાં પણ સંપૂર્ણ સમતા પામ્યા વિનાના કોઈ પણ અન્ય જીવાત્મા માટે આ સર્વ બાબતોમાં એવું ઘણું જોવામાં આવશે કે જે અંતમાં દુઃખદાયક થઇ પડશે; એ ઇતિહાસમાં અનેક અશુભ કાર્યોના લેખ મળી આવશે, અનેક અધોપાતના સમયો જોવાશે, આપણામાં જે જે શુભ હોય તેને કામનાઓએ મલિન બનાવી દીધેલા અનેક જન્મો ખુલ્લા થશે.

ભૂતકાલના ઇતિહાસના લેખને ઘણે લાંબે સુધી ઉકેલવાથી, આપણે કલ્પી લીધેલી આપણી શ્રેષ્ઠતાના છેલ્લા ધાગાઓ અને તાંતણાઓ પણ હમેશ માટે તુટી જાય છે. શુભ અથવા અશુભ, ઉભયમાં ઇશ્વરનો સમાન રીતે વાસ છે. દિવ્યચક્ષુઓ તો માત્ર આપણી ભાવનાને અવલોકે છે કે તેના દૃષ્ટિબિંદુમાં તો આપણે પ્રથમથી અંત પર્યંત બંધાયલી એક ભાવના સમાન છીએ. આ ભાવના પર્યંત આપણે આપણું હૃદયની માત્ર ઉચ્ચ દશા બનાવવાની છે, આપણી વ્યક્તિવાચક સ્વાર્થી ભાવનાનો ત્યાગ કરવાનો છે. આમ થતાં જ આપણે આપણી ભાવનારૂપ થઇએ ! જેવી હમેશાં ખરેખર આંતરાત્મા રૂપ આપણી ભાવના હોય છે તેવી જ તે થાય છે.

આવો સંપૂર્ણ અનુભવ બનતાં આપણા ઐહિક અસ્તિત્વનાં બંધનોનો અંત આવે છે. જીવન, યથાર્થ જીવન, ચૈતન્ય આપણી સર્વ પાસા ઉભરાઈ જાય છે. યોગ્ય લાગે એવા દરેક ઐહિક અનુભવનું કાર્ય ઉપાડી લેવાને આપણે તત્પર બનીએ છીએ. આપણા સમક્ષ અનંતકાલમાં વિસ્તરતા કીર્તિવંત ભાવિમાં, " ગત જન્મોના સ્મરણની " વાત આપણે માટે એક સાદી નિરૂપયોગી બાબત સમાન થઈ પડશે.

Theosophist."

# અગાધ વિષયની ચર્ચા.

## ( પૂર્વ ને પશ્ચિમ. )

### ( મળેલું. )

**સ્વભાવ** ભાવવિકારને વશ થવાનો, એટલું નક્કી છે. મૃત્યુ કુદરતને રૂપાંતર આપે છે. હાઇડ્રોજન ઑક્સીજન એ વાયવીય-દ્રવ્યોમાંથી આપ્ય (જલીય) દ્રવ્ય ઉત્પન્ન થાય છે, અને ઉષ્ણતા-ચૈતન્યશક્તિને બળે તે બનવા સમર્થ છે. ચેતનતાનો મુખ્ય ધર્મ સંચરણ કે ગતિમત્ત્વ; એ જાતિના બધા ધર્મો તે ચૈતન્યશક્તિનું સંસ્ફુરણ અથવા આવિર્ભાવ; એ વિના ભાવવિકાર સંભવે નહિં. કારણ કે **વિકાર** એ પણ પેટાભાગ આ શક્તિનો છે. ત્યારે આ શક્તિના મુખ્ય ત્રણ વિભાગો લીધા; સત્ત્વ, રજસ્, તમસ્; પૂર્વમાં આ ત્રણ લેવાયા. એનો અર્થ તપાસતાં લાગે છે કેઃ આકર્ષણ, ને અપકર્ષણ—કે જે રજસ્ તથા તમસ્ અનુક્રમે ઘોતન કરે છે તે ગતિ-ધર્મો મુખ્યત્વે પાશ્ચાત્ય વિદ્યાને પણ ગ્રાહ્ય છે. આકર્ષણનો ધર્મ-Gravitation or Attraction of Gravitation—સ્થૂળ દ્રવ્યો તેમ સૂક્ષ્મ દ્રવ્યો બધાં ઉપર પ્રસરેલ છે. તે બંને પક્ષોને મંજૂર હોય તેમાં નવાઈ નથી; અને એજ રીતે તેનાથી વિરુદ્ધ ધર્મ અપકર્ષણનો તે પણ બંનેને સ્વીકાર્ય છે. બંને ધર્મોનું સમતોલન એ અર્થ સત્ત્વ ગુણનો છે—Equipoise or Equibalance or Equilibrium.

અંગ્રેજી ભાષાદ્વારા પ્રતિપાદિત થયેલી વિજ્ઞાનશાસ્ત્રની ચાર પાંચેક અતિ પરિચિત શક્તિ-સમૂહનો દૃષ્ટાંત લેતાં, સહજ વિચાર કરવાથી લાગશે કે તે બધામાં આકર્ષણ તેમ અપકર્ષણના ગુણો છે. પ્રથમ ઉષ્ણતા , પ્રકાશ , વિદ્યુત્ અને ચુમ્બક એટલી ચાર શક્તિઓ વિષે નિરીક્ષણ કરશું તો ભાન થશે કે એ બધીઓ પોતે અમુક દ્રવ્યની અંતઃસંચાર કરતાં પહેલાં દ્રવ્યને ખેંચે છે અને દ્રવ્યમાં અમુક જાતિની ગતિ મૂકે છે. Heat is a mode of motion-ઉષ્ણતા તે એક ગતિની રીતિ જ છે અર્થાત્ ગતિ દ્રવ્યના અણુઓ તમામમાં શરૂ થાય છે તેનું અમુક જાતિની ગતિ અમુકકાળે રહેલી નામ ઉષ્ણતા પડે. પરંતુ તે પ્રમાણે, *જલની ક્રિયામાં અણુઓ ઑક્સીજનને આકર્ષે છે તેમ જ તેને તે સમયે આકર્ષે છે. એક* લૌકિક દૃષ્ટાંત ઘરગથુ લઈએં કે ટેબલ—ઉપર એક પુતાનનું ઘર્ષણ કરવામાં આવે ત્યારે બે પ્રતિની ગતિ વિના ઘર્ષણ એવું તથા એટલું નજ થાય કે જેને પરિણામે ઉષ્ણતા ઉદ્-ભવે. સૂર્યની ઉષ્ણતા બ્રહ્માંડના જેટલા ભાગ ઉપર અસર કરવા સમર્થ હોય તેટલા ભાગને પોતા તરફ રશ્મિ મારફત આકર્ષે છે; અને તે તે દ્રવ્યો પોતા તરફ રશ્મિઓને ખેંચાવા દેવા પ્રયાસ કરે છે. આ રીતે પ્રકૃતિમાં સંતત પ્રવાહ અવિચ્છિન્ન હોય તેમ આ બે શક્તિઓ ચેષ્ટા કરે છે. તેજ રીતે પ્રકાશાત્મક શક્તિનું વૈદ્યુતાત્મક શક્તિનું તથા ચુંબકાત્મક શક્તિ-નું સમજી લેવું; અને બીજી એવી જાતિની શક્તિઓનું પણ ટુંકામાં આપણી પૂર્વની ત્રણ મૂળ શક્તિ જેને પ્રકૃતિશક્તિ કે માયાશક્તિ ગણેલી છે તેમાં એ બધી શક્તિઓ સમાય

ગયેલી માલમ પડે છે. આ સ્થળે બીજી શક્તિઓ Energies વિષે સ્ફુટીકરણ કરવાનું ઉચિત નહિં ધારી, એકથી અનેકની સિદ્ધિ કરવી સ્હેલી છે એમ માની, બીજી વાત ઉપાડવી યોગ્ય લાગે છે.

ચૈતન્યશક્તિથી સમેત આ બ્રહ્માંડ વિજ્ઞાનશાસ્ત્રની દૃષ્ટિ વડે જોયું; તેજ પદાર્થ—વિજ્ઞાનની દૃષ્ટિથી, અંતર્ગત વ્યક્તિબ્રહ્માંડ પણ જાણ્યું. અને એ બધું પોતપોતાના વ્યાપારમાં નિયમિત રીતે ઉદ્યુક્ત રહ્યા કરે છે, એ કદાચ અનુભવ્યું. આ નિયમિત રીતિ પણ જાણી, અને નિયમો જેને આધીન સર્વ પ્રકૃતિ છે તે પણ જોઇ લીધા. આ નિયમો—એક અથવા લક્ષ, ગમે તેટલા હોય—તે અવિકૃત, અવિક્રિય, અવિકાર્ય અને ટુંકામાં સ્થિર રીતે પળાતા છે એમ તો વિજ્ઞાનશાસ્ત્રને સ્વીકારવા જરૂર છે, તો બીજા પણ તે પ્રમાણે સ્વીકારી આગળ વધે. આ નિયમોને અમુક યુગે, અમુક કાળે, અમુક સ્થળે, ' અમુક સ્થાને ' અને અમુક કારણોના સમૂહને લીધે ભાવવિકાર અસર કરે કે નહિં એ પ્રશ્ન પ્રથમ ઉદ્‌ભવે. કારણ કે જ્યાં જ્યાં આ નિયમત્વ ત્યાં ત્યાં અવિકાર્યત્વ એ વ્યાપ્તિ ખરી નથી. પૃથ્વી ઉપર પ્રકૃતિ નિયમો અમુક છે, અને મંગળના ગ્રહમાં તેજ નિયમો લાગુ પડતા નથી; વાતાવરણની પરિસીમા સુધી ઉષ્ણતાના નિયમો અમુક, તેથી પર પ્રદેશમાં અન્ય નિયમો. હાઇડ્રોજન તથા ઓક્સીજન—એ વાયવીય પદાર્થોનું ઉષ્ણતાથી સમેત સંમિલન થતાં મંગળ, બુધ વિગેરે સર્વે ગ્રહોમાં જલપરિણામમાં પરાવર્તન થશે? એટલું ખરૂં કે ઉષ્ણતા બાળે ને ન બાળે એમ બને, પરંતુ શીતલ કરે એવો વિરોધી ગુણ ગ્રહણ કરે એ માનવું તો મિથ્યા થાય, અને એવું કહેવાનો આશય પણ નથી; એટલે ન બાળે એમ બને તેનું પણ કારણ આપી ન્યાયપુર:સર સમજાવી શકાય છે.

વ્યાપ્તિ તો એક વિરૂદ્ધ દૃષ્ટાંત આપવાથી દૂષિત થઇ માની શકાય. વ્યાપ્તિ પણ દૂષિત નથી થઇ માની લેવાય; કદાપિ આ નિયમો સર્વદા સર્વકાળે અવિક્રિય છે, એ પણ સ્વીકારાય; તો હવે વ્યષ્ટિની વાત લઇ, તેનું નિરીક્ષણ કરી પાછા આ વિષય ઉપર ફરીશું. પરંતુ આનું તાત્પર્ય એટલું કે જેટલી આ છિન્ન ભિન્ન, અસ્ત વ્યસ્ત, પૃથક્ પૃથક્ રહેલી વસ્તુજાત વિશ્વમાં છે, તેનો એક અવિક્રિય નિયંતા છે, જેને અત્યારે " નિયમસમૂહ, પ્રકૃતિ—ધર્મો " એ નામ આપી શકાય, અને કૂંચી વિનાની માત્ર ભૂલવણી જ નથી.

વ્યષ્ટિ પરત્વે જોતાં ઇચ્છા, સંકલ્પ, કામ વિગેરે સર્વે ભાવો વિકારને અત્યંત આધીન છે અને તેનો નિયંતા પણ એજ રીતે ઉપર કહ્યા પ્રમાણે " પ્રકૃતિ—ધર્મ—સમૂહ " માની લેવો. હવે આ અખિલ વિશ્વને અભાવની દૃષ્ટિથી જોવા પ્રયાસ કરીએ; અથવા તો ભિન્ન ભિન્ન ભાવોનું એકાકાર નિયમોના સમુદાયમાં લાવી મૂકીએ તો ગૌરવદોષ આવી જાય છે. બીજી રીતે નિરીક્ષણ કરવાથી લાગશે કે; સુખ હોય અર્થાત્ સુખ છે એ સિદ્ધાંત મૂકતાંવારને દુઃખનું અસ્તિત્વ આપણે સ્વીકારી લઇએ છઇએ; વિકાર છે કહેતાંવારને અવિકારના સિદ્ધાંત સત્ય થાય; મૃત્યુનો અભાવ ઇચ્છતાં જીવિત-જીવનનો અભાવ અવશ્ય કરવો જોઇએ; એટલે કે મૃત્યુમાંથી અતિ મૃત્યુની સ્થિતિ તો પ્રાપ્ત થાય કે જો જીવિતમાંથી અતિ

જીવિત બનાય. માટે मृत्योः सः अतिमृत्युमेति ॥ એમ કહ્યું; અને જ્યાં ત્યાં "જન્મ મૃત્યુ" ના પાશમાંથી મુક્ત થવા માટે ઉપદેશ થાય છે.

આ ઉત્કટ ઇચ્છા પ્રત્યેક જીવને શા માટે થવી જોઇએ પ્રશ્ન યથોચિતપણે કલ્પી લેવાય. એ રીતે હજી અન્ય દૃષ્ટિબિંદુથી અવલોકન કરીએ તો સહજ જણાઇ આવશે કે પ્રત્યેક જીવને આંખથી જોઇ શકતો હોય તેના કરતાં અધિક જોવાની, એટલે અધિકદૃષ્ટિ મર્યાદા નિઃસરી જાય તથા દૃષ્ટિ અમર્યાદિત થઇ પડે એવી, તૃષ્ણા ઇચ્છા-થાય છે; એજ રીતે અનેક ઇંદ્રિયો રૂપી દિવાલ ખસી નહિં શકતાં છતાં માત્ર વિજ્ઞાન-શાસ્ત્રનાં સિદ્ધાંતો થી પ્રતિપાદિત થયેલી વસ્તુ-જાતનું જ્ઞાન મેળવી સરેરાશ જીવોને અધિક અંતરેન્દ્રિયનું જ્ઞાન પ્રાપ્ત કરવા ઇચ્છા થાય છે તેનું શું કારણ? કારણ માત્ર એકજ લાગે છે કેઃ વસ્તુજાત-સજીવ તથા નિર્જીવ-બધાંને વિજ્ઞાનવાદિઓ પણ સ્વીકારી લેશે કે, જે જે **"બંધનો"** હોય તે તે પોતાના રસ્તામાંથી દૂર જાય કે તૂટી જાય ને તેઓનો નાશ થઇ જાય, એ રીતિથી વર્તન રાખવાનું બને છે. એનો અર્થ એ કે મનનો ધર્મજ એવો છે અંતરથી પોતે પોતાની બાહાર કાં જાણે કૂદકો મારવા વારંવાર તલપી ન રહ્યું હોય એવી મનની સ્થિતિ જ્ઞાન પરત્વે થયા કરે છે. આ પ્રમાણે તો કરવા અસમર્થ છે, માટે અધિક અધિક **બંધનોમાંથી મુક્તિ** Liberty Freedom પ્રાપ્ત કરવા સતત મથન કરે છે—પરંતુ પાછી ઇંદ્રિયરૂપી દિવાલો વચમાં વિઘ્નરૂપ થાય છે, અને નડે છે.

એક ગમે તે વિજ્ઞાનશાસ્ત્રી પોતાના પ્રયોગના વિષયમાં એટલો લીન થાય છે કે તેને તેમાં લય પામેલી સાધારણ વ્યવહારિક ભાષામાં કહી શકાય; છતાં એ લય એવો નથી કે જેને લયત્વ—લયનો ભાવ—કહી શકાય, કારણ કે હજી તેને બીજી ક્ષણ નહિં તો બીજે દિવસે પિતા તરીકે, કદાચ પુત્ર તરીકે અને અનેક સ્થિતિમાં બીજાં કાર્યો સાધવાં છે; કદાપિ એમ નહિં તો તેને ખગોળ વિદ્યાના એક ગ્રહમાં લય થયો સ્વીકારો તો બીજી તરફ બીજા ગ્રહમાં લય થાય છે, કે જ્યારે તેને "લયનો ભાવ પ્રાપ્ત થયો," એમ વિશેષિત કરવા જતાં બાધ આવે, તે એ ભાવ શિખવા માટે અધિક જ્ઞાનની તૃષ્ણા અને વિજ્ઞાન શાસ્ત્ર કેવળથી અસંતોષ તે શાસ્ત્રમાંના કેટલાકને આ તૃષ્ણા થઇ તેનું ભિન્ન પરિવર્તન થયું છે; તો બીજા કેટલાકને ઇશ્વરવાદમાં ઘસડેલા જોઈએ છઈએ. તો કેટલાક થોડાઓને એવો વાદ લાવતાં જોઈએ કેઃ એવું ગણિતશાસ્ત્રમાં કહેલું માત્ર વિચાર-કલ્પનામાં જ સમજી શકાય એવું જો બિંદુ વૈષયિક જગત્‌માં ક્યાંઈ જડી આવે તો આવો ભાવ-લયનો-સત્ય રીતે થાય છે એમ માની શકાય.

આ ગમે તે હો; આપણે તો માત્ર પક્ષો આપી બેસી રહેવાનું છે; આગ્રહ પૂર્વક એકે વિષયની ચર્ચા કરવાની નથી. કારણ કે તેમાં શું સત્ય, કયું અસત્ય એનો નિર્ણય કોઈ યુગમાં થઈ શક્યો નથી ને થઈ શકેજ નહિં; તેમ વળી સ્વપક્ષ સિદ્ધ કરી પરપક્ષ દૂષિત કરવા અપેક્ષા નથી; પ્રત્યેક પક્ષનું તારતમ્ય જોવું નથી; માત્ર વિજ્ઞાન સંતોષકારક રીતે જગતને સમજાવી તૃપ્તિ કરી શકે કે નહિં, તે વાતનું તોલન યથાશક્તિ થાય એટલે બસ ઉપર કહ્યા મુજબ પ્રકૃતિની ઉષ્ણતા વિગેરે શક્તિઓએ અટકીએ કે એ શક્તિના

ધારાઓથી અટકી જઈએ ? એજ પરા કાષ્ઠા પરાગતિ ગણી લેવી કે કેમ ? આવો પ્રશ્ન થાય છે. શક્તિ-સમૂહથી સંતોષ પામશું તો તેના નિયંતા પ્રકૃતિનાં ધારારૂપી છે; પરંતુ તે બંનેનું સ્વરૂપ એકજ અર્થાત્ શક્તિ છે એજ એમ સૂચવે ને અર્પિત કરી ચૂકે કેમ તેની સાથેજ ધારા પણ છે, એટલે ધારા પ્રમાણે વર્તનારી શક્તિ છે એમ મતનું "મધ્યસ્થ તત્ત્વ"-mediating Principle પૂર્વેનું સાંખ્યમત હોઈ," પ્રધાન " શબ્દથી ઘોતિત થતો અર્થવાચક સારી રીતે જાણી શકે; તો બીજા નંબરને ત્રીજા માટે નિચે પ્રમાણે વાક્ય લખી તેનો અર્થ તટસ્થ રીતે અર્પણ કરવો ઠીક છેઃ—

" Accordingly in Neo—Platonic fashion, the Kabbala invents a "mediating principle" based on the figure of the rediation of light from an invisible centre. This principle corresponding to the "ideal world" of Plotinus, is designated, "the world of Emanations and is elaborated and, arranged into successive symmatries" ( ત્રિગુણાત્મક પ્રકૃતિ. સાંખ્યની ?

આમ છે ત્યારે એકા એક એવું કહેવામાં સાર નહિં કે સાંખ્યના પ્રધાન માટે શ્રી શંકરાચાર્યનાં નિરાકરણો જોઈ લેવાથી આનું નિરાકરણ આવી રહેશે; અને નિરાકરણ કરવું કે કરી શકવું, એ શક્તિની બહારની વાત છે તથા ઉદ્દેશની પેલી બાજુનો પ્રદેશ છે. જડ પ્રકૃતિની શક્તિ તેનો સમૂહને તેના ધારા એ બધાં વિકાર રહિત છે ! એ વાત અધિક વિવેચન તજી મૂકતાં અધિક સ્થળનો અવરોધ થાય; તોપણ એટલું તો કહેવું પડશે કેઃ શક્તિઓનું મૂળ સ્વરૂપ ફરતું નથી, એમ પક્ષ થાય તો એ જડ મટી ચેતન સ્વરૂપ બની જાય, જે કે મિથ્યા પ્રલાપ જેવું ગણાય. અગ્નિ ઉષ્ણતા ઉત્પન્ન કરે છે, બરફ શીતતા.એવી રીતે પ્રકૃતિનો વિશેષ ગુણ—અસાધારણ ધર્મ-(ત્રિગુણાત્મકશક્તિ અથવા એ નહિં તો) વૈખરી થઈ શકે ને ઘટી શકે, તો તે પરાકાષ્ઠા, પરાગતિ ગણી લેવી, એવું ફલિત થાય. આવું છે ત્યારે મનુષ્ય-જીજ્ઞાસા તથા ઈચ્છા જે સ્વતંત્રતા, નિર્બંધનત્વ-Freedom Absolute ને માટે એક પગભર સ્વભાવિક રીતે થઇ રહે છે, તે જડ-પ્રકૃતિ-શક્તિ કે જે ધારાને પોતેજ વશ છે, તેનાથી તૃપ્ત થવાની ! ધારાને વશ શક્તિસમૂહને શક્તિસમૂહને વશ પ્રકૃતિ તેનું શું મનુષ્યને નિર્બંધનત્વ સંપાદન કરવામાં ગજું ! સૂર્ય પોતાનો રસ્તો માપે છે, અર્થાત્ ધર્મો બજાવ્યા કરે છે, પૃથ્વી અને અન્ય અનેક નાની મોટી વિશ્વની વસ્તુ જાત સ્વધર્મનિષ્ઠ છે, તે શા ઉદ્દેશે ! આવા પ્રકૃતિ-ધર્મને વશ-સ્વભાવી છે, તે બંધનથી મુક્તિ શી રીતે આપશે ! અણુથી આરંભી બ્રહ્માંડ પર્યંત બધે પોતપોતાના શ્રેયને અર્થે અન્યનું ફાવે તેમ થાય કરી, સતત મથન કર્યા જવાને લીધે, જે અવિચ્છિન્ન કોલાહલ સાંસારિક દૃષ્ટિએ પડે છે તે તે દૃષ્ટિએ પણ સ્વતંત્રતા—બંધનોમાંથી મુક્તિની આશા એ.જ. અંકતત્વની આશાભાર કે જેમાં સરળ દૃષ્ટાંતો આપ્યા વિના પણ વિજ્ઞાન-પક્ષને સહજ ધ્યાનમાં આવી શકે એ-પણ પોતાની વૃદ્ધિને અન્યનો હ્રાસ, તેઓની દૃષ્ટિ મુજબ સૂચવે છે. પરંતુ અખંડ એક વિશ્વનો સમસ્ત રીતે જોતાં હ્રાસ પણ નથી 'અને વૃદ્ધિ પણ નથી, એ વાત તેઓને માન્ય

હોવી જોઈએ. અર્થાત્ સમસ્ત-વિશ્વમાં જે શક્તિ-સમુદાય છે, તે ભિન્ન ભિન્ન પ્રકારે વિચરે, છતાં આખરે તેમાં ન્યૂનાધિકતા નથી. તો આ શક્તિમાં સ્વતંત્ર્ય કે નિબંધન્વ છે? કદાપિ તેમાં છે તો પછી તેને કોની સાથે નીચેના સિદ્ધાંતોમાંથી સરખાવવું, તેનું અવલોકન કરવું આવશ્યક છેઃ—(૧) સાંખ્યવાદિઓનું "પ્રધાન"; (૨) નીઓ-પ્લેટોનિઝમનું "ચિન્મય-જગત્ (માનસિક જગત્?) Ideal World; કે (૩) કેવાલા વાદિઓની ભાષામાં શક્તિ-સમૂહ Energies છે. તો એ અમુક નિયમે સૃષ્ટિ, સ્થિતિને સંહાર ચલાવનાર શક્તિ-સમૂહ નહિં પણ આ "નિયમ" શક્તિ-સમૂહમાં ચેતન છે કે તેઓ ચેતનાત્મક છે, તો પાછાં વિકારને આધીન છે, તે ઉપરાંત તેનો નિયમ નિયંતા છે. હવે આ બધું "ચક્રક" દોષમાં ધસડે છે, તે ધ્યાનમાં ન લઈ આગળ વધીએ તો નિયમો એટલે તો છેક "જડ;" ને તેને "નિયંતા"ની આવશ્યકતા!!

આ રીતે વેદના સમયમાં ભિન્ન ભિન્ન શક્તિસ્વરૂપો કલ્પાઇ ભિન્ન ભિન્ન પ્રકૃતિ-શક્તિઓ ભિન્ન ભિન્ન દેવતા તરીકે પૂજાઈ, એવું માનવું સ્વીકાર ઘડીભર કરીએ તો પણ ઉપનિષદોએ એ ન્યુનતિની અપૂર્ણતા દૂર કરી તેના નિયંતા તરીકે એક બ્રહ્માંડ એ વિગેરે વાતો પ્રતિપાદન કરી. આ શું શું વાતો, તે વર્ણવવાનો આ અવસર નથી, માટે તે વાત એટલેજ મૂકાય તો ઠીક. આ વિષયાત્મક જગતની ભિન્ન ભિન્ન વ્યક્તિઓનો નિષેધ કરીએ ત્યારેજ કાંઈક ખ્યાલ અનંતતાનો આવે; નહિં તો વારંવાર દેશ તથા કાળ તથા અગ્રેજી ધોરણ પ્રમાણે કાર્ય-કારણવાદનો બાધ ડગલે ડગલે નડવાનો. ભિન્ન ભિન્ન વ્યક્તિઓ નિષેધિત થઈ કે પરિમાણવાળાં પરિણામો ટળી અનંત, અગાધ એવું અખંડ એક અદ્વિતીય રહે, એમ કહેતાં પૂર્વે થોડી કડાકૂટ કરવી બાકી રહે છે, તે એ કે સ્વ-ચિત્તની સ્થિતિ ધ્યાનમાં લેવાની જરૂર છે. વ્યક્તિ સ્વરૂપે અમુક ભાગ-સ્થૂલ-તે પરિમાણિ નશ્વર જગતને મળતો છે, અને અમુક ભાગ-સત્રાત્મા-અનંત અદ્વિતીયના સ્વરૂપનો છે, એ પ્રમાણે સ્પષ્ટ સિદ્ધ થઈ પ્રત્યક્ષ જ્ઞાન થાય ત્યારે એકાદ્વિતીયનો એકાકર બની શકે. Spinoza સ્પાઇનોઝા કહે છે કેઃ—

"The recognition of the inadequacy of finite objects is not only the expression of the implicit consciousness of an infinite object but also of my relation to the finite. But it implies something more than this. The recognition of the inadequacy of finite objects is not oly the expression of the implicit consciousness of an infinite object, but also of my relation to that object. It is through something in me that I belong to the finite world which as indepeadent reality, is negated, on the other hand there is a side of my nature in which I belong or as inwordly related to that infinite and eternal reality which negates or annuals it."

આટલી સીમા ઉપર વિજ્ઞાન વાદ લાવી મૂક્યા પછી પાછા વિકાર વાદ ઉપર જઈએ.

ધારાઓથી અટકી જઈએ ? એજ પરો કાષ્ઠા પરાગતિ ગણી લેવી કે કેમ ? આવો પ્રશ્ન થાય છે. શક્તિ-સમૂહથી સંતોષ પામશું તો તેના નિયંતા પ્રકૃતિના ધારારૂપી છે; પરંતુ તે બંનેનું સ્વરૂપ એકજ અર્થાત્ શક્તિ છે એજ એમ સૂચવે ને અર્પિત કરી ચૂકે કેમ તેની સાથેજ ધારા પણ છે, એટલે ધારા પ્રમાણે વર્તનારી શક્તિ છે એમ મતનું "મધ્યસ્થ તત્વ"–mediating Principle પૂરતું સાંખ્યમત હોઈ," પ્રધાન " શબ્દથી દ્યોતિત થતો અર્થવાચક સારી રીતે જાણી શકે; તો બીજા નંબરને ત્રીજા માટે નિચે પ્રમાણે વાક્ય લખી તેનો અર્થ તટસ્થ રીતે અર્પણ કરવો ઠીક છેઃ—

" Accordingly in Neo—Platonic fashion, the Kabbala invents a "mediating principle" based on the figure of the rediation of light from an invisible centre. This principle corresponding to the "ideal world" of Plotinus, is designated "the world of Emanations and is elaborated and arranged into successive symmatries" ( ત્રિગુણાત્મક પ્રકૃતિ. સાંખ્યની ?

આમ છે ત્યારે એકા એક એવું કહેવામાં સાર નહિં કે સાંખ્યના પ્રધાન માટે થી શંકરાચાર્યનાં નિરાકરણો જોઈ લેવાથી આનું નિરાકરણ આવી રહેશે; અને નિરાકરણ કરવું કે કરી શકવું, એ શક્તિની બહારની વાત છે તથા ઉદ્દેશની પેલી બાજુનો પ્રદેશ છે. જડ પ્રકૃતિની શક્તિ તેનો સમૂહને તેના ધારા એ બધાં વિકાર રહિત છે ! એ વાત અધિક વિવેચન તળે મૂકતાં અધિક સ્થળનો અવરોધ થાય; તોપણ એટલું તો કહેવું પડશે કેઃ શક્તિઓનું મૂળ સ્વરૂપ ફરતું નથી, એમ પક્ષ થાય તો એ જડ મટી ચેતન સ્વરૂપ બની જાય, જે કે મિથ્યા પ્રલાપ જેવું ગણાય. અગ્નિ ઉષ્ણતા ઉત્પન્ન કરે છે, બરફ શીતતા. એવી રીતે પ્રકૃતિનો વિશેષ ગુણ–અસાધારણ ધર્મ–(ત્રિગુણાત્મકશક્તિ અથવા એ નહિં તો) વૈખરી થઈ શકે ને ઘટી શકે, તો તે પરાકાષ્ટા, પરાગતિ ગણી લેવી, એવું ફલિત થાય. આવું છે ત્યારે મનુષ્ય-જીજ્ઞાસા તથા ઈચ્છા જે સ્વતંત્રતા, નિર્બંધનત્વ–Freedom Absolute ને માટે એક પગભર સ્વભાવિક રીતે થઇ રહે છે, તે જડ-પ્રકૃતિ-શક્તિ કે જે ધારાને પોતેજ વશ છે, તેનાથી તૃપ્ત થવાની ? ધારાને વશ શક્તિસમૂહને શક્તિસમૂહને વશ પ્રકૃતિ તેનું શું મનુષ્યને નિર્બંધનત્વ સંપાદન કરવામાં ગજું ? સૂર્ય પોતાનો રસ્તો માપે છે, અર્થાત્ ધર્મો બજાવ્યા કરે છે, પૃથ્વી અને અન્ય અનેક નાની મોટી વિશ્વની વસ્તુ જાત સ્વધર્મ-નિષ્ઠ છે, તે શા ઉદ્દેશે? આવા પ્રકૃતિ-ધર્મને વશ-સ્વભાવી છે, તે બંધનથી મુક્તિ શી રીતે આપશે ? અણુથી આરંભી બ્રહ્માંડ પર્યંત બધે પોતપોતાના શ્રેયને અર્થે અન્યનું હ્રાસ તેમ થાય કરી, સતત મથન કર્યા જવાને લીધે, જે અવિચ્છિન્ન કોલાહલ સાંસારિક દૃષ્ટિએ પડે છે તે તે દૃષ્ટિએ પણ સ્વતંત્રતા–બંધનોમાંથી મુક્તિની આશા એજ. મંદતત્વની માયામાર કે જેમાં સરળ દૃષ્ટાંતો આપ્યા વિના પણ વિજ્ઞાન-પ્રશ્નને સહજ ધ્યાનમાં આવી શકે એ-પણ પોતાની વૃદ્ધિને અન્યનો હ્રાસ, તેઓની દૃષ્ટિ મુજબ સૂચવે છે. પરંતુ અખંડ એક વિશ્વનો સમસ્ત રીતે જોતાં હ્રાસ પણ નથી અને વૃદ્ધિ પણ નથી, એ વાત તેઓને માન્ય

# । कर्म विपाक. ।

( મળેલું. )*

( અનુસંધાન ગત વર્ષ–પૃષ્ટ–૨૮૭. )

આત્મ–બળ એ પ્રમાણે ઓછું થઈ હૃદય નિર્બળત્વ કેમ ધારણ કરે છે, તે આપણે કેટલેક અંશે જોયું છે, તો પણ હજુ ત્હેને વિશેષ રૂપે જોવા સારૂ વધારે ઉદાહરણોની જરૂર છે. અશુભ કર્મોથી ઉત્પન્ન થયેલી આકૃતિઓમાંથી જ્યારે કિરણો વહન કરતાં હોય છે, ત્યારે છાયાદેહને તે કિરણોની છાયા આવરી લે છે. પછી ક્રમેક્રમે મુખાકૃતિ મ્લાન જણાતી જાય છે. એક વાર રાત્રીના નવ વાગ્યાનો સુમાર છે, ઉંટ ઉપર સ્વારી કરનાર બે જણ એકદમ ઉતરી પડે છે. એક તો અનુચર છે, ત્યારે બીજો અમલદારની પદવી ભોગવતો જણાય છે, તેઓ મુસાફરીથી શ્રમિત થયા હશે, એમ જાણી ઓળખીતાએ ત્હેનો સત્કાર કર્યો. આશરે એક કલાક સુધી વિશ્રાન્તિ લીધા પછી પણ ત્હેમના મુખ પરથી અશાન્તિ ગઈ નહીં, ત્યારે ગૃહપતિએ પૂછ્યું કેમ શું છે? કશું નથી, જવાબ મળે છે. ભોજન માટે ચાલો–જમવું નથી. ઠીક નથી. ઓઢીને સુઈ રહેવા દ્યો. તો પણ આગ્રહથી મુખ ઉપરથી આચ્છાદન દૂર કરતાં વળી મુખાકૃતિ વધારે વિચિત્ર જણાઇ. અને ફરી પાછું શું છે? પૂછવામાં આવ્યું પણ અસ્પષ્ટ ઉચ્ચારો નીકળ્યા આ આમ કાં કરે છે? મ્હને ઉંઘવા દ્યો. બીજું કાંઇ પણ જવાબ કે સૂચન મળતું નથી. વ્હેલા ઉઠી બંને મુસાફરો તેજ વાહનપર પાછા પ્રયાણ કરી જાય છે. લગભગ ચારેક દિવસ થયા કે તે ગૃહસ્થના પિતા અને પિતૃવ્યનાં મરણો સાંભળવામાં આવે છે, અને શોકની છાયામાં વધારો થયો હતો, ત્હેનાંજ એ પ્રથમના ચિન્હો હતાં, એમ સ્પષ્ટ જાણવામાં આવે છે. થોડાજ દિવસ પછી પેલી મુખાકૃતિ જોતાં તે ગંભીર પણ વિહસિત જોતાં શુભ ચિન્હનું જ્ઞાન પ્રકટ થઇ આવે છે. અને ખરેખર તેમજ બન્યું. આવી વાર્તાનો કોઇએ અનુભવ લઇ જોયો હોય તો ત્હેમના જાણવામાં પણ આવા ઘણા દાખલાઓ મળી શકશે, હમેશાં પૂર્વ રૂપો ઘડાય છે અને ત્યાર પછી સ્થુલમાં ઉતરી આવે છે. બે ક્ષેત્રપાશોની પણ એવીજ બીના છે. બે વ્યકિતઓને પરસ્પર વૈરભાવ બંધાય છે. અને તે ક્ષેત્રની સરહદ્દ નિર્ણય કરવામાંથી થાય છે. વખતો વખત વાંધા પડે છે. વાદવિવાદો અને તકરારો થયા કરે છે. પંચાયતમાં પણ તે વાત મૂકવામાં આવે છે અને નિકાલ લાવવા પણ અરસપરસ ખુશી છે. પણ છેવટ પરિણામ સારૂં આવતું નથી. એક દિવસે અચાનક એક વ્યક્તિ જે ઉત્તમ જાતિની માનવામાં આવે છે, ત્હેને પેલી બીજી અધમ મનાતી વ્યક્તિએ માથામાં એક ખનિત્ર વડે પ્રહાર કર્યો. તુરતજ શિરોભાગ વિદારિત થયેલો દેહ સહિત નીચે પડે છે, અને જીવ મુક્ત થાય છે. અધમ વ્યક્તિ ગૃહમાં ગુપ્ત પ્રવેશી ગુપ્તજ રહેવા ઇચ્છે છે, પણ તેજ દિવસની સ્હાંઝે ગુન્હાની સાબિતી માટે ત્હેને બ્હાર કઢાડવામાં આવે છે. કુદાલી લોહીથી ખરડાયલી જોવામાં આવે છે,

અને મુદ્દાથી ત્હેનાથી કાંઇ પણ ના કહેવાતી નથી. જોશો તો મુખાકૃતિ જે એક ઉજ્જવળ ગંભીરતા અને પ્રૌઢતા દર્શાવનારી હતી, તે છેક શ્યામ, મ્લાન અને વિચિત્ર ભાવ દર્શાવનારી થઇ પડી. ત્હેના હમેશના સહવાસીઓએ તે પ્રત્યક્ષ દીઠું, અને બોલ્યાં કે વિશેષ ખાત્રીની શું જરૂર છે? ત્હેનું મુખજ કહી આપે છે કે તે અમૂક પ્રકારે ગુન્હાનો કરનારો છે. છેવટની સભા નિર્ણયમાં પણ એજ મતની સાથે બીજા દૃષ્ટિ પૂરાવા મળી આવવાથી ત્હેને જન્મ દેશ નિકાલની સજા કરવામાં આવે છે અને તે ત્યહાં જાય છે. મરણ પર્યન્ત પેલી પાછી વળી ગયલી ઉજ્જવળતા ગંભીરતા અને પ્રૌઢતા કદિ પણ પ્રાપ્ત થઇ શકતાં નહીં. અને એ પ્રમાણે મરણ સમયે પણ તે અત્યંત દુઃખદાયક સ્થીતિનો અનુભવ કરતો દેહ વિમુક્ત થાય છે પાછળથી ત્હેનાં સ્ત્રી, પુત્રાદિકની સ્થીતિ પણ બહુજ નબળી અને નિર્માલ્ય જોવામાં આવે છે. છેવટે સર્વે જણાં પાછળ કાંઇ પણ મૂકયા વિના મરણ શરણ થાય છે. અશુભ કર્મકૃતિઓનાં આ પ્રમાણેનાં રૂપો જોવાં આપણને બહુ સારાં લાગતાં નથી. આથી પણ વધારે ભયંકર બનાવો અને કૃતિઓ હોઇ શકે, પણ તે જોતાં આપણું મન પાછું હઠી જાય છે. જો કે આવી બાબતો વધારે વિગતથી સમજાવીએ તો તેનાં પરિણામ ઘણાં સારાં આવવા સંભવ છે, પણ તેઓ આપણી દૃષ્ટિમાથી પૂરાં પડી શકે તેમ નથી. શોધ ખોળ કરતાં શું ન મળી શકે? તો પછી આવાં દૃષ્ટાન્તો જોઇએ તેટલાં મળી શકે, પણ આપણે આટલેથીજ પતાવીશું અને હજુ આપણે આગળ પણ જોવાનું છે, તે પ્રસંગે કેટલાંક એવાં પણ ઉદાહરણો જોવાં જોઇશે, કે આપણે જે વાત કહેવા ઇચ્છા રાખીએ છીએ, ત્હેના આધાર અને પૂરાવા રૂપ પણ થઇ પડે. હજુ એક દૃષ્ટાન્ત કથંન દો. તારીખ ૨૯ મી નવેમ્બર સને ૧૯૦૫ ના રોજ સવારે નવ વાગતાંને સુમારે એક પોલીસ ખતાના ઇન્સ્પેક્ટર તરફથી ખાનગી ખબર મળે છે, કે મ્હારૂં મુકામ ત્હમારા સ્થળથી એક ગાઉ દૂર છે. મ્હને ગઇ કાલનાથી સખ્ત તાવની બીમારી થઇ પડી છે. કેટલીક ત્હમારી જરૂર છે. જલદી આવો, અને મળો. કેટલુંક જરૂરનું કામ આટોપી લેઇ પચ્ચીશ મિનિટનો રસ્તો પસાર કર્યા પછી હું ત્હેમને જઇ મળું છું. જોતાંજ તાવની સખ્તાઇને મુખપર લાલ શ્યામ માલમ પડે છે. આપત્તિનું આવરણ તાવની લાલાશ મારતી આકૃતિમાં ઓતપ્રોત થયેલું જણાય છે. ઉપચારો અનેક વિધિના કરતાં તાવ નિઃશ્ત થાય છે. પણ છેક મૂળમાંથી નહીં. આખી રાત્રી નિદ્રા વિનાની વાર્તાલાપમાં અને અનેક ભિન્ન ભિન્ન પરિચયમાં આવેલી વ્યક્તિઓનાં ગુણ ચરિત્ર વર્ણવવામાં ગાળી. યથામતિ પ્રશ્નો અને પ્રત્યુત્તરો થયા, છેવટ આ મુખાકૃતિની વિચિત્રતા અને છાયા દેહમાં થતી વિકૃતિ વિષે વાતચિત નીકળતાં ઉપચારક વ્યક્તિએ કહ્યું, ઇન્સ્પેક્ટર સાહેબ! હું ત્હમારા મુખ ઉપર એતાજ કોઇ પ્રકારની છાયા દેખું છું. માણસને કોઇ ધારેલા કાર્યની સફળતા માટે હમેશાં ચિન્તા રહ્યા કરે, એ એક સ્વાભાવિક છે. તેથી તેઓએ જવાબ આપ્યો કે;—હા, એક તૂમાર ચાલે છે. તેમ તે કાંઇ એટલા બધા મહત્વ વાળું પણ નથી. પછી તે હોય કે કાંઇ બીજું. ઇશ્વરેચ્છા શું હશે? તે કહી શકાય નહીં. એટલું બોલી નિવૃત્ત થયા—સાર પછી થોડી તંદ્રાનો પ્રવેશ થયો, અને જણ જરાવાર વિશ્રાન્ત થયા પણ એ વિશ્રાન્તિની અન્દર પેલા ઇન્સ્પેક્ટર સાહેબના મુખ ઉપર અનેક પ્રકારના પરિવર્તનો ફરી વળ્યાં, અને તાવમાં થાય છે, તેમ મસ્તક ભ્રમણ શરૂ થયું. જાણે હું ઉડું છું. પણ પૂરે પૂરૂં હજી કહાતું નથી. માટે જાણે નીચે પડ્યો. આ

ગુંઠણ ભાંગી ગયો. એરે ત્હેના પર દુઃખ થાય છે, માટે હાથ ફેરવુંછું. એટલામાં જાગ્રત થઇ જવાયું, જોઉંછું તો આ મકાનમાં હું ખાટલા પર પથારીમાં પડયો છું. અને કાંઇ પણ ઇજા થઇ નથી. હાથ પગ સલામત છે. છતાં હૃદયને કોઈ પણ પ્રકારનો આઘાત લાગ્યો જણાય છે. બનાવ નજર આગળથી જતો નથી. મેં કહ્યું એતો સ્વપ્ન વિષે કાંઇ બહુ વિચાર કરવો નહીં. બીજો દિવસ થયો. સવાર પડયું. ઉપચારો ચાલ્યા. અને તાવમાં બીજા દિવસનો તાવ ઉમેરાવા માંડયો. સેવન વિધિ થવા માંડી. મસ્તકમાં સાંચકા વાગતા હોય તેમ થવા લાગ્યું. પથારીમાં સુતું રહેવાયું નહીં. બેઠા થઇ માથું ચોમેર ફેરવવા માંડયું, અને અન્ય વ્યક્તિને આગળને પાસે બેસારીને ત્હેના ગુંઠણ ઉપર માથું મુકી નિઃશ્વાસ નાંખવા માંડયા. પણ ત્હેમને બીજે મુકામ જવાની ઉતાવળ તથા ઘર તરફ કામ પ્રસંગ હતો, અમે રસ્તાનું કામ ઉકેલી લેવાનું હતું. તેથી સૂક્ષ્મ ભોજન તથા થોડું દૂધ પાઇ વિદાય કીધા. રસ્તામાં વળી વરસાદ નડયો. વ્યાધિમાં ઉપાધિ નડી. તેથી કેટલીક આધિ પણ ભોગવવી પડી. તા. ૨ - જી ડીસેમ્બરે રાત્રે એક માણસ નવ વાગતાને સુમારે મળ્યો. અજાણ્યો તોપણ ત્હેને પૂછતાં જણાયું કે, પોષ્ટ ખાતાના ઇન્સ્પેકટરની માહુતુ હતર કાંઇ આવતી કાલનું છે. તે ઉપર જવાં હું અમુક ગૃહસ્થને ત્હાં રાત્રી રહેવા ઇચ્છુંછું. ત્હેનું ઘર ક્હાં આવ્યું. જરા બતાવવા મહેરબાની કરશો ? હા. એમાં શું. કહી એક જતાઆવતા માણસને તેમને જવાનું ઘર બતાવવા સૂચના કરી વિચારવા લાગ્યો કે સ્વપ્નમાં ઉડતાં પગ ભાગ્યો તે શું ? આ બનાવને લગતી હકિકત તો નહીં હોય ? ! અને વળી મુખ ઉપર પરિવર્તનો ફરી વળ્યાં ત્હેનો આની સાથે સંબંધ તો નહીં હોય ? ! છાયાદેહની લાલાશ આ બનાવવાનું કારણભૂત પણ હોઇ શકે. બધો સરવાળો કરતાં એજ પરિણામ કે કાંઇ એવુંજ પરિણામ નીકળવાનું હોવું જોઇએ. કેમકે પિતાનું મૃત્યુ ઘણી મુદત પહેલાં થઇ ગયું છે, અને આધારભૂત માતાગૃહ નું પરિપાલન કરે છે. બીજાં બાળ બચ્ચાં ન્હાનાં છે, અર્ધાંગના અર્ધ જીંદગી ભોગવે છે, ત્યારે ખરેખર આ સંસારના મતિમાન્ થતા પ્રવાસમાંથી એક સાચો આધાર ટળી ગયો કે જતો રહેલો તે એક પગ ભાંગ્યા સમાનજ છે, અને પરિવર્તનો ફરી વળ્યાં તે હવે તે બધો ભાર પોતાને વહન કરવાનો છે, એવું સૂચવનારાં હોવાં જોઇએ કારણકે હવે ચક્ર બદલાયું છે. જે ઉપાધિ પોતાને શિર નહોતી તે હવે પોતાને શિર આવી પ્હેંચે છે. જોકે હવી તો પોતાની ઉપાધિ પણ ભાર વહન કરવાનો નહીં હતો. તે હવે પરે વહન કર વાનો વખત આવી લાગ્યો છે, એવું સૂચવનારાં તે પરિવર્તનો હતાં. એમ હવે કહી શકાય છે. કારણકે હું ત્હેનો બહુ પરિચીત માણસ નહીં હતો. પરિચીત અને અપરિચીત માણ સોમાં પણ આ વાત કહેવાનો ફેર પડે છે, સંબંધમાં કે ઓળખાણમાં આવેલાં માણસોમાં પણ સર્વ પ્રકારે આ હકિકત કહી શકવી મુશ્કેલ છે, તેમજ એક ગૃહમાં વસતાં પ્રમાણ મનુષ્યોને એક સરખીજ આપત્તિઆવરી લેતી નથી એટલે જેમનાં હૃદય લાગણીને અનુ ભવે છે, અને અન્તની પવિત્રતાને નિરંતર સેવે છે, સ્વધર્મપર આસ્થા છે, અને શાણપણના વિવેકથી હવે વાળીનો ભાર વહન કરવાનો છે, તેમનેજ એ ભાવોની વિકૃતિ દૃશ્યમાન થઇ શકે છે. અજ્ઞાની નાસ્તિક અને અપવિત્ર માણસોમાં એ ફેરફાર લગોલગ આવીને રહેલો છતાં પણ દેખાતો નથી. દેખાતો નથી એટલે નથી એમ નથી, છે, પણ કાંઇ જુદાજ પ્રકારથી રહેલો છે. ધારો કે એક કુટુંબમાં પાંચ જ ભ્રાતાઓ બે ભગિનિઓ અને એક

માતા છે, ત્રણ પુત્ર વધુઓ છે, અગ્યાર મનુષ્યો છે. બહાંયતનાં હૃદય સરખી લાગણીવાળાં છે, એક વહિલના મૃત્યુથી સર્વને એક સરખું દુઃખ થવાનું છે, તોપણ જેમના શિરપર હવે પછીનો બધો આધાર રહેવાનો છે, તેમની આકૃતિમાં વિકૃતિ પ્રવેશે છે. બીજાઓને એટલી બધી અસર જણાતી નથી ત્યારે ત્હમે કહેશો કે એતો લાગણીની ભાવના ઉપર આધાર રાખે છે, પણ ત્હેમાં એક ભેદ છે. અને તે, જો બરાબર સમજવામાં આવે તો પછી ત્હમારી ઘણી ખરી શંકાઓ વિરામ પામશે. અહીં છાયા દેહને આવરી લેનારી શક્તિ જેમ બહારથી પ્રવેશ પામે છે, તેમ અંદરની કૃતિથી પણ એવીજ એક પ્રકારની વિકૃતિ થાય છેઃ અને ત્હેમાંના ઘણાખરા બનાવો આ પ્રમાણે છેઃ—અતિ લાંબી મુસાફરીથી, અતિ હદ ઉપરાન્તના પરિશ્રમથી, અનિયમિત આહાર વિહારથી, માનસિક વ્યાધિથી, રોગગ્રસ્ત શારીરિક ક્રિયાથી, દુઃપથ્ય ભોજનથી, વાયુ અગર આપત્તિના વધારાથી, અજીર્ણથી, વિદ્ બન્ધ ( મલાવરોધના દરદ ) થી, ફેફસાંની નબળાઈથી સન્નિપાતના વ્યાધિથી. પિત્તકમળીના દરદથી, તાપમાં ટેવ વગરના ફરવાથી, ઘણાં જુનાં ધાન્ય ખાવાથી, સંગ્રહણી અને ત્હેના જેવા લગતા વ્યાધિથી નવા ઠંડા જળમાં બહુ ન્હાવાથી, વગેરે ઘણાં કારણોથી આકૃતિઓ બ્હેર મારી જાય છે. દેખાવ એવો થાય છે કે જોનારને તુરતજ કાંઇ એવો આભાસ લાગી જાય કે આ પ્રકાર કાંઇ દુઃખદસ્થીતિ દર્શાવનારો છે, અને કેટલીક વખત રોગની ઉત્પતિ પણ થઇ આવે છે, અને નહીં તો સમાનતા ગમે તે પ્રકારે આવી મળવાથી તુરતજ સારૂં થઇ જાય છે. પણ આ ભેદ અલંકારના ભેદ જેવો છે કેટલાક સાહિત્યમાં અલંકારો પણ આવે છે, જેઓ એકમેકને એટલા બધા લગતા હોય છે કે જેઓ તેના સંપૂર્ણ અભ્યાસીઓને ઓળખીતા છે, તેઓજ ત્હેને સ્પષ્ટરૂપે ઓળખી શકે છે, બાકીના જેમ અલંકાર શું તે પણ જાણતા નથી તેઓ તો શું કહી શકે ? ભણનારને જેમ શંકા થાય છે કે આ અલંકાર કયા પ્રકારનો કહેવો ? લગતા દાખલાઓનાં નામો એટલાં બધાં હોય કે તેઓ ગુંચવારો પેદા કરે. પણ ત્હેની પાર ગએલો અધ્યાપક જેમ સમૂહમાંથી અમૂકને છુટો પાડી ઓળખાવે છે, ત્હેના જેવું આ છે. અન્દરનું અને બ્હારનું આમાં તો આ બેજ ભેદ છે, બંને દુઃખના આરોહન રૂપ છે પણ પહેલું પોતાનાજ કૃતિથી સ્થુલ અને માનસ ઉપર પોતાનું અધિરાજ્ય ચલાવે છે, ત્યારે આ બીજું ફક્ત છાયાદેહ ( પટદેહ ) તથા આત્મ ચૈતન્ય ઉપર પોતાની સત્તા અજમાવે છે. પેહેલું ત્હેના ઉપચારથી શમન પામે છે, ત્યારે આ બીજું ત્હેની અવધિ પૂર્ણ થયા પછી જાય છે, અગર તો ત્હેના પ્રવાહની અટકાયત કરવાના નિયમોનું યથાસ્થિત પાલન કરવાથી દૂર થાય છે, નિર્બળત્વતો બંનેથી પ્રાપ્ત થાય છે. યોગ્ય ઉપચારો મળી આવવાથી, નિર્બળત્વ થતું અટકે છે, અને પાછું ધીમે ધીમે પ્રથમની સ્થીતિ ધારણ કરતું જાયછે, માનસિક રોગ કેમ ઉદ્ભવે છે કેમ વધે છે. અને કયા કયા ઉપાયોથી તે નિર્મૂળ થઇ જાય છે, એ બાબત અમેરિકાના પ્રખ્યાત અધ્યાત્મતત્ત્વવેત્તા મી. ક્વેડબીટર પોતાના માનસિક રોગ શમન વિદ્યાનાં પરિપાકમાં જણાવે છે, તે મુજબના ઉપાયો કરવાથી માનસિક રોગ મટી જાય છે, મનની નબળાઇ આપણે પ્રથમ કહ્યું છે તેમ બે પ્રકારે ઉત્પન્ન થાય છે. શારીરિક નબળાઇથી, અને ચિન્તાથી તથા ભય વગેરેથી. બંનેને અરસપરસનો સંબંધ છે તેવો એક નબળું થતાં બીજું અનાયાસે નબળું થાય છે. એકનું દરદ મટવાથી બીજાનું પણ મટી જાય છે. તોપણ જેમ કેટલાંક શરીરો

વહેલાં આરોગ્ય થઇ જાય છે, તેમ કેટલાંક મન પણ વહેલાં સારાં થઇ શકે છે. રોગ વધતો જતો હોય અને ત્હેના યોગ્ય ઉપાયો નહીં કરવામાં આવ્યા હોય તો ત્હમો જાણો છોકે ત્હેનું છેવટે પરિણામ શું આવે ? દેખાઇ તો વિનાશ અથવા ત્હેને લગતી સ્થીતિ "દેખાઇ તો વિનાશ અથવા ત્હેને લગતી સ્થીતિ" કહેવાનું કાંઇ ખાસ કારણ છે. કેમકે તે અમૂક પ્રકારનાં રૂપાન્તરોમાં આવિર્ભાવ પામી જાય છે, અથવા પરમાણુઓનું બળ ઘટવામાંડે છે, તોપણ જેમ શુભ કર્મોથી ઉત્પન્ન થયેલી આકૃતિઓના સમુચ્ચયમાંથી કિરણોના વહનફળની સ્થિતિનો અનુભવ કરતાં કરતાં અન્તે બાકી રહેલા પરિણામી ફળની મહત્તાથી છેવટે સ્વર્ગ પ્રાપ્તિ થાય છે, તેમજ આ અશુભ કર્મોથી ઉત્પન્ન થયેલી આકૃતિઓના સમુચ્ચયમાંથી કિરણોના વહન ફળની સ્થીતિનો અનુભવ લેવતાં લેવતાં અન્તે શેષ રહેલા પરિણામી—વિપાકી ફળના સમૂહથી છેવટે નર્ક પ્રાપ્તિ થાય છે, અને ત્યાં પણ બાકી રહેલાં ફળોના અનુભવનો સ્વાદ ચાખવો પડે છે. નર્કનું વર્ણન દુઃખદસ્થીતિના દેખાવોની ભયંકરતા, ત્રસ્તતા તથા કંપારી વછૂટે એવા શબ્દોથી કરવામાં આવેલાં છે, વિશેષમાં તો તે શબ્દ રચનાની પણ બહારના દેખાવો હોય છે, અને ત્હેમાં પણ વિભાગો પાડવામાં આવ્યા છે, ત્હેમાં કર્મ, પ્રામણ્યની યોજના ઘડવામાં આવી હોય છે. તે પ્રમાણે આવતી જતી સખ્યાઓને વેહેંચી નાંખવામાં આવે છે આંહીં જુઓ તો સખ્યાનું પ્રબળ છે, અને તે પેલા સ્વર્ગની સંખ્યાથી અનેક ગણી વધારે છે ( બરાબર અમૂક ગણાઇ નહીં ) વળી ત્હેમાં દિનપ્રતિદિન બહુ મ્હોટા ફેરફારો થાય છે, અને સંખ્યાઓ વધતીજ જાય છે, અને ફળ ભોગવાવતી વખતે ત્યાંના ઉપરીઓ પોતાનાં હૃદય એક કોરે મૂકીને આવે છે. ફક્ત ત્હેમને મુદતો આપવામાં આવી . હોય છે અહીં ફક્ત ભયત્રસ્ત કોલાહલ સિવાય બીજું કાંઇ પણ જોવામાં આવતું નથી. દિવ્ય આકૃતિઓ નથી, પ્રભા નથી આનંદ નથી. શાંતિ નથી. તેમ ઉચા પ્રકારનાં વહનો નથી. ફેવળ અધમ વ્યક્તિઓના નિસ્તેજ અને વિરૂપ ચ્હેરાઓ, તથા હાથ પગ કાપી લીધેલાઓના નમૂના જોવામાં આવે છે. નાક ક્વચિત્જ હોય છે. કારણ કે નાક એવું સ્વર્ગનું અને શોભાનું નામ છે, તે આ સ્થળે શીરીતે જોવામાં આવે ?! આંહીંનો હૃદય વગરના ઉપરિઓ હૃદય બળવાળો અધમ જીવમાનો ઉપર પોતાની સત્તા ચલાવ છે શું કરે ! તેઓ ત્હેના નિયામકને આધિન છે, અને તેથી તેમ કર્યા વગર ત્હેમનો બીજો કશો પણ ઇલાજ નથી. તેઓ એક બીજું પણ કામ કરે છે તે એજ કે, જેઓનાં પૂર્વ કર્મનાં ફળોનાં પરિણામ રૂપે આ સ્થળે કર્મો ભોગવાઇ પૂરાં થયાં તેમને નિયામકની સમક્ષ લઇ જઇ ઉભા રાખવામાં આવે છે. નિયામક સિવાય વાણીનો વ્યવહાર આ જગાએ સંભવતો નથી. માત્ર ઇન્દ્રિઓના ચલનવલનથી કૃતિ દર્શાવવામાં આવે છે, અને હોય છે તો કદાચ અસ્પષ્ટ ઉચ્ચાર પોકાર રૂપે જોવામાં આવે છે. સમક્ષ આવેલા સૂક્ષ્મ દેહ ધારીઓને એટલે સૂક્ષ્મની આસપાસ ફરી વળેલા સ્થૂલ સહિતને જીવ લોકમાં અવતારવામાં આવે છે. આ પ્રમાણે સ્વર્ગ લોક અને નર્ક લોકના મધ્યમ માર્ગ તરીકે જીવ લોકની ઉત્પત્તિ ઉપની આવી છે. આવાજ કારણથી જીવ લોકમાં સ્વર્ગનાં અમૂક હદ સુધીનાં સુખો અને નર્કનાં અમૂક સીમા સુધીનાં દુઃખો જોવામાં આવે છે. કારણ કે આ જીવ લોક તે કર્મ લોક છે. અને ત્હેમાં સારાના સારાં

અને નરસાનાં નરસાં ફળો કેટલેક અંશે ભોગવાઇ શકે છે. સ્વર્ગના ઉંચામાં ઉંચા પ્રકારના સુખની પણ પેલી પાર કેટલીક સ્થીતિઓ છે. ત્હાં જવા માટે અનુકુળ ક્રિયા અને સાધનો મળી આવ્યાં હોય તો ત્યાં પણ જઇ શકાય છે, પણ નર્કના છેલ્ટ ભાગ પછીની સ્થીતિ સંભવિ શકતી નથી. સ્વર્ગમાંથી બધીજ વ્યક્તિઓ જીવલોકમાં ઉતરી આવે એવો કાંઈ ચોક્કસ નિર્ણય નથી, કેમકે ત્હાંથી કેટલીક આકૃતિઓ આગળ પણ ગતિ કરનારી હોય છે, પણ નર્કનાં ફળ ભોગવી આવેલી આકૃતિઓ તો તેથી આગળની અધમ સ્થીતિ નહીં હોવાથી ત્હાં જવી સંભવતી નથી, તેથી ત્હાંની બધીજ કૃતિઓ જીવલોકમાં ઉતરી આવવા વધારે વાસ્તવિક જણાય છે. નર્કમાં ભોગવેલાં દુઃખોની અસર ભૂલી જવાય એવી સ્થીતિ આપવામાં આવે છે. આંહી હવે કર્મની જાળ ફરીથી શરૂ થાય છે. ત્યારે પ્રારબ્ધ તો ત્યાં રહ્યાં નહીં; તો પણ નવાં કર્મોથી પ્રારંભ કરવા માંડે, ત્યાં સુધીના સમયમાં ત્હેમની ઉપર મહાન્ દયાળુ નિયામકની કૃપાથી ત્હેમને પોષણના સાધન તરીકે કાંઈ પણ આધાર આપવામાં આવે છે; અને ત્યાર પછી તેઓ કર્માધિન થાય છે. મતલબ કે તે વખતથી જેવાં કર્મો કરવા માંડે તેવા તેવાં ફળો તુરતજ મળ્યા કરે. આ પણ એક નિયામકનીજ ગોઠવણ હોય છે. આપણે આ વિચિત્ર સંસારમાં આ પ્રમાણે ઘણા ઘણા બનાવો શું નથી જોતા!! આને માટે ઘણા માણસોને એમ પણ કહેતા સાંભળ્યા છે. કે:—" જ્યાં માથુ ફોડીશુ ત્યાં લોહી નીકળશે " એ શું બતાવી આપે છે તે એ જ કે કર્મનાં ફળો તુરતજ મળે છે. કેટલાંક કર્મનાં ફળો તુરતજ મળે છે. કેટલાંક કર્મ એવાં લઘુ સ્વરૂપનાં હોય છે કે ત્હેમાં પણ કર્મનાં ફળો તુરતજ ભોગવાવી લેવામાં આવે છે, ત્યારે આ બે પ્રકારમાં ભેદ શી રીતે સમજી કહાડવો; અવતાર પરંપરા ચાલી આવતો હોય ત્યારે તો પ્રારબ્ધાધિન હોવા છતાં પણ એવાં કર્મોનાં ફળો કવચિત્ જ જોવામાં આવે છે અને આ તો નિયામકે કીધેલી ગોઠવણ હમ્મેશને માટે હોય છે એવી દિશા-માં પણ મહત્ કર્મો આગળ વધારે ઉંચી સ્થીતિમાં લઈ જવાને માટે સંચિતરૂપ હોઇ નવા અવતારમાં પ્રારબ્ધ રૂપ બની રહે છે, પણ એના એ અવતારમાં તો એમ બની શકે નહીં કારણ કે એમ થવામાં રૂપાન્તર કે અર્થાન્તર થવું જોઇએ છીએ હવે જ્યારે સ્વર્ગ કે નર્કમાંથી જીવલોકમાં ઉતરી આવેલો અવતાર શરૂ કરે છે ત્યારથી તે કર્મની પ્રથમથીજ શરૂઆત કરે છે એમ જાણવું, અને તેઓ સ્વર્ગ કે. નર્કનાં સુખો કે દુઃખો ભોગવ્યા પહેલાંની સ્થીતિનાં કર્મોની કાંઇ પણ રહી ગએલી અસરથી તેઓ કર્મની દિશાને અનુસરીને કર્મની પુનરાવૃત્તિ શરૂ કરે છે. અને તેથી એકલું ક્રિયમાણ જ ત્હેમને સદાય ભૂત થનારૂં હોય છે. સંચિત તેમજ પ્રારબ્ધ આંહીં હોતાં નથી. આ પ્રમાણે જીવલોકને કર્મ લોક કરે છે, અને એટલાજ વાસ્તે બુદ્ધ ભગવાને પોતાના સિદ્ધાન્તમાં " કર્મ " નેજ મુખ્ય માનેલું છે, અને કર્મથી જ સઘળી કૃતિઓ ઉત્પન્ન થાય છે, માટે મનની પવિત્રતા નિરંતર રાખી સારાં કર્મો કરવાં અને ત્હેનાં પરિણામ સારાંજ આવશે પણ ત્હેમાં નિયામકની કાંઈ જરૂર નથી એમ કહે છે, આ ભૂલ શંકર ભગવાને ભાંગી નાખી છે અને કહ્યું છે કે—નિયામક વગરનાં કર્મો કાંઇ પણ ફળ આપી શકતાં નથી. અખિલ વિશ્વમાં એક એવી શક્તિ પ્રવર્તે છે કે તે પોતે ગતિવાન અને ક્રિયાવાન હોઇને સર્વ ભૂત પ્રાણી માત્રને ગતિવાન અને ક્રિયાવાન રાખી શકે છે, તેમ છતાં ત્હેમને ત્હેમના વર્ગના પ્રમા-

ણુમાં કેટલીક ઇચ્છાઓ, શક્તિઓ, અને વૃત્તિઓ પણ અર્પણ કરેલી હોય છે કે જેના આધારથી તેઓ કોઇ પણ સારા માર્ગપર ચઢી શકે, પણ તે ઇચ્છા, શક્તિ, અને વૃત્તિને કેટલોક માર્ગ પ્રસાર કરવો પડે છે, વચ્ચે આવતાં વિઘ્નો દૂર કરવાં પડે છે, ત્યાર પછી તેઓ ત્હેના એક સરલ માર્ગ પર આવી શકે છે, અને એવો સત્ય માર્ગ મળી આવવાથી પછી પોતાની ગતિમાં તેઓ જલદી જલદી આગળ વધી શકે છે, કારણ કે જે અડચણો આવવાની હતી તેમની ઉપર તો ત્હેમણે પ્રથમથીજ જીત મેળવી લીધી છે, એટલે હવે ત્હેમનો રસ્તો નિર્વિઘ્ન થયો છે, અને શક્તિ હોય તો જવામાં વિલંબ લાગતો નથી. હવે તેઓમાં સત્યને જ્યાં અવકાશ મળે છે, ત્યાં તે પોતાનો માર્ગ બહુ પ્રબળતાથી કરતું વૃદ્ધિ પામતું જાય છે, અને બીજાં ચોતરફથી મળી આવતાં સત્યોને ખેંચી એકઠાં કરે છે, રજઃકણોનો જેમ એક વિશ્વમાન્ય નિયમ છે, તેમ આ સત્યનો પણ એવોજ નિયમ છે. સમજાતિના પરમાણુઓ, બીજા વિજાતિય પરમાણુઓને દૂર કરી એકત્રપણાને પામે છે, અને પછી જેમ સુવર્ણની અને રજતગીરીની ખાણો એકજ જગ્યાએથી નીકળે છે, તેમજ બીજી અન્ય વસ્તુઓની પેઠે પણ સંગ્રહિત વૃદ્ધિ પામતું જાય છે, આજ ઠેકાણે જેમ સત્ય વૃદ્ધિ પામતું જાય છે, આજ ઠેકાણે જેમ સત્યનું સંમિલન થતું જાય છે, તેમ તેથી વિરૂદ્ધ બાજુનું પણ બની શકે છે, અથવા એમ કહીએ તો પણ ચાલે કે સત્યની પેઠેજ સત્ય સિવાયની બીજી બાબતોનું પણ બને. વિરૂદ્ધ શબ્દ ઉલટો પ્રકાર બતાવે છે. અહીં ઉલટા પ્રકાર સિવાય બીજા પણ પ્રકારો છે. તેઓ નિરંતર વાતાવરણમાં સંમિશ્રિત રૂપમાં રહેલા છે. જે જેવા પ્રકારના યત્નો કરશે, તેવા ત્હેમાંથી જુદા પડી જો જરા પણ મળી શકયા તો તેજ જાતનાનું પ્રબળ વધતું જશે. આતો એક મનુષ્ય લોકને માટેની હકિકત છે, પણ તે સિવાય બીજા જીવ માનો શું હોઇ શકે ? ત્હેનો પણ સાથે સાથેજ વિચાર કરવો જોઇએ. વનસ્પતિઓને તો અમુક ધર્મો સોંપેલાજ છે, તેથી તેઓ એક સરખા પ્રવાહથી પોતાના ધર્મો બજાવતા જાય છે, અને છેવટે ત્હેમના જીવની ગતિ નિયામક ઉંચા પ્રકારમાં લઇ જાય છે. અગર તો તેમને તેમ રાખે છે. કવચિત્ તેથી ઉતરતા દરજ્જામાં પણ લઇ જાય છે. આમ થવું એ ત્હેમનાથી ચ્હડતા જીવ લોકને ઉપયોગી થઇ પડવાની કૃતિ ઉપર આધાર રાખે છે, તેમાં પણ જેમને ઉપયોગી થઇ પડવું છે, ત્હેમની કૃતિ ઉપર પણ આધાર રાખે છે, એમ બંનેની કૃતિઓ સારી હોય તો ઉત્તમ ફલ મળે છે. આને લીધે સ્થીતિ પણ સારી પ્રાપ્ત થાય છે. આવી પણ એક પ્રકારની માન્યતા છે, પણ તે સર્વથા સિદ્ધ છે કે નહીં તે વિષે જરા વિચાર કરવાનું રહે છે. હવે પ્રાણીઓનો વિભાગ પણ આવાજ પ્રકારનો છે, તેઓને ફક્ત સ્થુલનુંજ ભાન હોય છે. તેઓ આત્મા–પરમાત્મા કે પોતાના ખાસ શું શું ધર્મો છે તે કાંઇ પણ જાણતા નથી. તો પણ મનુષ્ય લોકના સહવાસથી તેઓ ઘણું ખરૂં પ્રયોટાઇ જાય છે. નિયમમાં આવી જાય છે, અને નિયમના બળથી તેઓ ઉચ્ચ સ્થીતિ પ્રાપ્ત કરે તો ત્હેમાં બહુ નવાઇ પામવા જેવું નથી. એમ તો મનુષ્યો પણ નિયમને જાણ્યા સિવાય અતિ સંકટો વેઠે છે. અને ત્હેમની અવસ્થા પશુ તુલ્ય કે તેથી પણ અધમતાને પામે છે, માટે નિયમોનું સંશોધન અને ત્હેનું અનુસરણ એ બે અતિ અવશ્યનાં ઉચ્ચ ગતિનાં સહાયક સાધનો છે. એ પ્રકારના સંશોધનમાં જ્યહાં જ્યહાં પરસ્પરનો વિરોધ

આવતો હોય ત્યહાં ત્યહાં વિવેકથી ત્હેનો પરિહાર કરવો જોઇએ. શુદ્ધ બુદ્ધિ અતિ ઉંચા પ્રકારના ભેદો સમજી શકે એટલી અવસ્થાએ પહોંચી હોય તો એ કાર્ય જેવું જોઇએ તેવા પ્રકારનું થઇ શકે, એ તો નિસ્સંશય છે. અવસ્થાનો ભેદ આ જગ્યાએ લક્ષમાં રાખવો જોઇએ છીએ. અવસ્થાના સંસ્કારો જેમ વિના પ્રયાસે થયે જાય છે. તેમજ વિવેકના પ્રકારો પણ અવસ્થાન્તર્ગત છે. તેમજ સ્થીતિ પરત્વે છે. પણ ત્હેમાં જે સંસ્કારોની જરૂર છે. તે બધા સંપૂર્ણ ભાવે ભોગવાઇ ગયા પછીની આ હકિકત છે. ઘણી ખરી વિગતોમાં અનુભવની જરૂર છે. ત્યારે ઘણી ઘણી વિગતોમાં સંસ્કારની જરૂર છે. તે ઉભયના એકત્ર પ્રબળની સત્તા જ્યારે શરૂ થાય છે, ત્યારે મનુષ્યો નિયમો તે શું ? તે સમજતા થાય છે અને ત્યાર પછી આગળ ચાલતાં સારા અને નરસા નિયમોને ઓળખી સારાનું મહણ અને નરસાનું વિદૂરત્વ કરતાં શીખે છે, હવે આંહીંથી અવસ્થા શરૂ થાય છે. ત્હેમાં વૃદ્ધિ પામતાં અતિ હશ્ય દશાને પ્રાપ્ત થઇ શકે છે, આ પ્રમાણે અવસ્થા ત્રયી ઉત્પન્ન થાય છે. પ્રથમ તો પ્રાચીનકાળથી અત્યાર સુધી સિદ્ધ થયેલા નિયમોનું ભેદ વગરનું અધ્યયન અને પરિપાલન. આ જગ્યાએ ભેદ એટલે શંકા—પણ ભાગ—નહીં સમજવા. નિયમોના ભેદ અને પેટા ભેદ એટલે ક્રમ તો જાણવાજ જોઇએ. ફક્ત ત્હેમાં સંદેહ ન રાખવો એટલુંજ કહેવું આવશ્યક છે. આ પ્રમાણે જતાં છેટની વૃદ્ધિંગત થએલી સ્થીતિથી બીજીની શરૂઆત થાય છે, અને ત્હેમાં વિચની સાથે પેહલા પરિપાલિત નિયમોનું એકીકરણ અને નવાનું ઉમેરણ કે સ્ફોટન થાય છે, અને ત્યાં સઘળા પ્રકારનું વાસ્તવિક જ્ઞાન ઉદય પામે છે. અને ત્યાર પછી તે સર્વનો સંન્યાસ કે વિન્યાસ ઉદ્‌ભવે છે. અને જ્ઞાન–ઘનઃસ્થીતિ થતાં અન્તિમ પરિણામ દિવ્યતાને દર્શાવે છે. અરે ! દિવ્યતા કરતાં પણ આગળ ગયેલી આ કૃતિ કહેવામાં કાંઇ પણ ખોટું ગણાશે નહિ. સ્વર્ગ ભૂવનના દિવ્યાત્માઓ અન્યને યથાર્થતા દર્શાવી શકતા નથી કે કલ્યાણ કરી શકતા નથી. તે સમયે આ સન્યાસ ગ્રહણ કીધેલા યથાર્થ દિવ્યાત્માઓ કલ્યાણ અને ત્હેના સુગમ રસ્તાઓ દર્શાવવા તૈયાર થઇ ફરતા માલુમ પડી આવે છે, અને અનુકુળતામાં ત્હેનાં બીજારોપણ કરતા પોતાના પ્રવાસમાં આગળને આગળજ ધપ્યા જાય છે. અને કાંઇ પણ આશા રાખવામાં આવતી નથી. ફક્ત આંટલા કૃત્યથીજ પોતે સંતોષ માની લેઇ પોતાનું સ્થુલ ભુવન ઉપર ઉપજતું શરીર ત્યાગી દઇ અખંડ ચૈતન્યઘન–વિશ્વેશ્વરી–મહાજ્યોતી મહા શાન્તિવાન, મહદ્દ્વાર સમષ્ટિરૂપ સાથે અભેદપણાને પામે છે, અને સઘળી ક્રિયાથી મુક્ત થાય છે. આનેજ મુક્ત કહેવામાં આવે છે, અને ચતુર્ધા ભક્તિમાંની સારૂપ્ય મુક્તિ પણ આનેજ માનવામાં આવે છે, અને પુનઃ ત્હેમનું અવતરણ બન્ધ થાય છે. મહાત્માઓ ખરા સંન્યાસનું આ પ્રમાણે પરમ સુખનિધાન શાંતિનું સ્વર્ગ શા માટે ભોગવે છે ! તે હવે ત્હમારાથી સમજાઇ ગયું હશે ! !

( ચાલુ. )

મહાકરનાગર.

———

# प्रयत्न.

( મળેલું. )

પ્રિય વાચક, તારી ઉન્નતિ પછી તે શારીરિક, માનસિક કે પારમાર્થિક હોય તો પણ તે અર્થે તને આજે આ પ્રયત્નના પ્રકર્ષ માર્ગે પ્રેરાવા વિનવવામાં આવે છે. આજ સુધીતેં લૌકિક વિદ્યાઓ યોગ વિદ્યા, તત્વવિદ્યા અને બ્રહ્મવિદ્યા સંબંધી અનેક ગ્રંથો વાંચ્યા; વાંચવાથી તને જે લાભ થયો તેના કરતાં અનેક ગુણ લાભની પ્રાપ્તિ થાય એવા માર્ગે પ્રયાણ કરવાનું આજે તને કહેવામાં આવે છે; તે માર્ગે પ્રયાણ કરી તારી ઉન્નતિના માર્ગમાંથી બનીશકે તેટલાં પગલાં આગળ ભર. પેલા સુંદર ખીલતા ગુલાબના નાના સરખા રોપાને જો.

આ રોપો એક અઠવાડિઆ પહેલાં આથી જરા નાનો હતો; પણ થોડાં અઠવાડીઆં ઉપરતો તે એટલો નાનો હતો કે તેના ગર્ભ ભાગમા આવાં રમણીય મનોહર પુષ્પો ખીલવાની કલ્પનાએ ન કરી શકાય. આજે તેનાપર સુશોભિત અને સુવાસિત ગુલાબનાં સુંદર પુષ્પો ખીલી રહેલાં તુ જુએ છે તેમાંનું એકાદ પુષ્પ ગ્રહણ કરવાનીએ તને ઇચ્છા થાય છે

આ વાડપર લચી પડેલી સુપુષ્પિત વેલીની મનોહરતા કાંઇક ઓરજ છે; તે કેવી વધારે ને વધારે પથરાતી જાય છે જ્યાં જવું છે ત્યાં પોતાના તંતુઓ કેવી આગળને આગળ ફેલાવતી જાય છે. એક જગા અનુકુળ ન પડી તો તરતજ બીજી અનુકુળ જગ્યા શોધે છે, અને તેમાં પોતાના તંતુઓને પ્રવેશાવે છે. તંતુઓને બરાબર પકડવાની જગ્યા મળી કે તરતજ આગળ વધી બીજા નવીન તંતુઓને પણ કાઢતી જાય છે. બે માસ પૂર્વે જે કાંટાની વાડ જોઇ હતી તેને માત્ર આ વેલીએજ કુદરતના મનહરે લીલા રંગથી રંગી કાઢી તેમાં રાતી છાટરૂપ આ પુષ્પો પ્રગટાવી તેના સૌંદર્યમાં અનેકગુણ ઉમેરો કર્યો છે.

પણ પેલો જરા દૂર પડેલો પથ્થરનો મોટો ઢગલો જો. તેતો જેવોને તેવોજ. તેમાંથી કાંઇ વધારે વધ્યુ હોય કે ઓછું થયું હોય તેવું જણાતુ નથી. તેનું સૌંદર્ય સૌંદર્ય રૂપે પ્રગટ્યું હોય કે તેમા કાંઇ બેડોળતા વધી હોય તે કાંઇ દેખાતુ નથી. વળી આ જાડા લોઢાના સળીઆની વાડ તરફ દૃષ્ટિ કર પૂર્વે કરતાં એકે સળીઓ વધ્યોએ નથી અને ઘટ્યોએ નથી. બે માસ પહેલાં આપણે તેમને જે સ્થિતિમા જોયા હતા તેજ સ્થિતિમાં હજી તેઓ સ્થિત છે.

પ્રિય સજ્જન, આમ થવાનું શું કારણ? પ્રથમનામાં એટલી બધિ વૃદ્ધિ અને બીજામાં કેમ જરાએ નહિ? કારણ સ્પષ્ટ છે પ્રથમનામાં ક્રિયાશક્તિની ગાડી પવન વેગે દોડે છે, બીજામાં તે ઊંધતી પડી છે પ્રથમનામાં ચૈતન્યના ચિહ્ન ધર્મનો આવિર્ભાવ થતો જાય છે, બીજામાં તે હજી જડતામાંજ પડ્યો છે. પ્રથમનામાં પ્રયત્નનો પ્રખર પ્રકાશ પ્રગ-

ટીત છે બીજામાં તેના વિરોધી આલસ્યનું સામ્રાજ્ય છે. જ્યાં પ્રયત્ન છે ત્યાંજ વૃદ્ધિ છે, જ્યાં અલસ્ય છે ત્યાંજ વૃદ્ધિની મંદતા છે.

તારી જે સ્થિતિ છે તે સ્થિતિમાંજ "અટેઠુવારકાં" એ મારવાડી આળસુ બ્રાહ્મણ ઘરડા ડોસાના કથનાનુસાર પડી રહેવાનીજ ઇચ્છા હોય, તારિ વર્તમાન સ્થિતિ તને અપ્રિય હોવા છતાં તેને દૂર નહિ કરવાનો દૃઢનિર્ણયજ જો તે કર્યો હોય તો તો પ્રિયસજ્જન તને કંઇજ કહેવાનું નથી; તો તો આ લેખ તારે માટે લખાયોજ નથી; તને તારી પ્રિય કે અપ્રિય સ્થિતિમાંથી તારા શિવાય સપ્તભુવનમાંથી કોઇ પણ દૂર કરનાર નથી. ભલે તે અપ્રિય સ્થિતિરૂપ કડવાં ફળો ખાઇ પછી વળી તેથી મિષ્ટ ફળોની આશા કરજે. જો તને તારી સ્થિતિજ પ્રિય હોય તો તો તું આ લેખ વાંચવાનોએ નથી. પણ આ લેખ તું વાંચે છે તેજ સુચવે છે કે તું હજી આ સ્થિતિથીએ વધારે સારિ સ્થિતિ મેળવવા માગે છે.

એક વાંચે છે અને પછી વળી બીજું હાથમાં લે છે. બીજા પછી વળી કોઈ ત્રીજુંજ શોધે છે તારા નિત્યના ધંધા રોજગારમાં એક પછી બીજી યુક્તિ તું કામે લગાડે છે. વ્યાપાર કરનો હોય તો જેટલું કમાય છે તેને વધારે પ્રમાણમાં ઉન્નત કરવા મથે છે એક શેઠની પાસે નોકરી કરતાં તેને વધારે પ્રસન્ન કરી તારા પગારને હોય તેથી અધિક ગુણ વધારવા ઇચ્છે છે. જેટલું આરોગ્ય તને પ્રાપ્ત છે તે કરતાં વિશેષ પ્રમાણમાં હોય તો તું તારી વધારે ઉન્નતિ કરી શકે એમ માને છે. જે વિદ્યા હાલ તારામાં છે તે કરતાંએ જો વધારે શ્રેષ્ઠ વિદ્યા તું ધરાવતો હોય તો તું આ કરતાં વિશેષ સવલતાવાળું સ્થાન પ્રાપ્ત કરી શકે એમ વિચારે છે. વર્તમાનમાં જે જ્ઞાન તારામાં છે તેના કરતાં વધારે જ્ઞાન હોય તો તું વધારે દુઃખોથી નિવૃત્ત રહિ સુખોને વધારે પ્રાપ્ત કરી શકે એમ ધારે છે. તારી લક્ષ્મિ, આરોગ્ય, વિદ્યા, જ્ઞાન વગેરે સંપત્તિઓને હાલ છે તે કરતાં ઉત્તરોત્તર વિશેષને વિશેષ થતી જોવા ઇચ્છે છે, અને તદર્થે અનેક ઉપાયોને શોધવા મથે છે.

આ બધું શું સુચવે છે? માત્ર ઉન્નતિનીજ ઇચ્છા; આ ઉન્નતિના સર્વોત્કર્ષ શિખરે પહોંચાડવાના સિદ્ધ નિયમનીજ પ્રવૃત્તિ: આજ તારામાં રહેલા ત્રૈલોક્યાધિપતિ આત્મતત્ત્વને પોતાના સર્વજ્ઞત્વ અને સર્વશક્તિમત્વના સિંહાસનપર આરોહણ કરાવવા માટે પ્રવર્તતા અખંડિત મહાનિયમનું પ્રાકટ્ય. પ્રિય સજ્જન ઉન્નતિ તો તારીજ થવી જોઇએ કારણ કે અબાધિત શક્તિયુક્ત ચૈતન્યતત્વ તારામાં રમે છે. વિજય તારોજ છે. **યત્રયોગેશ્વર કૃષ્ણઃ** જ્યાં યોગેશ્વર કૃષ્ણ છે, જ્યાં યોગિઓનું લક્ષ સ્થાન આત્મ તત્ત્વ છે ત્યાંજ શ્રી, વિજય, ભુતિ એઓ નિશ્ચય પણે નિવસે છે. હવે ઉપાયોને જાણ અને તદનુસાર પ્રયત્ન કરી સિદ્ધિને જો.

ઉપાયો જાણી તદનુસાર વર્તન કરવાનું તને આકાશ અને પૃથ્વી એક કરી મુકવા જેવું વિકટ જણાય છે? અઘટિત ઘટના કરવા જેવું લાગે છે? પણ તેમ ન લાગવું જોઇએ. કારણ ઉપાયોને બરાબર જાણવામાંજ પ્રયત્નનું મૂળ આવી રહેલું હોય છે. પ્રયત્ન કરતાંજ કાર્ય સરલ થવામાંડે છે પ્રથમ વિકટ જણાતું હતું, પ્રયત્ન કરતાં તેની વિકટતા

દૂર થઇ જાય છે. સાંભળતાં સાંભળતાં મોંમાંથી પાણી છુટે તેવી ઉન્નતિ તો શું પણ નહિવત ઉન્નતિએ પ્રયત્ન શિવાય સાધિ શકાતી નથી. પ્રયત્ન આગળજ લક્ષ્મી, વિદ્યા, યોગ સિદ્ધિ કે જ્ઞાનપ્રાપ્તિ સાર્વભૌમ રાજા પાસે માંડળિકરાજાઓ સેવક થઇ રહે તેમ થઇ રહે છે. તું પ્રયત્ન કર અને તેના પરિણામોને જો. વાત તજ અને પ્રયત્ન આરંભ. બધાં વિઘ્નો મહાન પવનના સુસવાટાથી જેમ આકાશનાં વાદળાં વિખેરાઇ જાય છે તેમ થોડીજ ક્ષણમાં વિખરાઇ જશે. અમુક કાર્ય મારાથી નજ થાય હું તેને કરી શકું કે ? આવાં કાયરતાનાં વાક્યો પ્રયત્ન રૂપ મહા અગ્નિને મુસળધાર વરસાદ જેવાં છે. મારાથી અમુક કાર્ય થાય, હું તે કરી શકુંજ, અને મારામાં તે કરવાનું પૂર્ણ સામર્થ્ય છે એટલીજ દૃઢ માન્યતા બધા કાર્યોને સિદ્ધ કરનાર, અસંભવિત જણાતાં કાર્યોને પણ સંભવમાં આણનાર છે.

અર્જુનના નાનકડા પુત્ર અભિમન્યુનો નિર્ણય—" હું કૌરવોના અગ્યારઅક્ષોહિણી સૈન્યને એકલોજ પુરતો છું. " આટલાજ નિર્ણયે ચક્રવ્યુહનું છેદન ભેદન કરી છેવટે કૌરવોને અન્યાયે લડવાની ફરજ પાડી હતી. પેલા પાંચવર્ષના ધ્રુવને જો, " ત્રણે ક્યાધિપતિને પ્રસન્ન કરી અવિચલ રાજ્ય સંપાદન કરીશ. " આ નિર્ણય યુક્ત પ્રયત્નેજ માત્ર છમાસમાં પ્રભુને પગટવાની ફરજ પાડી. પેલા ઉપમન્યુ જેવા ન બાપા બાળકને જો. " માતાના આપેલા લોટ મિશ્રિત પાણી પીવાને હું લાયક નથી, પણ જગતપિતા સ્વયંભુ ભગવાન આગળથી અમૃતતત્વ દુર પીવા લાયક છું. હું વિશ્વનાથનેજ માગે નાથ કરીશ. " આ નિર્ણય યુકત પ્રયત્નેજ અંબાસહ શિવ ભગવાનનું આકર્ષણ કર્યું હતું. સ્ટિવન્સન અને એડીસનને જો વરાળ અને વીજળીથી થતા અનેક લાભોને તથા નિર્જીવમાંથી સજીવ એ મધુર સ્વરોને સંભળાવનારને યાદ કર. પ્રયત્નના પ્રખર પ્રતાપેજ તને યાદ કરવાની ફરજ પડી છે. પશ્ચિમની દરિયા પારની પેલી ધોળી પ્રજા જો. મુઠી જેટલા દેશે " વિશાળ મેદાનપર સામ્રાજ્ય કરવા સમર્થ છીએ. " એ નિર્ણયેજ આખા હિંદને તેમના પગોમાં મુકાવ્યો છે. પેલા વેંતીઆ જાપાનને અને રૂસ રીંછને જો, વેંતીએ માત્ર પ્રયત્નથીજ રૂસ રીંછને સીધો કીધો છે. આ બધા માત્ર પ્રયત્નનાંજ પરિણામો છે; પ્રયત્નરૂપ વૃક્ષનાંજ મધુર ફળો છે; પ્રયત્નરૂપ અન્નનુંજ સ્વાદિષ્ટ ભોજન છે.

તું એક પ્રયત્ન આદરે છે " હજી તો કાર્યનો કાંઇ પણ ચિન્હ જણાતાં નથી. કોણ જાણે આમ કરવાથી સિદ્ધ થાય કે તેમ કરવાથી ? આ યોગ્ય માર્ગ હશે કે કેમ ? " આવા વિચારે તારા પ્રયત્નમાં ભંગાણ પાડયું. વળી તું બીજા આરંભે છે, વિઘ્નને જોઇ તેનેએ મુકી દેવાનું કરે છે. એક કાર્યનો નિર્ણય કર અને તેને માટે યોગ્ય જણાય તે પ્રયત્ન આદર. વિઘ્નથી ન ડર. વિઘ્નો માત્ર તારાંજ ઉપજાવેલાં છે; તારા મનમાંથીજ માત્ર તેને તેં ઉભાં કર્યા છે. તેને તોડી પાડવાં એ તારાંજ હાથમાં છે. તું પ્રયત્નનેજ આગળ ચલાવ અને વિઘ્નો ઓગળાઇ ગયેલાં જોશે. બદ્ધ પરિકરને વળી વિઘ્નો શાનાં ? તારે તો સ્વપ્રયત્નથીજ બધું કરવાનું છે. છતાં કદાચ તને વિઘ્નો આવેલાં જણાય તો વ્યાજબીજ છે. કદી પણ હાથમાં સ્લેટ ચોપડી લઇ નિશાળે નહિ જનાર છોકરાને ક્યારેય કોઇ પણ શિક્ષકને પોતાનું લેસન બરાબર નહિ કરવાનો ઠપકો દેતાં સાંભળ્યો છે ?

કંઇ પણ કામ કાજ નહિ કરનાર, પારકે પરશેવેથી મલીદા ચપાટનાર મસિદને ઓટલે પડેલા પેલા ફકીરને કોઇ પણ યુદ્ધમાં તેણે અમુક ઠીક ન કર્યું એમ કહે છે ! કોઇ દિવસ કુતરાઓને અજીઠે હાથે નહિ મારનાર પેલી ડોશીને " ભોજનમાં અમુક પકવાન બરાબર નહિ કરાવ્યું. " એમ કહે છે ! વિઘ્નો તો પ્રયત્નના રણમાં ગર્જનાર વીર, તને જોઇએજ. કારણ કે વિઘ્નના પ્રમાણમાંજ તારા કાર્યની કિંમત અંકાશે. જે કાર્યોમાં વિઘ્નો નથી તે કાર્યો તારે માટે હવે આથી ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરાવનાર નથીજ. વિઘ્નની વિશેષતાજ તને ઉન્નત દશા પ્રાપ્ત કરાવનાર છે.

હવે પ્રિય સજ્જન, તારો પ્રયત્ન સાફલ્ય કર. પછી દ્રવ્યોપાર્જન સંબંધી હોય કે લક્ષ્મીથીએ કોટીગુણ શાંતિપ્રદ સંતોષને પ્રાપ્ત કરવાનો હોય. લૌકીક વિદ્યાઓ પ્રાપ્ત કરવાનો હોય કે અવિદ્યા માત્ર જેને પરિણામેજ ક્લેશ ઉદ્ભવે છે તેના મૂળને ભસ્મિભુત કરનાર બ્રહ્મવિદ્યાને સંપ્રાપ્ત કરવાનો હોય, સામાન્ય કળાઓને પ્રાપ્ત કરવાનો હોય કે સર્વ કળાની શિરોમણી રૂપ યોગ કળાને પ્રાપ્ત કરવાનો હોય. આ બધાં પ્રયત્નનાજ પરિણામે પ્રગટનાર છે, પણ અપ્રયત્ન રૂપ આલસ્યના પરિણામે નહિ.

કયો પ્રયત્ન કરીએ ! એ પ્રશ્ન પુછીશ નહિ. તેં આજ સુધી સેંકડોને પુછયું. લાખોએ તને ડાહ્યા ડમરા થઇને " આ કરો ને તે કરો. " એવા ઉપાયો બતાવ્યા પણ તેથી તારૂં શું દારિદ્રય ફેડાયું. કોઇ તારૂં શું હિત કરી દેનાર છે ! તારૂં દારિદ્રય ફેડવું તારાજ હાથમાં છે. તારૂં હિત તારા પોતાના પરજ આધાર રાખે છે. " आत्मानं विजानियात् " " Know thyself " આ મહા વાકયને સ્મર; અને બીજાની આશા રૂપ મોટા શેખસલ્લીના તુરંગોને બળપાવી દે. બીજાપર આશા રાખનાર કદાપિ કાળેય વિજયને મેળવી શકતો નથી. સ્વાશ્રયિઓએજ પોતાના વિજય પતાકાને ગગન, મંડળમાં ઉડાડયા છે. સ્વાશ્રયને જય મળવાનાં લાખો દ્રષ્ટાંતો મળી આવે છે.

હવે તારે આદરવાના પ્રયત્નનો સુનિર્ણય કર, તે નિર્ણયને ધ્રુવના નિર્ણય પ્રમાણે આચારમાં મુક અને સહસ્ત્રશઃ વિઘ્નો આવવા છતાં અડગ રહી પ્રયત્નના પરિણામે મહાન ફળનો અનુભવ મેળવી સુખી થા.

પ્રિય સજ્જન, તારી ઉન્નતિ અર્થે જે અમોઘ ઉપાય હતો તે આજે વર્ણવાયો છે. આ શિવાય અન્ય ઉપાયો પાંગળા છે, આ મળતાં ગમે તેવો પાંગળો ઉપાય પણ પવન વેગે દોડવા માંડે છે. હજી તારી વધારે ને વધારે વાંચવાનીજ ઇચ્છા હોય તો ભલે વાંચ, અને જો જય જોઇએ તો આજથી પ્રયત્નને શરણ થઇ જય રૂપ મહારાજાનો પ્રસાદ પ્રાપ્ત કર. આ સબંધે જે કંઇ જણાવ્યું છે તે લેખકે અને સહસ્ત્રશઃ પુરૂષ વરોએ અનુભવ્યું છે, અને ભવિષ્યમાં જ્યારે આનેજ આચરવામાં-પ્રયત્ન કરવામાં આવશે ત્યારેજ જય થશે.

આ લઘુ લેખ લખવાનો ઉદેશ તને બીજા દશ બાર લેખોની રસીકતા ચખાડવાનો નથી: તને વધારે વાંચ વાંચ કરાવવાનો અને મોઢાના સેંકડો તડાકા મારવામાં

શોખીન કરવાનો પણ નથી; આ લેખકે માત્ર તને પ્રયત્નના પવિત્ર પ્રદેશમાં ઘુમી વિજયને જોવા અર્થે પોતાની લેખિનીને ચલાવી છે. પ્રિય સજ્જન તારૂં શારીરિક, માનસિક અને પારમાર્થિક હિત સાધવાજ તને આ પ્રયત્ન રૂપ સ્વયંવરમાં આમંત્ર્યો છે; કાર્ય સિદ્ધિ રૂપ કન્યાની વરમાળા પ્રયત્ન રૂપ બળ પ્રગટાવતાંજ તારા કંઠમાં આરોપાશે. તું ઉઠ, પ્રયત્ન કર અને કાર્ય સિદ્ધિને તારા ચરણારવિંદની દાસી કર. પ્રિય સજ્જન આ ભૂર્ભુવર્ કે સ્વર્લોકમાં તારા અલ્પ પ્રયત્નને નિષ્ફળ કરનાર કોઇ નથી. કર્મના અખંડિત મધુર મહા નિયમને સ્મર અને સુખી થા. તે નિયમજ ઉન્નતિના મહા નિયમના ખરા સ્વરૂપને પ્રબોધે છે. તે નિયમથીજ તને વિજયની પ્રાપ્તિ છે.

એક થીઓસોફીસ્ટ.

---

# । શ્રાદ્ધતત્વ ।

( મળેલું. )

( રહસ્ય, ભેદ અને વિધિવિવેચન સહિત )

## પ્રકરણ ૧લું.

અશ્રદ્ધા.

આ પૃથ્વી ઉપર વસતી મનુષ્યજાતિના પ્રાચીનધર્મોનું સૂક્ષ્મ અવલોકન કરી, પ્રોફેસર મેક્ષમ્યુલર જેવો મહાન્ પંડિત વદે છે કે—સઘળા સ્વાભાવિક ધર્મોનું મૂળ કુદરત, મનુષ્ય અને અંતઃકરણની રચનામાંથી કંઇ એક અનંતતત્વનું ગૃહણ કરવામાં છે. સૂર્ય, ચંદ્ર, પવન, વર્ષા, વિદ્યુત્, આકાશ, પૃથ્વી, પર્વત, સમુદ્ર અને નદીઓના નિરીક્ષણથી, મરણથી મનુષ્યની અવસ્થામાં એકાએક ફેરફાર થતો જોવામાં આવવાથી અને ઇંદ્રિયો, મન, બુદ્ધિ, અહંકાર તથા ચિત્તના નિરંતર વ્યાપારોનું પૃથક્કરણ કરવાથી મનુષ્યની દૃષ્ટિમાં એક, અવિવેચનીય અચિંત્ય શક્તિનું ભાન થયા વિના રેહેતું નથી. દેવો, પિતૃઓ અને આત્માનું અસ્તિત્વ તેમજ તેઓનો મનુષ્યના વ્યાપાર અને શરીર સાથેનો સંબંધ સહજ લક્ષ્યમાં આવે છે. અર્થાત્ સઘળા પ્રાચીન ધર્મોનું પ્રથક્કરણ કરતાં, તે મહાન્ પંડિત એવા નિશ્ચય ઉપર આવે છે કે—કોઇ પણ ધર્મનું સ્વરૂપ આ ત્રણ તત્વોથી રચાયેલું છે* આપણા શાસ્ત્રકારો અથવા તત્ત્વવેત્તાના શબ્દોમાં કહીએ તો, મનુષ્યની—પિંડની તેમજ બ્રહ્માંડની રચના અને વ્યાપારોની પર્યાપ્તિ અધિભૂત, અધિદેવ અને અધ્યાત્મમાં જ સમાયેલી છે. પિંડ તેમજ બ્રહ્માંડની ઉત્પત્તિ ભૂત (Elements) દેવ અને આત્માથી જ

---

* જુઓ, પ્રોફેસર મેક્ષમ્યુલર કૃત Physical Religion. પૃ૪ ૧ થી ૫ તથા ૩૬૬.

થયેલી છે; તેઓની સ્થિતિ એટલે ક્રમવિકાસ (Evolution) પણ એ ત્રણ તત્ત્વોથીજ થઇ શકે છે; અને પ્રલયનું કારણ પણ એ ત્રણ તત્ત્વોજ છે. ભૂત શબ્દમાં પ્રકૃતિના વિકારરૂપ પંચ મહાભૂત આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વીનો સમાવેશ થાય છે.

પૃથ્વી ઉપરના પ્રત્યેક પદાર્થનું શરીર પાર્થિવ એટલે સ્થૂલ તત્ત્વનું બનેલું હોય છે. અન્ય લોકમાં વસતા સત્ત્વોનાં શરીરો સૂક્ષ્મતત્ત્વોનાં હોવાથી પ્રકાશમાન લાગે છે; અને તેથી તે સત્ત્વો દેવશબ્દથી વ્યવહારાય છે. આ સત્ત્વોમાં પણ દેવ, પિતૃ અને અસુરાદિક અનેક ભેદો છે* પરંતુ જેઓની સાહાય્યથી આપણો ક્રમવિકાસ થઇ શકે છે, તે દેવો અને પિતૃઓ કહેવાય છે. આ સર્વનું અધિષ્ઠાન સત્, ચિત્ અને આનંદરૂપ એકજ તત્ત્વ છે, જે આત્મા અથવા બ્રહ્મ શબ્દથી ઓળખાવવામાં આવે છે. પરંતુ મનુષ્યની બુદ્ધિ બહુ વિલક્ષણ હોય છે. કાળાનુક્રમમાં એવા અંતરો આવે છે કે જે અંતરોમાં મનુષ્યોએ સંચિત કરેલા જ્ઞાન ઉપર તેઓની પોતાનીજ સંતતિની અશ્રદ્ધા થાય છે. પ્રત્યક્ષ પ્રમાણ જ તેઓની બુદ્ધિને સ્વાભાવિક અને સત્ય લાગે છે. શબ્દ પ્રમાણ અથવા પૂર્વજોએ મુકેલો જ્ઞાનભંડાર મિથ્યા કપટ રચના થઇ પડે છે. ઓગણીશમા શતકનો પેલો ભાગ અશ્રદ્ધાનોજ કાળ હતો. જે પાશ્ચાત્યોએ ધર્મનેજ માટે મુસલમાન સાથે અઘોર યુદ્ધ કરી લાખો મનુષ્યોની પ્રાણાહુતિઓ આપી હતી, જે પાશ્ચાત્યોએ ધર્મને નામે હજારો મનુષ્યોને જીવતાં સળગાવી મુકયાં હતાં, તેજ પાશ્ચાત્યો વિજ્ઞાનશાસ્ત્ર (Science) થી પરાસ્ત થઇ ગયા; અને વિજ્ઞાન દેવીની વેદી આગળ ધર્મ શ્રદ્ધાનું બલિદાન આપવા લાગ્યા. તેઓના સંસર્ગથી આપણા હિંદુસ્થાનમાં પણ તેવીજ સ્થિતિ ઉત્પન્ન થઇ. દેવો, પિતૃઓ, પરલોકાદિ મિથ્યા કલ્પના છે; સ્વાર્થી અને આળસુ બ્રાહ્મણોની તે માત્ર કપટ જાળ છે, એમ અનાયાસે મનાવા લાગ્યું. હિંદુસ્થાનમાં એવો કાળ માત્ર પ્રથમ વખતજ આવ્યો નહતો. હિંદુસ્થાને ધર્મ શ્રદ્ધા ઉપર અનેક હુમલા સહન કર્યા છે ક્ષણભર તેવા અભિભવ કરનારાઓ ફાવી પણ ગયા છે. પરંતુ જ્યારે તેઓનું બળ નરમ પડી જાય છે, અને અંતઃકરણની વૃત્તિઓનો પ્રવાહ શાંતિથી વેહેવા માંડે છે, ત્યારે દબાઇ ગયેલી શ્રદ્ધા પુનઃ જાગૃત થાય છે, અને ધર્મનો સૂર્ય પુનઃ તેટલાજ પ્રકાશથી પ્રકાશે છે.

છાંદોગ્યોપનિષદમાં આપણે વાંચીએ છીએ કે—અસુરોનો રાજા વિરોચન અને દેવોનો રાજા ઇન્દ્ર, એ બન્ને એકજ પ્રજાપતિના શિષ્યો હોવા છતાં વિરોચનને આ જગતનું તત્ત્વ જડતત્ત્વમાં અને ઇન્દ્રને ચૈતન્યમાં પ્રતીત થઇ શક્યું × તે ઉપરથી એમ કહીએ તો ચાલી શકે કે—ધર્મનો ઝઘડો અનાદિકાળથી જીવોને તેવો ચાલ્યોજ આવે છે.

---

* જુઓ સાંખ્ય સૂત્ર.

अष्ट विकल्पो दैव स्तैर्यग्योनयश्च पञ्चधा भवति ।
मनुष्यश्चैकविधः समासतो भौतिकः सर्गः ॥

દેવોના આઠ, પશુ પક્ષ્યાદિના પાંચ અને મનુષ્યનો એક પ્રકાર છે. એ પ્રમાણે સંક્ષેપમાં ભૌતિક સર્ગ છે.

× જુઓ છાંદોગ્યો-પનિષદ્ પ્રપાઠક ૮ ખંડ ૭-૮.

ઉપનિષદ્‌ના કાળ પછી મહાભારતના કાળમાં ચાર્વાકે નાસ્તિકવાદ ઉપર એક બૃહત્ ગ્રંથ રચ્યો છે. તે ગ્રંથના સિદ્ધાંતો આજના જડવાદીઓના શિરોમણિઓને પણ હઠાવે તેવાજ હતા. તેથી તેના થોડા સિદ્ધાન્તો તેનાજ શબ્દોમાં આપવાની આવશ્યકતા છે.

मृतानामिह जन्तूनां श्राद्धं चेत्तृप्तिकारणम् ।
गच्छतामिह जन्तूनां व्यर्थं पाथेयकल्पनम् ॥
स्वर्गस्थिता यदा तृप्तिं गच्छेयुस्तत्र दानतः ।
प्रासादस्योपरिस्थानामत्रकस्मान्न दीयते ॥
यावज्जीवेत् सुखं जीवेदृणंकृत्वा घृतंपिवेत् ।
भस्मी भूतस्य देहस्य पुनरागमनं कुतः ॥
यदिगच्छेत् परं लोकं देहा देष विनिर्गतः ।
कस्माद्भूयो न चायाति वन्धु स्नेह समाकुलः ॥
ततश्च जीवनो पायो ब्राह्मणैर्विहित स्त्विह ।
मृतानां प्रेतकार्याणि न त्वन्यद्विद्यते क्वचित् ॥*

મરણ પામેલા પ્રાણીઓને શ્રાદ્ધ જો તૃપ્તિનું કારણ હોય, તો આ લોકમાં પ્રવાસ કરનારાઓને માટે ભાતું કરવું નિરર્થક છે.

આ લોકમાં દાન કરવાથી સ્વર્ગમાં રહેનારાઓ જો તૃપ્ત થતા હોય તો મહેલની અગાશી ઉપરનાને નીચે જમીન ઉપરથી કેમ આપી શકાતું નથી?

જ્યાં સુધી જીવાય ત્યાં સુધી સુખે જીવવું દેવું કરીને પણ ઘી પીવું. બળીને ખાખ થઇ ગયેલો દેહ પાછો ક્યાંથી આવવાનો છે?

જો આ દેહમાંથી નીકળેલો જીવ પરલોકમાં જતો હોય તો સગાંવહાલાંના સ્નેહથી પીગળીને તે પાછો કેમ આવતો નથી

માટે મરેલાની પ્રેતક્રિયા વગેરે કાર્યો બ્રાહ્મણોએ પેટ ભરવાને માટે કર્યાં છે બીજું કંઈ સમજાતું નથી.

ચાર્વાક પછી ગૌતમબુદ્ધ અને મહાવીરસ્વામીએ હિંદુ ધર્મને એવા પ્રહારો કર્યા છે કે, હિંદુ ધર્મ તેના પ્રાચીન સ્વરૂપમાંથી વિકૃત થઇ ગયેલ છે, એમ કહ્યા વિના ચાલે તેમ નથી. પાશ્ચાત્ય સંસર્ગ પછી બ્રહ્મોસમાજ, પ્રાર્થનાસમાજ અને છેવટમાં છેવટ આર્યસમાજે હિંદુ ધર્મની અધોગતિ કરવાને ભગીરથ પ્રયત્નો કર્યા છે. આર્યસમાજના સ્થાપક સ્વામી દયાનંદ સરસ્વતી વેદ, બ્રાહ્મણ, ઉપનિષદ્ અને વેદાંગોને માને છે તેમજ મનાવવાને આગ્રહ કરે છે. છતાં તેઓ મુક્ત કંઠે કહે છે કે—પૃથ્વી

* જુઓ સર્વ દર્શન સંગ્રહ, ચાર્વાક દર્શન.

ઉપરના વિદ્વાનો દેવો છે; પોતાનાં માત પિતા તથા વડીલો પિતૃઓ છે; સ્વર્ગ સુખનો અને નરક દુઃખનો પર્યાય છે. દેવયજ્ઞ અથવા પિતૃયજ્ઞ અને પિતૃતર્પણનો અર્થ વિદ્વાનો અને વડીલોનું પાલન કરવાનો અને તેઓને પ્રસન્ન કરવાનો થાય છે. વેદમાં મૃત પિતૃઓને માટે શ્રાદ્ધાદિક ક્રિયા કરવાની આજ્ઞા કોઇ સ્થળે કરેલીજ નથી. અગ્નિષ્વાત્તાદિ પિતૃઓનાં નામો વેદમંત્રોમાં જોવામાં આવે છે, તે તેઓનાં વિશેષણોજ છે.* અર્થાત્ તેઓએ વેદને એવો તો વિરૂપ બનાવી મુકયો છે કે-સ્વામી દયાનંદના વેદને વેદ કહેવો તે વેદનું મોટામાં મોટું અપમાન કરવા બરાબર છે.

યુરપમાં પણ સંસ્કૃત વિદ્યાનો પ્રથમ પ્રચાર થયો ત્યારથીજ વેદવિદ્યાનું અધ્યયન થવા લાગ્યું હતું. તે દેશના વિદ્વાનો પણ પિતૃય જનની સંસ્થા વેદમાં નથીજ એમ સ્વીકારવા લાગ્યા હતા. પ્રસિદ્ધ તત્ત્વવેત્તા હર્બર્ટસ્પેન્સરે પોતાના સમાજ તત્ત્વશાસ્ત્ર (Principles of Sociology) નામના ગ્રંથમાં લખ્યું છે કે-તેઓએ જે કંઇ સાંભળ્યું છે, વાંચ્યું છે અથવા પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોમાં અવલોકયું છે, તે ઉપરથી તેઓ કહી શકે છે કે, કોઇ પણ ઇન્ડોયુરપીયન અથવા સેમેટિક ધર્મમાં મૃત પિતૃઓનું યજન કર્યું, એમ લખેલુંજ નથી. આના પ્રત્યુત્તરમાં પ્રોફેસર મેક્ષમ્યુલર ભાર મુકીને કહે છે કે-" જેઓએ હિંદુ ધર્મનું એક પણ પુસ્તક ઉઘાડીને વાંચ્યું હોય, તે આવા નિર્ણય ઉપર આવી શકે તે કેવળ અશક્યજ છે. ઋગ્વેદ સંહિતામાં પિતૃઓને ઉદ્દેશીને સૂક્તો કહેવાયેલાં છે; બ્રાહ્મણ ગ્રંથો અને સૂત્ર ગ્રંથોમાં પિતૃયજનનો વિધિ વિસ્તાર પૂર્વક વર્ણવેલો છે; મહાભારત અને રામયણ જેવા ઇતિહાસોમાં, સ્મૃતિઓમાં અને પુરાણોમાં પિતૃઓને બલિદાન આપવાની સૂચના એકથી વધારે વખ્ત કરેલી જોવામાં આવે છે. હિંદુઓની સઘળી સામાજિક વ્યવસ્થા, તેઓના લગ્નના નિયમો અને વારસાનો ક્રમ પિતૃઓની માન્યતા ઉપરજ આધાર રાખે છે. છતાં આપણને એમ કહેવામાં આવે છે કે-કોઇ પણ ઇન્ડો યુરપીયન ધર્મમાં પિતૃયજનની સંસ્થા નથી, એ કેવળ આશ્ચર્ય કારક છે. "§

માનશંકર વિ. પિતાંબર મેહેતા.

---

* જુઓ તેઓનો રચેલો સત્યાર્થ પ્રકાશ. તે ગ્રંથમાં અગ્નિષ્વાત્તાદિના અર્થો તેઓએ નીચે પ્રમાણે કર્યા છે.

૧ સોમસદ=પરમાત્મા અને પદાર્થ વિદ્યામાં નિપુણ।
૨ અગ્નિષ્વાત્ત=વેધુદ્વિદ્યા જાણનાર।
૩ બર્હિષદ્=ઉત્તમ વિદ્યા જાણનાર.
૪ હવિર્ભુજ=ઉત્તમ ભોજન કરનાર.
૫ આજ્યપ=જાણવા યોગ્ય અથવા પ્રાપ્ત કરવા યોગ્ય પદાર્થ આનાર.
૬ યમ=વાયુ અથવા દુષ્ટને દંડનાર.
૭ સુકાલિન=જેઓને ધર્મ કર્મ કરવાને શુભ કાળ છે તેવા.

પૃ. ૯૧-૯૨

§ જુઓ પ્રોફેસર મેક્ષમ્યુલર કૃત 'What can India teach u-.' પૃ.૨૨૧-૨૨૨.

આદ્યતંત્રી:
શ્રી અભેદમાર્ગ પ્રચારી.
મર્હુમ સાક્ષર મણિલાલ નભુભાઈ
દ્વિવેદી.

# સુદર્શન.

મન્ત્રી
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ,
એમ. એ., એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૩, અંક. ૨. ] ( માસિક ) [ નવેમ્બર. ૧૯૦૭. ]

## સાધના.

( મન્દાક્રાન્તા. )

શાન્તિવાળા ગહન નીધિને તીર તું શાન્તિ રાખી,
દૃષ્ટિ સાંધી અનુભવ થવા ધ્યાનથી ધારી ધારી;
જોતાં રહેવું, નિરમળ થવા દિવ્ય વૃત્તિ રૂપાળી,
રંગો દેખી નવિન નવલા, ચિત્તમાં રાખ્ય ખાળી.
વિચારોમાં ઉદ્ભવ થતા યોગ્ય ભાવો મજાના,
ઉંચા ઉંચા અતિશય ઉંચા, રાખજે તું ખજાના;
ધીમે ધીમે નજર પથમાં ભવ્યતા ભાળી લેજે;
ત્હેમાં તેજે ફરક દિસતો તે અધુના ન કહેજે.
કિન્તુ ત્હારા અનુભવ બધા એકઠા કૈં થવા દે,
ને ત્હેમાંથી પરમ રસના પાત્રને શોધી લેજે;
વૃત્તિ સાથે વિચરણુ થવા નિયમો મેળવી લે,
આ નીધિના ગહન—તળીએ તત્વ એવાં ભર્યાં છે.
ભેદે ભેદી સમૂહ કરીને જાત તું પાડ જુદી,
ત્હોએ બાકી પણ કંઇ રહે સત્ય વાર્તા અધૂરી;
તે સત્યાર્થે મથન કરીને, તત્વના તત્વ ગ્રાહી;
સારે પન્થે ગમન કરજે સાર બીજો ન આંહીં.

મહાકર-નાગર.

# ॥ नरहरिकृत ज्ञान रमणी ॥

( ભજન ).

( અનુસંધાન ગત વર્ષ—પૃષ્ઠ ૩૬૨ થી ).

તમ આચિ ત્રીય કહોઅિ એહી, રજી મનુસ કહાવિ દેહી;
સત્વ દેવ લોક પ્રકાશી, નીર્ગુણ યથારથહી ભાસી. ૧૯૩

તમ કાલા રજ રાતા લોઈ, સત્વ ઉજ્વલ નીર્ગુણ સમ સોઈ;
સત્વ ધરી જીવ રજ તમ મેલી, નિર્ગુણ ગ્રહી સત્વકૂં ઠેલી. ૧૯૪

નીર્ગુણ સો નીજ રૂપ દેખાવી, તબ જીવ તુરિયાતીતહી પાવી;
જબહી તુરિયા તીત બિરાજી, તબ આપહી મન બાણી સબલાજી. ૧૯૫

નિઃસ્તીરંગ અરણવજુ હોઈ, તાકો થાહન પાવો કોઈ;
જે પદ સંતનિ દીયો બતાઈ, સોઈ પરમં પદ રહો સમાઈ. ૧૯૬

સોઈ પૂરણ બ્રહ્મ સકલ મહી પેખો, અંતરજામી ઘટમેં દેખો;
સબ મેંહે આપ આપહી જાણી, દુજા ભાવ કબહુ ન આણી. ૧૯૭

તાકે નહી કછૂ માન અપમાના, શત્રૂ મિત્ર સુખ દુખ સમાના;
બસ્તી જંગલ સરખા સબ ઠામે, આત્મ દરશી પૂરણ કામે. ૧૯૮

સહજે આવે સહજે જાવે, સહજે તૃપત સહજ સુખ પાવે;
સેહેજે સમાધ્ય નીરંતર લાગી, નરહી લાગ્ય ન જાયે ભાગી. ૧૯૯

આનંદ મગન સદા રસ માતા, હરખી હરખી વે નીજ ગુણ ગાતા;
પર બ્રહ્મ પદવી જીન પાઈ, તીનકી સંતોએ ઓલખાઈ. ૨૦૦

દરસન સોજે અદરશન બૂજે, અંજન સો જે નિરંજન સૂજે;
મંજન સો જે મનકા મેલ ટાલે, ઓખદ સો જે વિકારકૂં બાળે. ૨૦૧

શીતળ સોજે ત્રય તાપ સમાવે, બૈદ સોજે ભવ રોગ મિટાવે;
ધર્મ સો જહાં વિરોધ ન હોઈ; કર્મ સોજે દૂખ ન પાવે કોઈ. ૨૦૨

ગુરૂસો જે સબકા હીતકારી, શીશ સોજે તત્વ લેહૂ બિચારી;
પંથ સોજે જહાં મીતૂં ન દીસે, વહાલ સોઈ જહાં આત્મ દીસે. ૨૦૩

પિતા સોઈ જાકે માય ન બાપે, માતા સોઈ જે આપી આપે;
ભાઈ સોઈ જે ભયકૂં નિવારી, બેહેન સોઈ જે દૂસ્તર તારી. ૨૦૪

અસ્રી તેજે સદા સુખદાઈ, પૂત્ર સોજે પિતાકું ભજી ભાઈ;
ઘર સોજે જાકૂં કોઉ ન હાવી, નગર સોજે જાકૂં ભંગ ન થાવી. ૨૦૫

દેશ સોઈ જે જહાં ડર નાંહીં, લોક સોઇ જે રહેતા માંહી;
રાજા સોજે જીસપર નહી કોઈ, અમન રાખી પરધાન સો આઈ. ૨૦૬
સેવક સોજે મરજાદ ન છોડી, અપણી તરફથી કછૂ ન માંડી;
સ્વામીકો વાયક શીર ધરી, સો સેવક તારી આપ તરી. ૨૦૭
સોઈ જોગી જે જોગકૂં જાણી, સોઈ ભોગી જે ભોગ પીછાણી;
સોઈ ધ્યાની ધ્યાનકૂં બુઝે, સોઈ ગ્યાની જે કાહૂ ન ગુઝે. ૨૦૮
પંડિત સોજે પદકૂં દેખાવિ, ગાયન સોજે તત્વકૂં ગાવી;
ભગત સોઈ જે હરિકૂં દેખી, સંત સોઇ જે પરકૂં ન પેખી. ૨૦૯
બ્રાહ્મણુ સોઈ જે બ્રહ્મ પ્રકાશી, સોઇ વૈશ્નવ જાકે વૈષ્ણુહી ભાસી,
કવી સોઇ જે કાહૂ ન નંદી, સીદ્ધ સોઇ જે સબકૂં બંદી. ૨૧૦
ભગત સોઈ જે એકહીકૂં જાણી, જ્ઞાન સોઈ સબ બ્રહ્મ પ્રમાણી;
બૈરાગ સોજે કાહૂ ન અટકી, જોગ સોજે મનહી ન ભટકી. ૨૧૧
રીદ્ધ સોઈ જે કબહૂ ન ખૂટી, સિદ્ધ સોઇ જેથી બંધન છૂટી;
નિદ્ધ સોઇ જે કછૂ અન કલપી, બુદ્ધિ સોઇ જે કછુઅન જલપી. ૨૧૨
સૂખ સોઇ જહાં દૂખ ન આવી, દૂખ સોઇ જાકે કછુ અન ભાવી;
સૂરા સોઇ જે સનમૂખ ઝુઝે, પૂરા સોઇ જે પૂરણકૂં બુઝે. ૨૧૩
જામે નહી કછ ભેદાભેદ, સર્વ બ્રહ્મ કહી સોઇ વેદ;
જેહી ઠેર એહી મન પાવી, નીગમ સોઇ જે અગમ બતાવી. ૨૧૪
વીદ્યા સોઇ એકાંતમે બોલે, જે એક શબ્દે સર્વ સંસે ખોલે;
જહાં બાદ બિબાદ કર્મ નહી કાલં, બીદ્યા સોઇ જે નિલગ નિરાલં. ૨૧૫
શાસ્ત્ર સોઇ જે ઠહીરાવી એકં, જામે કેવલ આત્મ વિવેકં;
પરદા ખોલી જે તત્વ દિખાવી, સોઇ શાસ્ત્ર સાધુ જન ગાવી. ૨૧૬
સોઈ પૂરાણુ જે પૂરણુ દેખાય, જા પરીચે ઇહો પ્રગતી સમાય;
જહાં પંચ પંચકા હોય સમાસં, જો પૂરાણુ જે સહીજ પ્રકાશં. ૨૧૭
સોઇ અમૃત જે બોલે સારં, જહાંથી ઉપજે બસ્તુ બિચારં;
સોઇ અનભે જે અચલ બુધ હોઇ, આત્મ બીન બીજા ન ભાસે કોઇ. ૨૧૮
સોઇ જન્મ જે જન્મ ન ધરણા, સોઇ કર્મ જે કછ અન કરણા;
સોઈ મરણુ જે બહોર ન મરણા, સોઈ શરણુ જહાં નહી સંશરણાં.૨૧૯
ગૂણુ સોઇ જે જહાં ગૂણુ નાંહી, અગુણુ સો જે રહી જહાં તાંહી;
કરતા સો જે કછ અન કરતા, ધરતા સો જે કછ અન ધરતા. ૨૨૦
ભરતા સો જે કછૂ અન ભરતા, હરતા સો જે કછૂ અન હરતા;
જીવ સો જે જીવ ન દેખે, ઇશ્વર સો જે ઇશ્વરકૂં પેખે. ૨૨૧

બ્રહ્મ સો જે બ્રહ્મકૂં જાણે, સર્વ નીરંતર વસ્તુ પ્રમાણે;
વસ્તુ સોઇ કછૂ કહી ન જાવે, જેમાંથી ઇહો સબ હોઇ આવે. ૨૨૨
ઇહો સબ કેવલ બસ્તુહી જાણો, સત ગુરૂ વચને નેહીઠા આણો,
બાદબિબાદ કરો મત કોઇ, જબ તબ જીત તીત સબમી ઓહી. ૨૨૩
એહી લય રાખો હરદી માંહી, ઇતના જાણ રહો જહાં તાંહી,
સબમે પૂરણ આત્મ પેખો, કબહુ કાહુ કૂં ન ઉવેખો. ૨૨૪
જાણનહારા સબમેં જાણો, આત્મ તૂલ સબકૂં કરી માનો;
ઇહો અનભે ઇહો ભક્તી જ્ઞાન, જે કીજી નિરંતર દ્રઢ સમાન. ૨૨૫
બેદ પૂરાણ શાસ્ત્ર ઇમ ગાયા, સબ સંતો મલી એહી ઠરાયા;
નીરગુણ સગુણ બસ્ત સો એક, અંતર રાખો એહી બિબેક. ૨૨૬
હરી માંહી જગત જગત હરી માંહી, જગત હરી કબહૂં ભીન નાંહી;
સુમિરણ ધ્યાન પ્રણામ એ સેવા, જે સર્વ નીરંતર આત્મ દેવા. ૨૨૭
અખંડ સમાધ્ય એહીહી ભાઇ, જેમીતૂં ( હૂં તૂં ) ભાવ દો દૂર ગમાઇ;
ઇહો સબ આત્મ એકંકારા, નાંભીનાં તૂં નહિ સંસારા. ૨૨૮
પરમ શૂન્ય તીરથ ઇહો સારં, જોતી બિમલ જલ અગમ અપારં;
ચેતન બ્રહ્મ દેવ નીરાકારા, આપૂ પૂજા આપ પૂંજનહારા. ૨૨૯

( અપૂર્ણ. )

---

## । लिङ्गाष्टक ।

( મળેલું )

સ્થિતિને લયરૂપ વ્યક્તિને 'બ્રહ્માંડ' કહેવાય છે, ને તેજ લિંગ છે. એ લિંગની સ્તુતિ આઠ શ્લોકમાં કોઈએ કરેલી છે. તેના કર્ત્તાવિષે મને ખબર નથી, પરંતુ મારા એક મિત્રના ઘરમાંથી જૂના કાગળો તપાસતાં એક હસ્તલિખિત પ્રતિ મળી આવી તે ક્યારે અને કોણે લખેલી તે પણ કશું તેમાં જણાતું નથી માત્ર આઠ શ્લોકોજછે, એટલે એ વિષે કશી માહીતી મેળવી શકાઈ નથી. અત્રએ આઠે શ્લોકો ભાષાન્તર તથા અધ્યાત્મ ટીકા સહિત લખું છું. એ ટીકા મારી પોતાની છેઃ—

॥ ॐ ॥

ब्रह्मा मुरारि सुरार्चित लिंगम् निर्मल भास्कर शोभित लिंगम् ।
जन्मादि दुःख निवारण लिंगम् त्वां प्रणतोऽस्मि सदाशिव लिंगम् ॥ १ ॥

લયશક્તિ રૂપ ચેતન—રુદ્રની સ્તુતિ લિંગરૂપે કરી છે. કારણમાં લય પામવો તેજ મોક્ષ કહેવાય છે, માટે મોક્ષગતિ તેજ શિવલિંગ છે. ઉત્પાદક ચેતન બ્રહ્મા, પોષક ચેતન મુરારિ–વિષ્ણુ. અને સુર–દેવગણો–થી અર્ચિત–પૂજાયેલ લિંગ, એમ પ્રથમ પાદનો અર્થ છે. એ લિંગ કેવું છે, તે બીજા પાદમાં કહ્યું છે, કે–નિર્મલ ભાસ્કર શોભિત—છે. લયરૂપ હોવાથી મોક્ષ આપનાર હોવાથી જન્મ દુઃખોને નિવારનાર છે. એવા સદા શિવલિંગને પ્રણામ કરી મંગલ કર્યું છે.

આ શ્લોકમાં વિષ્ણુનું નામ मुरारि કહેલું मुर् ધાતુ વેષ્ઠન વાચક છે, ને તે ઉપરથી અજ્ઞાનરૂપી આવરણ, કે જેનાથી જીવ વેષ્ટિત છે, તેના અરિ=શત્રુ અજ્ઞાન અંધકારનો નાશ કરનારા—મુરારિ—વિષ્ણુ, એમ અર્થ છે. પુરાણોમાં मुर નામના પાંચ મસ્તકવાળા દૈત્યને વિષ્ણુએ માર્યાની વાત આવે છે. એ પરથી પંચ કોશરૂપ શરીર વાચક પણ ઠરે છે. પંચ કોશથી આત્મા વેષ્ટિત છે, માટે પંચકોશ નાશથી આત્માની મુક્તિ છે. એ મુર દૈત્ય નરકાસુરનો પ્રધાન હતો. શરીરમાં જન્મ ધરવો અને વીંટાવું, એ નરકજ છે. નરકરૂપ દુઃખને આપનાર શરીર, તેનો પ્રધાન પંચકોશ છે. सुर શબ્દ પ્રકાશ વાચક છે, ને તેપરથી બ્રહ્માદિક દેવો સુર કહેવાય છે.

भास्कर નામ સૂર્યનું છે. भास શબ્દ પ્રકાશ વાચક છે. પ્રકાશને કરનાર, માટે ભાસ્કર. शिवलिंग એટલે શિવ અથવા રુદ્રનું લિંગ શરીર (involuion); અથવા शिव કલ્યાણ તેને કરનારૂં લિંગ એમ અર્થ છે. આખા શ્લોકનો શબ્દાર્થ આ પ્રમાણે છેઃ—

" બ્રહ્મા, વિષ્ણુ, (અને) દેવો (થી) પૂજાયેલ લિંગને; નિર્મલ સૂર્ય (સમ) શોભિત લિંગને; જન્મ (મરણાદિ) દુઃખ (ને) નિવારણ (કરનાર) લિંગને; તને (લિંગને) કલ્યાણકર લિંગને સર્વદા પ્રણમેલો છું."

सिद्ध सुरासुर वंदित लिंगम् शुद्ध सुगंध सुलेपित लिंगम् ।
बुद्धि विवर्धनकारण लिंगम् त्वां प्रणतोऽस्मि सदाशिव लिंगम् ॥ २ ॥

सिद्ध શબ્દ सिध् ધાતુપરથી વ્યુત્પન્ન છે, એ ધાતુનો અર્થ 'પ્હોંચવું,' થાય છે. सिद्ध=પ્હોંચેલ. યોગાદિથી સિદ્ધિ જેણે મેળવી હોય, અથવા જે પરમજ્ઞાન પામી પરમપદને પ્હોંચેલ હોય, તેને સિદ્ધ કહે છે; सुर દેવતા (પ્રથમ કહેલ છે) સુર નહિ તે असुर—દૈત્યો. सुरासुर પ્રકાશ માર્ગી તથા અપ્રકાશ માર્ગી સર્વેથી વંદિત વંદન કરાયલું લિંગ એમ પ્રથમ ચરણનો અર્થ છે. शुद्ध શબ્દ शुध् સ્વચ્છ કરવું થવું તે પરથી સ્વચ્છ થયેલ નિર્મલ; તથા સુગંધ વડે સારી રીતે લેપિત લિંગ એટલે મોક્ષ માર્ગ સમાધિનો સુષુમ્ણા માર્ગ દિવ્ય ગંધમય છે.

ઉત્પત્તિ, પછી સ્થિતિ, અને પછી લય એ ત્રણ ભાગ આખા બ્રહ્માંડના છે. તેમાં બ્રહ્માંડનાં તત્ત્વો સંપૂર્ણ વ્યક્ત થઇ રહે ત્યાર પછીથી લય શરૂ થાય છે. એ લય ભાગમાં બુદ્ધિ તત્ત્વ વિશેષ પ્રકાશિત થાય છે, માટે લયમાર્ગ—લિંગ—બુદ્ધિની વિશેષ વૃદ્ધિનું કારણ છે. આખા શ્લોકનો શબ્દાર્થ હવે આ પ્રમાણે છે.

" સિદ્ધ, સુર, (અને) અસુર (થી) વંદાયેલ લિંગને; શુદ્ધ (અને) સુગંધ (થી) સુલેપિત લિંગને; બુદ્ધિ (ની) વિવૃદ્ધિ (ના) કારણ (રૂપ) લિંગને; તને કલ્યાણ કર લિંગને સદા પ્રણમેલો છું. "

सुर गुरु सूर्य सुपूजित लिंगम् सरसिज पुष्प सदार्चित लिंगम् ।
परमपरा परमात्मनि लिंगम् त्वां प्रणतोऽस्मि सदाशिव लिंगम् ॥ ३ ॥

सुरगुरु—દેવોના ગુરુ. गुर्=યત્ન કરવું. દેવોના ગુરુ સૂર્ય જેવાજ હોય, અથવા દેવતાઓના ગુરુમાં સૂર્ય જેવા મહાત્માઓથી સારી રીતે પૂજાયલું લિંગ એમ પ્રથમ ચરણનો અર્થ છે. सरसिज કમળ. सरस તળાવ, તેમાંજ જન્મેલું ઉગેલું—કમળ પુષ્પવડે સદા અર્ચિત પૂજાયલું લિંગ; એમ દ્વિતીય ચરણનો અર્થ છે. परम. पर દૂર, અને मा માપવું દૂર માપ આ આખા વિશ્વમાં માપીને અનંત નિઃસીમ પ્રસરેલ બ્રહ્મ. पृ ભરવું, તે પણ માપ વાચક છે. આવું જે અનંત છે, તે परा શ્રેષ્ટ છે, परा વાચાનું નામ છે, તે રૂપ, એમ અર્થ છે. परमात्मनि પરમાત્માને વિષે રહેલી પરમપરા શ્રેષ્ટ વાચારૂપ લિંગ; એમ તૃતીય ચરણનો અર્થ છે. આખા શ્લોકનો શબ્દાર્થ નીચે પ્રમાણે છે.

" સુરગુરુ સૂર્ય (થી) સારી રીતે પુજાયલા લિંગને, સર્વદા કમળ પુષ્પ (થી) પુજાયલા લિંગને; પરમાત્માને વિષે પરમપરા (રૂપ) લિંગને; તને કલ્યાણ કર લિંગને સદા પ્રણમેલો છું "

देवगणार्चित दिव्य सुलिंगम् । काम विनाशन कारण लिंगम् ॥
रावणदर्प निवारण लिंगम् । त्वां प्रणतोऽस्मि सदाशिव लिंगम् ॥ ४ ॥

देवगणाः=દેવોના ગણો. गण=સમૂહ દેવતાઓના સમૂહથી પૂજાયલું. दिव्य=પ્રકા-

શમાન્-લિંગ એમ અર્થ છે. कम् ઇચ્છવું, પ્રેમ લગાડવો; તેપરથી ઇચ્છા વાચક काम શબ્દ વ્યુત્પન્ન છે. ઉત્પત્તિમાં ચતુર્થ તત્વ काम છે, ને તેજ લયગતિમાં જવાદેતું નથી. સંસારાસક્તિ મોક્ષ માર્ગની બાધક છે. માટે તેનો વિનાશ લય માર્ગ ગમનથીજ છે—લિંગથીજ છે, માટે લિંગને કામ વિનાશનનું કારણ કહેલ છે રુદ્રેજ કામ દેવને મારેલો છે, એમ પુરાણોમાં કથા આવે છે, તેનો અર્થ આ પ્રમાણેજ છે. रु નાદ કરવો, તે પરથી रावण=નાદ. दर्प=ઉષ્ણુતા. નાદની ઉષ્ણુતા. સૃષ્ટિની ઉત્પત્તિનું બીજ પ્રણવ અથવા નાદ બ્રહ્મ છે, માટે નાદ ભવઉત્પત્તિનું નિવારણ કરનાર લયરૂપ લિંગ; એમ અર્થ છે. અથવા રાવણરૂપી दर्प ગર્વ તેનો નાશ કરનાર લિંગ, અથવા दर्प=કામદેવરૂપી રાવણને નિવારણ કરનાર લિંગ એમ અર્થ છે. આખા શ્લોકનો અર્થ નીચે પ્રમાણે છે.

"દેવ સમૂહો (થી) પૂજાયેલ પ્રકાશત સારા લિંગને; કામ (ના) વિનાશ (ના) કારણ (રૂપ) લિંગને; રાવણ (રૂપી) દર્પ (ના) નિવારણ (રૂપ) લિંગને; તને કલ્યાણકર લિંગને સદા પ્રણમેલો છું."

कुंकमचंदन लेपित लिंगम् । चंपक पुष्प सदार्चित लिंगम् ॥
संचित पाप विनाशन लिंगम् । त्वां मणतोऽस्मि सदाशिव लिंगम् ॥५॥

कु=રક્ત, એપરથી कुंकुम રક્ત. चंदु=પ્રકાશવું, એપરથી चंदन પ્રકાશરૂપ कुंकुमचंदन રક્ત પ્રકાશરૂપ. ભયરૂપ હોવાથી દિનકર લયના જેવા અથવા અગ્નિના જેવા રક્ત પ્રકાશરૂપ-લિંગ; એ સૂક્ષ્માર્થ. કુંકુમ અને ચંદન પદાર્થોથી લેપિત લિંગ; એ સ્થૂલાર્થ છે.

चप्=શાંત પાડવું, તેપરથી चंपक=શાંત પાડનાર. લયમાર્ગ શાંતિ પમાડનાર છે; માટે શાંતિરૂપ સુખકર ચંપક પુષ્પથી પૂજાયેલ લિંગ-એમ કહેલું છે. માયાને શાંત પાડનાર લય માર્ગજ છે, માટે ચંપાનું પુષ્પ પણ શિવ સિવાય દેવને ચડતું નથી. આમ અર્થ છે.

चि=એકઠું કરવું, सं=સાથે, संचित=સાથે એકત્ર કરી રાખેલું. એક જન્મમાં કરેલાં સમગ્ર કર્મોનો સરવાળો મૃત્યુસમયે થાય છે, અને તે આવતા જન્મમાં પ્રારબ્ધ થનાર છે, માટે એ સરવાળોજ નવો જન્મ આપનાર હોવાથી, તેજ સંચિત છે. બીજા જન્મને માટે સાથે એકઠું કરી રાખેલું કર્મ-બીજા જન્મનું કારણ સંચિત. એ સંચિત કર્મ-જન્મ મરણને આપવા વાળું હોવાથી પાપ છે. पा=ભોગવવું, તેપરથી पाप=ભોગ-તેનો વિનાશ કરનાર લિંગ; એમ અર્થ છે. આખા શ્લોકનો અર્થ નીચે પ્રમાણે છેઃ—

"કુંકુમ, ચંદન (થી) લેપિત લિંગને; ચંપક પુષ્પ (થી) સદા પૂજાયલા લિંગને; સંચિત (રૂપી) પાપ (નો) વિનાશ કરનાર લિંગને; તને—કલ્યાણકરલિંગને સદા પ્રણમેલોછું"

गण विद्याधर पूजितलिंगम् । गण परिवेष्टित शोभित लिंगम् ॥
दसमुख भविनाशन लिंगम् । त्वां मणतोऽस्मि सदाशिव लिंगम् ॥ ६ ॥

રાક્ષસ, મનુષ્ય, અને દેવ—એ ત્રણ 'ગણ' કહેવાય છે. રાક્ષસ પાતાલના રહીશ, મનુષ્ય ભૂલોકના રહીશ, અને દેવ સ્વર્ લોકના રહીશ છે; એપરથી પૃથ્વી, અંતરિક્ષ, અને સ્વર્ગ—અર્થાત્ સમગ્ર બ્રહ્માંડની વ્યક્તિઓ અથવા તત્ત્વો—गण કહેવાય છે. गण શબ્દ સમૂહ વાચક છે. દેવતાઓજ વિદ્યાધર છે. સ્વર્ગના લોકો. આ સર્વથી પૂજાયલું લિંગ; એમ અર્થ છે.

એ ગણ—ત્રિલોક—થી પરિવેષ્ઠિત—વીંટાયલું—આવૃત્ત—લિંગ: એમ દ્વિતીય ચરણનો અર્થ છે.

दक्ष શબ્દના અર્થો વધારે છે, दक्ष् ધાતુનો અર્થ "વૃદ્ધિ પામવી" છે; તથા द દાન. અને क्ष=નાશ—દાનનો નાશ, એમ બે અર્થ આનુમુખ્ય છે. ઉત્પત્તિ અને સ્થિતિ, એ બંનેજ ઇચ્છી લય માર્ગનો અનાદર કરનાર—દક્ષ. દક્ષે લયશક્તિ રૂપ શિવનો અનાદર કર્યાની વાત પુરાણમાં પ્રસિદ્ધ છે. અને તેથી શિવે તેનું મસ્તક કાપ્યું હતું: અર્થાત્ લયશક્તિનો અનાદર કરનાર—અથવા મોક્ષને નહિ ઇચ્છનારને દુઃખ આપનાર લિંગ એમ અર્થ છે. આખા શ્લોકનો શબ્દાર્થ નીચે પ્રમાણે છે.

"ગણ, વિદ્યાધર (થી) પૂજાયલા લિંગને; ગણ (થી) વીંટાયલા શોભમાન લિંગને (અને) દક્ષ સુખ (નો) નાશકરનાર લિંગને; તને—કલ્યાણકર લિંગને—સદા પ્રણમેલોછું"

कनकमहामणिभूषितलिंगम् । दिनकरकोटि समप्रभ लिंगम् ॥
कुक्षजगत्परिवेष्टित लिंगम् । त्वांप्रणतोऽस्मि सदाशिव लिंगम् ॥ ७ ॥

कनक=સુવર્ણ. मणि=શૃંગાર. લયરૂપ અસ્ત સમયનો રક્તપીત રંગ કનક જેવો હોય છે, એ કનક જેવા શોભાયમાન્ શૃંગારથી શૃંગારેલ—લય માર્ગ—લિંગ, એમ અર્થ છે. સ્પષ્ટાર્થ તો એજ કે સુવર્ણ અને મણિના અલંકારોથી ભૂષિત લિંગ.

दिनकर=સૂર્ય कोटि=કરોડ समप्रभ=સરખી પ્રભાવાળું. કરોડ સૂર્યના સરખા પ્રકાશવાળું લિંગ; એમ અર્થ છે.

कुक्ष=ઉદર. જેના ઉદરમાં જગત્ વીંટાયલું છે, એવું લિંગ. આખા શ્લોકનો અર્થ આ પ્રમાણે છે:—

"કનક, મહામણિ (થી) ભૂષિત લિંગને; કોટિસૂર્યસમ તેજોમય લિંગને; (અને) ઉદર (માં) જગત્ (ને) વીંટ્યું (છે એવા) લિંગને; તને કલ્યાણકર લિંગને; સદા પ્રણમેલોછું"

પ્રાપ્ત છે—સૃષ્ટિ તત્ત્વો સપ્તધા થાય છે. એ સાત અને તેમાં વ્યાપક બ્રહ્મમળી આઠ લોક થાય છે. ભૂર, ભુવર, સ્વર ઇત્યાદિ સપ્તલોક અને આઠમું બ્રહ્મ; એ રીતે આઠ લોકથી વીંટાયલું લિંગ, એમ અર્થ છે.

समुद्भव—સૃષ્ટિ પ્રવાહને ચલાવવો. અર્થાત્ સૃષ્ટિ પ્રવાહના કારણરૂપ લિંગ, એમ અર્થ છે.

લયરૂપ હોવાથી મોક્ષ આપનાર છે, માટે જન્મ, વૃદ્ધત્વાદિભયને હરાવનાર લિંગ. આખા શ્લોકનો અર્થ આ પ્રમાણે છે.

"અષ્ટ વિદ્યાધર (થી) વેષ્ટિત લિંગને; સૃષ્ટિ (પ્રવાહને) વ્હેવા (ના) કારણ (રૂપ) લિંગને; (અને) જન્મ, જરા (દિ) ભય (નો) હરવાવાળા લિંગને, તને કલ્યાણકર લિંગને સદા પ્રણમેલો છું"

આ પ્રમાણે લિંગાષ્ટક કરીને પછી કર્તા એક શ્લોકમાં તેના પાઠનું ફલ કહેછે, કેઃ—

लिंगाष्टकमिदं पुण्यं यः पठेच्छिवसंनिधौ ।
विहाय सर्व पापेभ्यः शिवलोकं सगच्छति ॥ ९ ॥

"પુણ્ય (રૂપ) આલિંગાષ્ટક (નો) જે શિવસમીપે પાઠ કરે છે, તે સર્વ પાપોથી મૂકાઇને શિવલોકે (લયમાર્ગે) જાય છે." એમ શબ્દાર્થ સ્પષ્ટજ છે.

અમનરાય શિવશંકર વૈષ્ણવ.

---

# । कर्म विपाक ।

( અધ્યેયુ. )

( અનુસંધાન ગતાંકથી. )

આ જગ્યાએ એક દિવ્ય સંગાનના શબ્દો ઉતારવા યોગ્ય ધાર્યું છે; તે "संप्राप्यरेहविलयं लभते चमोक्षम्" મધુરાક્ષરો અમને અતિ પ્રિય છે.

વળી આ સર્વની સ્હામે પ્રતિપક્ષી રૂપે ઉગ્ર મથન કરનારી શક્તિયો પણ જોવામાં આવે છે. ત્હેનાં નામ પ્રકૃતિ અને માયા છે, આ વિશ્વના તમામ જડ—ચેતન

પદાર્થોમાં પ્રકૃતિનો મહાન્ નિયમ પ્રવૃત્તિમાન જોવામાં આવે છે. જડ વસ્તુમાં તે એક સરખા પ્રમાણથી અને ઘણી લાંબી મુદ્દત સુધી રહી શકે છે. ઉપાધિઓ જો ત્હેને બહુ હરકત કરતી નથી તો ત્હેમાં વિશેષ ફેરફાર થતો પણ નથી. સજીવ વસ્તુઓમાં તો તે પ્રતિપળ બદલાયા કરે છે, અને ત્હેમાં અવસ્થા પ્રસંગો અને સ્થાનો પરત્વે ભિન્ન ભિન્ન સ્વરૂપો બદલાયા કરે છે. માનવ પ્રાણીઓને આ વાર્તા વિશેષ લાગુ પડે છે, " પ્રકૃતિ અને પ્રાણ સાથે જાય " એવી જે કહેવત છે, તે કોઈ અન્ય સ્વરૂપમાં સત્ય હશે, પણ આ જગ્યાએ તે યથાર્થ નથી. એ પ્રકૃતિ તો પ્રાણની હશે, વિશ્વની નહીં આ તો વિશ્વના વહનમાં ઓત પ્રોત થયેલી અને તે વહનની સાથે સુલટી અને ઉલટી બંને રીતે ચાલનારી મહાન્ શક્તિ રૂપા છે. જો કે પ્રાણની પ્રકૃતિ આ પ્રકૃતિમાંથીજ વહન કરતી હશે, તો પણ બંને સ્વરૂપમાં એક નથી. ગુણોમાં કદાપિ સરખી હોય તો તેની ના કહેવામાં આવતી નથી. આ પ્રકૃતિના સ્વરૂપમાંથી આખું વૈદ્યક શાસ્ત્ર ઉદ્ભવી આવ્યું છે પ્રકૃતિ ગુણો ઉત્પન્ન કરે છે, આ ઉપરથી ત્હમે સ્પષ્ટ શકશો કે એનાં સ્વરૂપો અનન્ત છે. હજુ પણ નવા નવા નિયમો અને સિદ્ધાન્તો મનુષ્યોને પ્રાપ્ત થતાજ જાય છે. આખું પદાર્થ વિજ્ઞાન પણ આ પ્રકૃતિ ગુણને આધિન છે. ત્હેને સંપૂર્ણ પણે ઓલખવું બહુ બહુ મુશ્કેલ છે. તે સ્થુલ રૂપ છે. એમ ધારવામાં આવે છે, પણ તે સ્થુલ દૃષ્ટિએ દેખી શકાય એવું નથી. મનની પેઠે તે વિવિધ રૂપ ધારી કૃતિ વાળી જોવામાં આવે છે. જેમ મનને વશ રાખવાના નિયમો છે, તેમજ પ્રકૃતિને ફેરવવાના પણ નિયમો છે, અને ત્હેનું પણ શોધન કરવામાં આવે છે. પ્રસંગો ત્હેમાં મદદ કરે છે.

માયાનું પણ આજ પ્રમાણે છે, પ્રકૃતિને વશ કરવી પડે છે, ત્યારે માયાને જીતવી પડે છે. માયા વિસામો લેતી લેતી બદલાય છે. પ્રકૃતિને રૂપ–રંગ અને ગુણ છે, તેમજ માયાને પણ છે. તો પણ માયાનું વહન વિશ્વ વહનથી ઉલટા પ્રકારનું પણ ત્હેનીજ અન્દર વહન કરતું જોવામાં આવે છે. માયાના કરતાં પ્રકૃતિનું વહન સારૂં છે. કેમકે તે બંને બાજુ ચાલી શકે છે. આ માયાનું વહન તો વિશ્વ વહનની સ્હામે પૂર જોસમાં અતિ તાણ વાળું જોવામાં આવે છે, સંગે કરીને પ્રકૃતિ બદલાય છે પણ માયા મૂકાતી નથી. એવો કોઈ પ્રદેશ બતાવો કે જ્યહાં માયાનો જરા પણ લેશ ( ગુણ ) ન જોવામાં આવે !! જો કે માયાને ઉત્પન્ન કરનારી પ્રકૃતિજ છે. પણ તે માયાનાં સ્વરૂપ ઘડીને જતી રહે છે, અગર માયાને વશ વર્ત્તવાને સ્હામી કૃતિમાં પ્રવેશ કરે છે. ત્હેના સ્થુલમાં રહેલા પ્રાણની પ્રકૃતિ સાથે એક થઈ જાય છે. ઘણી ઘણી વાર તે વકીલાતનું કામ કરતી પણ જોવામાં આવે છે, અને પોતાના અસીલને બચાવવા કરતાં મારવામાંજ સન્તોષ માનતી જણાય છે. એ વિશ્વ વહનની સાથે વહનકરતી પ્રકૃતિનો સ્વલ્પાંશ જે પ્રાણની પ્રકૃતિ રૂપે ઓળખાય છે, તે મનની સાથે અતિશય સંબંધ રાખે છે; જો મનને શાન્ત વર્તાવવામાં આવે તો પ્રકૃતિ પણ શાન્ત પ્રવર્ત્તે છે, જો મનને છુટું મૂકવામાં આવે તો પ્રકૃતિ પણ ત્હેનાથી વધારે છૂટ મે છે, તેમજ મન અવ્યવસ્થિત દશામાં રહેતું હોય તો પ્રકૃતિ પણ નિયમ વગરની રહે છે. મનના બળ સાથે પ્રકૃતિનું બળ વધે છે, અને

મન છેક નબળું થતાં પ્રકૃતિ પણ નિર્બળત્વ ધારણ કરે છે. મન સ્થુલ છે તો પ્રકૃતિ પણ સ્થુલ રૂપ છે. મતલબ કે મનની સાથે તે નિકટ સમ્બન્ધ રાખે છે, જેમ મનને શાન્ત રાખવાને મહેનત કરીએ છીએ તેમ પ્રકૃતિને શાન્ત રાખવામાં મહેનત પડતી નથી. કેમકે મનની શાન્તિ પહેલાં પ્રકૃતિ શાન્ત થવા માંડે છે. ઘણાઓની પ્રકૃતિ શાન્ત હોવા છતાં મનની સ્થિરતા હોતી નથી. પણ મનની શાન્તિ હોય ત્યાં તો પ્રકૃતિની શાન્તિ હોવીજ જોઇએ. ત્યારે હવે મનની શાન્તિ કેવે પ્રકારે અને કેવા સાધનોથી સ્થિર કરી શકાય, અને હેમાં અશાન્તિનાં મોજાં કેમ ન ઉદ્ભવે એમાં ખરેખરા ધૈર્યની અને શ્રદ્ધાની જરૂર છે. ઉત્સાહ પૂર્ણ એક સરખા નિયમથી પ્રથમ ધ્યાનાવસ્થિત સ્થીતિ પ્રાપ્ત કરતાં શીખવું જોઇએ, અને તે ધ્યાન કોઈ અમૂક નિશ્ચિત સ્વરૂપના ધ્યેય ઉપર પ્રાપ્ત કરવું જોઇએ. ધ્યાતાની ઇચ્છા અહીં ઉપયોગની નથી. એ તો માર્ગદર્શકની સદિચ્છાને આધિન વર્તવામાંજ લાભ છે. શરૂઆતમાં સ્વકૃતિ કાંઈ કામની નથી. અમૂક પંથે પહોંચ્યા પછીજ સ્વતન્ત્રતાને વળગાય તો સારૂં છે, નહિ તો લાભ મેળવવા જતાં લાભ તો ક્યાં રહ્યો, પણ કેવળ આપત્તિજ વ્હોરી લેવાય છે. સ્વામી શ્રી વિવકાનંદે પોતાના " રાજયોગ ઉપરનાં ભાષણો " માં કહ્યું છે કે—" મન એક માંકડા સમાન છે. હેને છૂટું મૂકો. જાય ત્યાં જવા દો. કુદે તેમ કુદવા દો, છેવટે શાન્ત થઇને એની મેળે ઠેકાણે આવશે. " આ વિચારની સાથે અમે કેવી રીતે અભિમત થઇએ.—? ! ન્હાનપણમાંથી જેમ કુમળા છોડને વાળીએ તેમ વળે. એ કહેવત પ્રમાણે મનને બાલ્યાવસ્થાથીજ નિયમમાં રખાવતાં શીખવું એ હેમનાં દરેક મા બાપની ફરજ છે. અને છુટું મૂકવાથી તો જેમ અશ્વ, ઉપરના સ્વારને પછાડયા પછી કે મારી નાંખ્યા પછી હેની પાસે આવે તે શા કામનું છે. જળ માણસને ડુબાડી જીવ લીધા પછી ઉપર લાવી તારે છે, પણ એ શા પ્રયોજનનું છે. એ તો નહિ સમજાય તેવી વાત છે. હા, ખીલો અને બન્ધન મજબુત હોય અને ત્હાં માંકડાને બાંધવામાં આવ્યું હોય તો પછી તે તેટલી હદમાં ગમે તેમ પોતાનું બળ પછાડયા કરે, તો હેનાથી તે સીમાનું ઉલ્લંઘન થશે નહીં, અને છેવટે શાન્ત થઇને સ્થિરતા ધારણ કરશે. તેમજ આ મર્કટ મનને ધર્મનો ખીલો બહુ મજબુત હોવો જોઇએ. નિયમની શૃંખલા અપરિચ્છિન્ન હોવી જોઇએ. હેણે કરીને વ્યક્તિત્વને બન્ધન હોવું જોઇએ. તોજ સ્વામીશ્રીનું સત્ય ફલદાયી નીવડી શકે, નહીં તો છુટું કોણ જાણે ક્યાંનું ક્યાંએ ભટકતું, રખડતું અથડાવી મારે, અને એવું થયા પછી હેને ઠેકાણે લાવવું કે નિયમમાં લાવવું બહુ મુશ્કેલ થઇ પડે છે, માટે પ્રથમથીજ ઉપાય કરવા એ વધારે સારૂં છે. રોગ થયા પછી મટવાના ઉપાયો કરતાં તે રોગજ ન થવા પામે તેવા નિયમોનું પાલન કરવું વધારે ઉચિત છે, કારણ કે તેટલો સમય વચ્ચે નિરર્થક જાય છે. અખંડ સન્ધાન રહેવાને બદલે વિભાજીત થઇ જાય છે, અને જોઇએ તેવું ફલ મળતાં વિલંબ લાગે છે. કદાચ અપૂર્ણ પણ રહે છે એજ પ્રમાણે મનને છુટું મૂકવાથી ઘણીવાર બહુ વિપરિત પરિણામ આવેલાં છે. એ તો સ્વામીશ્રીએ ધ્યાની થવાને માટે પ્રથમની અવસ્થાનું મનનું રૂપ બતાવ્યું છે. એમ કરીને ધીમે ધીમે મનને વશ વર્તાવતાં શીખવાનું છે. જો કે એ કામ બહુ મુશ્કેલ છે; તો પણ ધૈર્યના અવલંબનની સાથે તે કાર્ય પાર પાડી શકાય છે. તુમ્બી ફલને જેમ

વધારે યત્નથી જળમાં પ્રવેશાવીશું, તેટલાજ બળના પ્રમાણથી તે ઉછળી આવશે, પણ જો મરજી મુજબ ચલાવવું હોય તો તો ફરતા દોર વીંટી દોરીનો છેડો હાથમાં રાખી ગતિ આપીએ છીએ ત્હેના જેવું આ દૃષ્ટાન્તથી સમજી લેવું. ડુબાડવું નહીં, પણ તારવવું તેવીજ રીતે નિયમના દોરથી સંસાર સાગરમાં મન તુંબી પાત્રને સદાચરણ કે સત્કર્મના હાથમાં દોરનો છેડો આપી વર્તવાથી આપણું કાર્ય ઘણી સુગમતાથી થઇ શકશે. મનને અનેક પ્રકારની વિચિત્રતાઓ ટળી જશે; અને એક સરખા પ્રમાણથી ગતિ કરતી ધીમેધીમે આગળ વૃદ્ધિ પામતી જશે. સ્થુલ દેહમાં રહેલી પ્રકૃતિ બહુ ફોસલામણી છે, તે હવે મનને ભમાવી શકશે નહીં. એટલે પ્રકૃતિ ઉપર મનનો વિજય પ્રાપ્ત થશે. આ પ્રમાણે ચિત્તની સામ્યાવસ્થા પ્રાપ્ત થશે; ત્યાર પછી પ્રાણો પોતાનું બળ વધારી શકશે. બુદ્ધિ નિર્મળ થશે, અને ત્હેને લીધે વિચારો પણ પવિત્ર બનતા જશે, પ્રાણોની શક્તિ વૃદ્ધિ પામવાથી હૃદયનું બળ પણ વધશે, અને જ્યહાં હૃદય બળ વધશે ત્યહાં હમેશાં ઉન્નતિ—અભ્યુદય—ઉત્કર્ષ પણ થયાજ કરશે. જ્યહાં જ્યહાં હૃદય બળ તૂટયાં છે, ત્યહાં ધર્મની શિથિલિતા થયેલી પ્રત્યક્ષ જોવામાં આવી છે. આટલાજ માટે ધ્યાનની ક્રિયાને ધર્મના એક મુખ્ય અને આવશ્યક ભાગ તરીકે ગણી છે, આ ઉપરથી ત્હમે સમજી શકશો કે ધર્મના દરેક અવયવ રૂપમાં નિયમ અને ધ્યાન શા માટે પ્રથમજ યોજવામાં આવ્યાં છે; ચિત્તની સામ્યાવસ્થા પ્રાપ્ત કરવા ત્હેની કેટલી બધી જરૂર છે. તે વગર વિલંબે કહી શકાય તેમ નથી. નિયમો જોવાથી કે જાણવાથી તો કિમ્મત વગરના લાગે છે, પણ જ્યારે ત્હેનો અનુભવ થતો જાય છે તેમ તેમ ત્હેની કિમ્મત વધારેને વધારે અંકાતી જાય છે, અને દરેક કર્તવ્યમાં રહસ્ય શું છે ! તે સમજાઈ જાય છે. એક ધ્યાનનીજ જ્યારે આટલી મહત્તા છે, તો ત્યાર પછી બીજા વિશેષ ઉપયોગી કે જેથી સમદર્શીત્વ પ્રાપ્ત થાય, અને આત્માનું અવિનાશીત્વ સિદ્ધ થાય એવી ઉચ્ચતર ક્રિયાઓમાં કેટલો મહત્તા અને આનંદ રહેલાં છે, તે અનિર્વચનીય છે. પ્રથમ-નિયમ અને ધ્યાનને લક્ષમાં લેઈ તદનુસારવર્તન ચલાવવાથી જે ફળ પ્રાપ્ત થાય છે, ત્હેમાં પેલી અનિર્વચનીયતાનાં બીજ રહેલાં છે. તે હવે સ્પષ્ટ પણે જોઈ શકાય છે. આ પ્રમાણે પ્રકૃતિ અને મન એક બીજાને આશ્રયે રહેલાં મટી જાય છે, અને એક રૂપ થઈ જાય છે, પછી બંનેનાં કાર્ય જુદાં હોતાં નથી.

**પ્રકૃતિ ત્રિવિધા મતા :** સત્વ, રજ, અને તમ. જેમ ઘણા પ્રસંગોમાં **બુદ્ધિ-કર્માનુ સારિણી** છે, તેમ ઘણા ખરા યોગોમાં **પ્રકૃતિ : સંગાનુકારિણી** પણ જોવામાં આવે છે. આ પ્રકૃતિના મુખ્ય ત્રણ ભાગોમાં પણ દરેકનાં અધમ, મન્દ, મધ્યમ અને ઉગ્ર એવાં સ્વરૂપો હોય છે. અને એ પ્રમાણે ભાગ-વિભાગમાંથી અનેક પ્રકારના ભિન્ન ભિન્ન પ્રમાણના સંઘટ્ટનથી અનન્ત ઉપવિભાગો પણ થયેલા છે. એકજ કૃતિમાં પણ વખતો વખત જુદાં જુદાં સ્વરૂપો ઘડાતાં જાય છે, અને એકના શુદ્ધસ્વરૂપને બદલાવી નાંખી ત્યાં બીજું સ્વરૂપ આવી ઉભું રહે છે. છતાં ત્યાં કાંઈ તફાવત માલુમ પડતો નથી. એ પ્રકૃતિના નિયમોમાં એક ચમત્કારિક ભાવ જોવામાં આવે છે. પ્રસંગોને લઇને તેમાં ઓછા વધતા ફેરફારો થયા કરે છે. દરેકનો ત્હેના ઉગ્ર સ્વરૂપથી નિશ્ચય

કરવામાં આવ્યો હોય તો ત્હેમાં બહુ નવાઈ પામવા જેવું નથી. એ ઉગ્ર સ્વરૂપોજ કાર્ય સાધક છે. સત્વની ઉગ્રતા એટલે ઉચ્ચતા સમજવી. છેવટનું છેક ઉંચામાં ઉંચું સ્વરૂપ જે ત્હેના ખરે ખરા આનન્દ અને સુખનું પ્રભવ સ્થાન છે, અને વૃત્તિને નિર્મળ તથા શાન્ત કરે છે. બાકી બીજી બેનાં સ્વરૂપો એવાં સુખદાયક નથી. રાજસ અને તામસ પ્રકૃતિની ઉગ્રતા ત્હેના સેવક પામે જે જે કર્મો કરાવે છે ત્હેનાં ફળો તુરતજ નહીં મળતાં બધાંનાં એક સામટાં એજ વખતે આવી મળે, એવું પણ જોવામાં આવે છે. અધમતા તો દેખાપ્રતીજ અધમ ફળોને આપે છે. મંદ અને મધ્યમ ગુણોવાળી દરેક પ્રકૃતિના કાર્યને પશ્ચાત્ તુરતજ ફળો જોવામાં આવે છે. જો કે બધી વખત આમજ બને છે, એમ પણ કહી શકાય નહીં. પણ ઘણા ખરા પ્રસંગોમાં એની ના પણ કહી શકાય નહીં. એટલા ઉપરથી હવે ત્હમે કહી શકશો કે-એકજ વ્યક્તિને ત્હેના સારા ગુણો છતાં પણ એકજ વખતે ઉપરા ઉપરિ દુઃખો કેમ આવી પડે છે. તે હવે સહજ સમજાય તેવું છે. પ્રકૃતિના ઉગ્રતાને લીધે તે પોતાના કાર્ય ક્રમમાં આગળ વધતો જાય છે, અને પછી કેટલી હદ સુધી આગળ વધે છે, અને કેવાં કેવાં કર્મો કરે છે, તે નિયામક એક દૃષ્ટિથી જોવા કરે છે અને જ્યારે ત્હેની છેવટ હદ આવી રહે છે. ત્યારે ત્હેને નિર્બળ બનાવવા સારૂ, અને શુદ્ધ સત્વની પ્રકૃતિનું ભાન કરાવી તે તરફ વાળવા સારૂ-એક સામટાં તૈયાર કરેલાં ફળોને તે તરફ ફેંકે છે. સૃષ્ટિના નિયમો પોતાનું કાર્ય સાધે છે. જો છેવટની હદ આવ્યા પહેલાં પ્રસંગવશાત્ કોઈ આકસ્મિક કારણથી કાર્ય ક્રમ અટકી જાય તો અને વૃત્તિ પાછી વળતાં સમજી જાય તો પ્રમાણમાં ઘણું ઓછું ફળ મળે છે. આ બાબત જ્યારે જોઈએ તેવી સમજવામાં આવે છે, ત્યારે અજાયબી થાય છે અને દરેક વ્યક્તિને વર્તનને માટે કેવો એક સીધો સરલ પંથ છે, તેમ યથાસ્થિત જણાઈ આવે છે, અને તેથી આડાં અવળાં ચાલતાં કેવાં કેવાં વિપરિત ફળો છે, તે પણ જોવામાં આવે છે.

આ પ્રમાણે હવે સુખ અને દુઃખ કેમ ઉદ્ભવી આવે છે, સુખો કેમ પ્રાપ્ત કરી શકાય, દુઃખો કેમ ઓછાં કરી શકાય, ત્હેના યોગ્ય ઇલાજો આ ઉપરથી આપણા સમજવામાં આવ્યા સિવાય રહેશે નહીં. સુખ અને દુઃખ શું છે ? તે ક્યાંથી કેવી રીતે ઉત્પન્ન થાય છે, તે જોઈ શકાય છે. પ્રકૃતિમાં પણ સુખ અને દુઃખ રહેલાં છે. પ્રકૃતિ કેટલુંક સુખ મેળવી શકે છે, તેમજ દુઃખ ઉત્પન્ન કર્તા પણ તેજ છે. પ્રકૃતિમાં સત્વનું પ્રબળ વધતું જાય પણ તે બુદ્ધિ, વિચાર અને તર્ક પૂર્વક હોય તો તે સુખ-સન્તોષ પ્રાપ્ત કરી શકે, તે સિવાય તો સત્વ દુઃખદ છે. પ્રકૃતિમાં સત્વનું અતિ—ઉચ્ચ સ્વરૂપ બહુ વિશાલ છે, અને તે પ્રાપ્ત થયા પછી દિન પ્રતિદિન વધતુંને વધતુંજ જાય છે, અને તે શાન્ત પ્રદીપ્ત તૈજસમાં તેથી ઓછા તૈજસના સત્વ વાળાં આવી સમાતાં થાય છે. કેટલાંક અંજાઈ પણ જાય છે. રાજસમાં પણ એમજ બને છે. અને તામસમાં પણ એવુંજ જોવામાં આવે છે. દરેકમાં ત્હેનું ઉગ્ર સ્વરૂપ નેતા રૂપ હોય છે. અને બીજા ત્હેમાં અનુયાયી હોય છે. આ પ્રમાણે છે. એટલાજ માટે શ્રી ગીતાશાસ્ત્રમાં વિભૂતિ દર્શન રૂપ યોગમાં શ્રી કૃષ્ણ પરમાત્માએ સમજાવેલું છે કેઃ જનાવરોમાં સિંહ હું છું. રમતોમાં જુગટું હું છું. કવિઓમાં ઉશના કવિ હું છું. ઋતુઓમાં વસન્ત હું છું.

વગેરે વગેરે જે કહેલું છે, તે હ્હેના ઉગ્રસ્વરૂપનું યથા દર્શન કરાવી આપવા સારૂજ કહેલું છે. વળી શ્રી કૃષ્ણ પરમાત્મા પ્રાકૃત સ્વરૂપ છે, અને પ્રકૃતિનું પ્રકૃત સ્વરૂપ તો પહેલાંનું છે, કે જેમાંથી તેઓએ અવતાર ધારણ કર્યો. એ મૂળ સ્વરૂપમાં તે આપણને બહુ બહુ વિસ્તાર વાળી લાગે છે અને એ પ્રકૃતિનો એક અંશ–માયા છે, પણ તે પ્રકૃતિની અન્દરજ. બહાર તો તે પ્રકૃતિ કરતાં પણ અતિ સ્વરૂપ વાળી છે. એક બીજાને ભૂલવતાં જાય છે. પ્રકૃતિ જેમ ત્રણ મુખ્ય અને બાકી અસંખ્ય પેટા વિભાગમાં વહેંચાયલી છે, તેમજ માયા પણ ત્રણ મુખ્ય અને બીજા અસીમ વિભાગોમાં વહેચાયલી છે. તામસ અને રાજસ ગુણોના દરેક ભાગ અને ઉપવિભાગોમાં થઇને બુદ્ધિ પાર જાય અને સાત્વિકી માયા, અને સાત્વિકી પ્રકૃતિને પાર ગયા પછી તે પોતે પોતાને ઓળખી શકે છે. બુદ્ધિ ત્હેમને ઓળખાવી શકે છે યૌગિક ક્રિયાઓ આમ થવા સારૂજ ઉત્પન્ન કરવામાં આવી છે. ત્હેના ક્રમ પણ આ કૃતિને પ્રાપ્ત થવા સારૂજ યોજનામાં આવ્યા છે. હઠયોગ અને રાજ યોગ ત્હેનાં મુખ્ય અંગો છે. અને બીજા કરતાં પહેલું વધારે મુશ્કેલ છે, મુશ્કેલ છતાં રસ્તો ટુંકો છે, 'અને નિરંતર સહાયની જરૂર રહે છે દરેક પગથિયે પહોંચ્યા પછી આગળના પગથિયા માટે ગુરૂની સહાયની જરૂર રહે છે, તેમ છતાં ચ્હડવું મુશ્કેલ છે. એકજ પગથિયા ઉપર અનેક ઉત્સાહીઓ ઉભા હોય ત્હેમાંથી ગુરૂની સહાયથી પણ ઘણા થોડાજ આગળ જઇ શકે છે. રાજયોગમાં જાણવું એટલુંજ જરૂરનું છે, અને પછીનું વર્તન પાળવાની જરૂર છે. જો કે રસ્તો લાંબો છે, પણ સુગમ છે, ચ્હડવાની મુશ્કેલી વગરનો છે. તેમ તે મધ્યમ વર્ગનો છે. કોઇ ખાસ અમુક પ્રકારના કાર્યને માટે યોગ્યતા ધરાવતો હોય. એવું પણ જોવામાં આવતું નથી. તો પણ સામાન્યતઃ સર્વ તત્વોનો તે ગ્રાહી થવા ઇચ્છે છે. અને આગળ વધવા છતાં પણ એના એજ સ્વરૂપમાં હમેશાં રહે છે. લક્ષ્ય તો બંનેનું સત્વ પ્રાપ્ત કરવાનું એકજ છે. હઠ યોગ વ્યવહારથી જુદો પડી જણાઇ આવે છે, ત્યારે રાજ યોગ વ્યવહારની દિશામાં પણ સામાન્ય પણે જળવાઇ રહેલો માલમ પડી આવે છે; અને તે તેની કોટિમાં અતિ ઉત્તમ પ્રકારે હોય તો સત્વની વિશુદ્ધિ અને પ્રાપ્તિ તથા સ્થિરતા જળવાઇ રહે છે, આ એ પણ એક સુખ પ્રાપ્તિ અને દુઃખનિ વૃતિનો પરમ સરલ માર્ગ છે, આ સિવાયના હઠયોગ, અને રાજયોગનો એક પણ અંશ નહિ ધરાવતા હોય એવા રસ્તાઓ દુઃખના ઉત્પાદક છે. આવે સમયે પ્રકૃતિનું ઉગ્ર સ્વરૂપ અને મનની હઠીલાઇ તથા અન્ય પ્રતિ તુચ્છકાર જોવામાં આવે છે, પણ જ્યારે પ્રકૃતિ અને મન માર્ગ સિવાય ચાલ્યાથી નિર્બળત્વ ધારણ કરે છે. ત્યારે તે કૃત કાર્ય ને સ્મરણમાં લાવી પશ્ચાત્તાપ કરે છે, અને કાં તો ત્હેનાં ફળો ત્હેને પ્રત્યક્ષ દેખા દે છે ગ્લાનિ ઉપજાવી ભયભીત બનાવે છે, અને કેમ જાણે કાર્યનો બદલો ન આપતાં હોય એવું જણાય છે. એક અતિ હદ પાર શિકાર કરનાર રાજા—રાજસ પ્રકૃતિના અત્યુગ્ર સ્વરૂપને ધારણ કરતો રાજ યોગ કે હઠ યોગને બિલકુલ નહીં પિછાનતો હતો, ત્હેના મૃત્યુ સમયે નર હરિણો ચારે તરફ શીંગડાં મારતા વીંટલાઇ વળેલા જોવામાં આવ્યા; અને તે બધાના ભયથી ચીસ પાડી મૃત્યુને શરણ થયો. આ તો એકજ વ્યક્તિનો દૃષ્ટાન્ત છે. પરન્તુ આવાં આવાં ઘણાં સ્વરૂપો જોવામાં આવે, અને તે બધાનો ઉપરોક્ત કથનની સત્યતા દર્શાવવાનો ઉદ્દેશ છે.

વળી અતિ-ઉગ્ર પ્રકૃતિ-પોતાના સ્વરૂપમાં, આગળને આગળ વૃદ્ધિ પામતી ચાલી જતી હોય છે, ત્યારે રાજસ પ્રકૃતિ અને તામસ પ્રકૃતિને નિવારવાને માટે હેને લગતા સંબંધમાં કોઈ એવી પ્રકૃતિનું સ્વરૂપ ઉતરી-અવતરી આવે છે કે હેને તે ન પહોંચી શકે. જ્યારે બીજા અનેક પ્રસંગો હેને નિવારવાને અર્થે નિષ્ફળ નીવડયા છે. દરેક ઉપાય રજઃ પ્રાપ્તિ થઈ ધુલિમાં મળી ગયેલા છે, અથવા જાય છે, તે સમયે પેલી અવતરી આવેલી શક્તિ રૂપ પ્રકૃત સમર્થ ઉપાય કે સાધન રૂપ થઈ પડે છે. શ્રમિત થઈ પાછી ફરેલી પ્રકૃતિનાં સ્વરૂપો તો કથે છે કે, " એહ જાણે—ને એનાં કર્મ જાણે " એમ કહી અટકી જાય છે. અથવા અનુચ્ચાર સ્થિતિ ભોગવે છે, કદાચ કથનારને પણ અભિમાન વૃત્તિનો આવેશ ઉત્પન્ન થઈ કથવા જાય છે, તો હેને પોતાનેજ કોઈ એવા પ્રસંગો પ્રાપ્ત થાય છે કે તે અન્ય વ્યક્તિને સમજાવવા જતો અટકી જાય છે; હવે પછી આ સર્વને માટે નિયામક ને ગોઠવણ કરવી પડે છે અને તે એવા પ્રકારની કે;— પેલાં ઉગ્ર સ્વરૂપો ને તે પહોંચી વળે—અથવા પહોંચી વળવાને સમર્થ થઈ પડે. આમ કહેવાનું કારણ એમ કે અવતરતાં વેંતજ પહોંચી વળે એવો કાંઈ નિયમ નથી. એ તો આગળ જતાં જ્યારે ખરેખરો પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારેજ કાર્ય કરવાને તત્પર થાય છે, વખતે એવું પણ થાય છે કે પ્રકૃતિનું અત્યુગ્ર સ્વરૂપ પોતાના પથમાં આગળ વૃદ્ધિ પામતું હોય છે, તત્સમયે પેલું નિવારક શક્તિ સ્વરૂપ પણ આગળ વૃદ્ધિ પામતું હોય છે. જ્યારે ઉગ્ર સ્વરૂપ હદ બ્હાર વૃદ્ધિ પામી હેને અટકાવવાની કે ફેરવવાની જરૂર છે, ત્યારે નિવારક શક્તિ એક ખરેખર સંપૂર્ણ સ્થિતિને પ્રાપ્ત છે. એક વૃદ્ધ સમાન છે, ત્યારે બીજું પૂર્ણ યૌવન છે.

( ચાલુ. )

મહાકર—નાગર.

---

# ॥ सखा संवाद ॥

( મળેલુ )

દેવી પ્રસાદ—પ્રારબ્ધ અને પુરૂષાર્થ એ ઉભય વચ્ચે સાંપ્રતકાળે મોટો કલહ છે. પુરૂષાર્થ અને પ્રારબ્ધ ને ઊંડા ઉતરી વિલોકીએ છીએ તો એ ઉભય વડે જ કાર્ય સધાતું જોવામાં આવે છે., હવે એ ઉભયમાંથી કોની ઉત્તમતા કહેવી એ મ્હારી બુદ્ધિને અગમ્ય જ છે. તમે તેનો કંઇ પણ નિર્ણય લાવશો એવી આશા રાખું છું.

શાન્તિ પ્રસાદ—કાળચક્રના પરિભ્રમે જન મંડળમાં વિચારનો પરિવર્ત થયા કરે છે, અને એ પરિવર્તમાં જે વિચાર બાહ્યદષ્ટિએ ફળપ્રદરૂપે દેખાય તેને પ્રાધાન્યતા

અર્પવામાં આવે છે. કિન્તુ જે શાસ્ત્ર દશાઓ છે–કાર્ય કારણરુપવ્યાપ્તિના નિયમોથી અભિજ્ઞાત છે-તેઓ આં કેવળ બાહ્યબાળદૃષ્ટિમાં સત્યાંશ કેટલો છે, તેનું નીરીક્ષણ કરી પ્રત્યક લક્ષ્ય દૃષ્ટિવડે અધિક સત્યાંશ નીરખવા પ્રવૃત્ત થાય છે. કાર્ય કારણની વ્યાપ્તિના નિયમો વડે રચાયલી જગદ્ રચનાના એક પછી એક પાના ફેરવી તેમાં રહેલા નિગૂઢ સિદ્ધાન્તોને દગ્ગોચર કરે છે. પશ્ચાત સ્થૂલ દૃષ્ટિ માટે અન્ય રીત્યા પ્રત્યક્ષ કરાવે છે. સ્થૂલ દૃષ્ટિને તે રીતિ માન્ય કરવી જ જોઇએ. જો પ્રમાદથી તેમ કરવામાં નથી આવતું તો પરિણામ વિપરીત આવે છે, જેનું કેટલેક અંશે આપણું નિવાસ સ્થાન ઉદાહરણ છે.

બાલદૃષ્ટિ એ પુરૂષાર્થવાદી છે. સ્થૂળ દૃષ્ટિમાં અજ્ઞાનતા (અયથાર્થ સમજણ) છે અને તેથી જ આ કલહનો ઉદ્‌ભવ છે. આપણે સૂક્ષ્મરીત્યા શાસ્ત્રદૃષ્ટિવડે વિલોકીશું તો એ ઉભયમાં રહેલું સત્ય દગ્ગોચર થશે અને ત્યારેજ તેનો નિર્ણય થશે.

પૂર્વે આરંભાયલું તે પ્રારબ્ધ અને પુરૂષના અર્થે માટેની વર્તમાન પ્રવૃત્તિ એ પુરૂષાર્થ, આમ ઉભય શબ્દોની વ્યાખ્યા છે. વાસ્તવે તો ઉભયમાં પ્રવૃત્તિ સિદ્ધ જ છે. કિંતુ એકમાં વર્તમાન છે; જ્યારે અન્યમાં ભૂત છે. આટલો જ તેઓમાં વિભેદ છે. આમાં કોની ઉત્તમતા કહેવી અને કોની અનુત્તમતા કહેવી એ પ્રશ્ન જ નથી, કિંતુ એ ઉભય જે રૂપે છે તેજ રૂપે તેઓને સમજવું એજ પ્રશ્ન મનનનીય છે, અન્ય વિવાદની આવશ્યકતા નથી. એજ જ્ઞાન કહેવાય છે. વસ્તુને તેના યથાર્થ રૂપે સમજવું એજ શ્રેયસ્કર છે. સિવાય શબ્દ જાળવડે વાદમાં ઉતરી અજ્ઞાનના ઊંડા કુવામાં પડવું એ અશ્રેય છે, અને તેથી જ વિજ્ઞાનવિદ પુરૂષો જલ્પ અને વિતંડા વાદને અશ્રેય ગણી સંવાદને માન્યગણી શાસ્ત્ર, યુક્તિ અને અનુભવથી તત્ત્વનો નિર્ણય કરે છે કે જે કલ્યાણ રૂપ છે.

શાસ્ત્રમાં પ્રારબ્ધ અને પુરૂષાર્થ એ ઉભયને એક બીજાથી શ્રેષ્ટ વર્ણવ્યા છે. આમ શાને માટે છે આ પ્રશ્નને લઇ આપણે સ્થૂલ ઉદાહરણરૂપે વિલોકીએ કે જેથી તેમાં રહેલી યથાર્થતા સમજાય છે.

મુંબાઇથી અહમદાવાદ લગભગ ૩૫૦ માઇલને અંતરે છે. ભિન્ન ભિન્ન કાળે અનેક પુરૂષો મુંબાઈથી અહમદાવાદ જવા માટે નીકળેલ. આમાં કેટલાક પુરૂષો અહમદાવાદથી પચ્ચાશ માઇલને અંતરે આવી પહોંચેલા, કેટલાકો સો માઇલને, કેટલાકો દોઢસો માઈલ અને કેટલાક અઢીસો માઇલ દૂર હતા; જ્યારે કેટલાક તેજ સમયે મુંબાઇથી નીકળેલ હતા. પચ્ચાશ માઇલને અંતરે આવી પહોંચેલમાંના કેટલાકો ત્વરિત ગતિથી અહમદાવાદ જઇ પહોંચેલ; કેટલાક ધીમી ગતિથી થોડેક દૂર રહેલા હતા,. જ્યારે કેટલાકો પછીથી જઇશું એમ ધારી ત્યાંજ બેસી રહ્યા. હવે સો માઇલને અંતરે જેઓ હતા તેમાંના ઘણાઓએ અતિ ત્વરિત ગતિથી ચાલતાં ત્યાં જેઓ બેશી રહેલ તેઓને પ્રાછળ મુકી થોડેક દૂર આવી પહોંચેલાઓને પકડી પાડયા. કિંતુ અહમદાવાદ જઇ પહોંચેલ પુરૂષોથી તો

તેઓ પાછળ જ રહ્યા. જેઓ ધીમી ગતીથી ચાલતા હતા તેઓ ત્યાં બેસી રહેલાઓની પાસે આવી પહોચ્યા, અને આગળનાઓથી પાછળ રહ્યા. જેઓ ઘણી જ ધીમી ગતિથી પ્રયાણ કરતા હતા. તેઓ તો પચ્ચાસ માઈલને અંતરે બેસી રહેલ પુરૂષોને પણ પકડી પાડવા અશક્ત થયા. જેઓ દોઢસો માઇલને અંતરે હતા અને મુંબાઇથી નીકળેલ હતા તેઓમાંના, તિવ્ર, મૃદુ, તિવ્રતર અને તિવ્રત્તમ ગતિના યોગે, એક બીજાથી આગળ વધતા અને પાછળ રહી જતાં; આ સર્વેનું કારણ કાળ અને ગતિની ભિન્નતા છે. સર્વેનું ગંતવ્ય સ્થાન અહમદાવાદ છે. પૂર્વકાળે પ્રયાણ કરેલ પુરૂષ, ધીમી ગતિથી જો પ્રયાણ કરે છે તોં પણ મુંબાઇથી વર્તમાનકાળે નીકળેલ પુરૂષથી ત્યાં પ્રથમે પહોચે છે, અને મુંબાઇથી વર્તમાનકાળે નીકળેલ પુરૂષ ગમે તેવી ત્વરિત ગતિથી ચાલે તોપણ ત્યાં તેની પહેલાં પહોંચી શકે નહિ. તેમજ વિલંબે પહોંચવા પણ તેને પ્રયાસ ઘણો કરવો પડે છે, તોજ ત્યાં પહોંચી શકે છે નહિ તો તેને અતિવિલંબ લાગશે. આજ પુરૂષાર્થ અને પ્રારબ્ધનું સ્વરૂપ છે, અને એનાવડેજ તેનો નિર્ણય છે. સિવાય ઉત્તમતા અને અનુત્તમતા એ વૃથા વાદ માત્ર છે.

ઉકત દૃષ્ટાન્તથી આપને સમજવામાં આવ્યું હશે જે પ્રાબ્ધ એ ફલ પ્રાપ્ત્યર્થે કરેલ પૂર્વ પ્રયત્ન છે જેઓ ફલ પ્રાપ્તિ કરી ભોગવવાથી વિમુખ રહેલ તેઓને આ જન્મે વિના પ્રયાસે ફળરૂપ ભોગ સંમુખ થાય છે. જેઓએ થોડો પ્રયાસ કરેલ હશે અને તેની પ્રાપ્તિ માટે અન્ય થોડા પ્રયાસની આવશ્યકતા થોડી હોયછે તેઓ આ જન્મે થોડા પ્રયાસે ફળરૂપ ભોગ સંમુખ થાય છે. અને જેઓએ તદર્થે પૂર્વે કઇ પણ પ્રયાસ નથી કરેલ, તેઓને આ જન્મે અતિ પ્રયાસ કર્યાં છતાં પણ કંઇ ફળરૂપ ભોગ સંમુખ થતો નથી. પ્રયાસમાં જે ફલરૂપ ભોગની વિભિન્નતા દૃષ્ટિ પથમાં આવે છે, તે આને લઇને છે. પૂર્વે ફળ માટે કરેલ અપૂર્ણ પ્રયાસ જો આ જન્મે પુરૂષાર્થ વડે પરિપૂર્ણ કરવામાં આવતો નથી તો ફળરૂપ ભોગથી વિમુખ જ રહેવામાં આવે છે, અને તેથી જ પ્રારબ્ધની સાથે પુરૂષાર્થની આવશ્યકતા છે, કે જે સાંપ્રતકાળે મુખ્યકમનાય છે.

ઉકત સર્વે આધુનિક પ્રવૃત્તિને અનુસરી કહેવામાં આવ્યું, કિંતુ આર્યસિદ્ધાન્તકારો પુરૂષાર્થ–ક્રિયમાણ અને પ્રારંબ્ધ એ ઉભયને સંચિતની સાથે મેળવી કર્મવ્યવસ્થાનિયોજે છે. તેઓનો અભિમત એવો છે કે જે કર્મ જે છે તે અનાદિ છે. અને પૂર્વ પૂર્વ કર્મો ઉત્તર ઉત્તર કર્મોના કારણ થઇ, કર્મની અનંત જાળ અનંતકાળ માટે ગુંથે છે. મન, વાણી અને શરિર વડે જે જે કર્મો વર્તમાનકાળે કરીએ છીએ તે સર્વે ક્રિયમાણ કર્મો કહેવાય છે. વર્તમાનકાળે એ કર્મો ફળરૂપ ભોગ ઉપજાવવા અશક્તછે કિંતુ એ કર્મો, હૃદયમાં પ્રતિબિંબિંત–સંસ્કારરૂપે રહે છે, અને પૂર્વે કરેલાં અનેક કર્મો, જે હજી અપકવ છે, તેઓમાં તે મળી જાય છે. તેઓ સંચિત થઇ રહે છે. સંચિત એ અનંત કર્મોનું સંગ્રહસ્થાન છે. એમાંથી પ્રારબ્ધ કર્મોનો ઉદ્ભવ છે, ફળ આપવા માટે તત્પર થયેલા કર્મોનો,

આરંભથી તે અંત સુધીનો કાળ, એ પ્રારબ્ધકર્મ-કહેવાય છે. એ પ્રારબ્ધકર્મ જેઓ વિશ્વશક્તિના નિયમાનુસાર નિર્માયલા છે તેનો કદી અન્યથા ભાવ થવાનો નથી. અને તેથી પ્રારબ્ધજ ફળરૂપ માટે પ્રાધાન્ય હોઇ બળવત્તર છે. આમ હોવાથી પુરૂષાર્થનો અનવકાશ રહે છે, એમ કોઇ પ્રશ્ન કરે તો તેને માટે, આ પરિહાર છે. પ્રારબ્ધ કર્મો જે છે તેઓ બે રૂપનાં પરિણામો ઉપજાવે છે. એક વાસનારૂપ પરિણામ અને અન્ય, ફળરૂપ પરિણામ. આપણે ઉપર કહી ગયા તેમ ફળરૂપ પરિણામમાં કદી અન્યથાભાવ થઇ શકતો નથી. કિંતુ જો મનુષ્યાત્મા પુરૂષાર્થ માટે પ્રવૃત્ત થાય તો, વાસનાના સ્ફુરણમાં આ અન્યથા ભાવ કરી શકે છે, અને વાસ્તવે ત્યાંજ પુરૂષાર્થની સિદ્ધિ છે. એ પુરૂષાર્થથી શી ઇષ્ટતા પ્રાપ્ત થાય છે એ પ્રશ્ન માટે એજ પરિહાર જે, શુભ પ્રારબ્ધ કર્મોથી થતાં શુભરૂપ સુખદફળ અને શુભ વાસના માટે અન્ય પુરૂષાર્થની આવશ્યકતા. નથી, કિંતુ આપણે તેને પુષ્ટિ આપવા માટે પ્રયત્ન કરીએ તો તે વધારે કલ્યાણરૂપ છે. પરંતુ અશુભ કર્મોવડે થતી અશુભ વાસનાને આપણા પુરૂષાર્થવડે અટકાવીએ અને શુભવાસના સ્ફુરવાદઇ, શુભ કાર્યમાં જ પ્રવૃત્ત થઇએ, તો તેનું પરિણામ એ આવે છે જે, ફળ તો થવાનું હશે તે થશે કિંતુ સદ્વાસના અને સદ્કર્મવડે આપણા અંતઃકરણમાં શુભ કર્મોની છાપ પાડીએ છીએ જે અંતઃકરણમાં સંસ્કારરૂપે રહી ભવિષ્યમાં આપણું કલ્યાણ કરશે. જ્યારે અશુભવાસનામાં પ્રવાહિત થઇશું તો પુનઃપુનઃ અધમાતમાં જ ઉતરતા જઇશું અને તેથી જ વાસનાના સ્ફુરણમાં અન્યથાભાવ કરવા પુરૂષાર્થની અવકાશ સહ સાર્થકતા છે.

પુનઃ એ સર્વનો ઉપસંહાર એજ કે સુખ દુઃખરૂપ ફલભોગ ઉપજાવવામાં પ્રારબ્ધ પુરૂષાર્થ કરતાં બળવત્તર છે અને પ્રારબ્ધ યોગે હૃદયગત સ્ફુરતી શુભાશુભ વાસનાને સ્વેચ્છાનુસાર અન્ય માર્ગ પ્રતિ લઇજવામાં પુરૂષાર્થ પ્રારબ્ધ કરતાં બળવત્તર છે. તેજ તેનો યથાર્થ નિર્ણય છે, ન્યાય છે.

પુરૂષોત્તમ હરિકિંદાસ,

---

# ઉપાસના અને ૐ શબ્દનું ટુંકું વ્યાખ્યાન.

( મળેલું. )

( અનુસંધાન ગત વર્ષ પૃષ્ઠ—૧૮૩. )

હવે એટલું તો નક્કી કે મુંડક ઉપ૦ માં કહ્યું છે તેમજ ગીતામાં પણ એજ અર્થ પ્રકટ કર્યો છે કે સંસાર વૃક્ષ કે જેને ધર્માધર્મથી થતાં કર્મ રૂપી બીજ છે, અને અવિદ્યા રૂડી જમીન ( Soil ) છે તેનાં મૂળ ઊંચે અને નીચે પ્રસ્તાર—શાખા પર્ણું ઇત્યાદિ. હવે એ વૃક્ષનું મૂળ સમજાય; એટલે ધર્માધર્મ—કામ, ઇચ્છા આસક્તિ—રૂપી બીજનું સ્વરૂપ જણાય; એટલે વળી જે બીજ અવિદ્યાની જમીનમાં ઉગી ફાલી રહ્યું છે તેનું રહસ્ય જણાય; ત્યારે એ વૃક્ષનો નિર્મૂળ પણે ઉચ્છેદ કરવો મુમુક્ષુને સુકર થઈ પડે. તો આવા હેતુથી મુમુક્ષુને ૐનું ધ્યાન ધરવાનું આવશ્યક છે. સર્વ કર્મનો સંન્યાસ થાય અને વિષય સંસારમાં, બહિઃસૃષ્ટિમાં, સમષ્ટિમાં આખા બ્રહ્મના સ્વરૂપનુ ખરૂં ભાન થાય માટે સંક્ષેપથી, થોડા વાણીના નિક્ષેપથી, ટુંકાઆયાસે, મનન કરીએ અર્થ સમર્થ; પણ માત્ર ૐ સાધી શકે છે. દ્રષ્ટાંત તરીકે એક દૃષ્ટિ મર્યાદામાં આવતા આકાશ માત્રનું વર્તુલ કલ્પનામાં દોરવાનું યત્ન કરીએ તો તે પૃથ્વી ઉપરથી શરૂ કર્યા પછી આગળ નહિંજ વધાય; પરંતુ સ્વાભાવિક રીતે વર્તુલ દોરવાનું ઊંચેથી શરૂઆત કરતાંજ ફાવશે. માટે ઊંચેથી શરૂ કરીને, એટલે ધર્માધર્મ બીજમાંથી આરંભનો ઉદય ગણીને વચલા અવકાશમાં અવશ્ય આવવું પડશે માટે પછી ત્યાંથી પૃથ્વી ઉપર પડાશે; એટલે મનુષ્ય યોનિમાં ઉપર કહ્યા પ્રમાણે અવતાર થયો. પરંતુ આ એકનું રૂપ માત્ર સમજાયુ. હવે એ

આકારઃ ૩ ઉર્ધ્વ લોક ⎧ ઉર્ધ્વ મૂળ.
મધ્યાવકાશ ⎨
પૃથ્વી ⎩ અધઃશાખ

હવે આમાં શું થયું તે સમજવા જરૂર છે. મધ્યાવકાશમાં જરા વાર ટકી રહેવાથી બંનેનો મેળાપ, એકત્ર ભાવ થાય છે, એટલે ઊંચા લોક (બીજું નામ ખાસ નથી અપાતું) અને પૃથ્વીને જોડી દેવાય છે. કારણ કે ધર્માધર્મનું બીજ નીચે શી રીતે આવે તે ઉપર એનો આધાર રહે છે. ઉપનિષદોમાં બધે—બૃહદારણ્યક મુખ્યત્વે—વાંચવામાં આવે છે કે કર્મ—પુણ્ય અને પાપ—એમાંથી જે જે સારાં ધર્મ, આચાર, વેદોક્ત વિધિ પ્રમાણે થયાં હોય તેમાં જે જે આહુતિ આપી હોય તે વડે, મરણાંતે દેહ બંધાય છે અને એ દેહ આપોમય માટે ઊંચે વાસ થાય છે. વળી એ દેહ યજ્ઞ—ધૂમ ઊંચે ગયેલ તેના ધરનો બંધાયેલ છે માટે તેનું સ્થાન ઉંચેજ હોય. હવે જો ઝાઝો અને સબળ સમૂહ આવા યજ્ઞ તપ દાન વિગેરેનો હોય ત્યાં રહે છે, અને ભોગો ચંદ્ર લોકમાં ભોગવ્યા પછી નીચે પૃથ્વી ઉપર યોગ્ય યોનિમાં અવતાર ધરે છે. પરંતુ એવો સમૂહ બળવાન ન હોય તો તો

થોડા કાળ પછી તરતજ જળ-મથનનું-ઓગળી જઈ તેનાં પરમાણુઓ અત્ર તત્ર ઉરાડાતાં ઉરાડાતાં વાયુના જોરથી મધ્ય ભાગે આવી અટકે, વળી ઉપર ચઢે; એમ તાણુ ખેંચ થયા કરવાથી થોડો કાળ વચલા પ્રદેશમાં કાઢવો પડે છે; અને એ વચલો ભાગ ઉર્ધ્વ લોક અને પૃથ્વીને એકત્ર મેળવે છે માટે સંગમ સૂચક બિંદુ જેવો આકાર વચમાં થઈ રહ્યા છે. એ ઉપર કહેલ વારિ બિંદુઓ વર્ષાના આકારમાં પૃથ્વી ઉપર પવન વિગેરેના જોર વડે યોગ્ય કાળે પડે તેમાંથી ધાન્ય થાય કે જે ધાન્ય મનુષ્ય ખાય અને રેતસ રૂપે સ્ત્રી યોનિમાં સિંચન કરે, તેથી એ ધર્મ અધર્મથી વીંટળાયેલ મનુષ્ય અવતરે. આ વિષય વળી વધારે અગાધ; પરંતુ અહિં તેનું પ્રયોજન નથી. અહિં તો માત્ર ૐ નો પેહેલો આકાર **શી રીતે** અને **શા માટે** અમુક થયો એ જાણવાનો ખરો ઉપયોગ હતો. હવે વળી આગળ ચાલતાં પહેલાં ૐ વિષે પ્રશ્ન ઉપનિષદ શું વધારે કહે છે તે તપાસીએ, ૐ એ **અપર** અને **પર** બ્રહ્મનું સ્વરૂપ છે; અર્થાત્ નિર્ગુણ બ્રહ્મ તેમજ સગુણ એટલે માયા સમેત બ્રહ્મ જેને હિરણ્યગર્ભ કહેવામાં આવે છે તે ૐ છે. વળી તૈતિરીય ઉપ૦ માં કહ્યું છે કે: ૐ નું ધ્યાન એકાગ્ર ચિત્તે કરાય તો અમર પદ પામે તે પહેલાં ઇંદ્રિયોની શક્તિ અધિક થાય: કર્ણ વધારે અવાજ—સૂક્ષ્મમાંથી સૂક્ષ્મ એટલે પરા પશ્યંતી ઇત્યાદિ—બધા સાંભળે. વળી માંડુક્ય ઉપ૦ માં કહ્યું છે કે: કાળ દિશાના બંધન તોડીને ૐ એ સર્વ અનંતતાનો પ્રકાશ કરે છે; અને પછી આત્મા જાગ્રદવસ્થામાં વૈશ્વાનર રૂપે ૐ ને ઘટાવતાં એવું વર્ણવ્યું છે કે એ સ્વરૂપ ને ઉપરનો વાદળ આકાશ મસ્તક સ્થાને, સૂર્ય આંખ સ્થાને, વાયુ તેનો શ્વાસોચ્છ્વાસ, સર્વ–મધ્ય–ગત વાતાવરણનો આકાશ તેનું શરીર, પૃથ્વી તેના પગ, અને ધાન્ય તેનું રેતસ તેમ યજ્ઞનો અગ્નિ તે તેનું મુખ. એ ઉપરાંત ૐ ને ત્રણ વેદો, ત્રણ લોક, ત્રણ શક્તિના ગુણો—સત્વ, રજસ, તમસ વિષ્ણુ શિવ અને બ્રહ્મા એ ત્રણ દેવો ઇત્યાદિ મહિમાથી વર્ણન કરાયેલું હર કોઇ ધર્મ ગ્રંથમાં સૌથી વાંચવામાં આવશે.

અવિચ્છિન્ન—અખંડ નાદ થયાજ કરે છે; પરંતુ તે સાંભળવામાં આ ઉપર કહ્યા પ્રમાણે શક્તિ પ્રગટ કરવી પડે છે; એ નાદનું કાંઇક અંશે સમાન સ્વરૂપ કહીએ તો પશ્ચિમના શાસ્ત્રમાં Music of the Spheres નામના વચનમાં સમાયું છે. જે નાદ અખિલ વિશ્વમાં પ્રસાર પામ્યો છે અને દરેક ગતિના એકત્ર એકાકાર સમૂહ—ધ્વનિ જે આપણી કલ્પનામાં પ્રાકૃત જનને પણ આવી શકે તેવો દિવ્ય પ્રકારનો કાંઇક નાદ હશે એમ સહજ અનુમાન હર કોઇને થઇ શકે. બે ચાર ભાગમાં જ્યારે વસુના રજકણો ઝંઝા વાતને સમયે દેશ કાળના માપમાં પૂરાઇ રહીને પણ જે સુસવાટ કરી મૂકે છે તે સુસવાટને સ્થાયી બિંદુ કરી આપણી કલ્પના શક્તિની મર્યાદાને વિસ્તારથી સામર્થ્ય બજાવવા દઇએ તો એક એવો અખંડ નાદ સર્વ સમગ્ર વિશ્વમાં ઉત્પન્ન થતો કલ્પી શકાય કે જે નાદ સર્વત્ર ફેલાઇ ગયેલ અને સતત વ્યાપી રહેલ તે સૃષ્ટિ નિર્માણ કાળે થયેલ હોવો જોઇએ. આ નાદ સૃષ્ટિ નિમાણ કાળે થયેલ પરંતુ તેને દેશ કાળનું માપ નથી; એવી રીતે હોવાથી તે આ અથવા ગમે તે સમયે સાંભળવામાં આવવો જોઇએ, છતાં અમુક માણસોજ એનો અનુભવ કરવા સમર્થ છે. તેનું કારણ માત્ર એટલુંજ કે જેણે શ્રવણ શક્તિ એટલે સુધી તીવ્ર કરી હોય કે પરાપશ્યંતી ઇત્યાદિ સર્વે વાગાવિર્ભાવ સાંભળી શકે. માત્ર આવો યોગાભ્યાસ સદઢ હોય તોજ આ સાધના પ્રાપ્ત થાય છે અને છેવટે સિદ્ધિ મળે છે: એટલા માટેજ ઇંદ્રિયો માત્ર વશ રાખી અમુક રીતે યોગાભ્યાસમાં કેળવવી આવશ્યક માની છે.

પરંતુ વળી બીજી રીતે વાક્ તથા વાયુને અતિ નિકટ સંબંધ યોગશાસ્ત્ર પણ માને છે. અર્થાત્ વાકનું શ્રવણ કરવા સારૂ, વાયુમાં ગતિ થયેલ ધ્વનિ, આકાશમાં સંચાર કરતે કરતે, શ્રવણેંદ્રિય ગ્રાહ્ય થાય, એવી દરેક વાક્ પ્રત્યે શ્રવણેંદ્રિય તીવ્ર થવી જોઇએ. આ વખત વળી એટલું કહેવું ઘટે છે કે સમષ્ટિમાં જેવું તેવુંજ બરાબર વ્યષ્ટિમાં. વ્યષ્ટિ તો સમષ્ટિનો ભાગજ છે; માટે પિંડમાં પણ બ્રહ્માંડ જેવું રહે, અને બંને એક સંપ એક રાગ, એકજ સ્વરૂપે થઇ રહેલની ખરી પ્રતીતિ થવી જોઇએ. આટલા માટે ૐ નું મનન એવું દૃઢ અમુક રીતે કરવાનું કે જેથી સમગ્ર વિશ્વરૂપ તેમાં સમાય અને એનું જ્ઞાન મુમુક્ષુને પૂર્ણ પ્રકારરૂપ થાય. છાંદોગ્યોપનિષદ્‌માં કહેલ છે કે: ૐ એ શબ્દ વાક્ પ્રાણ કે વાક્‌વાયુનું મિથુન છે; અને વાક અર્થાત્ શબ્દ=અવાજ; તેમજ પ્રાણ વાયુ અર્થાત્ પવન. વિજ્ઞાન—જડ—વાદીઓના મત પ્રમાણે સર્વના જાણવામાં છે કે પવનની અમુક ગતિથી શબ્દ=અવાજની ઉત્પત્તિ છે તો અહિં આ ઉપનિષદ્‌માં પણ વાણી અને વાયુને ૐ=દિવ્યનાદમાં સમાયલા, એકત્ર રહેલ, અર્થાત્ પૂર્ણ સત્તાથી પોતાના વ્યાપાર કરતા સમજવાના છે. વાણી તથા વાયુનો એકત્ર મેળ છે એવું સ્વરૂપ એજ જગ્યાએ પ્રકટ કર્યું છે અતિ રમ્ય છે. તે એ કે ઋગ્વેદ જે માત્ર વાણીની પ્રતિમા લેખાય અને સામ વેદ ગાયન પ્રકાર હોવાથી વાયુ સાથે નિકટ સંબંધ ધરાવતો મનાય, એટલા ઉપરથી એમ કહેલ છે કે વાણી—ઋક્ અને પ્રાણ—સામ એ બેનું મિશ્રણ, ઐક્ય ભાવ ૐકારમાં છે. એમ સમજીને તેનું ધ્યાન કરવું. વસ્તુતઃ, જ્યારે પ્રથમ શબ્દ બ્રહ્માના મુખમાંથી ઉપર

કહ્યા મુજબ નિઃસાર પામ્યો ત્યારે ૐ બોલાયો અને પછી ઋચા શરૂ થઇ; એ ઋચાનો ગાયન પ્રકાર થયો, ત્યારે પણ તેને ૐ સાથે વધારે સંબંધ રહ્યો; કારણ કે ગાયનને અમુક ધ્વનિ, અમુક નાદ, અમુક તાલ, એ વધારે કેળવવાનો વિષય થાય છે. માટે **ઋચનો સાર સામ અને સામનો સાર ૐ**; એ પ્રમાણે છાં૦ ઉપ૦ માં કહેલ છે અસંત સૂક્ષ્મ સ્થિતિએ રહેલ વાક જ્યારે વધારે સ્થુળપણે આવિર્ભાવ પામે ત્યારે તે પ્રથમારંભથી ને સ્થુળ ભાવ પામતાં સુધી વાયુનો અત્યંત સંચાર થાય અને પછી વાણીનો પ્રાદુર્ભાવ બને; માટેજ સામ સાથે—વાયુ કે પ્રાણ સાથે—અધિક નિકટ સંબંધ ૐકારનો ગણ્યો; અને ઋચ અર્થાત્ વાક્ કે શબ્દનો પ્રકાશ તે પછી થાય છે, માટે એટલે અંશે તેનું દૂર પણું. આ સમજુતી જડ—વિજ્ઞાન વાદીઓને રૂચીકર થશે !

વળી બીજી રીતે જોતાં પ્રત્યેક વ્યષ્ટિમાં આજ રીતે ઘટાવવાનું છે, અને તેનું સાધન યોગજ છે. પ્રાકૃત કલ્પનામાં પણ એટલું તો સહજ આવી શકે છે કે ૐ શબ્દનું ઉચ્ચારણ કરતે કરતે અથી શરૂ કરવું પડે છે; અને ઉ સાથે લેતાં, જો શ્વાસ લાંબી મુદત ટકાવી શકવા કોઈ સમર્થ હોય તો, ઘણે લાંબે વખતે અ ને ઉ મળી જઇ શકે છે; અને છેવટે મ બોલતાં વારનેજ મોંના હોઠ બંને બીડાઇ જાય છે. એ બોલાયો કે ૐ પુર્ણ થયો પણ વળી સાથે સાથેજ, શબ્દ—અવાજ જે આકાશમાં ઉત્પન્ન થયો હતો તેનો તાત્કાલિક નાશ થયો. કદાચ થોડી મુદત રણકારો " મમા " થી ઉત્પન્ન થયેલ, અને જે ધ્વનિ—મ્ મ્......એવો થઇ રહે, પણ તેનું આયુષ્ય તો કેટલું પોહોંચે ? હવે એ શી રીતે અ અ અ અ અ......ઉ ઉ ઉ ઉ ઉ...........મ્ મ્ મ્.........તે આવા જેવા તેવા આકારમાં સમજાવ્યાથી કાંઇક ખ્યાલ આવશે. અને પોતાના શ્વાસના ટકાવના સામર્થ્યનું જે પ્રમાણ તે પ્રમાણે લાંબી ટુંકી મુદત રાખી શકાયછે; તેમજ ઉ અક્ષરને પણ મ બોલ્યા કે હોઠ બીડાવાથી તો મૃત્યુજ થાય; પછી જરા ખોડો ખોબડો ધ્વનિ નીકળે તે " મ્ " જેવો. આમાં એટલું સૂચન કર્યું છે કેઃ અખિલ વિશ્વ સ્વરૂપનો સમાવેશ થઇ જાય એવા વર્તુલ આકારમાં આકાશ રોકવા પ્રયાસ કર્યો હોય તો ઉપર બતાવ્યા પ્રમાણે અ થી શરૂ કરી, એટલે સ્વર્ગના અવકાશને વર્તુલાકારની બાથ બીડાવી, નીચે ઉતરતે ઉતરતે જ્યાં પર્જન્ય વાસ છે ત્યાં આગળ સંગમ ગણ્યો છે, અને ત્યાં આ ઉચ્ચારણ કરવામાં પણ અ અ.........( કરતે કરતે )—ઉ ઉ ઉ............... જ્યારે બોલાય છે, ત્યારે આકાશમાં બંનેનો સંયોગ થવાથી ઓ બની જાય છે, તે હર કોઇ અનુભવ કરી પોતાના સ્વતંત્ર જ્ઞાન સારૂ સિદ્ધ કરી શકે એવી વાત છે. હવે ઉપર લખેલ ભાગમાં બતાવ્યા પ્રમાણે સ્વર્ગ સ્થાનમાં જ્યાં ચંદ્ર લોકમાં ઉપાસક યજમાન ફળ ભોગવે છે ત્યાંથી પાછો નીચે, ક્ષીણ પુણ્ય થવાથી, આવે ત્યારે પાછો વચલા પર્જન્ય સ્થાનમાં અટકે; અને ત્યાંથી મર્ત્ય લોકમાં જન્મ સ્થાન પૃથ્વી સાથે અ અને ઉ ના, સયોગને મેળવે, કે જન્મની પ્રાપ્તિ; અર્થાત્ એક શબ્દ—યોનિનો નાશ અને બીજીની પ્રાપ્તિનું સ્થાન જન્મમૃત્યુ લોક, કે જે ઉપરના ચિત્ર માંહેનું છેલ્લું પાંખડું વર્તુલ આકાર મહિલું છે. વળી અહિંઆં પણ હોઠ બંધ થવાથી ઐાં નો શબ્દ—જન્મ નવો કરવો

પડે છે, અને એક શબ્દ યોનિ નાશ માનવો પડે છે. વળી બીજી રીતે જોતાં જે સંસાર વૃક્ષને ધર્માધર્મ—બીજ ફાલી ફાલીને મધ્ય સ્થાનીય પર્જન્ય લોકમાં વિસ્તાર અટકે છે, તેનાં પર્ણ, ફુલ, ફળ બધું પૃથ્વી ઉપર અડકીને રહે છે; તે ફળ પૃથ્વીમાં જન્મ ધર્યાથી ભોગવાય છે એટલુંજ નહિં પણ તેજ ફલાનુરોધ બીજી કર્મ સરણિએ અવિચ્છિન્ન ધારાએ વહી જાય છે. તે મ બોલી રહ્યા પછી જે શબ્દ—ઉચ્ચારણનો નાશ થયો વર્ણવ્યો તે બતાવી આપે છે.॥

ઉપર કાઢેલા ચિત્રમાં તો ઉપાસક ને કર્મ, શુદ્ધ ધર્માચરણનાં, ભક્તિ ભાવ સહિત, હોવાથી પુણ્ય લોકમાં ગતિ થાય છે, એ ફળ ઉપાસનાનું એવું બતાવ્યું; પરંતુ ૐ એ તો પવિત્ર બ્રહ્મનું નિર્ગુણ સ્વરૂપ છે તે વિષે શું ? ओमित्येकाक्षरं ब्रह्म ॥ વળી ચિત્રમાં તો ૐ નું પહેલું ૩ એટલુંજ સ્વરૂપ આવ્યું; પણ ૐ આવો આકાર રહી ગયો, તે વિષે કહેવું બાકી રહે છે.

શ્વાસો શ્વાસ લેતી વખતે, ગ્રામ્ય ઢંગી રીતે વિચાર કરીએ તોપણ એટલી ખાત્રી થાય છે કે, " હાશ " એ વચન નીકળે ત્યારે ઉગ્રતા ઉપતાપ વિગેરેની શાંતિ થઈ હશે એમ લાગે છે; એ એવું સૂચવે છે કે શ્વાસ માંહે ને માંહે નીચે ઉતારવો હોય ત્યારે " સુસવાટી "—વાચક " સ " અક્ષરનું ઉચ્ચારણ, પ્રત્યેક મનુષ્યના મુખમાંથી થતું સંભળાય છે. કોઇને થાક લાગ્યો છે તેની શાંતિ થાવા સારૂ " સ સ "—એવો અવાજ સંભળાય છે; અને એજ પ્રમાણે શ્વાસને ઉંચે ચઢાવવો અથવા માંહે લેવો હોય ત્યારે જે ઉચ્ચારણ થાય છે તે " હ " અક્ષરનો છે. ખરૂં જોતાં એમ છે કે યોગાભ્યાસમાં " અજપા જાપ " ના નામથી ઓળખાતો " હુંસ " નામનો અવાજ અથવા " સોહં " એ ધ્વનિ થવાનું કારણ એટલું છે કે, " સો " અક્ષરના ઉચ્ચારથી અપાન વાયુનો દેહ માંહે રોધ કરવાનો; અને " હં " નો ઉચાર કરી પ્રાણવાયુ ને ઊંચે ચઢાવી નાક વાટે બાહાર લાવવાનો છે. આ બે પ્રાણાપાનની ગ્રંથિ હૃદય પુંડરીક પાસે બંધાય છે તેનો દેખાવ ગણીએ તો પણ આ ચિત્રમાં માત્ર અત્યાર સુધી ઉપર દર્શાવેલ ભાગ થઇ શકે;

અર્થાત્ પ્રાણ {
ગાંઠ— {
અપાન {

પરંતુ બીજા ભાગનું વિવેચન કરવા પેહેલાં એટલું કહેવું જરૂરનું છે કે સાથે સાથે " સોહં " એ એકાકાર વાચ શબ્દ છે **अहं×सः=अहं—ब्रह्मास्मि** અર્થાત્ જે અભેદ **तत्त्वमसि** મહા વાક્યમાં સમાયો છે તેજ અભેદ **એકાકારપણું**, પ્રત્યગાત્મા તથા પરમાત્માનું ઐક્ય બતાવનાર છે; અને એટલા માટે ૐકાર સર્વ વસ્તુમાં શ્રેષ્ઠ; અને સર્વ વેદમાં અગ્ર પ્રતિષ્ઠા પામેલ ગણાયેલ છે. " હુંસ " " હુંસ " એવું રટણ પર્યવસાન પામતાં માત્ર ભ્રમણાથી ભાસે છે કારણ કે " સોહં " " સોહં " એમ રટણ કર્યા કરતાં એક બીજા આગળ પાછળ આવતા એજ શબ્દના ઉચ્ચારણમાં હુંસ એ ઉચ્ચારણ જાણે થતું હોય નહિં એમ ભાસ થાય છે. —રામ રામ રામ લાંબા કાળના રટણમાં

કોઇ વાર મરા મરા એવું અસંત અનર્થક વચન સમજવાની ભ્રાંતિ થાય છે તેવી રીતે એમ છતાં " હંસ " નો અર્થ નથી એવું ન સમજવું કારણ કે " હંસ " એટલે પણ પ્રસંગાત્મા એવા અર્થની પ્રતીતિ થાય છે, માટે ૐકારમાં તો ઘણો અર્થ રહેલજ છે; ભૂલમાં ભ્રાંતિમાં પણ કાંઇક ન્યુનાધિક રહસ્ય વર્તાયાજ કરશે. ગુજરાતી કવિ વર્ગમાં પણ " સોહં " નું ભાંગીને, સંધાયેલ ભાગ અલગ કરી ખરૂં સ્વરૂપ પ્રકાશ પમાડયું છે તે પણ વિચિત્ર કૃતિ લાગતાં આનંદ આવે છે; સ×ઓં×હ—આમાંથી સ તથા હ ને દૂર કરતાં કેવળ નિર્લેપ પણે ઓં રહે છે; અર્થાત્ આવરણથી મુક્ત થયેલ, આત્મા પરમાત્માનું ઐક્ય સ્વરૂપ.

હવે પરમાત્મા બ્રહ્મમાંથી અસંખ્ય સંસારી જીવોની ઉત્પત્તિ થઇ અનંત કાળ સુધી અગાધ સ્થળ મર્યાદામાં ઘુમરીઓ ખાધા કરે છે; એ સૂચક રેખા—રણમાં ભમતાં મોહ પાશથી બંધાયેલ અને પરબ્રહ્મથી વિમુખતા ધરાવતાં જીવો માત્રની ગતિ દર્શાવનાર ચિત્રના ભાગમાં છે તે આ પ્રમાણેઃ—

જ્યારે સુષુપ્તિ અવસ્થામાં આત્મા પરમાત્માનું ઐક્ય થાય છે, ત્યારે છેક આત્યંતિક મુક્તિ ન થવા છતાં, અવિદ્યાને લીધે કામનાથી થયેલ કરમના ધરમાધરમ માંહેની વાસના રહી જવાથી જે સ્થિતિ થાય છે, તે ઐક્ય ભાવ પામ્યા છતાં જીવને શિવના મિલન થયા પછી પણ પાછું સંસાર સરણિમાં ચઢવું પડે છે. પરંતુ એ સરણિનો અત્યંત નાશ અવિદ્યાના નાશનો સહભાવી છે; તેથી જ્યારે આ અનત સરણિ બંધ થાય છે, ત્યારે જીવ શિવ એકાકાર થઇ જાય છે. એનો અંત માત્ર આવે છે ત્યારે અવિદ્યાનો અંત અને મૂળ સદ્ જ્ઞાન સ્વરૂપનો આનંદ ઉત્પન્ન થાય છે. આ વાત ઉપર અરધ ચંદ્રાકાર અને તે માંહેનું બિંદુ પ્રકટ કરે છેઃ—

સંસાર જાળની ઉપર જવાના અપર બ્રહ્મ તથા પરબ્રહ્મની ઉપાસના એમ બે મારગ હોવાથી નીચેનો વિમુખતા સૂચક મારગ છેક અધમ કરમ કરનારની સસાર સરણિ બતાવે છે, અને ઉપરનો ભાગ ઉપાસનાથી પ્રાપ્ત થયેલ પુણ્યને બળે ચંદ્ર લોકમાં સ્થિતિ; પરંતુ ત્યાંથી અધોગતિ ન કદાપિ થઇ ઉચ્ચતર સ્થિતિજ થયા કરે છે; એવું દરશાવનાર અરધ ચંદ્ર છે બિંદુ એકાકાર કરનાર તેજ. આ અરધ ચંદ્રનો આકાર માયાનું દરશન પ્રકટ કરાવે છે એમ કહેવું પણ અયોગ્ય નહિં ગણાય. કારણ કે બ્રહ્મથી અલગ છતાં બ્રહ્મને તેના સંયોગથી સગુણ કરી મૂકે છે એટલે મ જે મૃત્યુ વાચક ઉપર કહેલ તે પ્રમાણે મૃત્યુથી જોડાતા જીવની સમેત શિવનું સ્વરૂપ* થઇ ગયું. વળી એના સંમિલનથી વિમુખતા જે સંસારી અવસ્થામાં જીવની શિવ પ્રત્યે હોય છે તે પણ આવી ગઇ કહેવાય.

શંભુપ્રસાદ વિ. શિવપ્રસાદ મેહેતા.

---

* આને માટે માયાનું સ્વરૂપ બીજે પણ આ પ્રકારનું વરણન કર્યું જોવામાં આવે છેઃ—ऐंद्रस्येवशरासनस्य दधती मध्ये ललाटं प्रभां—અરથાત્ ઈંદ્રના શરાસન કે અરધ ચંદ્રના આકાર જેવી મધ્ય લલાટમાં દ્યુતિ, પ્રભા, પ્રકાશ—ધારણ કરનારી માયા; ઇત્યાદિ.

# ॥ सुखनी कींमत ॥

———:०:———

નીતિવિદ્યાના લેખકો વારંવાર દુઃખની કીંમત ઉપર ભાર મૂકે છે, તથા જાણે કે આનંદ પ્રકૃતિ વાળી પરમાત્મસત્તામાંથી આવિર્ભાવ પામતી એક સૃષ્ટિમાં તેની હાજરી માટે કેટલાક ખુલાસાની જરૂર હોય તેમ દુઃખ અને શોકની હયાતીનાં કારણો આપવામાં આવે છે. સુખનો અનુભવ થવાની બાબતને સ્વાભાવિક જેવી ગણી લેવામાં આવે છે; પરંતુ દુઃખ પણ અનુભવવુંજ જોઇએ, એ બાબત માટે એકદમ ખુલાસો આપવાની માગણી કરવામાં આવે છે. " આવા પ્રકારનું દુઃખ ભોગવવા માટે મેં શુ કર્યું હશે ! " આવા પ્રકારનો એક પ્રશ્ન વારંવાર પુછવામાં આવે છે. " અમુક પ્રકારનું સુખ ભોગવવા માટે મેં શું શું કર્યું છે ? " આવા પ્રકારના પ્રશ્ન વિશે ઘણો થોડોજ વિચાર કરવામાં આવે છે. સારા ભાગ્યને, ભાન વિના પણ સ્વાભાવિક રૂપે સ્વીકારવામાં આવે છે; કમ ભાગ્ય માટે એકદમ ખુલાસો મેળવવાની જરૂર ખડી થાય છે. જો આવું કમભાગ્ય, વિશેષ સુખકર માર્ગમાં જવાની એક આવશ્યક ભૂમિકા રૂપે હોય તોજ આ કારણને સંતોષકારક ગણવામાં આવે છે. સુખના સાધન રૂપે દુઃખને બંધ બેસતું ગણવામાં આવે છે. સુખ તો અસ્તિત્વના સાહજીક પરિણામ રૂપ છે.

એક સંપૂર્ણ રીતે યથાર્થ આંતરભાવના વડે મનુષ્ય આ પ્રમાણે પોતાના જન્મના હક રૂપે સુખનો સ્વીકાર કરી લે છે. " બ્રહ્મ આનંદમય છે. " એ એક સ્વીકૃત સિદ્ધાન્ત છે. એક પરમાત્માના વિભાગ રૂપે માનવ જીવાત્માએ પોતાની મૂલપ્રકૃતિનો ભાગ ભોગવવો જોઇએ; પરમાત્મા આનંદમય છે, એટલામાંથી અનિવાર્ય રીતે એટલું ફલિત થાય છે, કે દરેક માનવિનો " જીવાત્મા આનંદમય છે " તેની યથાર્થ પ્રકૃતિ આનંદ મય છે. આપણી પ્રકૃતિ, સ્વભાવજ આનંદમય હોવાથી, દુઃખ આપણને અસ્વાભાવિક, અપ્રાકૃતિક લાગે છે; આપણા ઉપર દુઃખ આવી પડે છે ત્યારે જાણે કે મહાન્ ઉપદ્રવના સામે હોય તેમ આપણા અંતરમાંથી તેના સામે મહા કોપ કરવામાં આવે છે. સદા આનંદ હોવો જોઇએ, સુખ હોવું જોઇએ, એ બાબતને સ્વાભાવિક ગણવામાં આવે છે; દુઃખ હોવુંજ જોઇએ, શોક થવો જોઇએ, એ બાબતના ખુલાસાની અગત્ય ખડી થાય છે.

દુઃખને દેવની પદવી આપનાર વિરૂપ બની ગયલા ધર્મો પણ તેને અનંત સુખના માર્ગ રૂપે ગણે છે; જીવનના ઉંડા વિચાર વાળાં તથા વિશેષ તાત્વિક દ્રષ્ટિબિંદુઓથી, સુખને સર્વ પ્રાણિ માત્રનાં પ્રયત્નના અંતિમ ઉદ્દેશ રૂપે સ્વીકારવામાં આવે છે. હિંદુ તત્વ શાસ્ત્રના દરેક દર્શનનો નિશ્ચિત ઉદ્દેશ " દુઃખની નિવૃત્તિ " રૂપ છે; " શોક શમન " માર્ગનો બુદ્ધના દુનિયા પ્રત્યેના સંદેશાના વિભાગમાં સમાવેશ થતો હતો. દરેક ધર્મ સુખ પ્રત્યે જવાના માર્ગ સમાન છે; આડે ફેરીના સમયમાં માત્ર એક ક્ષણમાં પસાર થતા અકસ્માત રૂપે દુઃખ છે.

માનવિથી બાહ્યપ્રદેશમાં અસ્તિત્વમાં છે તેવી કુદરતને, પ્રકૃતિને અવલોકતાં, તેના એક અતિ મૂખ્ય લક્ષણ રૂપે તેની આનંદમયતા આપણું લક્ષ આકર્ષે છે; જેમ જેમ આપણે તેનું ઉંડું અવલોકન કરીએ છીએ તેમ તેમ વધારે વધારે આપણા જોવામાં આવે છે, કે તેમાં દુઃખનો સમય ટુંકો છે તથા સુખનો સમય લાંબો છે. " દંત અને પંજામાં રક્તિમાધારણ કરતી પ્રકૃતિ " વિશેની ટેનિસન કવિની વિખ્યાત લીટીઓ ઘણાને પરિચિત હશે. પ્રકૃતિમાં સર્વ પાસા દુઃખ અને મરણનો નાદ સાંભળવામાં આવે છે, એટલી વાત સંપૂર્ણ રીતે સત્ય છે. પરંતુ અન્ય પક્ષે જંગલો અને ખેતરોની જીવન સૃષ્ટિનો વિશેષ અભ્યાસ કરનારાઓ આપણને કહે છે, કે મરણ અને દુઃખ હોય છે, એ બાબત ખાત્રી ભરેલી છે, પરંતુ આ એકાએક થાય છે તથા જલદી પસાર થાય છે; આ સૃષ્ટિનું-નિચનું જીવન આનંદમય હોય છે. જંગલી પ્રાણીઓના અન્યોન્ય પ્રત્યેના જીવનને અવલોકતાં, આ બાબત પ્રબલ રીતે આગળ તરી આવે છે. એટલું ખાત્રીથી લક્ષમાં લેવા યોગ્ય છે, કે આ સૃષ્ટિમાં એક એકની પાછળ પડતાં, એક અન્યનો પ્રાણ લેતાં આપણા જોવામાં આવે છે, પરંતુ સુખનું, આનંદનું પ્રમાણ અતિ ઘણું હોય છે. નકામા મારી નાખવાની અને દુઃખ દેવાની વાત ભાગ્યેજ જોવામાં આવે છે. વનોમાં, જંગલોમાં ગળાતું જીવન આનંદ મય છે; જો એકદમ ઝાડીમાંથી શિયાળ ધસી આવે છે, કદાચ માળામાંથી એકાદ પક્ષિને પકડે છે, તો એકા એક દુઃખ થાય છે, એકા એક જીવનમાંથી-પસાર થવાય છે પ્રાણનો ત્યાગ થાય છે. પરંતુ મરણથી અંત આવતા પૂર્વના જીવનમાં સમાવેશ થતા આનંદમય જીવનનું પ્રમાણ વિશેષ હોય છે. આ પ્રમાણે સર્વ બનાવોમાં બન્યાં જાય છે. આજ કાલના સંભાળ પૂર્વક અવલોકન કરનારાઓએ વન સૃષ્ટિના જીવન વિશે પ્રસિદ્ધ કરેલા અસંખ્ય ગ્રંથોમાં, આ બાબત કદાચ પૂર્વના કરતાં પણ વિશેષ વજનદાર રીતે સાબિત કરેલી જોવામાં આવે છે; ભીતિથી નસાડી મુકવા અથવા મારી નાખવાને નહિ પરંતુ જંગલી પ્રાણીઓના સ્વાભાવિક જીવનનું નજરો નજર અવલોકન કરવા માટેજ જંગલોમાં જનાર માનવિઓએ આવા ગ્રંથો પ્રસિદ્ધ કર્યા છે. જંગલ, અરણ્ય, વન અને મેદાનના જંગલી પદાર્થોના અદ્ભૂત આનંદને આ ગ્રંથોમાં પ્રબલ રીતે દર્શાવવામાં આવ્યો છે. અનુસરાયલા પ્રાણિને બચી જતાં, બચાવમાં આનંદ લેતાં, લુચ્ચાઇનો ગર્વ દર્શાવતાં તથા થાકેલા અનુસરનારને બેઠે બેઠે હસતાં, સંભાળ પૂર્વક અવલોકનારનાં વૃત્તાંત વારંવાર તમારા વાંચવામાં આવશે. માનવિનાં ઇચ્છા, વિચાર અને મારામારી હજુ સુધી નથી પેસવા પામ્યાં એવા આ પ્રકૃતિ પ્રદેશમાં, જીવનનો શુદ્ધ સ્વાભાવિક આવિર્ભાવ આપણા જોવામાં આવે છે; " જીવન, એક પ્રકારના શોક નાદ સમાન નથી, પરંતુ આનંદગીતમય છે. " એવું એક માર્મિક લેખકનું કથન કેટલું બધું સત્ય રીતે પ્રત્યક્ષ થાય છે.

•

વિકાસક્રમમાં ભજવાતા ભાગ ઉપર સુખની કીંમતનો આધાર છે, કારણ કે સુખ મારેની શોધ, એજ તેના હેતુ રૂપ શક્તિ છે. વિકાસક્રમના માર્ગમાં સુખના ઉપભોગવડે કોષોમાં નવીન જીવન પ્રવાહના વહનને લાગ મળે છે. જીવનના પુનરૂદ્ભવનો, માત્ર સ્થૂળ આનંદ અને કામ સંબંધી મોદ સાથે સંબંધ હોય છે એટલુંજ નહિ પરંતુ એક

જીવતા પ્રાણિના શરીરમાં આંદોલનોની નિયમિતતા—સુખનો સ્થૂલ સહવાસ—એજ જીવનની વૃદ્ધિ સમાન છે. હેઠો જેના બનેલાં છે એવા અણુઓની એકતાલગતિ તેમને શક્તિઓના આંતર્ વહનના ગ્રાહક બનાવે છે, તથા સુખનું ભાન આ આંતર્ પ્રવાહના પરિણામ રૂપે શક્તિના વધવાને, જીવનની વૃદ્ધિને આભારી છે. ચૈતન્યની, આપણાથી સુખના નામે વ્યવહારાતિ અવસ્થાનો હેઠોના અણુઓનાં એક તાલ આંદોલનો સાથે સંબંધ હોય છે, તથ આને લીધે જીવનના આંતર્ વહનની વૃદ્ધિ થવાથી સુખના ભાનની વિશેષતા સંભવે છે. તેટલા માટે આંતરમાં અનુભવાનો દરેક પ્રકારનો આનંદ, વિકાસમાં વૃદ્ધિમાં સીધી મદદ રૂપે છે તથા તેથી જીવનના ઉત્સાહમાં પણ વધારો થાય છે; આટલી બાબત પણ અમુક હદમાં સત્ય છે, એટલું યાદ રાખવા જેવું છે, કારણ કે જો આનંદ પણ અત્યંત તીવ્ર હોય અથવા ઘણા સમય સુધી લંબાય તો તેથી જડ અણુઓ ઉપર અત્યંત બોજો આવી પડે છે તથા તેના બંધારણની સ્થિતિસ્થાપકતા દૂર પળે છે, પ્રાણના, જીવનના આંતર્ વહનને વધારનાર રૂપે, ઉપરના પ્રકારની સ્થિતિસ્થાપકતા ના ગુમાવે ત્યાં સુધી સુખનો, આનંદનો ઉપભોગ ઉપયોગનો છે. જીવનની વૃદ્ધિના અનુભવમાંથી પરિણામ પામતા આનંદોને લીધેજ સર્વે જીવતાં પ્રાણિઓ પ્રયત્ન કરવામાં, મહેનતુ થવામાં લલચાય છે.

અન્ય પક્ષે જ્યાં જ્યાં આંદોલનોની અવ્યવસ્થિત દશા હોય છે ત્યાં દુઃખ હોય છે. અત્રે એક આનંદ જનક વિચાર ઉપસ્થિત થાય છે. સર્વેમાં વ્યાપેલું જીવન દિવ્ય છે. માત્ર તે એક વિના અન્ય કોઇ પ્રકારનું જીવન નથી. એક શરીરિ જીવનનાં અન્ય સાથેના સંબંધમાથી કોઇ કોઇ વાર ( ઉભય જીવનોનું મધ્ય બિંદુ દિવ્ય હોવા છતાં ) દુઃખની ઉત્પત્તિ થાય છે, એ કેમ સંભવે ? જ્યાં એક સ્વરૂપનું તાલૈક્ય અન્ય સ્વરૂપના તાલૈક્ય સાથે એકતાલ ના હોય ત્યાં તેવાં સ્વરૂપો વચ્ચે થતા સંબંધના પરિણામ રૂપ દુઃખ છે, જીવનોના સબંધના પરિણામ રૂપ નથી. પ્રાકૃતિક પદાર્થોમાં, માનવિને આમાં ગણતાં પણ, એવું કોઇ પણ વસ્તુ નથી કે જેને સ્વતઃજ દુઃખ આપનાર રૂપે ગણી શકાય. માત્ર જ્યારે એક તાલ ના હોય એવાં બે સ્વરૂપો વચ્ચે સંબંધો ઉપજી આવે છે ત્યારે તેમના વચ્ચેના સંબંધમાં દુઃખનો ઉદય થાય છે; આવા અવ્યવસ્થિત સંબંધમાં જ્યાં જીવનના જીવન સાથે જોડાવાના પ્રયત્નમાં નિયમિતતાના કોઇ નિયમનો ભંગ કરવામાં આવ્યો હોય છે ત્યાં દુઃખ ઉપજી આવે છે. એટલું યથાર્થ રીતે સત્ય છે, કે સર્વે પદાર્થો પોત પોતામાં, સ્વતઃ તો શુભજ છે, માત્ર જ્યારે કેટલાંક અયોગ્ય જોડમાં અન્યોન્ય સાથે સંબંધમાં આવે છે ત્યારે ઉભયના મધ્યમાં અશુભનો, દુઃખનો સંબંધ ઉપજી આવે છે.

હવે આપણે માનવવિકાસક્રમ પ્રત્યે નજર ફેરવીએ; આ સંબંધમાં પણ સુખજ વિકાસના મુખ્ય કારણ રૂપે છે, એટલુંજ સત્ય છે તે તપાસીએ. સર્વે માનવ વ્યક્તિઓ નિરંતર સુખની શોધમાં લાગેલીઓ છે, એટલી વાતની કોઇથી પણ ના પાડી શકાયે નહિ માનવો તેની ભૂલ ભરેલી રીતે, અંધની પેઠે શોધ ચલાવી રહ્યા છે અને તેમને એ શોધમાં વારંવાર દુઃખ ભોગવવું પડે છે, એ સ્પષ્ટ છે. વિશેષ નહિ તો ઉચ્ચ પ્રકૃતિને લક્ષમાં લેતા પર્યંત તેઓ અમુક પ્રકારના દુઃખનો ખુશીથી સ્વીકાર કરે છે, એ બાબત

પણ સત્ય છે; તથાપિ આમ કરવામાં આવે છે તે હમેશાં વિશેષ સ્થાયિ સુખની શોધ માટે હોય છે. કોઇ પણ મનુષ્ય, દુઃખ માટે દુઃખની શોધ ચલાવતું નથી; અત્યંત સ્વેચ્છિત જણાય એવાં સ્વરૂપોમાં પણ દુઃખને ભોગવવામાં આવે છે તે માત્ર મહાન્ સુખ પ્રત્યે લઇ જનાર માર્ગ રૂપે ગણીને હોય છે.

પરંતુ આ સુખ માટેની હમેશની શોધને દિવ્ય કરકસરમાં કેવી રીતે વિકાસ ક્રમમાં પલટાવી નાખવામાં આવે છે ? દરેક પદાર્થમાં સત્તા છુપાઈ રહેલી છે; માત્ર આ એક મુલ સ્થાનમાંથીજ સમગ્ર જીવસૃષ્ટિ અને સમગ્ર આનંદનો ઉદ્ભવ થાય છે. સંપૂર્ણ ભાનવાળા અથવા સહેજ સાજ ભાનવાળા પદાર્થો અને તેમની આસપાસની પરિસ્થિતિમાં સમાવેશ થતા પદાર્થો વચ્ચે આકર્ષણનો આરંભ થાય છે. દરેક જણ એકાદ પદ ર્થ પ્રાપ્ત કરવા માટે શોધ ચલાવે છે; તૃષ્ણા પદાર્થો માટેની આવી કામનાને લઇનેજ તેના વિકાસને સાધનારી શક્તિયોનો ઉપયોગ કરવાને તે લલચાય છે. ગમે તો વિકાસ ક્રમની અધમ ભૂમિકાઓનો વિચાર ચલાવીએ તો પણ સઘળે એવું જડી આવે છે કે કામનાઓ, તૃષ્ણાઓને લીધેજ લોકો પ્રવૃત્તિમાં પડવાને લલચાય છે. આનંદપ્રદ પદાર્થની પ્રાપ્તિ માટે જ માત્ર તેઓ પ્રવૃત્તિપરાયણ થાય છે; ગમે તો આનંદપ્રદ પદાર્થ તત્વવેત્તાની ઉચ્ચ ભાવના રૂપે હો અથવા એકાદ સાદામાં સાદા મનુષ્યના અધમ સ્થૂલ આનંદ રૂપે હો, તો પણું કામનાના પદાર્થો ભિન્ન ભિન્ન હોવા છતાં પ્રવૃત્તિપરાયણ બનાવનાર તો સુખ પામવા માટેની કામનાજ છે. ઉપભોગનો આનંદ મેળવવાના ઉદેશથીજ વિત્ત પ્રાપ્ત કરવા પાછળ મંડયો રહેનાર માનવિ, પોતાની પ્રકૃતિની એવી શક્તિયોને કેળવે છે, કે જે જો આમ વર્તવામાં ના આવ્યું હોત તો તેના આત્મામાં છુપાયલીજ રહત. વિત્ત પ્રાપ્ત કરવા માટે એથી અધમ કામનાઓને—દેહના નિકટના ક્ષણિક ઉપભોગો રુપ—પગ તળે કચરી નાખવી પડે છે. વિત્ત પ્રાપ્તિ વડે પોતાને આધિન થનાર તૃષ્ણાપદાર્થોમાં છુપાઇને રહેલી પરમાત્મ સત્તા, તે પામવા માટેના જરુરના પ્રયત્નો કર્યા કરવા માટે તેને લલચાવે છે; આ પ્રાપ્તિ માટેના પ્રયત્નમાં તેને અનેક કામતિ ઉપદેશો મળી રહે છે; આથી તેનો દેહ એક ઉપરિ સમાન બનવાને બદલે એક સેવક સમાન થઇ રહે છે. આ પ્રમાણે આ શોધમાં માનવિ પોતાની આસુરીપ્રકૃતિ ઉપર આધિપત્ય મેળવતો જાય છે, અન્ય આપેક્ષિક શ્રેષ્ઠ કામના વડે અધમ કામના ઉપર વિજય મેળવે છે. તેને સારી પેઠે એ પૈસા પ્રાપ્ત થતાં એક વિચિત્ર અનુભવ થાય છે. પ્રથમ તો આનંદ થાય છે, ધાર્યું થવાનો ગર્વ આવે છે, હવે તે જીવનને ભડકાવી મારતી સામાન્ય આફતોમાંથી તો છુટો બન્યો છે એવી સુરક્ષિતતાની લાગણીનો ઉદય થાય છે પરંતુ આવા આનંદનો અલ્પ સમયમાં અંત આવે છે. માનવ જીવનના બલવાન્ તત્વ રૂપ ટેવ, આવી પ્રાપ્તિને તેની નજરમાં એક સાધારણ સ્વરુપ આપે છે, તથા તેથી તેને હવે વધારે વાર આનંદ મળી શકતો નથી. જડતા, સ્થુલતા સાથે સંબંધ ધરાવતો કોઇ પણ આનંદ ટકી શકતો નથી. આવો આનંદ આપણો દરરોજનો વિષય થઇ પડતાં તેનાથી આપણે એકદમ કંટાળી જઇએ છીએ; કદાચ આવા આનંદ અવસરને ગુમાવ્યાનો દંશ દિલમાં લાગે છે, તથાપિ તે હમેશનો થઇ પડે તેથી પણ દરરોજ સુખ મળી શકતું નથી. આ પ્રમાણે

વિત્તના મહાન્ સંચયના મધ્યમાં માનવિને જડી આવે છે, કે જે આનંદ અનુભવાતો હતો તે વિત્તની પ્રાપ્તિમાં, સંચયમાં નહિ, પરંતુ તે મેળવવાના યુદ્ધમાં અનુભવાતો હતો" આવા અતિ વિત્ત સંગ્રહના મધ્યમાં, સંચયમાંથી તેનો આનંદ ઓછો થવા માંડતાં, તેને આનંદ અનુભવવાના અન્ય પદાર્થની શોધ ચલાવવી પડે છે. માનવિ જે જે જડ પદાર્થોમાં પોતાનું હૃદય અર્પે છે, જે જે મેળવવાની માયા કોડ કર્યા કરે છે, તે સર્વેમાં ઉપરના પ્રકારનોજ અનુભવ વારંવાર થાય છે. તેથી તેને સુખ મળશે એમ માનીને તે તેમે માટે પ્રયત્ન પરાયણ થાય છે. તેને તે પ્રાપ્ત થાય છે; તેથી તેને એક ક્ષણ માત્ર સુખ થાય છે, અને પછીથી તેના હાથમાંજ તેના ટુકડે ટુકડા થઇ જાય છે. માનવિને વિકાસ પામવાનો આવોજ માર્ગ છે,—સહજમાં પ્રાપ્ત થઇ શકે પરંતુ જેની પ્રાપ્તિ માટે પ્રયત્નની, પ્રવૃત્તિની જરૂર છે, એવા કંઇક માટેના સતત પ્રયત્ન રૂપ માર્ગ છે; તેની શક્તિઓનો બાહ્ય આવિર્ભાવ કરવા સમાન છે; વિદેશને પામવા રૂપ, તેને અહીં રાખવા રૂપ તથા તેનાથી જલદી કંટાળી જવા રૂપ છે. તૃષ્ણાપદાર્થ આપણી કામનાનો વિષય રહેતો નથી તો પણ વિકાસ પામેલી શક્તિયો તો અવશેષ રહે છેજ.

આ પ્રમાણે દિવ્યપરમાત્મસત્તા પોતાનાથી ભિન્ન પડી ગયલા જીવાત્માઓને પ્રવૃત્તિ પરાયણ બનવા લલચાવે છે. વિશાલ લોકસમૂહના માનવ વિકાસ ક્રમમાં વર્તતિ શક્તિયોનું આપણી આસ પાસના પ્રદેશમાં અવલોકન કરતાં એટલું સ્પષ્ટ જણાઇ આવે છે, કે જેમાં હમેશના સુખનો સમાવેશ થઇ શકતો નથી એવા પદાર્થોમાં ભૂલથી સુખ માટેની શોધ ચલાવવાને લીધે વિકાસક્રમ આગળ ધસ્યાં જાય છે, તથા આવડેજ માનવિની એક પછી એક શક્તિયો ખીલતી જાય છે. માનવિને જે જે સર્વે ઇનામો જીંદગી અર્પે છે, તે બધાંમાં આવીને આવીજ બાબત ફરીફરી બન્યાં જાય છે—બાલકને નવનવાં રમકડાંથી હમેશાં આનંદ મળે છે; ભૂત કાલનાં રમકડાંના ભાગવામાંથી તેની ખાત્રી નથી થઇ શકતી કે અત્યાર સુધી તેણે જે આનંદ સુખાનુભવ ગૂમાવ્યો છે તે તેને નવાન રમકડાંમાંથી પ્રાપ્ત થઇ શકવાનો નથી; આ પ્રમાણે તે એકથી બીજીને ત્યાંથી ત્રીજી એમ ઉપરા ઉપરી વિવિધ બાબતોમાં લલચાયાં જાય છે. સહજ વિકાસ પામેલા લોકો આગળ, તેમના વિકાસની ભૂમિકાને બારે થઇ પડે એવા તાત્વિક જીવનનું દૃષ્ટિ બિંદુ ખડું કરવું, એ કોઇ કોઇ વાર કરવામાં આવતી અધમ સેવાઓ સમાન છે; આવા તત્વ શાસ્ત્રના સિદ્ધાન્તોના માત્ર મુખ પાઠ વડે, આવા લોકોનો પ્રવૃત્તિ માટેનો આવશ્યક ઉત્સાહ વારંવાર ગૂમ થઇ ગયો છે; આમ થયું છે તે પણ કોઈ અન્ય ઉચ્ચ ઉત્સાહ તેનું સ્થાન લઇ શકે તે પૂર્વે થયું છે.

ભગવદ્ ગીતામાં આપણા વાચવામાં છે તેમ એટલું સત્ય છે, કે કર્મોનાં ફલો માટે આપણે ઉદાસીન રહેવું જોઇએ, આપણા પ્રયત્નનું સફલતા ના નિષ્ફલતામાં પરિણામ આવે તો પણ આપણે શાંત અને ઉદાસિન રહેવું જોઇએ; પરંતુ સાથે સાથેજ આટલું પણ સમાન રીતે સત્ય છે, કે અધાપિ પર્યંત ઉચ્ચપ્રકૃતિનો વિકાસ નહિ સાધેલાં માનવિઓથી ગ્રહણ થતું જીવનનું આવું દૃષ્ટિ બિંદુ, તેને તેનું જીવન ગાળવામાં સાધન

ભૂત થઇ પડે એવું તત્વશાસ્ત્ર શિખવવાને બદલે, સ્થિરતા, જડતાની દશામાં તેને ગબડાવી પાડે એવો વિશેષ સંભવ છે જીવન ચક્ર ફેરવવામાં સ્વસ્થાન જાળવી શકે એવો અન્ય ઉચ્ચ ઉદ્દેશ પ્રાપ્ત થયા વિના, માનવિએ આવા સર્વ પ્રકારના સાધારણ ઉદ્દેશોનો, કામનાઓનો, તૃષ્ણાઓનો ત્યાગ કરવો, એ બીલકુલ સલાહ ભરેલું નથી. માત્ર જેઓ એક મહાન્ તૃષ્ણાનો સ્વીકાર કરે છે; વિકાસ ક્રમ સાધવામાં પ્રવર્તતા નિયમ સાથે એકતાલ થવાનો પ્રયત્ન કરે છે, તથા જેમને તેમાંથીજ પ્રવૃત્તિપરાયણ બનવાનો પૂરતો હેતુ જડી આવે છે, તેઓ સુરક્ષિત રીતે પોતાનાં હૃદયોમાં કર્મનાં ફ્લો માટેની ઉદાસિનતાના ઉપદેશને કોતરી શકે. ઇચ્છાશક્તિમાં પલટાઇ જતા સુધી તૃષ્ણા, એજ જીવનના ઉદ્દેશ રૂપ શક્તિ બનવાની જરૂર છે; વિવિધ દશામાં પ્રદર્શિત થતી એક શક્તિ રૂપ, ઇચ્છા અને તૃષ્ણા છે, ઉભયનો ઉદ્દેશ પોતાના માલિકને સુખી બનાવવાનો હોય છે. બાહ્ય પદાર્થોનાં આકર્ષણો વડે નિયમાતી પરમાત્માની માત્ર એક શક્તિ રૂપ તૃષ્ણા છે; સર્વ વ્યાપક એક જીવન અને એક નિયમ સાથે બરોબર બંધ બેસતી, સંપૂર્ણ રીતે આંતરમાંથી નિયમાતી તેની તેજ શક્તિ રૂપ ઇચ્છા છે. આ પ્રમાણે બનતાં હજુએ પણ ખરેખરી રીતે સુખ શોધવામાં આવે છે; પરંતુ એટલો અનુભવ થાય છે, કે એક જીવન અને એક નિયમ સાથે સંપૂર્ણ રીતે અભેદથી વર્તવામાજ સુખની એક ખરેખરી યથાર્થતાનો સમાવેશ થાય છે. પોતાની જાતના હેતુનું સ્થાન આવડે રોકાય છે.

સંપૂર્ણતાના તત્વ શાસ્ત્રની પોતાની ભૂમિમાં ચાલતી આવી' વિકૃતિને તપાસનારાઓ સહજમાં જોઇ શકશે, કે પોતાના સ્વરૂપમાં આત્માનો સમગ્ર સાથે અભેદ ભાવ અનુભવે તેવો પુરતો આવિર્ભાવ થતા પૂર્વે, આલસને છુપાવવાના માત્ર એક બ્હાના રુપે આ વાદનો નામોચ્ચારમાંજ સ્વીકાર કરવાથી કેટલું બધું નુકશાન થવાનો સંભવ છે. આવા દાખલામાં પ્રવૃત્તિ માટે હેતુભૂત શક્તિના અભાવને લીધેજ આલસ્યમાં પરિણામ આવે છે; એક સમયે સાંભળેલુ એક વિવેક પુર્ણ વાક્ય અત્રે ઉતારવાનું મન થાય છે, " હજુ કર્મ, પ્રવૃત્તિ, એટલે શું, તે નહિ સમજનારાં માનવિઓ, અકર્મ અને નિવૃત્તિ એટલે શું, તે સમજવાનો પ્રયત્ન આદરે છે. " કર્મને સમજવા કરતાં અકર્મને સમજવાનું કાર્ય અતિ વિકટ છે; યથાર્થ પ્રવત્તિ તે શું, એ નહિ સમજનારાં માનવિઓ, દિવ્ય ઇચ્છા શક્તિ સાથેના સંપૂર્ણ એકતાલમાંથી નહિ પરંતુ પ્રવૃત્તિના હેતુના અભાવમાંથી પરિણામ પામતી આલસ્ય રુપ શાંતિમાં પ્રવેશ પામે છે, એ અતિ ગંભિર ભૂલ છે. શ્રી કૃષ્ણે, અજ્ઞ જનોમાં બુદ્ધિ ભેદ ના ઉપજાવવો જોઇએ. એમ ઉપદેશનાં તથા કાર્ય આકર્ષક બંને એવી રીતે અર્જુનને કાર્યમાં પ્રવૃત્ત થવાની આજ્ઞા કરતાં, આ નીતિને લક્ષમાં રાખી હોય એમ સ્પષ્ટ જણાઇ આવે છે.

( ચાલુ. )

એનિબેસાંટ.

---

## લવાજમ.

લવાજમ અગાઉથી લેવાનો અમારો રિવાજ છે એનું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ હોવું જોઈએ.

-વ્યવસ્થાપક.

## સૂચના.

અમદાવાદમાં પ્લેગને લીધે પ્રેસમાં માણસોની તાણ હોવાથી આ અંકો જરા મોડા બહાર પડ્યા છે. હવે ફેબ્રુઆરીનો એકઠો ૭નો અંક જલદી બહાર પડશે તથા પછીના નિયમિત પ્રતિમાસે નિકળશે. વ્યવસ્થાપક.

આચાર્યઃ
શ્રી અભેદમાર્ગ પ્રવાસી.
મહાત્મા મણિલાલ નભુભાઈ
દ્વિવેદી.

# સુદર્શન.

મન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ,
એમ. એ. એલ્. એલ્. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર. )

"सत्य परं धीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૩, અંક. ૩ જો. ] ( માસિક ) [ ડિસેમ્બર. ૧૯૦૭. ]

## मीठो—म्हेरामण.

( મળેલું. )

રાગ—મ્હાડ.

મીઠા મ્હેરામણ મ્હાવરે........
મ્હારા મીઠા મ્હેરામણ મ્હાવ.

શાન્ત સુધારસ સાગર ભરિયો
લેવા પૂરણ લ્હાવ
આવ્ય વસી જા શુદ્ધ હૃદયમાં—
કર્મ-ગૃતિ બતલાવ્યરે....
મ્હારા મીઠા મ્હેરામણ મ્હાવ—મીઠા.

અનુકમ્પા આ સેવક ઉપર........
કરજે દિલ દરિયાવ.

મિષ્ટ અમીરસ પાન કરાવા,
વધતો રખાવે ભાવરે........
મ્હારા મીઠા મ્હેરામણ મ્હાવ–મીઠા.

રસબસતું ભરિયો પરિપુરણ........
લ્હેરે લ્હેર મ્હઢાવ્ય,
ઉછળતો વ્હેતો આ વિશ્વે
આન્તર માંહિં વસાવ્યરે........
મ્હારા મીઠા મ્હેરામણ મ્હાવ–મીઠા.

આજ અગાધ ભર્યો આ પ્રેમે........
શાન્તિથી નાત્ર ચલાવ્ય,
અનુપમ સંગતિ કોઈ અલૌકિક,
રમવા દેજે દાવરે........
મ્હારા મીઠા મ્હેરામણ મ્હાવ–મીઠા.

હૃદથી ઉછળતાં અધિક રૂપાળાં,........
દૈવી ગીતડાં ગાવ,....
અર્થ નહીં સમજાતા જહેના—
પ્રેમે કરી સમજાવ્યરે........
મ્હારા મીઠા મ્હેરામણ મ્હાવ–મીઠા.

જીવ અનન્ત જીવ્યા જ્યહાં કરતા,........
ભરતા અનુભવ ભાવ.........
અન્ત વિષે આવીને મળતા,........
તે સ્થળ તું બતાવ્યરે........
મ્હારા મીઠા મ્હેરામણ મ્હાવ–મીઠા.

મકડાકર—નાગર.

———

# ॥ वर्षाष्टकम् ॥

( મળેલું. )

**વસંતતિલકા.**

આકાશ મેઘગણથી ભરપૂર ભાસે,
[1]અંબુદ છાદિત રવિ પણ ના પ્રકાશે;
વારિથી આર્દ્ર ભુમિ ભૂરિ સુગંધ આપે,
આરૂ રસાલ થઈ લોકનું કષ્ટ કાપે. ૧

[2]વિધુલ્લતા [3]વિયતમાં ન જરા વિરામે,
ઘોષો ઘણા ગગન મધ્ય અતીવ જામે;
આનંદ મગ્ન શિખિ તાંડવતો કરે છે,
આહ્લાદદાયિ મધુર સ્વર ઉચ્ચરે છે. ૨

તૃષિત ચાતક દીનોક્તિ અતિ કરે છે,
કોઈક વારિદ વર શ્રવણે ધરે છે;
બીજા ઘણા [4]નીરદ ગર્જનતો કરે છે,
બિંદુ ધરા ઉપર એક નહી ખરે છે. ૩

વિદેશથી પથિક લોક ગૃહે વળે છે,
[5]સ્વીયાનિ વિરહ પિડા સઘળી ટળે છે;
સ્વામિની સાથ હસતાં લલના વદે છે,
જોઈ પતિ તવરતિ ન જરા હૃદે છે. ૪

જો પ્રીતિ પૂરિ પ્રમદા પર છે તમારી,
તો કેમ વાંક વિણ મૂકિ મને તમારી;
એવું વદી વદન ફેરવિ બેઠિ નારી,
આલિંગીને પતિ કહે અતિ પ્રીતિ મારી. ૫

---

૧. વાદળાંથી ઢંકાયલો. ૨. વીજળી. ૩. આકાશમાં. ૪ મેઘ. ૫. સ્વપ્રીયા.

* " यद्गिर्जति वारिधरो गर्जतु तन्नाम निष्ठुराः पुरुषाः ।
अयिविंद्युत्प्रमदानां त्वमपि च दुःखंनजानासि" ॥१॥

[6]દામિનિને [7]પથિક કામિનિઓ કહે છે,
ગર્જે ભલે ધન[8] [9]નૃશંસ નરો રહે છે;
તું સ્ત્રી થઈ [10]તડિત યોષિત દુઃખ જાણે,
તો [11]વિપ્રયુક્ત પ્રમદા જન કેમ બાળે* ૬

નાળાં અને નદીં મહી બહુ નીર ભાસે,
વૃક્ષો [12]તટસ્થ લઈ તે પછિ ખૂબ નાસે;
ચાતું [13]હરીત પરિધાન ધરા ધરે છે,
મોટા મુનીનું પણ ચિત્ત અત હરે છે. ૭

શોભે [14]સુરેશ્વર-શરા સન રંગધારી,
થાયે સ્વરો [15]ખગ તણાં અતિ ચિત્ત હારી;
શક્તિ પ્રભૂ તવ અપાર ન પાર પામું,
વિશ્વેશ વાણિ નથીં વર્ણવતાં વિરામું. ૮

---

# બે દિવસ ન રહ્યો!

( ગઝલ. )

## હરિગીત.

"બે દિવસ ન રહ્યો મુજ ગૃહે" એવું લખીને પત્રમાં,
મુજને ઉપાલંભે કર્યો છે યત્ન તેં શરમાવવા;
બે દિવસથી છે અધિક શું? તે હું નહિ સમજી શકું,
શું પ્રેમને પટ આપવાનું એ થકી ધાર્યું હતું?

સત્કારના ઉપચારથી દૃઢ પ્રેમને કરવો હતો?
શું સ્નેહને દર્શાવવાનો સમય મેળવવો હતો?
સહવાસની ઈચ્છા સુહૃદ! તારી અપૂર્ણ રહી ગઈ?
શું વ્યક્તિના વિશ્લેષમાં ભિન્નત્વની ભ્રાંતિ થઈ?

---

૬ વીજળીને. ૭ વિદેશ ગયેલા પુરૂષોની સ્ત્રીઓ. ૮ મેઘ. ૯ દયારહિત. ૧૦ વીજળી. ૧૧ વિયોગી. ૧૨ કિનારા ઉપર ઉગેલાં. ૧૩ લીલું. ૧૪ ઇંદ્ર ધનુષ્ય. ૧૫ પક્ષિ.

વ્યવહાર પક્ષે હોય જો મુજ મિત્ર ! લેખન તાહરૂં ?
તો એ વિનંયે વસુધા તણું ઇચ્છિ ન અંતર માહરૂં.
મળવું, ભુજેથી ભેટવું, જમવું અને રમવું સદા,
હૃત્સષ્ટિમાં છે આપણે, પ્રાકટયનું શું કામ ત્યાં ?

સહવાસથી જો સ્નેહ અંતરમાં અતિશય ઉપજે,
તો સરિજ્જલ તજી મેઘજલને ચિત્ત ચાતક કાં ભજે ?
જો સ્નેહીના સંયોગ કેરા સમયની ગણના થશે,
તો ઉભયના અંતરતણું એકત્વ પૂર્ણ નહિ હશે.

જો મિત્ર મિલન તણી ઉરે ઇચ્છા અધિક રહેતી હશે,
તો સર્વથા અનિવાર્ય તન્મયતા હૃદયની નહિ હશે;
" કો હૃદયનો હેતું કરે વ્યતિષંગ ઉભય પદાર્થનો, "
" સ્વીકારશે સત્પ્રીતિઓ ન કદી ઉપાધિ બાહ્યનો. "

એનું સ્મરણ કર તો સકળ અજ્ઞાન તારૂં ઉડશે,
ઉપચાર સહુ સંસારના તું જરૂર કૈતવ જાણશે,
સત્સ્નેહ ભાજન મનુજ પાસે આ કથન મુજ સત્ય છે;
વ્યવહારકેરા ભક્ત પાસે વાત સઘળી વ્યર્થ છે.

---

# ॥ सुखनी कींमत ॥

:o:

( અનુસંધાન પૃષ્ઠ ૬૪ થી. )

બોલવામાં ડાહ્યા પરંતુ આચરણમાં તેવા યથાર્થ નહિ એવા ઘણા લોકો જાતેજ અજ્ઞાની સાબિત થયા છે; કેટલાકમાં તો આ ભૂલ પણ વિચિત્ર રીતે પસાર થાય છે; આવા લોકોએ તૃષ્ણાના દરેક પુષ્પનો વિનાશ સાધીને, માનવ વિકાસની સંપૂર્ણતાએ પહોંચતા પૂર્વે, આ દુનિયામાંની તેમની હયાતીને પણ અશક્યવત બનાવી દીધી છે. આનું પરિણામ એ થયું છે, કે—જેઓ યોગ વિશે કંઇક કંઇક જાણતા હોય છે, પરંતુ અર્થ " કર્મમાં કુશલતા " તથા કર્મનાં ફલો પ્રત્યેની ઉદાસિનતા રૂપ નથી સમજતા—આવા લોકો તૃષ્ણાને મારી નાખતા પૂર્વે તેનું સ્થાન લે એવું અન્ય કંઇ પણ ના હોવાથી, માત્ર નિદ્રામાં, શાંતિમાં, આલસ્યમાં પડી જાય છે; આખરે આવા લોકો કોઇ અન્ય માનવજંતમાં ઘણી દૂરની સૃષ્ટિમાં જન્મ લેવા લાયક બને છે; આ સૃષ્ટિમાં, જે ઉપદેશો ગ્રહણ કરવામાં નિષ્ફળ નિવડયા હતા તેવા શિખે છે. આ પ્રમાણે આપણાથી સુખનો સત્વર ત્યાગ થઇ શકે એમ નથી, તેજ વિકાસ ક્રમને ગતિ આપે છે; ઘણે ભાગે આપણે માટે તો " કર્મમાં કુશલતા " રૂપ " योगः कर्मसु कौशलम "રૂપ યોગનું અનુસરણ

પૂરી પાડી શકતી નથી. દરેક ફેરફારમાં, આપણે જેને મરણના નામથી વ્યવહરીએ છીએ એવા ફેરફારમાં જે યથાર્થ રીતે બને છે તે આજ છે. જમીનમાં વાવેલા બીજનું પણ આજ સત્ય છે, માત્ર બીજના વિનાશ વડેજ ઉપર થડ રૂપે અને નીચે મૂલ રૂપે વધવાની જરૂરની શક્તિનો સંચય થઇ શકે છે. વિકાસ ક્રમમાં દુ:ખના ઉપયોગનું રહસ્ય એ છે, કે તેથી શક્તિનો એક પ્રકારનો છુટકારો થાય છે, દુ:ખ વડે છુટી પડતી આસક્તિ, વિશ્લેષણ વડે ઉચ્ચ જીવનનાં, ઉચ્ચ વલનો વાળાં વિશેષ ગુંચવાડા વાળાં સ્વરૂપો બાંધવામાં સહાય મળી રહે છે. નવીન જીવન પ્રત્યેના, નવીન પ્રવૃત્તિ પ્રત્યેના માત્ર એ માર્ગ સમાન દુ:ખ છે; જે જે અસંત શોકકારક અને મલિન દેખાય છે તે સર્વ વિશેષ ઉંડી દૃષ્ટિ વડે પ્રકૃતિની રીતિઓમાં પલટાઇ જાય છે.

આ સર્વના સાર રૂપે આપણા જોવામાં આવ્યું, કે પદાર્થોના આંતરમાં સુખનો સમાવેશ થાય છે; કાર્યમાં પ્રવર્તાવનાર સુખની ભાવનાજ છે, તેના વડેજ કર્મ વધારે વધારે ઉચ્ચ માર્ગોમાં નિયમાય છે. વિજય પ્રાપ્ત થવાના સતત કંટાળામાંથી ઉચ્ચ ભૂમિકા પ્રાપ્ત કરવાના નવીન પ્રયત્નમાં જાગ્રત થવાય છે; આ પ્રમાણે આપણે આગળને આગળ ધપ્યાં જઇએ છીએ, આખરે સર્વને પ્રેરતી એક ઇચ્છા શક્તિને, આપણા પોતાના આંતરમાં તેમજ બાહ્ય વિશ્વમાં કાર્ય કરતી ઇચ્છા શક્તિ રૂપે પીછાનીએ છીએ, આપણી પ્રવૃત્તિના અધમ હેતુઓનું સ્થાન આ વડેજ રોકાય છે, તથા આપણા વિશ્વના આવિર્ભાવના અંતિમ સ્થાન પર્યંત આપણને લઇ જાય છે. જ્યારે એમ જોવામાં આવે છે, કે સુખના વિરોધિ રૂપે જણાતું દુ:ખ પણ, નવીન સુખને પ્રદર્શિત બનાવવાના એક યથાર્થ વિધિ સમાન છે, ત્યારે આપણા અજ્ઞાનના દિનોમાં હોય છે. તેના કરતાં પણ વિશેષ આનંદી દેખાવ દુનિયા ધારણ કરે છે. આટલી ખાત્રી ભરેલી બાબત છે:—આપણે જેમ જેમ વિશેષ જાણતા જઇએ છીએ, વિશેષ જ્ઞાન પામતા જઇએ છીએ તેમ તેમ જીવન અને દુનિયા ઉભયે જેવાં હોય તેવાં સાથેજ વધારે વધારે સંતોષી બનતા જઇએ છીએ. દુ:ખનો અધમ દંશ દેનાર અજ્ઞાન છે; જેમ જેમ આપણી નજર ઊંડી ઉતરતી જાય છે તેમ તેમ દુ:ખના આંતરમાં પણ સુખનો સમાવેશ થાય છે એ સ્પષ્ટ થતું જાય છે. એટલું સત્ય છે, કે આ જીવનમાં અત્યંત તીવ્ર દુ:ખ સહન કરનારાઓજ અત્યંત સ્પષ્ટતાથી અવલોકનારાઓ હોય છે, કારણ કે તેમને માટે આંતર દૃષ્ટિ અને આંતર શાંતિને લીધે, સહન કરવાને ઘણી અશક્ત દૃષ્ટિવાળાઓના કરતાં આ દુનિયાના વિશેષ ધાંધલનો જરા પણ વિરુદ્ધ ભાવ વિના પોતામાં વિશેષ સમાવેશ કરવાની શક્તિ હોય છે. જો આ જડ સૃષ્ટિમાં બંધાયલા માનવિને દુ:ખજ સ્વાભાવિક છે, તો એટલું પણ સત્ય [illegible]એ દુ:ખજ નવીન જીવન અને આનંદના ઉદ્ભવસ્થાન રૂપ છે. દુ:ખને નિઃશસ્ત્ર ગતિઓ—ખતા દંશ વિના વધારેમાં વધારે દુ:ખ સહન કરનારાઓજ વધારેમાં વધારે [illegible] આ પ્રમાણે છે; સર્વ પદાર્થોનું આંતર શાંતિ અને સુખમય છે, તથા માનવમાંતે

એનિબેસંટ.

# । श्राद्धतत्व ।

( ભભેલું. )

( અનુસંધાન પૃષ્ઠ ૩૪ થી. )

## પ્રકરણ ૨ જું.

### થીયોસોફી.

પ્રોફેસર મેક્ષમ્યુલરના ગમે તેવા આગ્રહપૂર્વક સ્પષ્ટીકરણ છતાં વિજ્ઞાનથી મુગ્ધ થઇ ગયેલ બુદ્ધિથી ઉત્પન્ન થયેલા જડવાદને તેઓનાં વચન કંઈ પણ અસર કરી શકતાં નહતાં. એ કાર્ય કરવાને માટે એક જુદીજ સંસ્થા નિમાઇ હતી. ત્રીશ બત્રીશ વર્ષના સ્વલ્પ સમયમાં થીયોસોફીકલ સોસાઇટીએ થોડો ઘણો વિજય દર્શાવ્યો નથી. જડવાદને હજુ તેણે નિર્મૂળ કર્યો નથી, પણ એમ તો કહ્યા વિના ચાલે તેમ નથી કે, જડવાદને થીયોસોફીએ કેવળ નિર્બળ અને શિથિલ કરી નાંખેલ છે. વિજ્ઞાનશાસ્ત્રના મહાન્ યોદ્ધાઓ પણ થીયોસોફીએ પાડેલા પ્રકાશમાંજ પોતાનો માર્ગ આગળ ચલાવે છે. અખિલ સૃષ્ટિનું પર્યવસાન સ્થૂલ પરમાણુમાં આવી અટકતું હતું, તે માન્યતા દૂર થઇ ગઈ છે. રેડીયમ અને ઇલેક્ટ્રોનની શોધથી પ્રત્યેક પરમાણુ એક તત્ત્વનું નહિ પણ અનેક તત્ત્વોનું બનેલું છે, એમ સ્વીકાર્યા વિના ચાલે તેવું રહ્યું નથી. જડ પદાર્થનું પદાર્થત્વ શોધવામાં વિજ્ઞાનિક યંત્રો નિષ્ફળ થઈ પડયાં છે. સ્થૂળ પદાર્થની પાર કંઇક અતીન્દ્રીય સૂક્ષ્મ પદાર્થ છે. એમ વિલ્યમ ક્રુક્સ જેવો મહાન્ વૈજ્ઞાનિક વિદ્વાન્ ખાત્રી પૂર્વક કહેવાને આગળ પડયો છે. જીવનશક્તિ, ખનિજ અને ઉદ્‌ભિજ્જ પદાર્થોમાં પણ છે, એમ પ્રોફેસર જગદીશચંદ્ર બોસે વૈજ્ઞાનિક યંત્રોથીજ સિદ્ધ કરી આપ્યું છે. હજુ સમય જતાં થીયોસોફીની સાહાય્યથી વિજ્ઞાનશાસ્ત્ર શું નહિ કરી શકે, તે અટકળવું મુસ્કેલ થઇ પડે તેમ છે.

મેડમબ્લેવટસ્કી કહે છે તેમ થીયોસોફી ધર્મ, વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન (Philosophy) નું સમન્વીકરણ (Synthesis) છે. થીયોસોફીકલ સોસાઇટીનો ઉદ્દેશ સમજાવતાં તેઓ કહે છે કે—" અમારે જે કંઇ કરવાનું છે તે એ છે કે, કુદરતના નિયમોનું જ્ઞાન મેળવવાને માટે પર્યેષણ કરવું. આધુનિક મનુષ્યોથી કુદરતના જે નિયમો સમજાઈ શકાતા નથી, તે નિયમોનો અભ્યાસ વધારવાને બની શકે તેટલું ઉત્તેજન આપવું; એટલે શબ્દ પ્રમાણ અથવા અંધ શ્રદ્ધાથી ઉત્પન્ન થયેલી વેહેમ ભરેલી માન્યતાઓને બદલે કુદરતના સત્યજ્ઞાન ઉપર આધાર રાખતી ગુપ્તવિદ્યાનો અભ્યાસ વધારવો. * * * * અર્થાત્ સોસાઇટીનો પરમ ઉદ્દેશ એવો છે કે—વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનના અવલોકનનો પ્રદેશ વિસ્તૃત કરવા માટે આવો કંઇક અમુક માર્ગ ગ્રહણ કરવો "*

* જુઓ મેડમ બ્લેવટસ્કી કૃત Key to Theosophy. પૃ. ૩૪.

वैज्ञानिक प्रयोगो ઇંદ્રિયગ્રાહ્ય હોઇ શકે છે. અતીન્દ્રિય વિષયોમાં વૈજ્ઞાનિક પ્રયોગોની સત્તા ચાલી શકતી નથી. તેવીજ રીતિએ તર્કનો આધાર પણ ઇન્દ્રિયજન્ય જ્ઞાન ઉપર હોય છે. ધર્મશાસ્ત્રો અતીન્દ્રિય વિષયોનો પ્રકાશ કરી શકે છે. તેથી અતીન્દ્રિય વિષયોની સિદ્ધિ માટે વિજ્ઞાન અથવા તર્કની સાહાય્ય ઇચ્છવી, તે નિરર્થક છે. છતાં વિજ્ઞાન, તર્ક અથવા તત્ત્વ જ્ઞાન અને ધર્મશાસ્ત્ર એકદૃષ્ટિ બિંદુથી પર્યેષણ કરવા પ્રવૃત્ત થાય તો એક બિંદુએ એકત્ર થવાનો સંભવ છે. તે ત્રણેના સમમીકરણથી જો કંઇ પણ લાભ થઇ શકે તો તેટલોજ લાભ થઈ શકે તેમ છે.

તેટલો લાભ પણ થોડો ઘણો નથી. ક્રમવિકાસ ( Evolution ) ની ભૂમિકામાં બુદ્ધિવિકાસનો પણ સમય આવે છે. થીયૉસોફીની માન્યતા પ્રમાણે ચાલતા મન્વંતરમાં મનુષ્યની પાંચમી મૂળ જાતિનો ક્રમવિકાસ થાય છે. પ્રત્યેક જાતિમાં ઉત્તરોત્તર એકેક તત્ત્વનો વિકાસ થાય છે. તે આધારે આ પાંચમી જાતિમાં પાંચમુ તત્ત્વ જે શુદ્ધ મનસ છે, તેનો જ વિકાસ પ્રધાન હોવાથી મનુષ્યને પ્રત્યેક બનાવની કારણ કાર્યની શૃંખલા જાણવાની ઇચ્છા ઉત્પન્ન થાય, તે સ્વાભાવિક છે. મિ્‌સીસ આની બીસેંટ કહે છે તેમ અતીન્દ્રિય વિષયોનો પ્રકાશ હિંદુ ધર્મશાસ્ત્રોમાં જેટલો કરવામાં આવ્યો છે, તેટલો અન્ય કોઇ પણ ધર્મગ્રંથોમાં જોવામાં આવતો નથી × સૃષ્ટિની ઉત્પત્તિ વિષે ઋગ્વેદ સંહિતાના પુરૂષસૂક્તમાં, બ્રુહદારણ્યકોપનિષદ્‌માં, મનુસ્મૃતિ આદિ સ્મૃતિઓમાં અને પ્રત્યેક પુરાણમાં વિસ્તાર પૂર્વક વિવેચન કર્યુ છે. દેવો અને પિતૃઓ તેમજ અસુરો અને રાક્ષસોનો આ લોક સાથે કેવો અને શો સંબંધ છે, તે વિષે તેજ ગ્રંથોમાં કંઇ ઓછું વર્ણન કરેલું નથી. છતાં મેડમ બ્લેવટસ્કી કહે છે તેમ તેવા ધર્મશાસ્ત્રોમાં સૃષ્ટિનું રહસ્ય ગુપ્ત રાખવાના હેતુથી જે લખાણો કરવામાં આવ્યાં છે, તે માર્મિક અને રૂપક ભાષામાં હોવાથી, તેમજ તે સમજવાની કુંચી ગુમ થઈ જવાથી અભ્યાસિની બુદ્ધિને ગમ્ય થઇ શકે તેમ નથી;‡ એટલુંજ નહિ પણ જુદા જુદા ગ્રંથોમાં જુદી જુદી શૈલી વાપરેલી હોવાથી અભ્યાસિને બુદ્ધિગમ્ય શૃંખલાબદ્ધ વર્ણનને બદલે કેવળ અવ્યવસ્થિત †અને અર્થશૂન્ય ગુંચવાડોજ માલુમ પડે છે. થાયોસોફીના અભ્યાસીઓ જાણે છે કે, મનુષ્યજાતિ તેવાં રહસ્યો સમજી, તેનો સદુપયોગ કરવાને તૈયાર થાય ત્યાં સુધી તેવાં રહસ્યો ઇચ્છાપૂર્વક ગુપ્ત રાખવામાં આવેલ છે. થાયોસોફીની માન્યતા પ્રમાણે હવે મનુષ્યજાતિ તેવાં રહસ્યો ગ્રહણ કરવાને તૈયાર થતી જાય છે; અને તેથી થાયોસોફીનું મોટામાં મોટું કાર્ય તે ગુપ્ત રહસ્યોને પ્રકટ કરવાને કુંચી પુરી પાડવાનું છે.

થીયોસોફી જુદા જુદા દેશોમાં પ્રવર્તેલા પ્રાચીન ધર્મોનું એકીકરણ (Summation) છે. તેથી કદાચ કોઇ પણ એક ધર્મના સિદ્ધાન્તોની સઘળી વિગતો સાથે થીયોસોફીના સિદ્ધાન્તોની વિગતો સર્વાંશે મળતી આવે નહિ; તો પણ પ્રત્યેક ધર્મમાં સમાયેલ સનાતન

× જુઓ આની બીસેંટ કૃત Pedigree of Man. પૃ. ૨.

‡ જુઓ Key to Theosophy. પૃ. ૧૫.

† જુઓ Pedigree of Man. પૃ. ૧૦૧.

સત્યો થીયોસોફીમાંથી મળી આવ્યા વિના રહેશે નહિ. હિંદુ ધર્મના સિદ્ધાન્તોની વિગતો સાથે થીયોસોફીના સિદ્ધાન્તોની હાલ સુધી જણાયેલી વિગતો ગમે તેટલી જુદી પડતી હોય, તો પણ એટલું તો સ્વીકારવું પડશે કે—હિંદુ ધર્મનાં મુખ્ય સત્યો, જેવાં કે પરમાત્મા, આત્મા અને જીવનો પરસ્પર સંબંધ, જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયની પ્રક્રિયાઓ, આ લોક અને પર લોકોનો સંબંધ, કર્મ અને ઉપાસનાથી થતી અસરો, મરણ પછી જીવની થતી અવસ્થા, પુનર્જન્મ સૃષ્ટિ રૂપ યજ્ઞ કરવામાં ઇશ્વર અને તેની ત્રિમૂર્તિ તેમજ દેવો અને પિતૃઓનો ભાગ, ક્રમવિકાસ અથવા ક્રમમુક્તિ વિગેરે પ્રધાન સત્યોના વિષયમાં થીયોસોફીના સિદ્ધાન્તો હિંદુ ધર્મશાસ્ત્રના સામાન્ય મર્મથી કદિપણ વિરુદ્ધ માલુમ પડશે નહિ. સત્ય છે કે, હિંદુ ધર્મશાસ્ત્રના કોઈ એક અમુક દર્શન સાથે કદાચ થીયોસોફીનાં સત્યો સર્વાંશ મળતાં આવતાં ન હોય, તો તેટલાજ ઉપરથી જેમ કે ઇપણ દર્શનને વેદ વિરુદ્ધ અથવા નાસ્તિક ઠરાવી શકાતું નથી, તેવી રીતિએ થીયોસોફીને હિંદુ ધર્મથી વિરુદ્ધ ઠરાવવાને કંઇ પણ ખાસ કારણો મળી આવતાં નથી. તેથી થીયોસોફી આપણા શાસ્ત્રમાં ગુપ્ત રાખેલાં રહસ્યોનો ભંડાર ઉઘાડવાને કુંચી પુરી પાડતી હોય તો આપણી ફરજ છે કે, તે કુંચી વડે આપણો ભંડાર ખુલ્લો કરી તે સર્વ રહસ્યોને હસ્તામલકવત્ સ્પષ્ટ કરવાં જોઇએ. શ્રાદ્ધાદિક ક્રિયાની ઉપયોગિતામાં પણ થીયોસોફીએ જે પ્રકાશ પાડયો છે, તે પ્રકાશથી આપણાં ક્રિયમાણ શાસ્ત્રો વાંચવાની પુરી આવશ્યકતા છે. અતઃ પર એજ પ્રકાશથી જ્યારે તે વિષેનો મર્મ સમજાવવામાં આવશે ત્યારેજ જાણી શકાશે કે, હિંદુ ધર્મ ઉપર થીયોસોફી એ સ્વલ્પ સમયમાં કેટલા ઉપકારો કર્યા છે, અને હજુ પણ કેટલા બધા ઉપકારો તેના તરફથી થવાનો સંભવ છે.

( ચાલુ ).

માનશંકર વિ. પિતાંબરદાસ મહેતા.

---

# । कर्म विपाक ।

## ( મળેલું )

( અનુસંધાન પૃષ્ટ ૪૯ થી. )

આ પ્રમાણે એક ખરેખરા સ્વરૂપમાં—કૃષ્ણ લીલા—રામ લીલા—પ્રહ્લાદ લીલા—ધ્રુવ લીલા—વગેરે પુરાણાન્તર્ગત અનેક કથાઓના વિસ્તારને અવલોકી શકીશું. ઉપાસના અને જ્ઞાનનો આમાં સમાવેશ થઈ શકશે નહિ. એમાં પ્રતિબંધ નાંખવાને નિવારક શક્તિનાં સ્વરૂપો અવતારવાં પડતાં નથી. એ તો અવતારી મૂકેલાં હોય છે; પછી જ્યારે કામ પડે ત્યારે ફક્ત પ્રેરણા કરવી પડે છે. અને તે પોતાનું કાર્ય બજાવે છે. જો ફતેહ પામે તો અન્ય શક્તિ પાછી હઠી જાય છે. જો પ્રતિશક્તિ ફતેહ પામે તો તે પોતાના પથમાં સરલતાથી માર્ગમાં વૃદ્ધિ પામી શકે છે. આવું પરિણામ હઠયોગમાં જોવામાં આવે છે, અને તે વખતે એવું થાય છે કે—પોતાના પથમાં બહુ આગળ નહિ ગયેલો યોગી જેમ હારે તેમ સારૂં ગણાય છે. આગળ વૃદ્ધિ પામેલાને પ્રતિશક્તિ જીતે તે સારૂં ગણાતું નથી. કારણ કે હેની ઘણી મ્હેનત મિથ્યા જાય છે. તમે પૂછશો કે કોની પેઠે ? એક વસુગણની પેઠે. તો હું કહુંછું કે—એક હજાર રૂપિયા ગણવાના છે. થોડું ગણ્યા પછી ભૂલ થાય તો ફરીથી ગણવાને અતિ શ્રમ વેઠવો પડશે નહિ. પણ લગભગ આઠસેં નવસેં ઉપરાંત ગણ્યા પછી ભૂલ થાય તો પાછું પહેલેથી ઠેઠ અન્તસુધી મહેનતની પુનરાવૃત્તિ થાય છે. જો કે આ સંખ્યાના દૃષ્ટાન્ત જેટલું, બધું એ તો નહિ હોય, તો પણ થોડું ઘણું આમ હોઈ શકે—એ નિર્વિવાદ જેવું છે. કાલું ? અને કેવા પ્રકારનું ? તે આપણાથી કહી શકાય નહીં. આપણે એ પથ અણજાણ્યો છે. એટલું તે માર્ગમાં આગળ ગયા વિના આપણથી કેમ સંપૂર્ણ પણે કહી શકાય ? વળી આવો અનુભવ હેના કર્તાને પોતાની જીંદગીમાં એકજ વાર હોઈ શકે ? કે અનેક વાર હોઈ શકે ? એ પ્રશ્ન પણ જાણવા જેવો છે. ખરે ! જોવા જઇએ તો—અનુભવ વગરની આમાં બધીએ ખામીઓ છે. જેઓએ પોતાના પથમાં સિદ્ધિ પામવાની પ્રતિજ્ઞા કીધેલી છે, અને શ્રદ્ધાનું અવલમ્બન કર્યું છે, તેઓને તો ગમે તેટલાં વિઘ્ન આવે તો પણ હેને નહિ ગણકારતાં કે લેખવતાં આગળ ચાલુ ગતિનેજ પ્રાપ્ત થાય છે.

કાર્યકૃતિને વિષે ધૈર્યાવસ્થાની કેટલી જરૂર છે ? અને હેમાં ઉત્સાહની કેટલી અગત્ય છે ? તે એક સામાન્યનિદર્શનથી સહજ સમજી શકાય એવું છે. બે તપસ્વીઓની સમિપ થઇને એક સમયે બ્રહ્મર્ષિ ભગવાન નારદ જતા હતા. હેમનું પ્રયાણ સ્વર્ગભૂમિની દિશા ભણીનું હતું. તપસ્વીઓમાંના એકે પૂછ્યું કે બ્રહ્મર્ષિ આપનું ગમન સ્વર્ગ તરફ લાગે છે, કે જેને માટે હું આ તપઃ સિદ્ધિનું આચરણ આચરૂં છું. ત્હાં જઈ મ્હારી વતી ઇન્દ્ર ભગવાનને પુછી જોશો કે—અમુક એક તપસ્વીને સ્વર્ગના દ્વારમાં પ્રવેશવાને

હવે કેટલો વિલમ્બ છે ઠીક—ભલે—કહી આગળ ચાલતા થયા—ત્હાં અપર તપસ્વીનો પણ એવોજ પ્રશ્ન સાંભળવામાં આવ્યો. ઉત્તર લાવી વળતી વખતે ત્હમોને હું ખુલાસા આપીશ. તદનંતર કેટલીક મુદત વિત્યા બાદ નારદજી ત્યાંથી નીકળે છે.' ઉત્તાતુર તપસ્વીઓ વિનયથી પ્રણમિને વિનવે છેઃ મહામુનિ ! વદશો કે હમારા પ્રશ્નના પ્રત્યુચ્ચારને માટે કયા શબ્દોનું ઉચ્ચારણ થયું છે ! મહાભાગ ! ઉત્તર તો એ છે જેઃ—ત્હમારે માટે હજુ એક સો એક વર્ષની મુદત છે. એવું સાંભળી મનો ભંગ થાય છે. અન્ય મહાશય પ્રતિ એજ પ્રમાણે પૂછવામાં આવ્યું, ત્હાં કથન એ હતુંઃ હજુ "શત સહસ્ત્ર" વર્ષની અવધિ છે." પણ ત્યાર પછી પણ મ્હને સ્વર્ગ તો મળશે ના ! ! કાંઇ ચિન્તા નહિ. નારદજી ! આપનો હું ઉપકાર માનુછું અને હું મ્હારા કર્તવ્યકર્મમાં ઉત્સાહ ધરાવુંછું, તેથી વિશેષ ઉત્સાહ ધારીને પણ હું મ્હારા કાર્યમાં દ્રઢતાથી જરૂર મેળવીશજ. ભગવન્ ! મ્હને ધૈર્ય આપો " એવા શબ્દોચ્ચારના પ્રતિ ધ્વનિ રૂપ ઉત્તરમાં આ શ વાણી થઇ કેઃ—" નારદજી ! તેઓને માટે સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં છે. " તુરતજ તેઓ સ્વર્ગમાં પ્રવેશ પામ્યા, અને બ્રહ્મર્ષિ અત્રેજ અન્તર્ધાન થઇ ગયા. આટલા ઉપરથી સમજી શકાય છે કે—પહેલામાં ટુંકી મુદતને માટે પણ અધીરાઈ છે, ત્યારે બીજામાં દીર્ઘ કાળને પણ આનન્દથી વધાવી લીધો છે, અને તેથી મનો ભંગ નહિ બનતાં કાર્ય ભંગ પણ થયો નથી. સાધંત ધૈર્યાવસ્થાની જે જરૂર છે, તે આ સ્થળે પ્રત્યક્ષ દેખાઇ આવે છે અને એટલી મુદતની અવધિ આપ્યા છતાં પણ ફલ સિદ્ધિને વિલમ્બ લાગતો નથી. એ જગ નિયંતા મહાન્ પ્રભુની અદ્‌ભૂત ચમત્કારિ લીલા છે.

આકાશ વાણી—એ પણ કર્મ વિપાકની એક દિશા સૂચક છે. તે ખરેખરા છેવટના પ્રસંગોમાં પ્રાપ્ત થાય છે. તથા તે વરદાનના સ્થાન તરિકે છે. મનુષ્યત્વનાં છેવટ સ્વરૂપો મનુષ્યે જોઇ લીધા પછી તે એમ સમજે છે કે હવે મ્હારે કાંઇ પણ આથી વધારે કાર્ય કરવાનું રહ્યું નથી. ત્યારે આકાશ વાણી ત્હેને કાર્ય પ્રેરક થઈ સહાય કરે છે, અને ઘણી વખત દેવો વરપ્રદાનમાં પણ એનો ઉપયોગ કરે છે. " વરંબ્રૂહિ—વરંબ્રૂહિ. " આનો ઉપાસના અને મંત્ર સાધનમાં સમાવેશ થઇ જાય છે. જે દેવની ઉપાસના કરવામાં આવે છે તે દેવની એજ " વાણી " સંભળી શકે છે, અને ત્યાર પછી દૈવત્વ પ્રકટ થઇ સન્મુખ આવી હસ્યું રહે છે. તે હૃદયેચ્છને કે મનેચ્છાને પાર પાડવાને વચન આપે છે. તે વચન સર્વ પ્રકારે સત્ય નિવડે છે. પછી વર—યાચનામાં યાચકનું હૃદય કે મન લાગણી—( ભાવના ) કે બુદ્ધિ દ્વારાએ જે પ્રકારની યાચના કરે, તે પ્રકારનો વર પ્રાપ્ત થઈ શકે. આ પ્રકારે આકાશ વાણી બે પ્રકારની હોઇ શકે. એક તો દિશાસૂચક, અને બીજી વરઃ પ્રદાનની. પહેલામાં તપઃસિદ્ધિની કાંઇ બહુ જરૂર નથી.. નિર્મળ મન અને હૃદય વાળાને પણ આપત્તિઓ તો આવા પડે છે અને તે કેવા પ્રકારની કે જેથી તેઓ મૃત્યુને વશ થવાના ઉપાયની તૈયારીઓ કરે, તેવે સમયે તે યાચના કે તયારીઓને શાન્ત પાડવા અને ધારણા શક્તિનું બીજ રોપવા આકાશ વાણીનો ઉપયોગ થાય છે. તે એક દિશા સૂચક છે. પહેલી એકાએક ઉદ્‌ભવી આવે છે, ત્યારે બીજી ક્રિયાના ક્રમની સાથે વૃદ્ધિગત થતી જાય છે. અવકાશના ગર્ભમાંથી વાણીનો નિકાસ થઇ આવે છે. પહેલું

શુદ્ધ સ્વરૂપ છે. અને દાન રૂપ છે. બીજું વિચારીને ઉત્પન્ન થઈ આવેલું ફળ ક્રિયાના બદલા રૂપ છે, ક્રિયાના બદલા રૂપ છે, એ સત્ય વાર્તા છે, તો પણ જેમ વૃક્ષ કરતાં ફલ મ્હોટું તેમજ ગુણકારી હોય છે, તેમજ સમય ગમે તેટલો દીર્ઘ હોય તો પણ ફલ મધ્યસ્થ છે. ત્હેમાંથી પાછું આખું વૃક્ષ થઇ શકે છે. પણ આ બાબતમાં સર્વ પ્રકારો તેવા ન હોઇ શકે. કેમ કે એ ફલો એવા પ્રકારનાં છે કે—ત્હેમાંથી અગાઉના જેવુંજ બીજું વૃક્ષ એટલે ક્રિયા ન ઉદ્ભવી આવે—અને ફલ આવ્યા પછી વૃદ્ધિ અટકી જાય—જે વૃક્ષોમાં જોવામાં આવતી નથી. જેમ વેલામાં વેલા કરતાં ફળ મ્હોટું પણ જોવામાં આવે છે તેમ કેટલીક વેલારૂપ ક્રિયાઓમાં ક્રિયા કરતાં સિદ્ધિનું માપ વધારે પણ મળી જાય છે. આ પ્રમાણે ક્વચિતજ બને છે, હમેશાં આમ બનવું સંભવિ શકે નહિ; તો પણ આટલું તો સિદ્ધ છે કે—ફલ આવ્યા પછી આગળ વૃદ્ધિનો ક્રમ અટકી જાય છે.

અથવા એમ કહેવું વધારે સુગમ થઇ પડશે કે, કાર્યક્રમની ગતિનાં પડો સંકેલાતાં જાય છે. એ દરેક ફળ એક ગુણકારી ચીજ છે. આગળ જતાં—જોતાં એકથી આગળ વધેલું પડ પહેલા કરતાં વધારે ઉપયોગનું છે. દરેક ફળ ઓછી કે વત્તી રીતે ફલ દાતા છે: તો પણ વૃદ્ધિમાં છેવટનું ઉદ્ભવી આવેલું પડ ( ફલ ) પાછળનાં બીજાં બધાં કરતાં ઉત્તમ છે. દરેક પડ એક બીજાની સાથે સંલગ્ન થઈ રહેલાં છે. તેમ છતાં દરેક એક બીજાથી જુદું અને જુદા ગુણ વાળું પણ છે. આ, ફલો આગળ જેમ જેમ જોતા જઇએ તેમ તેમ આકાર માનમાં ન્હાનાં ન્હાનાં હોય છે, પણ ગુણોમાં વધતાં હોય છે. જેમ ધાતુઓમાં કેટલા એક વજનનું તાંબું ત્હેનાથી ઘણાજ ન્હાના પ્રમાણમાં આવેલા સુવર્ણની સાથે કિમ્મતમાં સમાનપણું ધરાવે છે. તેજ પ્રમાણે તામ્ર પત્રના પડની સાથે સુવર્ણનું સન્ધાન કૃતિ જોઇ શકશો, એ સુવર્ણ પણ ત્હેનાથી આગળના પડ આગળ તામ્રપત્ર સમાન છે. એમ દરેક પડ સુવર્ણ પડ હોઈ તામ્રપત્ર પડ પણ હોઈ શકે છે. એ સમજવા સારૂ આ દૃષ્ટાન્ત લીધું છે; આપણે આગળ કહી ગયા કે દૃષ્ટાન્તો નિયમો નથી, પણ નિયમોનું સમર્થન કરવને માટે છે, અથવા નિયમોમાં જે વાર્તા ગૂઢ હોય તે દૃષ્ટાન્તથી સ્પષ્ટ થાય છે, અને નિયમો સચોટ ધ્યાનમાં ઉતરે છે. એટલા વાસ્તે દૃષ્ટાન્તોનો ઉપયોગ કરવામાં આવે છે. તો તે ઉપરથી ત્હમો દૃષ્ટાન્તોને નિયમો સમજી લેશો નહીં. હવે એ પડો તામ્રનાં છે કે સુવર્ણનાં ? એ નિશ્ચયાર્થ માટે દરેક પડ તપાસીને જોશો તો સુવર્ણનુંજ જણાશે. અને જો દરેક જુદું જુદું નહીં જોતાં સંબંધ પૂર્વક જોશો તો આગળનું જોતાં પાછળનું તામ્ર સમ જણાશે. એમ કરતાં જે અંતિમ સૂક્ષ્મ પડ જ્યાં સુધી તામ્રનું બન્યું નથી ત્યાં સુધી સુવર્ણનુંજ દેખાશે. વિસ્મય નહીં પામતાં દૃષ્ટિનું યથાસ્થિત અવલોકન કરશો તો આ કથન સર્વથા સત્ય રૂપ ભાસશે અને તામ્રમાંથી સુવર્ણ અને સુવર્ણનું તામ્ર કેમ બની જાય છે, તે સર્વથા સમજી શકશો. અન્ધ શ્રદ્ધાની આમાં જરૂર નથી. દૃષ્ટિમાં આખી સૃષ્ટિનો સમાવેશ થઈ શકે છે. દૃષ્ટિ સ્થુલ તો સૃષ્ટિ પણ સ્થુલ—દૃષ્ટિ સૂક્ષ્મ તો સૃષ્ટિ પણ સૂક્ષ્મ. એ તો તે તમામ સ્થુલ સૃષ્ટિની અભિજ્ઞતા હોઇ શકતી નથી. એક પ્રદેશમાં પણ બહુ બહુ જાણવાનું બાકી રહે છે, તો પછી ક્રિયા જ્ઞાનની પ્રાપ્તિ તો ક્યાંથીજ સંભવિ શકે ! એક સ્થુલની ઘણી ખરી વિગતોને પાર જવા

પછી સંપ્રિગત સૂક્ષ્મક્રિયા ધ્યાનની શરૂઆત થવા માંડે છે. દૃષ્ટિ એકજ છે, પણ ક્રિયાની સાધનાની સિદ્ધિ ભેદે અસંખ્ય ભેદો ઉપજી આવે છે. અંગ્રેજી ભાષા જાણનાર અંગ્રેજી વાંચી શકે છે; બંગાળી ભાષા જાણનાર બંગાળી વાંચી જાણે છે. અને સંસ્કૃત ભાષા ભણેલ સંસ્કૃત ભાષા વાંચી સમજે છે. એમ જેટલી ભાષાના સંસ્કાર ત્હેમની દૃષ્ટિદ્વારાએ આન્તરમાં પ્રવેશ્યા છે, તેટલું ત્હેમની દૃષ્ટિદ્વારાએ બહાર અનુભવિ શકે છે, ઓળખવું અને જાણવું એ બેમાં આ જગ્યાએ ભેદ સમજવાનો છે, આ અંગ્રેજી છે કે બંગાળી એમ ઓળખી શકનાર તે તે ભાષા જાણી જાણે છે એમ ન કહી શકાય. ચક્ષુ બે છે, પણ દૃષ્ટિ એકજ છે, માટે બે ચક્ષુ હોવા છતાં પણ વસ્તુનાએ પદાર્થ એકજ દૃશ્યમાન થાય છે. દૃષ્ટિની વક્રતા થતાં કદાચ બે વસ્તુઓ દેખાઇ શકે, પણ એ તો દૃષ્ટિ ભંગ છે, એકજ પદાર્થના બે દેખાવ એવી બંગવાળી દૃષ્ટિથી થાય છે. અનેક વસ્તુઓ જોવા છતાં ત્હેમાં એક અખંડ અવિનશી ચૈતન્યનું ભાન થાય તો સમજવું કે ત્હેની દૃષ્ટિ અતિ વિશુદ્ધ છે. દૃષ્ટિની કેળવણી એજ એક સૃષ્ટિનો અભ્યાસ છે. અને અત્યાર સુધી અન્ધકાર ( ત્હેને મન ) માં પડેલાં સત્યોને ઉકેલવા માંડે છે. યોગીઓ અને મહાત્માઓ, ઋષિ અને મુનિઓ, દેવો અને સન્તો ભક્તો અને સાધુઓનું આ એકજ દિશા તરફ ગમન હોય એવું જણાય છે. અને જાણ્યા પછી દરેક પોતાને યોગ્ય કાર્ય ક્રમમા ગુંથાય છે. તપસ્વીઓ પણ નિરંતર એને માટેજ પ્રયત્ન કરતા હોય છે. અને ઘણે ભારે અંશે તેઓ પોતાના કાર્યમાં વિજય પણ મેળવે છે. બહારથી બે ચક્ષુની અન્દરના ભાગમાં પ્રત્યક્ષનાળિકા એકજ છે અને ત્હેમાં ત્રણ શાખાઓ મુખ્ય છે. અને બીજી અસંખ્ય છે. એક જઠરની એટલે પાચન ક્રિયાની સાથે સંબંધિત છે. બીજી હૃદય દ્વારમાં પ્રવેશેલી છે ત્રીજી શિરો ભાગ એટલે મગજમાં સ્થિત થઈ રહેલી છે. પહેલીનું કામ શક્તિ અર્પણ કરવાનું છે, અને બીજી બે બુદ્ધિઃ પ્રદેશમા થઇને જાય છે, એક લાગણીઓ ઉત્પન્ન કરે છે, અને બીજી તર્ક તથા સ્મરણ શક્તિને ટેકો આપે છે, તેઓ બન્ને એકી સાથે ઉત્પન્ન ન થતાં અનુક્રમે ઉત્પન્ન થાય છેઃ અને જવાનો ક્રમ એક સરખો નિયમિત નથી. તો પણ એટલું તો ચોક્કસ કે તેઓ એકી સાથે જતી નથી. ગમે તે ક્રમમાં ચાલી જાય છે.—

આ પ્રમાણે દૃષ્ટિ વિશાળ થતાં થતાં અને સત્યના અંશોનો સંગ્રહ થતાં થતાં છેવટે વિશ્વદૃષ્ટિ થઈ શકે છે. તોપણ પોતે પોતાના પથનું નિર્માણ કરી શકતો નથી. હું કયે રસ્તેથી આવું છું, ક્યાં છું? અને હવે કઈ તરફ જવાનું છે? તે નિશ્ચિત હોતું નથી. ભૂતકાળ અને વર્તમાનકાળને કદાપિ જાણી શકે છે, તોપણ ભવિષ્યકાળનું યથાસ્થિત જ્ઞાન હોઇ શકતું નથી. આવે વખતે તેઓ ભજનના રસ્તાના ભોમિયા હોઇ શકે છે દરેક મનુષ્યના શિરો ભાગે કપાલમાં જે અદૃશ્ય ગૂઢ લેખ લખેલા હોય છે, તે તેઓ વાંચી શકે છે. તે ઠેકાણે અમુક સ્થલ સાથે જે ખાતાના જીવનું જોડાણ કરવામાં આવ્યું હોય તે ખાતાનું નામ લખેલું હોય છે અને ગતઃકાલના કર્મનાં શેષ રહેલાં ફ્લોની શિલિક ખેંચેલી હોય છે. બે ભ્રમરો જમણી અને ડાબી આપણા જમા ઉધાર જેવી છે, ત્યાં વચ્ચે જરા ઉપર પાછળના તમામ સમયનો એકત્ર સંગ્રહ નિરૂપવામાં આવ્યો હોય છે. યોગીઓ ત્રાટક મુદ્રાથી આને જોઇ શકે છે, પણ છેવટ ગયા વિના વાંચી કે જાણી શકે નહિ. અને એવી ક્રિયાઓ તથા ત્હેની કુંચીઓ બન્ધ થઇ જવાથી તે વિદ્યા તદ્દન લોપ જેવી

થઇ ગઇ છે, નહિતો અમૂક મુખાકૃતિ જોતાંજ એવા વિશ્વદૃષ્ટિવાળા સામાન્ય સજ્જન પણ જોઇ શકતા કે તે અમૂક પ્રવાહમાંથી વહેતો આવે છે, અને અમૂક સ્થીતિમાં છે, અને અવશિષ્ટ પણ હવે આ પ્રમાણે છે, તેઓ જો કે ત્હેમને ખાસ કારણ સિવાય કહેતા નહીં, તોપણ જાણીને સમજી શકતા એ તો નિર્વિવાદ છે.

ચક્ષુઃપ્રદેશ તૈજસથી ભરેલો પણ પ્રકૃતિ બુદ્ધિ અને તૈજસનું પ્રમાણ બતાવી આપે છે. ત્હેમાં નિરંતર વિકૃતિઓ થવાથી આખી મુખાકૃતિમાં પણ વિકૃતિ થઇ જાય છે, સહજ ફેરફાર પણ ઢાંકયો રહી શકે નહિ. જેમ સ્વચ્છ જલની નીચેના મલિન કાંપને ઉખેળવાથી ઉપરનું શુદ્ધ જળ પણ ડ્હોળાયલું થઇ જાય છે, તેમ પ્રકૃતિ, બુદ્ધિ અને તૈજસમાં મલિન સત્વોનું આવી મળવું, અને ત્હેને પ્રસંગોએ વિચલિત કરવાથી આખો ચક્ષુઃપ્રદેશ અવનવો થઇ જાય છે. જોનાર જોઈ શકે છે, અને ફેરફારનાં કારણો જાણી શકે છે, અવસ્થાના ભેદથી પણ આમાં વિકૃતિઓ થઈ જાય છે. તો તે બીના પણ બનવા યોગ્ય છે, અને ઘણા ખરા પ્રસંગોમાં અવસ્થાના ફેરફારો મુખ્ય હોય છે. બાળપણ-યૌવન અને વૃદ્ધાવસ્થા જુદી જુદી પાડી બતાવી શકાય નહીં. એકજ જીંદગીમાં થતાં સ્થિત્યંતરો છે, અને તે પણ કાંઈ અચાનક બની જતાં નથ. ક્રમેક્રમે જીવનવૃદ્ધિ સાથે તેઓ આવતાં રહેતાં અને જતાં થાય છે તે પ્રમાણે નિરંતર ચક્ષુઃપ્રદેશમાં ફેરફાર થાય છે. એ વાત સાચી હોવા છતાં પણ પ્રકૃતિના ફેરફારો કાંઇક જુદા પડે છે. વૃદ્ધાવસ્થામાં પણ સત્વમય લોચનો અમે જોયાં છે, ને જન્મથાજ એવાં હોય છે.

દૃષ્ટિઃપ્રદેશ, આન્તર અને બાહ્ય સૃષ્ટિઓનો ગ્રાહક, સન્ધિક અને સામ્પ્રતદર્શક છે, તે હૃદયમાં લાગણીઓ, બુદ્ધિમાં-તર્ક વિચાર વગેરે અને મગજમાં રૂપ તથા સ્મરણ શક્તિઓ ઉત્પન્ન કરે છે. ચક્ષુ અને દૃષ્ટિ એક નથ. ચક્ષુ એ તો દૃષ્ટિને બહાર ફેલાવાનું સ્થાન છે. અંધ મનુષ્યને ચક્ષુ હોતાં નથી, પણ દૃષ્ટિ શક્તિ તો હોય છે અને તેથી જ તેઓ ઘણું ખરૂં કામ કરી શકે છે હવે ચક્ષુના નીચેના ભાગમાં મધ્યસ્થ નાક ( સ્વર્ગસ્થાન સાદૃશ્ય ) રહેલું છે અને બંને તરફ પુન્યપાપ જમા ઉધાર લખાય છે, અને લખાતાં જાય છે. દક્ષિણ હસ્તે કરેલું પુન્ય જમા થાય છે, અને તે જમણી તરફની ચક્ષુ નીચે નિરૂપણ થતું જાય છે. પાપ ડાબી તરફ, ત્હમે કહેશો કે એ ભાષા કઈ લિપિમાં લખેલી હશે ! તો સાંભળો-ત્હમોએ કોઇએ અત્યારના જમાનામાં " એસ્પેરાન્ટો " એવી લિપિનું નામ સાંભળ્યું છે ? ચિન્હથી જ આખાં વાક્યોનાં વાક્યો સમજી શકાય એવી ભાષા મનુષ્યોએ પણ શોધી કહાડેલ છે, તો પછી આ અલોકિક ભાષા વિચારને માટે ત્હમેશું ન કબુલ કરી શકશો ? અમુક એક પ્રકારના ચિન્હમાત્રથી આખી જીંદગીઓની જીંદગીઓનાં વર્તુનો વર્ણવી આપે તો પછી તેવા લેખ લખી શકાય છે, એમાં ત્હમારાથી બિલકુલ ના કહેવાઈ શકાશે નહીં. જમણા હસ્તે કરેલું પાપ પણ ડાબી તરફ જાય છે. આપણામાં કહેવત છે કે ' જમણે હાથે કરેલું જમણો ભોગવશે અને ડાબે હાથે કરેલું ડાબો હાથ ભોગવશે " તે યથાસ્થિત નથી-શિલિક જમા હોય છે તો પાપનાં ફ્ળો તુરત મળી શકતાં નથી. અને જો પાપની શિલિક જમા હોય તો સત્કૃત્યોનાં ફળો પણ તરત મળી શકે નહીં—આમાં કાંઇ સિદ્ધ કરવાની જરૂર નથી. આતો એક દેખાઇતી બીના છે,

તેમ કાંઈ સાબિતિની પણ જરૂર નથી. માનવું કે ન માનવું એમાં કાંઇ આગ્રહ પણ કરવો પડે નહીં એ તો એક બુદ્ધિ પ્રદેશના વિચારનું પરિણામ છે. અમારો આગ્રહ પણ નથી. કારણ કે જેઓ વિશાળ દૃષ્ટિની સમીપમાં ઉભા છે તેઓ તો ખુલ્લે ખુલ્લું જોઇજ શકે છે, આગ્રહ કરીને સત્ય છે એમ મનાવવાથી અમે વિરૂદ્ધ છીએ. અહીંયાં તો અનુભવની વાતો સાથે કામ છે, અનુભવ થાય તો ત્હમે પણ સમજી શકો એવી વાત છે. આ જગ્યાએ એક દૃષ્ટાન્ત આપવું ઉચિત ધારૂં છઉં. બે બ્રાહ્મણ કુમારો રસ્તો કાપતા વિનોદ કરતા ચાલ્યા જાય છે. સ્ફુરણા ઉપજે છે કે આપણને રાજ્ય મળે તો આપણે શું કરીએ. ગજા શક્તિ પ્રમાણે સ્થીતિ પરત્વે વિચારો બાંધે છે. એક કહે હું હમેશાં એક બ્રાહ્મણને જમાડીને જમું, અન્ય કહે હું હમેશાં એક બ્રાહ્મણને જીવથી માર્યા પછી જમું. આગળ ચાલ્યા રાત પડી એક ગામના દરવાજાની દોઢી ઉપર રાત્રીએ સુઇ રહ્યા. તે દરવાજાવાળા ગામના મહેલમાં ત્યાંના અપુત્રવાન્ રાજાનું તેજ રાત્રીએ મૃત્યુ થયું છે. વારસ કોઇ નથી. પ્રધાને મંડળસહ વિચાર કર્યો કેઃ—સ્હવારમાં જ અમુક દરવાજો ઉઘાડતાં જે મનુષ્ય પ્રથમ મળી આવે ત્હેને રાજ્યાભિષેક કરવો. એ દૃઢ સંકલ્પાનુસાર વર્તન કરવામાં આવ્યું. પેલો જમાડવાનું વ્રત ધરનાર વ્હેલો ઉઠી દાતણ પાણીની શોધ સારૂ ગયેલો, એટલે પેલા બીજાને–મળી આવતાં તુરત જ રાજ્યાભિષેક કરવામાં આવ્યો જે બીના અનિશ્ચિત રૂપમાં હતી તે હવે નિશ્ચિતરૂપમાં પ્રત્યક્ષ આવી મળી. ત્યારે તે પોતાના નિયમનો અમલ શા માટે ન કરે? નિયમ લેતી વખતેઃ આમ બનવાનો કદિ પણ સંભવ જણાતો નહોતો, તો પણ અદૃશ્ય દૃશ્ય થયું. તુરત જ નિયમનો અમલ થવા લાગ્યો. પેલો અન્ય મહાપુરૂષ આ વાત જાણી હર્ષપૂર્વક ઉદાસ થતો, કોઇ મહાત્માની સેવામાં હવેનું જીવન વ્યતીત કરવા ચાલી નીકળ્યો. તે પણ પોતાની ઇચ્છામાં પાર પડયો; અહીં હમેશાં એક દ્વિજનું કર્તવ્ય થવા લાગ્યું. અને કેટલેક કાળે બ્રાહ્મણોની સંખ્યાની હદ આવી રહી, એટલે દૂર પ્રદેશમાં ઉપવિત ધારીઓની શોધ થવા લાગી, ત્હેમાં એક દિવસે પેલો પૂર્વ સહગામી મિત્ર ગુરૂસહ આવી મળ્યો. મિત્રનું મિત્રપણું નજરોનજર મળ્યા સિવાય શી રીતે કામમાં આવી શકે? આ કાર્ય તો હમેશાં નિયમપૂર્વક પરભાર્યું જ થતું હતું તો પણ આ મિત્રે રાજાને મળવા જણાવ્યું ત્હેનો સ્વીકાર થયો, પણ મળ્યા પછી રાજાએ નિયમ ભંગ નહિ થવા જણાવ્યું. ત્યારે અન્યદ્વિજે ગુરૂના સ્વીકાર્યા પછી હું આવું, એમ કહ્યું. પૂર્વના કાંઇક સ્નેહને લીધે, અને હવે હદ છેવટની છે માટે, ગમે તે કારણે હા કહી; ગુરૂને કહેલા વૃત્તાંતથી પરિણામ એ આવ્યું કેઃ—ગુરૂએ પોતાની અદ્‌ભૂત શક્તિ બતાવી. રાજાના મહેલમાં આવી પોતાના સત્‌શિષ્યને અંજન શલાકાથી અંજન આંજી પશ્ચિમ દિશા તરફ જોવા કહ્યું, એક મહાન્ પર્વત સળગતો કિંચિત્‌માત્ર અવશિષ્ઠ રહેલો દીઠો. રાજાને પણ એવીજ ક્રિયાથી બતાવ્યો, અને એ શું છે, ત્હેનો વિસ્તાર કહી સંભળાવ્યો. રાજાનાં ગતકાલના પૂન્ય કર્મોનાં ફલોનો સમુચ્ચય છે, અને આ પાપક્રિયાથી ત્હેમાં દવ લાગ્યો છે. તે હવે થોડાજ ક્ષણમાં પરિપૂર્ણ દગ્ધ થશે. ત્ય્હાં રાજાના આયુષ્યનો પણ અન્ત આવશે. મહારાજ! ત્યારે પેલો નાનો ટેકરો વર્ષાદની ધારો વરસતો દેખાય છે; તે શું હશે? બચ્ચા! તેં કોઇ સન્તની સેવા કરી છે, તેને લીધે ઉદય થતો પૂન્યનો એ વિપાક છે તેથી ત્હારા ઉપર ઇશ્વરની કૃપા સાનુકુળ છે, એમ જણાય છે. એમ વાત

ચિત થાય છે ત્હાં ઉદાસ થયેલો રાજા ઢળી પડે છે. અને નામ માત્ર રહે છે. હંસલો ગયોને દેશાવર સૂનો બની રહ્યો, કે તુરતજ પેલા અન્યદીજને રાજ્યાભિષેક થાય છે. પુન્ય કર્મનો વિસ્તાર કરવામાં આવે છે અને ગુરૂને વશ વરતી યથાનિયમ રાજ્યતંત્ર ચલાવે છે, આ ઉપરથી એટલું નિશ્ચિત થાય છે કે પ્રારબ્ધ ગમે તેટલાં ઉંચા પ્રકારનાં કે સારાં હોય તો પણ ક્રિયમાણ તો સારાંજ હોવાં જોઇએ; સારાં ક્રિયમાણ પ્રારબ્ધ ન હોય તો પણ ખેંચી લાવે છે. એ આપણે એવાં અનેક દૃષ્ટાન્તોથી જોઇ શકાય એમ છે, પણ હાલ જરા વિશ્રાન્તિ લઇએ તો ઠીક. (ચાલું.)

મઠ્ઠાકર—નાગર

---

# ॥ अथ चास्तोत्रम् ॥

---

ॐ । अस्य चास्तोत्रलघुमालामंत्रस्य श्रीविवेक ऋषिः । गणनारहितछन्दः । चादेवी देवता । आलस्यनिवारणभ्रांतिरिति बीजम् । स्वधर्मादिहानिरिति शक्तिः । व्यसनत्यागे निर्बलतेति कीलकम् ॥

अथ करन्यासः ॥ प्रातःकालमां अनायासे पोतानुं स्मरण करावनाना सामर्थ्यवाळी इति अंगुष्ठाभ्यां नमः । पोतानी अप्राप्तिमां बगासां आदिद्वारा व्याकुलता उपजाववानी शक्तिवाळी इति तर्जनीभ्यां नमः । द्रव्यादिनो निरर्थक व्यय करावनाना बलवाळी इति मध्यमाभ्यां नमः । अपवित्रतादि वधारनारी इति अनामिकाभ्यां नमः । नगर नें ग्रामादि विविध स्थलमां प्रतीत थनारी इति कनिष्ठिकाभ्यां नमः । लोकोनुं आकर्षण करी घणाओने प्रिय थइ पडेली इति करतलकरपृष्ठाभ्यां नमः ॥ इति करन्यासः ॥

अथ हृदयादिन्यासः ॥ प्रातःकालमां अनायासे पोतानुं स्मरण करावनाना सामर्थ्यवाळी इति हृदयाय नमः । पोतानी अप्राप्तिमां बगासां आदिद्वारा व्या-

कुलता उपजाववानी शक्तिवाळी इति शिरसे स्वाहा । द्रव्यादिनो निरर्थक व्यय कराववाना बलवाळी इति शिखायै वषद् । अपवित्रादि वधारनारी इति कवचाय हुम् । नगर ने ग्रामादि विविध स्थलोमां प्रतीत थनारी इति नेत्रत्रयाय वौषट् । लोकोनुं आकर्षण करी घणाओने प्रिय थइ पडेली इति अस्त्राय फट्॥ इति हृदयादिन्यासः ॥

चाप्रीत्यर्थे पाठे विचारे च विनियोगः ।

अथ ध्यानम् ॥ चीन, आसाम, नीलगिरी, लंका, ने कांग्राखीण आदि विविध स्थलमां उत्पन्न थनारी, घणा बालक युवान अने वृद्ध स्त्री पुरुषोना हाथमां विविध पात्रोमां उष्ण जलादी साथे प्रातःकालमां तथा सायंकालमां तेमना उद्धार माटे स्थिति करनारी, ने पोताना उपासकोमां अत्यंत मान पामेली मातृका चा देवीनुं तेमना भक्तो पोताना हृदयमां निरंतर मानपूर्वक ध्यान करे छे ॥ इति ध्यानम् ॥

હે આ દેવી ! તારી શક્તિ અપાર છે. તારામાં શરીરસામર્થ્ય વધારવાનું વા સાતધાતુ-ઓમાંના કોઈ પણ ધાતુને પુષ્ટ કરવાનું લેશ પણ સામર્થ્ય નથી, છતાં ઘણા લોકો સવારસાંજ તારૂં પ્રીતિપૂર્વક ઉપાસન કરે છે, એ તારી અદ્‌ભૂત શક્તિનું ડિંડિમ છે !

આ પીધાથી મસ્તિષ્કમાં સ્ફૂર્તિ આવે છે, આળસ દૂર થાય છે, પાચન શક્તિ સુધરે છે, મન ને ઈંદ્રિયો પ્રસન્ન થાયછે, ને પ્રાણલ્યવહાર કરવામાં રૂચિ ઉપજે છે, આવા આવા વિચારોને મનુષ્યોનાં હૃદયમાં તું તારી સંમોહનશક્તિવડે અનાયાસે ઉપજાવે છે, તેથી તું ખરેખર નમસ્કાર કરવા યોગ્ય છે !

તારામાં જગન્નાથજીના જેવું આશ્ચર્યકર બળ પ્રતીત થાય છે. તારા ઉપાસન માટે ઉત્તમ જાતિના આર્યો ઇરાનીઆદિની દુકાનોમાં જાય છે, જ્યાં પવિત્ર પાણી તથા પાત્રાદિનો અસંભવ હોય ત્યાં પણ બ્રાહ્મણાદિ તારૂં સેવન કરે છે. આગગાડીમાં પણ પ્રવાસિજનો પવિત્રતાઆદિના પોતાના વિચારોનો ત્યાગ કરી આતુર મને તારૂં ઉપાસન કરેછે, કેટલીક વેળા તું અનાર્યોવડે એકવાર વપરાય છતાં તારો આર્યો બીજીવાર ઉપયોગ કરે છે, અને મેળાવડામાં એક પાત્રમાં ભરેલા જળમાં શીઘ્ર ચાના પ્યાલાઓ ધોઇ ક્રમપૂર્વક વપરાય છે, એમ જાણતાં છતાં ઘણા ઉત્તમ જાતિના આર્યો તે જાણી અલક્ષ્ય કરી પ્રસન્ન મને તારી ઉપાસના કરે છે, એ તારૂં પૂર્વોક્ત બળ સ્પષ્ટ સિદ્ધ કરે છે.

તું મહામાયાની પેઠે સર્વત્ર વ્યાપેલી જણાય છે. એશીઆ, યુરોપ, અમેરિકા, આફ્રિકા, ને આસ્ટ્રેલિયામાં તારો નિવાસ છે; ચીનાલોકો તારો કલાકે કલાકે સત્કાર કરે છે એમ સંભળાય છે; ને ભરતખંડમાં પણ દિનપ્રતિદિન તારો સત્કાર વધતો જાય છે. નગરોમાં ચા, ગામડાઓમાં ચા, સાધુઓના અખાડાઓમાં ચા, મિત્રમંડળમાં ચા, પુરૂષોના મિલાવડામાં

ચા, ને બાઇડીઓના મિલાવડામાં પણ ચા, જોવામાં આવે છે, એમ સર્વત્ર વ્યાપી રહેલી હે ચા ! તું મહામાયાની સ્પર્ધા કરતી હોય એમ જણાય છે !

મિત્રના સત્કારમાં ચા, અતિથિના સત્કારમાં ચા, સંબંધીના સત્કારમાં ચા, પ્રિયના સત્કારમાં ચા, ને પ્રિયાના સત્કારમાં પણ ચા, વપરાતી જોઇ હે ચા ! કયો સમજુ માણસ પોતાના બન્ને કાનની બૂટો ઝાલીને તારી મોટાઇનો સ્વીકાર ન કરે ?

સાંજસવાર સંધ્યાવંદન, પ્રભુસ્તુતિ, જપ, ને શાસ્ત્રવાચન આદિ ઉપયોગી કર્મ આખું કુટુંબ એકત્ર થઇને પ્રેમ ભાવથી ભાગ્યેજ કરતું જોવામાં આવે છે, પણ તારી ઉપાસના તો નાના બાળકથી માંડી ઘરનાં વૃદ્ધ માણસો સુધી સર્વ એકત્ર થઇ સાંજસવાર પ્રસન્નતા પૂર્વક કરે છે એટલુંજ નહિ, પણ કોઇ તેમને ઘેર આવે તો તે આવેલા માણસને પણ તારી ઉપાસના કરવાનો તેઓ આગ્રહ કરે છે. આ બનાવ જોઇ તારી મહત્તાનું ભાન કોને ન થાય ?

તું મનુષ્યના જઠરાગ્નિને મંદ કરે છે, નાનાં બાળકોમાં પ્લીહાની વૃદ્ધિ કરે છે, ઇત્યાદિ શરીરના પોષક પદાર્થોમાં મનુષ્યોને જોઇએ તેવી રૂચિ ઉપજવા દેતી નથી, તેમના શરીરમાંના લોહીને મજ્જાદ્રવ્યાદિને અયોગ્ય ઉષ્ણતા આપી તેમના મનમાં રજોગુણની વૃદ્ધિ કરે છે, બંધકોશ કરે છે, રાત્રે તારી સેવા થઇ હોય તો મન તથા ઇંદ્રિયોને શાંતિ આપનારી નિદ્રાનો કેટલોક સમય વિયોગ રખાવે છે, ને નાનાં બાળકો કે જેમને ગળપણ સ્વભાવથી ગમે છે તેમને તેમનાં માબાપોદ્વારા તારાં ઉપાસક કરી લોહીવિનાનાંને ફીકાશ્ય મોઢાવાળાં રાખે છે, છતાં તું તારા દીવા જેવા દોષોને તેમનાથી અસંત ગુપ્ત રાખી તારા ઉપાસકોદ્વારા તારા ગુણોનુંજ ગાન કરાવ્યા કરે એ તારો મહિમા નાનોસૂનો નથી !

ઉપાસના કરવાના સમયનું પરિપાલન કરવા દીન મુખાવાળા થઇ બેઠેલા. જોઇ તારી અગાધ લીલાનું ઉદાસીન જનોને પણ સ્પષ્ટ ભાન થાય છે!

એક દોષ અનાયાસે બીજા દોષોને ઉપજાવી શકે છે એ વાત માંસાહારી લોકોને મદ્ય પીવાનું વ્યસન થાય છે તેથી સિદ્ધ થાય છે. એવા બે દોષવાળાને તારી સેવાની પણ પછી ઇચ્છા થાય છે. માંસનો અહાર કરનાર તથા મદ્યપાન કરનારને તેમની સ્થૂલ બુદ્ધીથી તારી સેવાની કદાચ અગત્ય જણાતી હોય; પણ વનસ્પતિનો અહાર કરનારને તો તારી સેવાની લેશ પણ અગત્ય નથી, છતાં તુ તેમના વિવેકને ઢાંકીને તારી ઉપાસનામાં જોડે છે, એ તારી વીવેકને આચ્છાદન કરવાની શક્તિ અદ્ભુત છે!

ધનાઢ્ય ગૃહસ્થોને ત્યાં તથા મોટા સત્તાધારીઓને ત્યાં પ્રાતઃકાલથી રાત્રીના દશ વાગ્યા સુધી તું વારંવાર ઉષ્ણ જળમાં સ્નાન કરતી જોવામાં આવે છે એ તારૂં વિલક્ષણ તપ તારા મહાત્મ્યને પ્રકટ કરનારું છે!

તારા મહીમાનુ કેટલુ ગાન કરવું? કેટલાક મનુષ્યો પોતાના મિત્રોને ત્યાં જઇ બળાત્કારે તારી ઉપાસના કરવાની જોગવાઇ કરી આપવાની સુચના કરે છે, ને કેટલાક ઉપરીઓ પોતાના સેવકોને ત્યાં જઈ એવી આજ્ઞા કરે છે, એ સર્વ ક્રિયા તારા પ્રતિ તેમની અનન્ય ભક્તિ દર્શાવી તારા મહીમાને પ્રકટ કરેછે!

તારા આગમન પૂર્વે પણ લોકો એક બીજાને ત્યાં જતા ને તેમનો પરસ્પર સત્કાર થતો હતો પણ હવે તારાં વિના તેમને અન્ય કાંઇ સત્કાર કરવાના સાધન રૂપે પ્રતીત થતું નથી ને. ગામડીયા લોકો પણ "ચા" કરવા શીખ્યા છે એ સર્વ તારૂં અદ્ભુત પરાક્રમ છે!

લોકો ગતાનુગતિક છે એ વિદ્વાનોનું કથન જ્યાં ત્યાં તારો અધીક પ્રસાર થતો જોઇ પૂર્વ પક્ષિને પણ સંદેહરહીત થઇ સ્વીકારવું પડે છે. નિર્મલ જળ ને દૂધ આદિ ઉત્તમ પેય પદાર્થોને તજી દેખાદેખીથી વિના વિચારે તારા તરફ લોકોનું ચીત્ત ખેંચાય છે ને તારા ઉપાસકોની સંખ્યા દિન પ્રતિ દિન વધતી જાય છે જે અસરમાંથી નિર્ધન મનુષ્યો પણ મોકળા રહી શકતા નથી. આવા તારા ઉપાસકોને જો કોઇ ગાડરની ઉપમા આપે તો તું તેના પર કોપ કરીશ નહી કેમકે તુ બળવાન છે, ને બળવાનનું ક્ષમા એ ભુષણ છે.

દેવ મંદીરમાં તને ઉકળતી જોઇ તને પરમેશ્વરથી શ્રેષ્ટ એટલે દોઢ પરમેશ્વરની ઉપમા આપવી જોઇએ. જે ઘરમાં પતિને ચાવિના ચાલતું હોય પણ પત્નીને સાંજ સવાર ચા વિના નજ ચાલતું હોય તેમની પતિ ભક્તિને, ગુરૂને ચા વિના ચાલતું હોય પણ ચેલાઓને સાંજ સવાર ચા વિના નજ ચાલતું હોય તેમની ગુરુ ભક્તિને, ને જે સંન્યાસી, બ્રહ્મચારી, ને વિધવાને સાંજસવાર ચાવિના નજ ચાલતું હોય તેમના સન્યસ્તને, બ્રહ્મચર્યને, ને વૈધવ્યને તુંજ ધૂળ મેળવે છે, તેથી તારી દોઢ પરમેશ્વરી શક્તિ

સ્પષ્ટ થાય છે! પ્રાણાયામ, ધારણા, ને જપ કરનારા પણ જો પ્રથમ તારૂં સેવન કર્યા પછી પોતાના કામમાં પ્રવૃત્ત થતા હોય તો તેમના સાધન કરતાં તુંજ નિઃસંશય શ્રેષ્ઠ છે. આવું તારૂં અલૌકિક બળ જોઇ તટસ્થ મનુષ્યનું મન ચકિત થઇ જાય એ સ્વભાવિકછે.

સજ્જનના સત્કારની પૂર્વે દુર્જનનો સત્કાર કરવો ઉચિત છે, એ ન્યાયે આ તારૂં સ્તોત્ર પણ તારા ગુણનો વિચાર કરી કરાયું છે, ને તે સાર્થક છે.

આ સ્તોત્રનો જેઓ શ્રદ્ધાભક્તિથી સમજ પૂર્વક પાઠ કરશે તેઓ ભગવતી ચાદેવીના પ્રસાદથી તેની સત્તાના પ્રદેશનું ઉલ્લંઘન કરી સુખી થશે. ભગવતી મહા માયાના સ્તવનવડે તેમની કૃપાથી જેમ તેમનો શુદ્ધ ઉપાસક તેમની સત્તાનું ઉલ્લંઘન કરે છે તેમ આ ચાદેવી પણ ભગવતી મહામાયના અંશરૂપ માતૃકા છે તો તેની કૃપા વડે પણ તેની સત્તાનું ઉલ્લંઘન કરી શકાય તો તેમાં કાંઇ આશ્ચર્ય નથી. જેઓ પોતના પુરૂષાર્થથી વા તારી કૃપાથી મનોબળ વધારી તારી સત્તાનું ઉલ્લંઘન ન કરી શકે તેઓ બીજા પ્રબળ વિકારોનું શી-રીતે ઉલ્લંઘન કરી શકે? ને કૃતાર્થ પણ શી રીતે થઇ શકે?

જેઓ આત્માથી ભિન્નને પરમપ્રિય માને છે તેમને "તમારૂં પરમપ્રિય તમને રોવરાવશે" એમ બ્રહ્મવેત્તા કહે છે. તેમનું તે વચન મુમુક્ષુને આશિર્વાદ રૂપ થાય છે, કેમકે તેઓ અનિત્ય પદાર્થોમાંથી પરમપ્રીતિ ત્યજી પરમપ્રીતિ રાખવા યોગ્ય પરમાત્મામાં પરમપ્રીતિ રાખી કૃતાર્થ થાય છે, ને વિષયી જીવો તેમના વચનનું તાત્પર્ય નહિ સમજી પુત્રાદિને પરમપ્રિય માને છે, માટે તેમનું તે વચન તેમને શાપરૂપ થાય છે, ને તેથી તેમનું પરમપ્રિય જે વિનાશી છે તે તેમને વારંવાર રોવરાવે છે. એ ન્યાયે જેઓ ચાને પરમપ્રિય માને છે તેમને ચા પણ રોવરાવશે. આ ચાસ્તોત્રનો પાઠ જેઓ અનુકૂલ બુદ્ધિથી કરશે! તેઓ ચામાંથી ચાહ (પરમપ્રીતિ—વ્યસન) ત્યજી પરમાર્થના સાધનમાં આગળ વધશે, ને જેઓ આ ચાસ્તોત્રનું તાત્પર્ય નહિ સમજી ચાની પૂર્વવત્ આગ્રહપૂર્વક ઉપાસના કર્યા કરશે, ને ચામાંથી ચાહ (પરમપ્રીતિ—વ્યસન) નહિ ત્યજે તેઓ "જે વાર્યા ન માને તે હાર્યા માને" એ ન્યાયે જ્યારે પોતાના દુર્વ્યસનનું દુઃખરૂપ ફળ અનુભવશે ત્યારે તેમાંથી પરમપ્રીતિ—વ્યસન—ત્યજશે.

આ ચાના સ્તોત્રવડે તેની સખી કાફીનું તથા તેના સખા કોકોનું પણ સ્તોત્ર કરાયું છે એમ સમજી તેઓ પણ પોતપોતાના ઉપાસક ઉપર પ્રસન્નતા દર્શાવી પોતાના પંજામાંથી તેમને મોકળા કરશે.

ચાદેવીના સ્તોત્રરૂપ જે આ લઘુ સ્તવન કર્યું છે. તેથી ચાદેવીના અધિષ્ઠાનરૂપ પરમાત્મા પ્રસન્ન થઇ ચાદેવીના ઉપાકોને શુભ બુદ્ધિ આપવા કૃપા કરો.

॥ इति चास्तोत्रं समाप्तम् ॥

(હુંતું.)

# । वैणाव परिषद्नुं कर्तव्य ।

( મળેલું )

કેટલાક વખતથી અનેક પ્રકારની પરિષદો ઠેક ઠેકાણે ભરાય છે—તે સામાજીક સુધારા પરિષદ્, જૈનપરિષદ્, સાહિત્યપરિષદ વગેરે અનેક નામો ધારણ કરે છે. આ સઘળી પરિષદોનો હેતુ કાંઈક સ્તુતિપાત્ર હોય છે. તે કારણથી એ પરિષદો વિષે આપણે જ્યારે વાંચીએ છીએ કે સાંભળીએ છીએ ત્યારે આપણને કાંઇ આશ્ચર્ય જેવું લાગતું નથી. પણ વૈષ્ણવપરિષદ્ વિશે જ્યારે બોલવા, લખવા કે વાંચવામાં આવે છે ત્યારે કેટલાકને અચંબો લાગે છે કે વૈષ્ણવો જે માર્ગને એટલે પુષ્ટિ માર્ગને વળગેલા છે તે માર્ગ તો પ્રસિદ્ધ રીતે વિષયાત્મક અને વિષયવર્ધક ઠરી ચુકયો છે ત્યારે કેળવાયલા વર્ગ પૈકીના પ્રતિષ્ઠિત પુરૂષો આવી પરિષદમાં શામાટે સામેલ થાય છે: આ અચંબો દૂર કરવાની જરૂર છે.

**મહારાજ લાઈબલ કેસ.**

સન ૧૮૬૦—૬૨ માં મહારાજ લાઈબલ કેસ વખતે પુષ્ટિ માર્ગીય મહારાજો અને વૈષ્ણવો ઉપર હુમલો થયો હતો એ વાત જુની અને નવી પ્રજાની યાદદાસ્ત બહાર નથી. તે પહેલાં પણ અનેક વખત એ માર્ગ ઉપર કે માર્ગસ્થ વૈષ્ણવો ઉપર કે એ વૈષ્ણવો જે ચિન્હ ધારણ કરે છે તે ઉપર હુમલા કરવામાં આવ્યા હતા એ સઘળા હુમલાના સ્વરૂપ, ઉદ્દેશ અને પરિણામનો યથાસ્થિત વિચાર કરવામાં આવે ત્યારેજ ઉપર કહેલો અચંબો દૂર થવાનો સંભવ છે, માટે આ માર્ગ ઉપર કેવા અને કેટલા હુમલા થયા હતા તેની કાંઇક નોંધ આ સ્થળે કરવી ઊચીત છે.

**ચિદ્રૂપ**

પ્રથમ હુમલો સંવત ૧૬૭૪—૭૭ (ઇ. સ. ૧૬૧૮—૨૧) માં એક ચિદ્રૂપ નામના સન્યાસીએ કર્યો હતો. એ સન્યાસી પૂર્વે ગુજરાતમાં હિસોલ વાસણા નામના ગામનો રહીશ હતો, અને સન્યાસી થયા પછી ઉજ્જેનમાં રહેતો. એણે કરેલા હુમલાનું કારણ વ્યારાના કવિ ગોપાળદાસ જે તે અરસામાંજ થયા હતા એમણે પોતાના માલા પ્રસંગ નામના ગ્રંથમાં આપ્યું છે.

ગોપાળદાસ કહે છે કે ઉજ્જેનના વૈષ્ણવો ગ્રહશાન્તિ, હોમ, હવન, શિવરાત, નવરાત, વારપરવ વગેરે કરતા નહોતા તેથી ત્યાંના બ્રાહ્મણોએ ચિદ્રૂપને ફરિયાદ કરી હતી કે એમ થવાથી અમારી વૃત્તિને નુકશાન થયું છે, માટે એ વૈષ્ણવો કર્મકાન્ડ ઉપર પ્રીતિવાળા થાય એમ કરો. એ પ્રમાણેની ફરિયાદને લીધે ચિદ્રૂપના મનમાં વૈષ્ણવ ધર્મ ઉપર દ્વેષ ઉત્પન્ન થયો. એ દ્વેષને પુષ્ટિ આપવા બ્રાહ્મણોએ ચિદ્રૂપની જે ભાણેજી ઉજ્જેનમાં રહેતી હતી અને જે વૈષ્ણવ ધર્મ પાળતી તેના યથેચ્છ વર્તણુકના સમાચાર ચિદ્રૂપને કહ્યા તે કારણથી વૈષ્ણવ ધર્મ પ્રત્યેનો એનો દ્વેષ વધ્યો.

એ રીતે ચિદ્રૂપના વૈષ્ણવધર્મ પ્રત્યેના દ્વેષનાં બે મુખ્ય કારણો માલમ પડે છે.

હુમલાનાં બે કારણો.

પહેલું એ કે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો અનેક દેવદેવીઓને જુદી પૂજતા નથી અને સ્મૃતિ અને પુરાણોમાં કહેલાં અનેક પ્રકારનાં દાન, વ્રત, ક્રિયાઓ વગેરે કરતા નથી, કારણ કે એક સર્વ સમર્થ ઈશ્વરનીજ સેવામાં બધા દેવોની સેવા પૂજાનો સમાવેશ થવાથી ભિન્ન ભિન્ન દેવોની ઉપાસનાની આવશ્યકતાજ નથી હોતી. બીજું કારણ પોતાની બાણેજનું અયોગ્ય આચરણ.

દ્વેષ ઉત્પન્ન થતાં શાસ્ત્રની રીતે શ્રીમદ્વલ્લભાચાર્યજીના પુષ્ટિ માર્ગ પર હુમલો કરવાની એની હિંમત ચાલી નહી તેથી જહાંગીર બાદશાહના બળ વડે એ માર્ગ ઉખેડી નાખવાનો એણે યત્ન કર્યો. તે અરસમાં જહાંગીર હાથીના શીકારને માટે ગુજરાતમાં આવવાનો છે એમ સાંભળી ચિદ્રૂપ સામો ગયો અને ઉજ્જેનથી થોડી મજલોને છેટે એની સાથના શીકારી રજપૂતોને મળ્યો. રજપૂતોએ એનો આદર સત્કાર કર્યો, અને ઉજ્જેનમાં બાદશાહનો મેળાપ કરાવવાની એને આશા આપી પછી ટુંકે માર્ગે ચિદ્રૂપ ઉજ્જેન આવ્યો. રજપૂતોએ લાગ મળતાં બાદશાહ આગળ ચિદ્રૂપનાં ઘણાં વખાણ કર્યા તેથી બાદશાહે ઉજ્જેનમાં એની મુલાકાત લેવાની ઇચ્છા જણાવી પછી ઉજ્જેન મુકામ આવતાં થોડા રજપુતોને લેઇને ચિદ્રૂપને આશ્રમે ગયો. ત્યાં તેણે અંધારી જગામાં ચમત્કાર યુક્ત પ્રકાશ બતાવ્યો. તેથી બાદશાહે મોહ પામી એને બાબાજી કહી બોલવ્યો, અને કાંઇ વર માગવાનું કહેતાં ચિદ્રૂપે માગ્યુ કે કોઇ માણસ ઉભું તિલક કરે નહી અને તુલસીની માલા ધારણ કરે નહી. બાદશાહે એ માગણી કબુલ કરી હાજર શરદારોને હુકમ કર્યો કે બાબાજીના કહેવા પ્રમાણે અમલ કરો. પછી મુકામે આવી તે બાબતના હુકમો છોડયા. પછી બાદશાહ ગુજરાત ગયો.

તિલક ન કરવાનો અને માલા ઉતારવાનો બાદશાહનો હુકમ.

પણ સ્તંભવત ઉભેલા દેવાભાઇને દેખીને તે એવો ચમકીને નાઠો કે રસ્તામાં હજારો જાતની ખુવારી થઇ મહમદતકી ઝંખવાણો પડયો અને ચિદ્રૂપને ગાળો ભાંડી દેવાભાઈને પોતાને મુકામે બોલાવી તેને શાલ ઓઢાડી તેની આસના વાસના કરી.

થોડા વખત પછી બાદશાહ આગ્રે ગયો અને ત્યાંથી કાસ્મીર જવાનો છે એમ સંભળાયું. કાસ્મીર જતા પહેલાં મથુરામાં બાદશાહને મળવાની ઇચ્છાથી ચિદ્રૂપ મથુરા ગયો ત્યાં શ્રી વિઠ્ઠલનાથજીના જયેષ્ટ પુત્ર શ્રી ગિરિધરજી અને ચોથા પુત્ર શ્રી ગોકુળનાથજી વગેરેની મુલાકાત થઇ.

કાસ્મીર જતાં બાદશાહ મથુરા આવ્યો ત્યારે શ્રી ગોકુળનાથજીએને આશિર્વાદ દેવા ગયા. શ્રી ગોકુળનાથજીના કપાળમાં તિલક જોઇ બાદશાહે તે ભુસી નાખવાનું કહ્યું, ત્યારે શ્રી ગોકુળનાથજીએ તે શાસ્ત્ર યુક્ત છે એમ કહી ભુસવાની ના પાડી ત્યારે બાદશાહે એમને પુછ્યું કે તમે ચિદ્રૂપની સાથે એ બાબત વાદ કરશો ? ત્યારે શ્રી ગોકુળનાથજીએ હા પાડી તેથી બાદશાહ શ્રી ગોકુળનાથજીને સાથે લેઇ ચિદ્રૂપને આશ્રમે ગયો, અને આશ્રમ બહાર શ્રી ગોકુળનાથજી અને બીજાને ઉભારાખી ચડી સવારીએ આશ્રમમા ગયો. ત્યાં ચિદ્રૂપને કહ્યું કે શ્રીગોકુળનાથજી માળા અને તિલક શાસ્ત્ર યુક્ત છે એમ કહે છે તો તમે એમની સાથે વાદ કરશો ? ચિદ્રૂપે કહ્યું મારે વાદ કરવાની જરૂર નથી. આપની હુદીજ માલા અને તિલક ઉતરાવશે, માટે આપે આપેલું વચન પાળો. બાદશાહે પુછ્યું હું શ્રી ગોકુળનાથજીને અહીં બોલાવું ત્યારે તેણે ના પાડી, તેથી બાદશાહ સમજી ગયો, પણ આપેલું વચન પાળવું જોઇએ એમ ધારી પોતાને મુકામે જઇ શ્રી ગોકુળનાથજીને માલા ઉતારવાનો આગ્રહ કર્યો. ત્યારે શ્રી ગોકુળનાથજીએ કહ્યું કે જો શાસ્ત્રને આધારે માલા ઉતારવાનું સન્યાસી કહે તો હું ઉતારૂ. પછી બાદશાહે શ્રી ગોકુળનાથજીને રજા આપી, પણ પોતાના સાળા અને મંત્રી આસપખાનને બોલાવી ચિદ્રૂપ અને શ્રી ગોકુળનાથજી વચ્ચે સમાધાન કરાવવાનું અને તે બાબત શ્રી ગોકુળનાથજી પાસે લેખ કરાવી લેવાનો હુકમ કર્યો. ત્યારે આસપખાન શ્રી ગોકુળનાથજીને સાથે લેઇ ચિદ્રૂપને આશ્રમે ગયા અને એને માલા તિલક ઉતરાવવા બાબત શાસ્ત્રના આધાર પુછ્યા. તેણે કહ્યું મારે શાસ્ત્રનુ કામ નથી. બાદશાહે વચન આપ્યું છે તે પાળે. પછી આસપખાને પોતાને મુકામે આવી શ્રી ગોકુળનાથજીને ગમે તે પ્રકારનું લખાણ કરી આપવાનું સમજાવ્યું, ત્યારે શ્રી ગોકુળનાથજીએ લખી આપ્યું કે માલા ઉતારવાની જરૂર છે એમ ચિદ્રૂપ શાસ્ત્રના આધારથી સિદ્ધ કરી આપે તો માલા ઉતારવી. આ લખ્યું કરાવી લેઇ આસપખાને બાદશાહને કહ્યું કે લખ્યું કરાવી લીધું. તે પછી બાદશાહે ચિદ્રૂપને ઘણું માન આપ્યું, અને તમામ અમલદારોને એના હુકમ પ્રમાણે ચાલવાનું ફરમાવ્યું. પછી બાદશાહ કાસ્મીર ગયો. તે પછી શ્રી ગોકુળનાથજીએ ચિદ્રૂપની પાસે જવાનું બંધ કર્યું પણ શ્રી ગિરિધરજી અને એમના પુત્રો એની પાસે જતા.

શ્રી ગોકુળનાથજીએ માલા ઉતારવાની ના પાડી તેથી ચિદ્રૂપ ઘણો ક્રોધે ભરાયો, અને માલા ઉતરાવવાના અનેક યત્નો કરવા લાગ્યો. તે યત્નોમાં ન ફાવતાં એક વખત

એ રીતે ચિદ્રૂપના વૈષ્ણવધર્મ પ્રત્યેના દ્વેષનાં બે મુખ્ય કારણો માલમ પડે છે.

હુમલાનાં બે કારણો.

પહેલું એ કે પાષ્ટમાર્ગીય વૈષ્ણવો અનેક દેવદેવીઓને જુદી પૂજતા નથી અને સ્મૃતિ અને પુરાણોમાં કહેલાં અનેક પ્રકારનાં દાન, વ્રત, ક્રિયાઓ વગેરે કરતા નથી, કારણ કે એક સર્વ સમર્થ ઇશ્વરનીજ સેવામાં બધા દેવોની સેવા પૂજાનો સમાવેશ થવાથી ભિન્ન ભિન્ન દેવોની ઉપાસનાની આવશ્યકતાજ નથી હોતી. બીજું કારણ પોતાની ભાણેજનું અયોગ્ય આચરણ.

દ્વેષ ઉત્પન્ન થતાં શાસ્ત્રની રીતે શ્રીમદ્વલ્લભાચાર્યજીના પુષ્ટિ માર્ગ પર હુમલો કરવાની એની હિંમત ચાલી નહી તેથી જહાંગીર બાદશાહના બળ વડે એ માર્ગ ઉખેડી નાખવાનો એણે યત્ન કર્યો. તે અરસમાં જહાંગીર હાથીના શીકારને માટે ગુજરાતમાં આવવાનો છે એમ સાંભળી ચિદ્રૂપ સામો ગયો અને ઉજ્જેનથી થોડી મજલોને છેટે એણે સાથના શીકારી રજપૂતોને મળ્યો. રજપૂતોએ એનો આદર સત્કાર કર્યો, અને ઉજ્જેનમાં બાદશાહનો મેળાપ કરાવવાની એને આશા આપી પછી ટુંકે માર્ગે ચિદ્રૂપ ઉજ્જેન આવ્યો. રજપૂતોએ લાગ મળતાં બાદશાહ આગળ ચિદ્રૂપનાં ઘણાં વખાણ કર્યાં તેથી બાદશાહે ઉજ્જેનમાં એની મુલાકાત લેવાની ઇચ્છા જણાવી પછી ઉજ્જેન મુકામ આવતાં થોડા રજપુતોને લેઇને ચિદ્રૂપને આશ્રમે ગયો. ત્યાં તેણે અંધારી જગામાં ચમત્કાર યુક્ત પ્રકાશ બતાવ્યો. તેથી બાદશાહે મોહ પામી એને બાબાજી કહી બોલાવ્યો, અને કાંઇ વર માગવાનું કહેતાં ચિદ્રૂપે માગ્યુ કે કોઇ માણસ ઉભું તિલક કરે નહી અને તુલસીની માલા ધારણ કરે નહી. બાદશાહે એ માગણી કબુલ કરી હાજર સરદારોને હુકમ કર્યો કે બાબાજીના કહેવા પ્રમાણે અમલ કરો. પછી મુકામે આવી તે બાબતના હુકમો છોડયા. પછી બાદશાહ ગુજરાત ગયો.

તિલક ન કરવાનો અને માલા ઉતારવાનો બાદશાહનો હુકમ.

૧

પણ સ્તંભવત ઉભેલા દેવાભાઇને દેખીને તે એવો ચમકીને નાઠો કે રસ્તામાં હજારો જાતની ખુવારી થઇ મહમદતકી ઝંખવાણો પડયો અને ચિદ્રૂપને ગાળો ભાંડી દેવાભાઈને પોતાને મુકામે બોલાવી તેને શાલ ઓઢાડી તેની આસના વાસના કરી.

થોડા વખત પછી બાદશાહ આગ્રે ગયો અને ત્યાંથી કાસ્મીર જવાનો છે એમ સંભળાયું. કાસ્મીર જતા પહેલાં મથુરામાં બાદશાહને મળવાની ઇચ્છાથી ચિદ્રૂપ મથુરા ગયો ત્યાં શ્રી વિઠ્ઠલનાથજીના જયેષ્ટ પુત્ર શ્રી ગિરિધરજી અને ચોથા પુત્ર શ્રી ગોકુળનાથજી વગેરેની મુલાકાત થઇ.

કાસ્મીર જતાં બાદશાહ મથુરા આવ્યો ત્યારે શ્રી ગોકુળનાથજીએને આશિર્વાદ દેવા ગયા. શ્રી ગોકુળનાથજીના કપાળમાં તિલક જોઇ બાદશાહે તે ભુસી નાખવાનું કહ્યું, ત્યારે શ્રી ગોકુળનાથજીએ તે શાસ્ત્ર યુક્ત છે એમ કહી ભુસવાની ના પાડી ત્યારે બાદશાહે એમને પુછ્યું કે તમે ચિદ્રૂપની સાથે એ બાબત વાદ કરશો ? ત્યારે શ્રી ગોકુળનાથજીએ હા પાડી તેથી બાદશાહ શ્રી ગોકુળનાથજીને સાથે લેઇ ચિદ્રૂપને આશ્રમે ગયો, અને આશ્રમ બહાર શ્રી ગોકુળનાથજી અને બીજાને ઉભારાખી ચડી સવારીએ આશ્રમમાં ગયો. ત્યાં ચિદ્રૂપને કહ્યું કે શ્રીગોકુળનાથજી માળા અને તિલક શાસ્ત્ર યુક્ત છે એમ કહે છે તો તમે એમની સાથે વાદ કરશો ? ચિદ્રૂપે કહ્યું મારે વાદ કરવાની જરૂર નથી. આપની ફ્કીજ માલા અને તિલક ઉતરાવશો, માટે આપે આપેલું વચન પાળો. બાદશાહે પુછ્યું હું શ્રી ગોકુળનાથજીને અહીં બોલાવું ત્યારે તેણે ના પાડી, તેથી બાદશાહ સમજી ગયો, પણ આપેલું વચન પાળવું જોઇએ એમ ધારી પોતાને મુકામે જઇ શ્રી ગોકુળનાથજીને માલા ઉતારવાનો આગ્રહ કર્યો. ત્યારે શ્રી ગોકુળનાથજીએ કહ્યું કે જો શાસ્ત્રને આધારે માલા ઉતારવાનું સન્યાસી કહે તો હું ઉતારૂ. પછી બાદશાહે શ્રી ગોકુળનાથજીને રજા આપી, પણ પોતાના સાળા અને મંત્રી આસપખાનને બોલાવી ચિદ્રૂપ અને શ્રી ગોકુળનાથજી વચ્ચે સમાધાન કરાવવાનું અને તે બાબત શ્રી ગોકુળનાથજી પાસે લેખ કરાવી લેવાનો હુકમ કર્યો. ત્યારે આસપખાન શ્રી ગોકુળનાથજીને સાથે લેઇ ચિદ્રૂપને આશ્રમે ગયા અને એને માલા તિલક ઉતરાવવા બાબત શાસ્ત્રના આધાર પુછયા. તેણે કહ્યું મારે શાસ્ત્રનુ કામ નથી. બાદશાહે વચન આપ્યું છે તે પાળે. પછી આસપખાને પોતાને મુકામે આવી શ્રી ગોકુળનાથજીને ગમે તે પ્રકારનું લખાણ કરી આપવાનું સમજાવ્યું, ત્યારે શ્રી ગોકુળનાથજીએ લખી આપ્યું કે માલા ઉતારવાની જરૂર છે એમ ચિદ્રૂપ શાસ્ત્રના આધારથી સિદ્ધ કરી આપે તો માલા ઉતારવી. આ લખ્યું કરાવી લેઇ આસપખાને બાદશાહને કહ્યું કે લખ્યું કરાવી લીધું. તે પછી બાદશાહે ચિદ્રૂપને ઘણું માંન આપ્યું, અને તમામ અમલદારોને એના હુકમ પ્રમાણે ચાલવાનું ફરમાવ્યું. પછી બાદશાહ કાસ્મીર ગયો. તે પછી શ્રી ગોકુળનાથજીએ ચિદ્રૂપની પાસે જવાનું બંધ કર્યું પણ શ્રી ગિરિધરજી અને એમના પુત્રો એની પાસે જતા.

શ્રી ગોકુળનાથજીએ માલા ઉતારવાની ના પાડી તેથી ચિદ્રૂપ ઘણો ક્રોધે ભરાયો, અને માલા ઉતરાવવાના અનેક યત્નો કરવા લાગ્યો. તે યત્નોમાં ન ફાવતાં એક વખત

એક મેજર કરાવી તમામ માળા ઉતારનાર વૈષ્ણવોની તેમાં સહી કરાવી એ મેઝર બાદશાહના ઉપર બીડી દીધી અને લખ્યું કે માત્ર શ્રી ગોકુળનાથજી માલા ઉતારતા નથી તેથી એમને માલા ઉતારવાનો હુકમ કરો, અને ન ઉતારે તો ધરબાર છોડી ગોકુળબહાર રહેવાનું ફરમાવો. આ કાગળો બાદશાહના આગળ રજુ થતાં શ્રી ગોકુળનાથજીને બાદશાહે ચોમાસામાં કાશ્મીર બોલાવ્યા. શ્રી ગોકુળનાથજી કાશ્મીર ગયા. ત્યાં બાદશાહે માલા ઉતારવાનું કહેતાં એમણે તેમ કરવાની ના પાડી ત્યારે બાદશાહે ગોકુળ છોડવાનો હુકમ કર્યો. તે હુકમ કબુલ કરી તે બાબતનું લખ્યું કરી આપી શ્રી ગોકુળનાથજી ગોકુળ આવ્યા અને ધરબાર છોડી કુટુંબ સહિત સોરમજીના ઘાટ ઉપર જઇ રહ્યા.

ચિદ્રૂપના ખોટા આગ્રહને લીધે શ્રી ગોકુળનાથજીના ઉપર જુલમ ગુજર્યો એ વાત સર્વના સમજવામાં આવતાં અમીર, ઉમરાવ, નુરજહાન વગેરે નિજ મંડળને ખોટું લાગ્યું. કાશ્મીરથી આવતાં બાદશાહ માંદો પડયો તેથી ત્રણ લાખ રૂપિયાનું સોનુ સંત સાધુઓમાં વહેંચવા ચિદ્રૂપ ઉપર મોકલાવ્યું. ચિદ્રૂપે એમાંથી થોડા ભાગનો બદઉપયોગ કર્યો એ વાત પણ જાહેર થઇ. કાજી, મોલવી વગેરે ચિદ્રૂપની વિરૂદ્ધ બોલવા લાગ્યા. નૂર જહાન પણ ઘણો ઠપકો આપવા લાગી. એ જોઇ બાદશાહને ચિદ્રૂપ તરફ કંટાળો ઉપજ્યો. એક વખત આગ્રેથી બંગાળા તરફ જતાં બાદશાહે મથુરામાં ચિદ્રૂપની મુલાકાત લીધી નહીં. યમુનાના કીનારા ઉપર બાદશાહનું વાહાણુ જતું હતું તે વખતે લોકોએ શ્રી ગોકુળનાથજીની જે બોલાવી તે સાંભળી બાદશાહે આસપખાનને તેનું કારણ પુછયુ ત્યારે આસપખાને કહ્યું કે એ લોકો માલા માગે છે. ત્યારે બાદશાહે પોતાના ફેંટાનો છેડો ગળામાં નાખી કહ્યુ કે માલાપેરો. પછી શ્રી ગોકુળનાથજીને બોલાવી ગોકુળમાં રહેવાની આજ્ઞા આપી એ પ્રમાણે માલા પ્રસંગની મતલબ છે.

વૈષ્ણવો અનેક દેવ દેવીઓને પૂજતા નથી એ અને પોતાની ભાણેજની અયોગ્ય વર્તણુક એ એમાંથી એક પણ કારણ વૈષ્ણવ ધર્મ ઉપર દ્વેષ કરવાને માટે સંતોષ કારક નહોતું. જુદાં જુદાં દેવદેવીઓને પૂજવાથી ભગવાન પ્રત્યેનાં શ્રદ્ધા અને ભાવ ઓછાં થાય છે એ વાત સ્વતઃસિદ્ધ છે. મનની તમામ વૃત્તિઓ કોઈ એકજ પ્રભુ તરફ વાળે એમાંએ કાંઇ ગુન્હો કરતો નથી. ભોગ નિમિત્તે અથવા બીજા કોઇ નિમિત્તે કોઇ ક્રિયાઓ ન કરતાં માત્ર શ્રી હરિનું સ્મરણ કરે તેમાં તે દોષને પાત્ર થતો નથી. શાસ્ત્રોનો હેતુ કાંઇ અમુક કોમની આજીવીકા ચલાવવી એ નથી.

પોતાનાં સગાં સંબંધી કદાચ યથેચ્છ વર્તણુક કરતાં હોય તે માટે કાંઇ પુષ્ટિ ભક્તિ માર્ગ જવાબદાર નથી. પુષ્ટિ ભક્તિ માર્ગનું સ્વરૂપ શ્રી વલ્લભ ચરિત્રમાં કેટલેક અંશે બતાવવામાં આવ્યું છે. એ ચરિત્ર વાંચનારના મનમાં આવ્યું હશે કે પુષ્ટિ ભક્તિ માર્ગ વિષયાત્મક કે વિષય વર્ધક નથી. પણ વિષયનુ છેદન કરનાર છે. તેમ છતાં એ માર્ગ સ્વીકારનારની ગેરવર્તણુકથી એ માર્ગને દૂષણ આપવું એ ગેરવ્યાજબી છે. સારા મહેતાજી પાસે શીખેલો છોકરો ચોરી કરે એને માટે મેહેતાજીનું શીક્ષણ વગોવવું એ ગેર વ્યાજબી છે. થોડા વર્ષ ઉપર આપણે સઘળાઓએ જોયું છે કે કારડ કેસમાં કાંય

આપનાર અનેક ગ્રાજ્યુએટો હતા, અને લાંચ લેનાર સિવિલ સર્વિસનો ઉંચા દરજ્જાનો એક અધિકારી હતો. ગ્રાજ્યુએટોએ લાંચ આપી અને સીવીલસરવંટે લાંચ લીધી એ કારણથી યુનીવર્સિટિને કે સિવિલ સર્વિસને વગોવવી એ જેટલે દરજ્જે ગેર વ્યાજબી છે તેટલેજ દરજ્જે માર્ગસ્થવ્યક્તિઓ કે વૈષ્ણવોની અયોગ્ય વર્તણુકને માટે માર્ગના સિદ્ધાન્ત અને ઉપદેશને દોષ દેવો એ ગેર વ્યાજબી છે. નકશો ખરો હોય તેમ છતાં ઇમારત કરનાર ઇજનેર કે મીસ્ત્રી ભૂલ કરે તેમાં નકશો કરનારનો વાંક કાઢી શકાય નહી.

( ચાલુ )

લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ પારેખ.

( જડજ, સ્મૉલકૉઝ કોર્ટ—અમદાવાદ. )

—:o:—

# વર્તમાન વિચારસૃષ્ટિમાં બ્રહ્મવિદ્યાની કીંમત.

* * * * * * * * * * * *

વિચાર સૃષ્ટિમાં જણાઇ આવતી માનવપ્રવૃત્તિઓના દૃષ્ટિબિંદુથી વિચારતાં આ મંડળની કેટલી કીંમત આંકી શકાય, એ થોડું ઘણું વિચારવું જરૂરનું છે. બ્રહ્મવિદ્યા, અધ્યાત્મવિદ્યા, એ શબ્દોના ઉચ્ચાર સાથે, માનવજાતને તેના માનસિકજીવનના વિવિધ વિભાગોમાં યથાર્થ કીંમતનું નિવેડે એવા કંઇક વિષે બોલવા માગીએ છીએ. આવા હેતુથી બ્રહ્મવિદ્યાની મૂલ ભાવનાના એક ટુંકા વૃત્તાંતથી આરંભ કરવા ધારૂં છું: પછીથી ધાર્મિક વિચાર સૃષ્ટિમાં, કલાના ભાવનાપ્રદેશમાં, પદાર્થવિદ્યાના વિચારપ્રદેશમાં, આખરે રાજકીય વિચારસૃષ્ટિમાં વિચાર ચલાવીને દર્શાવવા માગું છું કે અનુક્રમે દરેકમાં " બ્રહ્મવિદ્યા " ના નામથી વ્યવહરાતા કંઇક વડે કેટલી બધી કીમતિ સહાય થઈ શકે.

બ્રહ્મવિદ્યાનો નામાનુસાર અર્થ, પ્રજ્ઞાન, દિવ્યપ્રજ્ઞાન સમાન છે; તમારા સર્વના જાણવામાં છે તેમ આ નામ, પૂર્વના દેશોમાં વિવિધ નામથી વ્યવહરાતી અધ્યાત્મવિદ્યા સાથે સમાનાર્થ છે.—ચીનમાં ટેઓના નામથી, હિંદમાં બ્રહ્મવિદ્યાના નામથી, ગ્રીક લોકો અને આરંભકાલના ક્રિશ્ચ્યનોમાં નૉસિસના નામથી, મધ્યકાલમાં અને વર્તમાનકાલમાં થીઑસૉફિ, અધ્યાત્મવિદ્યાના નામથી આ વિદ્યાને વ્યવહરવામાં આવે છે. હમેશાં તેનો અર્થ જ્ઞાન, સામાન્ય જ્ઞાનની પાર વર્તતા પ્રજ્ઞાન સમાન થાય છે. દુનિયાની સામાન્ય વિદ્યાની પાર વર્તતી વિદ્યા સમાન થાય છે. જીવન સંબંધી પ્રજ્ઞાનો તેમાં સમાવેશ થાય

છે, પદાર્થોની તાત્વિક પ્રકૃતિ સંબંધી જ્ઞાનનો પણ સમાવેશ થાય છે, "ઇશ્વરી—જ્ઞાન" એ બે શબ્દોમાં સમાવેશ થતા જ્ઞાનનો પણ તેમાં સમાસ છે. પ્રાચીન સમયમાં એમ માનવામાં આવતું—વર્તમાનમાં વિશાલ વિભાગમાં આ વાત વિસારે પાડવામાં આવી છે—કે મનુષ્ય પોતે પોતાની જાતને જાણ્યા વિના તથા પોતાની જાતને, દિવ્ય છે, એમ પીછાન્યા વિના, કદાપિ યથાર્થ રીતે કંઇ પણ જાણી શકે નહિ. શ્રેષ્ઠ, સર્વ વ્યાપક જીવનનું આવું ઇશ્વરી જ્ઞાન, એજ જડ તેમજ ચૈતન્ય ઉભયના સર્વ પ્રકારના સત્ય જ્ઞાનના આધાર રૂપ છે, આ સૃષ્ટિના તેમજ આપણા વિનાની અન્ય સૃષ્ટિયોના સત્ય જ્ઞાનના આધાર રૂપ છે. આ એક શ્રેષ્ઠ વિદ્યામાં અન્ય સર્વ પ્રકારની વિદ્યાઓનું ઉત્પત્તિ સ્થાન મળી આવે છે. આ એક શ્રેષ્ઠ જ્યોતિમાંથી અન્ય સર્વ જ્યોતિઓની ઉત્પત્તિ થાય છે. મનુષ્ય જો કંઇ પણ જાણી શકે એમ છે તો તે એટલાજ માટે કે તેની પ્રકૃતિ દિવ્ય છે, તથા એક સૃષ્ટિમાં સ્વતઃપ્રદર્શિત થતા ચૈતન્યના વિભાગી બનીને તે ઉત્પાદકચૈતન્યને તેમજ તેને આધિનવર્તતા જડને એકદમ જાણી શકે છે.

આવા દૃષ્ટિબિંદુથી આરંભતાં એકદમ તમારા સમજવામાં આવશે, કે જડવાદના સામે વિશ્વના એક ચૈતન્યવાદ રૂપે અધ્યાત્મવિદ્યા છે. તે ચૈતન્યને જડના આકાર બનાવનાર, ઘડનાર, ગોઠવનાર રૂપે જુએ છે તથા જડને તો ચૈતન્યના માત્ર એક આધિન આવિર્ભાવ અને સેવક રૂપે અવલોકે છે. નામરૂપના વિશ્વમાં અનુભવ વડે પોતાની શક્તિયોનો વિકાસ શોધનાર એક આધ્યાત્મિક વ્યક્તિ રુપે, તે માનવિનો સ્વીકાર કરે છે. માનવિ પોતાની જાત માટેનો અવળો વિચાર બાંધે છે, તથા જો તે અમર ચૈતન્યને બદલે નશ્વર નામરૂપ સાથે પોતાની જાતનો અભેદભાવ સાધે છે તો યથાર્થ અંતિમ ઉદ્દેશ પ્રાપ્ત કરવામાં તે નિષ્ફળ નિવડે છે, એવું તેનું ખુલ્લે ખુલ્લું કહેવું છે. તેથી પદાર્થ વિજ્ઞાન અને તત્વશાસ્ત્ર ઉભયમાં સમાન જડવાદથી વિરુદ્ધ રીતે, તે વિશ્વની એક આધ્યાત્મિક ભાવના ઘડી કાઢે છે, તથા ખાસ કરીને તેના વિચારમાં તે ભાવના પ્રધાન છે, સર્વ પ્રકારની માનવ પ્રવૃત્તિઓના એક નિયામક રુપે ભાવનાની અગત્ય ઉપર ભાર મૂકે છે. ચારિત્રમાં અવતરાયલા વિચારરુપ ભાવના, એજ અધ્યાત્મવિદ્યાની, (Theosophy) ખરેખરી કુંચિ છે, તથા અનેકવિધ વિચારસૃષ્ટિયોમાં તેની કીંમત અંકાય છે. સંકલ્પની (વિચાર) શક્તિ, સંકલ્પનું સામર્થ્ય, જન્મ આપનાર વિચારના સતત પ્રવર્તન ઉપર માત્ર આધાર રાખતા જીવન વાળી વિચાર મૂર્તિઓનાં સ્વરુપો સ્વતઃ ધારણ કરી લેવાની તેની સત્તા, એજ માનવ દુઃખોમાં લગાડવામાં આવતા સર્વ પ્રકારના ઉપાયોમાં મધ્યમ સ્વર અથવા મૂખ્ય કુંચિ સમાન છે. તે સર્વત્ર ભાવનાવાદી છે; તે ધર્મમાં, કલામાં, પદાર્થ વિજ્ઞાનમાં ભાવ પ્રાધાન્યવાદી છે. માનવોથી "રાજવિદ્યા" ના નામથી વ્યવહરાતા વ્યાહારિક જીવનમાં પણ ભાવનાવાદી છે, સઘળે ભાવપ્રાધાન્ય વ્યાપી રહ્યું છે: પરંતુ કેટલાક ભાવપ્રાધાન્યવાદીઓ કરે છે તેવી ભૂલને દૂર કરવામાં આવી છે; માનવ સંકલ્પ (વિચાર) એ સમગ્ર રુપે નથી પરંતુ સમગ્રના માત્ર એક વિભાગ રુપ છે, એટલું તેઓ સમજી શક્યા નથી. અધ્યાત્મવાદી સ્વીકારે છે, કે વિશ્વ જેના આવિર્ભાવ રુપ છે એવા દિવ્ય સંકલ્પ વડે, પોતાની વિચાર શક્તિ ઉપર, પોતાની ઉત્પાદક શક્તિ ઉપર બંધનો મૂકાય છે, સમગ્ર, એક અંશને ધરજ પાડે છે, તેનો પોતાનો વિચાર પણ દિવ્ય

સંકલ્પના વિશાલ વર્તુલના મધ્યમાંજ ગતિ કરી શકે છે; એ વર્તુલને તે સહેજ સાજ દર્શાવે છે, એમ તેના સમજવામાં આવે છે, જો કે તે, અધમ સૃષ્ટિયોમાં ". યથાર્થ " ના નામથી વ્યવહરાતા સર્વનો આધાર ભાવના ઉપર છે, એમ માને છે તથાપિ તેનો એટલો અનુભવ થાય છે, કે તેની ઉત્પાદક શક્તિ માત્ર ધીમે ધીમેજ પોતાની ઇચ્છા શક્તિ અનુસાર જડનો આકાર ઘડી શકે છે; જો કે એકાદ ઉત્પાદક સંકલ્પ ઉપર દરેક પરિણામનો આધાર રહે છે, તથાપિ વારંવાર પરિણામો ઘણે ધીમેથી ગતિ કરે છે, તેમને જન્મ આપનાર વિચારાનુસાર બને છે. જો કે તે ભાવપ્રાધાન્યવાદી છે તથાપિ તે અવ્યાવહારિક નથી. તે વિચારની, સંકલ્પની શક્તિનો સ્વીકાર કરે છે, તથા સાથે સાથેજ તેનાં દિક્ અને કાલનાં બંધનોને પણ લક્ષમાં રાખે છે. તે યથાર્થ વિચાર, અને યથાર્થ શ્રદ્ધાની અત્યંત ઉપયોગિતાને સાબિત કરે છે, તથાપિ માત્ર ક્રમે ક્રમેજ વિચારનું પુષ્પ કર્મ રૂપ ફલમાં પરિપક્વ બને છે.

પરંતુ વર્તમાન કાલમાં અસાધારણ ગણાય એટલો બધો ભાર તે વિચાર, સંકલ્પની અગત્ય ઉપર મૂકે છે. આવીજ વર્તમાન દિનોની " નબદુની " ભાવના છે, એકાદ માનવિની કીંમત આંકતાં, " તે શું વિચારે છે, માને છે, તેનો કંઇ હિસાબ નથી પરંતુ માત્ર તે શું કરે છે, એટલુંજ ઉપયોગનું છે. " એમ ગણવામાં આવે છે. આ ભાવના બીલકુલ સત્ય નથી. એકાદ માનવિ શું વિચારે છે, માને છે, એ અત્યંત ઉપયોગનું છે; કારણ કે જેવી માનવિની માન્યતા તેવું તે હોય છે; જેવા એકાદ માનવિના વિચાર, તેવાંજ અનિવાર્ય રીતે તેનાં કર્મો હોય છે. ઉપરના સમાન ભૂલ ભરેલી રીતે એક કાલે વિચારસૃષ્ટિમાં એમ કહેવામાં આવતું હતું, " એક માનવ શાં શાં કર્મો કરે છે, તેનો, જો તેની શ્રદ્ધા, માન્યતા, યથાર્થ હેય તો કંઈ પણ હિસાબ નથી. " જો આ " શ્રદ્ધા " શબ્દનો અર્થ માનવ સંકલ્પની સત્યતાના સંબંધનો સૂચક હોત તો ઘણી થોડીજ ભૂલ સંભવી શકત; કારણ કે યથાર્થ વિચારથી અનિવાર્ય રીતે યથાર્થ કાર્યોનો ઉદ્ભવ થાય છે; પરંતુ એ દિનોમાં વિચારનો અર્થ માત્ર પ્રાચીનશાસ્ત્રીયવિચાર સમાન કરવામાં આવતો હતો, આ પ્રમાણે ખુલાસો કરવાના સાંકડા પ્રદેશ પ્રમાણે વર્તવામાં આવતું હતું, મતપંથોની આધિન માન્યતાનું પુનરાવર્તન થતું હતું, આચાર્ય રૂપ સત્તાએ ઠોકી બેસારેલા સિદ્ધાન્તોનો અંધસ્વીકાર થતો હતો. તે દિનોમાં ધર્મમાં જેને પ્રાચીન પરાયણતા કહેવામાં આવતી હતી તે વડેજ માનવિની કીંમત અંકાતી હતી તથા પ્રાચીનતા રૂપ મત સ્વીકાર ઉપર અભિપ્રાયનો આધાર હતો. મધ્યકાલની સમાપ્તિની મહાન્ સંસ્થાની ભૂલ સામે માનવ બુદ્ધિનો પ્રતિજ્ઞાપૂર્વક વિરોધ ઉભો થયો હતો; કોઇ પણ બાહ્ય સત્તાએ બુદ્ધિ શક્તિને બંધનમાં નાજ નાખવી જોઇએ, તથા માનવના આંતરતત્વ રૂપ વિચારને બાહ્ય પ્રદેશમાંથી તેના ઉપર ઠોકી બેસાડવાનો કોઇને પણ હક નથી, એમ સ્પષ્ટ રીતે કહેવામાં આવ્યું હતું; સ્વતંત્ર નિર્ણયના હકનો માનવજાતની વૃદ્ધિ માટે અત્યંત આવશ્યક સ્વતંત્ર બુદ્ધિશક્તિના શ્રેષ્ઠત્વનો મહાન સિદ્ધાન્ત પ્રચલિત બન્યો. પરંતુ સર્વ બાબતોની પેઠે આમાં પણ પ્રત્યાઘાત થયો છે; માનવો અન્ય અંત પર્યંત દોડી ગયાં છે; વર્તન વિના અન્ય કશાનો હિસાબ નથી. માત્ર કર્મનેજ લક્ષમાં લેવાનું છે. પરંતુ તમારૂં કર્મ, તમારા ગઇ કાલના વિચારનું પરિણામ છે, તથા બાહ્ય સૃષ્ટિમાંના પોતાના આવિર્ભાવ

રૂપે તમારી ગઇ કાલને અનુસરે છે. તમારો આજના દિનનો વિચાર, આવતી કાલના તમારા કર્મ રૂપે છે, તમારા ભાવિનો આધાર આ બાબતની યથાર્થતા ઉપર છે. તેના સત્યનો આધાર યથાર્થતા સાથેના તેના અવિરોધ ઉપર છે. આરે વર્તમાન દુનિયામાં વિચારને તેનું યથાર્થ સ્થાન, કર્મ આરના પ્રદેશમાં વર્તનાર રૂપે, તેના પ્રેરક અને નિયામક રૂપે પાછું આપવું, એ સર્વ કરતાં અસંત અગત્યનું છે; કારણ કે માનવ જીવાત્મા પોતાના બુદ્ધિ શક્તિ રૂપ આવિર્ભાવમાં, અવલોકે છે, નિર્ણય કરે છે, આજ્ઞા કરે છે, શાસન ચલાવે છે. તેના વિચાર શ્રેણિના પરિણામ રૂપ તેની પ્રવૃત્તિ છે, જો તમે વિચાર, સંકલ્પ માટે જગા પણ પરવા રાખ્યા વિના કર્મ પ્રદેશમાં ઘુમો તો તેથી વારંવાર થતા પ્રયોગો થાય છે, નિર્બલ, નિષ્ફલ નિવડે છે, આપણા વર્તમાન જીવનનું વિશાલતાથી આવુંજ લક્ષણ જોવામાં આવે છે.

હવે આપણે યથાર્થ વિચાર કરવાની અગત્યના પ્રથમ સિદ્ધાન્તને રહેવા દઇને, અધ્યાત્મવિદ્યાનો ધાર્મિકસૃષ્ટિ પ્રતિ કેવો સંદેશ છે તે તપાસીએ. ધર્મ એટલે શું ? માનવ જીવાત્માની પરમાત્મા માટેની ન છીપાય તેવી તૃષાનું નામ ધર્મ. ક્ષણિક બનાવોની સૃષ્ટિમાં પ્રવિલાપેલી, પોતાની નિસતા પામવાનો પ્રયત્ન કરતી નિસ સત્તા સમાન તે છે. મર્ય સૃષ્ટિમાં આવી પડેલી, પોતાનું અમરત્વ પામવાનો પ્રયત્ન કરતી અમર સત્તા સમાન તે છે. અનંત અવકાશોમાં જન્મેલા, જડના સળીયા સામે પોતાની પાંખોને પછાડતા તથા તેમને ભાગવાનો પ્રયત્ન કરીને પોતાના જન્મ સ્થાન અને યથાર્થ ગૃહ રૂપ અનંત અવકાશમાં ઉડવાનો પ્રયત્ન કરતા હંસ સમાન તે છે. આનુંજ નામ ધર્મ: ઇશ્વર માટેનો માનવ પ્રયત્ન, ઇશ્વર માટેની માનવિની આ તૃષાને ઘણાઓએ તત્વશાસ્ત્રના નામથી વ્યવહરાતા કંઇક વડે, પવિત્ર મનાતાં પુસ્તકો વડે, પૂજ્ય મનાતી પુરાણવાર્તાઓ વડે, વિશ્વમાન્ય સત્યના માત્ર એકદેશીય આવિર્ભાવો રૂપ આચારો અને ક્રિયાઓ વડે, છીપાવવાનો પ્રયત્ન કર્યો છે. જેમ તમે રણમાંના ગણુ સુકાતા, મરતા મુસાફરના મુખે ધુળ, અન્યને ગળે પાણી ઉતરે છે એવું તેને સમજાવાને છીપવી શકશો નહિ, તેવી જ રીતે માનવિની ઉપરના પ્રકારની તૃષાને, દિવ્ય સત્તાના જાતિયઅનુભવ વિના અન્ય કશાથી પણ છીપાવી શકાશે નહિ. માનવ અનુભવ, માત્ર એજ. ધર્મના આધાર રૂપ ખડક છે, એ ખડક કદાપિ ડગે એવો નથી, એના ઉપરજ દરેક યથાર્થ મંદિર, સંસ્થાના બંધાવાની આવશ્યકતા છે. એટલું સસ છે, કે ગ્રંથો પવિત્ર મનાય છે; ગમે તો તમે દુનિયાના દરેક પવિત્ર ગ્રંથનો વિનાશ કરો તથાપિ જ્યાં સુધી માનવિનું અસ્તિત્વ હશે તથા માનવિને પ્રેરનાર પરમાત્મા હશે ત્યાં સુધી નવીન ગ્રંથો લખી શકાશે, પ્રેરણાથી ઉભરાતાં નવીન પત્રો લખાશે. આકર્ષક અને શ્રેષ્ઠ એવી દરેક આચારવિધિના તમે ટુકડે ટુકડા કરી નાખો તથાપિ પોતાની જાતને દર્શાવવાને તેમનું નિર્માણ કરનાર આંતરાત્માની કલાવિષયક શક્તિનો વિનાશ થઇ શકતો નથી, તોડી ફોડીને દૂર ફેંકી દીધેલા દરેક આચાર વિધિના સ્થાનમાં નવીન આચારો અને વિધિઓ ખડા થાય છે. ઇશ્વર જેમ અમર છે તેમ આત્મા અમર છે તથા આત્માની આ અમરતામાં ધર્મની નિશ્ચિતતાનો, અમરતાનો સમાવેશ થાય છે. અધ્યાત્મવિદ્યા, આ અમર અનુભવને અરજ કરતાં, ધાર્મિક સૃષ્ટિને દર્શાવે છે—જે અનેક હુમલાઓથી ગુંચવાડામાં આવી પડી છે, અનેક પ્રકારના પ્રહારોથી

મુંઝાઇ ગઇ છે, દર રોજ શોધાતા નવીન સત્ય આગળ અર્ધભીરૂ દશામાં આવી પડી છે; જૂના પાયાઓ ડગાઇ જવાથી અર્ધ ભાગી તૂટી દશામાં આવી પડી છે; જેમાં અનેક લેખોને ટીકા ઉપર ટીકાઓ વડે છિન્ન ભિન્ન કરી નાખવામાં આવ્યા છે; આવી ધાર્મિક સૃષ્ટિને તેનું પોતાનું અખૂટ મૂલસ્થાન દર્શાવવામાં આવ્યું છે, તથા આત્મા સત્ય અને નિત્ય સ્વરૂપ હોવાથી કાલ તેમજ સત્ય ઉભયમાંના એકથી પણ તેને ડરવાનું નથી. ટીકા ઉપટીકાઓ વડે તમારી પાસેથી જે જતું રહે છે તે માત્ર બાહ્ય સ્વરૂપજ છે, કદાપિ જીવંત યથાર્થતા દૂર થઇ શકતી નથી. જ્ઞાન અને અનુભવ રૂપ શિક્ષાની અભેદ્યતા દર્શાવવા માટે, લેખો રૂપ બાહ્ય બચાવનાં બાંધકામો જમીન દોસ્ત થાય, એ દુનિયાના ધર્મો અને મંદિરો માટે અત્યંત અગત્યનું છે.

આપણે ઉપર એક દર્શાવી આવ્યા તેના કરતાં સત્યના સંબંધમાં ઓછી અગત્યની એવી અનેક ક્રિયાઓ, આચારોનો ધાર્મિક વિચાર સૃષ્ટિમાં સમાવેશ થાય છે, તથાપિ આ સર્વ વિધિઓ દુનિયાના અનેક વિધ ધર્મોમાં અગત્યની છે, કીંમતી છે. ઇન્દ્રિય જ્ઞાન અને અધમ મનની તર્ક શક્તિયોની પારના પ્રદેશમાં વર્તતા જ્ઞાનની યથાર્થતાને પરંપરા પ્રચલિત કથનાનુસાર અધ્યાત્મવિદ્યા માનવિઓમાં પુનઃ જીવન બનાવે છે. અદૃશ્ય સૃષ્ટિયો વિશેની; સ્થુલ કરતાં અન્યસૂક્ષ્મ સૃષ્ટિયો વિશેની માહિતીઓથી આધુનિક પ્રકારના પુરાવાથી વર્તમાનમાં માગવામાં આવેછે એવા પુરાવાથી, તે વિશેના જીવતા જાગતા અનુભવીઓથી ઉભરાઇ જતા આધારો વડે તે પુનઃ પ્રવર્તવા લાગી છે. સ્થુલસૃષ્ટિમાંના અનેકવિધ ધર્મો જેના સાક્ષિઓ રૂપ છે એવી અદૃશ્ય સૃષ્ટિયોની યથાર્થતાની જાતિય અનુભવ વડે, દરેક ધર્મના સ્થાપકો અને ગુરૂઓની પેઠે પુનઃ ખાત્રી કરી આપવાને તેનો પ્રચાર થવા લાગ્યો છે. જેમ જેમ જ્ઞાનનું સ્થાન શ્રદ્ધા રોકતી જાય છે તથા જીવતા પુરૂષના જીવતા જાગતા પુરાવાનું સ્થાન સંપ્રદાય રોકતો જાય છે તેમ તેમ માનવો ઉપરની સત્તામાં ધર્મો કેટલા બધા નબળા બનતા જાય છે, એ તમે કોઇ કાળે મહાન્ ધર્મોના ઇતિહાસોમાં અવલોક્યું છે ? ધાર્મિક સૃષ્ટિમાં અધ્યાત્મ વિદ્યાની અનેક પ્રકારની કીંમતોમાંની એક એ છે, કે તે માનવિઓને અદૃશ્ય સૃષ્ટિયોમાં મુસાફરી કરવાનું તથા તેમણે ત્યાં જે જે જોયું હોય, અભ્યાસ કર્યો હોય તેનો પુરાવો પાછા સાથે લાવવાનું શિખવે છે; તે માનવિઓને તેમની પોતાની પ્રકૃતિ વિશેનો એવા પ્રકારનો ઉપદેશ આપે છે, કે જે વડે તેઓ જીવાત્મા અને દેહને છુટા પાડવાને સમર્થ થઇ શકે છે, તથા ઘણા સમયથી માત્ર મરણના દરવાજા વિના અપ્રાપ્ય રૂપે ગણવામાં આવતી સૃષ્ટિયોમાં સ્થુલ દેહ વિના મુસાફરી કરી શકે છે. "ઘણા સમયથી અપ્રાપ્ય રૂપે ગણવામાં આવે છે." એમ મ્હારૂં કહેવું છે; પરંતુ દરેક ધર્મનાં શાસ્ત્રો શાક્ષિ પુરે છે, કે આ સૃષ્ટિયો અપ્રાપ્ય નથી. ઘાસના થડ ઉપરથી કાચને દૂર કરો છો તેમ મૌનવિએ પોતાની જાતને દેહમાંથી જુદી પાડવીજ જોઇએ, એમ હિંદુ આપણને ઉપદેશે છે. ઉંડા વિચાર અને ધ્યાન વડે સ્થુલ મગજથી ભિન્ન દશામાં મન પોતાને મન રૂપે ઓળખી શકે, એમ બુદ્ધ ધર્માનુયાયી ઉપદેશે છે. ક્રિશ્ચિયન ધર્મ આપણને, તેના પ્રાચીન ઉપદેશકોના જાતિજ્ઞાન વિશેનાં, દેવલમાં વસતિ દેવદૂતોની એક પ્રધાન મંડળિનાં, શિખાઉ અભ્યાસિઓને જ્ઞાનમાં કેળવતા ગુરૂ રૂપ દેવ દૂતોનાં, અનેક વૃત્તાંતો પુરાં પાડે છે. ઇસ્લામ ધર્મ કહે છે, કે તેનો મહાન્ પયગંબર, પોતાની જાતે ઉચ્ચસૃષ્ટિયોમાં મુસાફરી

આદ્યસ્થાપક;
શ્રી૦ અભેદમાર્ગ પ્રવાસી.
સાક્ષર મણિલાલ નભુભાઈ
દ્વિવેદી.

# સુદર્શન.

મન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર. )

"सत्य परं धीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૩, અંક ૪. ] ( માસિક ) [ જાન્યુઆરી ૧૯૦૮. ]

## બ્રહ્મદર્શન.

( ભજન. )

રાગ—આરતિ.

જય બ્રહ્મ જય બ્રહ્મ.
જય પરમાત્મા જય અખિલાત્મા.
જય વિશ્વંભરજી—જય વિશ્વંભરજી.
દેવ દયાળુ નિરંજન—દેવ દયાળુ નિરંજન,
હો ! સત્યાક્ષરજી—જય બ્રહ્મ-જય બ્રહ્મ.
પૂર્ણ પ્રકાશી હો ! અવિનાશી.
નારાયણ હરજી—નારાયણ હરજી.
પૂર્ણ પરાત્પર ધામી—પૂર્ણ પરાત્પર ધામી.
દિલ શાન્તિ ભરજી—જય બ્રહ્મ જય બ્રહ્મ.
વરસી રહી, વિલસી રહી,
હર્ષ તણી નદીઓ,—હર્ષ તણી નદીઓ,
અગાધ પ્રેમ-સરોવર—અગાધ પ્રેમ સરોવર.
જાણે ત્યાં ભરીઓ—જય બ્રહ્મ-જય બ્રહ્મ.

ઉચ્ચગીરિનાં શ્રૃંગો,
દીઠાં અણુંરૂપે, દીઠાં અણુંરૂપે,
જળહળ જ્યોતિઃ પ્રકાશે—જળહળ જ્યોતિ પ્રકાશે.
દીઠી કૃતિ અનુપે જય બ્રહ્મ જય બ્રહ્મ.

મહુડાકર-નાગર.

---

# हिन्दादूगारे.

( મળેલું. )

રાગ—આઢને મળતો.

મ્હારાં વ્હાલાં બાલુડાંરે મારાં પ્યારાં બાલુડાં.
નિદ્રામાંથી જાગને—મારાં વ્હાલાં બાલુડાં.
રાત ગઈ મધરાત થઇ થશે હવે પરભાત,
સુવું તે ભલા કયાં સુધી થાશે તારો ઘાત રે—
મારાં વ્હાલાં બાલુડાં.

જાગી જો પૂરવ ભણી, રકત વર્ણું આકાશ;
ઉદય ખરો એ ભંગમાં, સૂર્ય દિસે તે પાસ રે—
મારાં વ્હાલાં બાલુડાં.

વૃક્ષ હલ્યો એક વાયુથી, ખર્યા અનેકાં પાન;
વ્હાલા વીરા જાગને, જો જા જો જા-પાન રે—
મારાં વ્હાલાં બાલુડાં.

કામ ઘણેરાં છે હજી, સુતાથી શું થાય;
જાગેલો જગ જીતશે, સુતેલો પસ્તાય રે—
મારાં વ્હાલાં બાલુડાં.

ઉઠરે વીરા ઉઠ હવે, થયો ખરો વિચ્છેદ,
નાનું મોટું એ સહુ, મૂકી દઇને ભેદ રે—
મારાં વ્હાલાં બાલુડાં.

નાનુ નરોત્તમ અઢિયા.

---

# ॥ नरहरिकृत–ज्ञान रमणी ॥

( મળેલું )

(અનુસંધાન પૃષ્ઠ ૩૯ થી)

પરમ તપ ઈહીં જાણો ભાઈ, જેમ નથી દુબીધા સબંહી ગુમાઈ;
જપ એહી જે સબ આપી આપ, લય સોઈ જે ઉપજે ન તાપ. ૨૩૦

ઉત્તમ જોગ અષ્ટાંગ સો બોલૂં, આપ પારકા સંસા ખોલૂં;
સંસે ગ્રંથી મીટી સબ કર્મ, પ્રગટા ભાસી હરી પરબ્રહ્મ. ૨૩૧

નીવર્તે અણું સમ લોમ્ય એકાંત, વીવેક ગુફા જાણો સીદ્ધાંત;
અસંગ સો જાકે મોહો નાંહી, મૌન્ય સોં જે રહી ચીત્તઠાં માંહી. ૨૩૨

અચલ આસન ઇહાં જાણો લોકા, તજે કલ્પના હર્ષહી શોકા.
બીપે બાસના રોકો ભાઈ, પ્રાણાયામ ઇહોં દેઉ બતાઈ. ૨૩૩

ઇંદ્રીય બીષય પ્રતી ન ધાવી, પ્રત્યહાર મહા પૂરસ ઇહોં ગાવી;
યમસો જે કછૂ કલ્પે નાંહી, નેમસો જે રહી લય માંહી. ૨૩૪

ધ્યાન સોજે એકાત્મ ધ્યાન, ધારણા સોઇ જે બ્રહ્મ જ્ઞાન;
સમાધ્ય સોઈ જે બ્રહ્માકાર, જહાં મી તૂં ત્રિગુણ નહી સંસાર. ૨૩૫

ઇહો પરમ અષ્ટાંગ જોગ જે જાણે, એ અનભે અંતર ગતી આણે;
સોં જોગી ઇત ઈતહી ન ધાવી, જાણ બૂજ આપ ઠહીરાવી. ૨૩૬

બ્રહ્માકાર મનકી વર્ત હોઈ, તૂરંયા તીત કહાવી સોઈ;
જાગ્રત સ્વપ્ન સૂખોપતી તૂરિયા, જહાં ઇહો લય પાવી સો હરીઆ. ૨૩૭

ત્રત્રી તૂરીકી કરૂં ઓળખાઈ, તૂરિયા તીત લક્ષણ કહું ભાઈ;
જાણું બૂજ અવસ્થા મેટો, તો તુમ તૂરિયા તીતહી ભેટો. ૨૩૮

ઇશ્વિર ઓર ઇશ્વરકી માયા, ઇહો ત્રિગુણ બિકાર ઉનહીં ઉપાયા;
ઘોર સુભાવ સો જાગ્રત હી જાણો, રોજસ ગુણથી ઇહોં પરમાણોં. ૨૩૯

સત સૂભાવ સો સૂપના કહિયે, સત્વ ગૂણ આએ ઇહોં પૈએ;
મૂઢ સૂભાવ સૂખોપતી કહાવી; તમોં ગૂણ ત્રીત સોઈ આવી. ૨૪૦

ત્રિગુણાતિત સો તૂરિયા કહિયે, જહાં ઘોર શાંત્ય મૂઢતા ન પૈયે;
સદા નિરંતર ચૈતન જ્ઞાન, અમૃત રૂપ તૂરિયાકા થાન. ૨૪૧

પ્રકૃતી પૂરૂષકા બીબેક બૂઝે, સો તીન અવસ્થા માહી ન ગૂજે;
તૂરિયા ધરી તૂરિયાતીત પાઇએ, તબહી એક રસ હોઈ રહીયે. ૨૪૨

જબ મનકી લેહેરી સબહી ભાજી, તબહી તુરિયા તીત બીરાજી;
આપ પરહી એક પીછાણ્યી, સકળ વિશ્વકૂ બ્રહ્મ કરી જાણી. ૨૪૩
બ્રહ્મ જાંણ્યા વે સબકૂ બંદે, સો કબહૂ કાહૂ કૂં ના નંદે;
પરમ સમાંધ જાણો જન ઓહી, જીન ઇહો દીલથી દુબીધા ખોઈ. ૨૪૪
જે પૂરણ બ્રહ્મ નીરંતર પેખી, સો કબહૂ કાહૂ કૂ ન ઉવેખી;
સોહં હંસ સબહી મહી ખેલે, આપ પરિચી આપ ઇહો મેહેલે. ૨૪૫
સોહં બ્રહ્મ પ્રગટ ઇહો ભાઈ, જે પંડ બ્રહ્માંડ રહો સમાઈ;
ઉસ બીન નહી કો ખાલી ઠામે, સબહી પૂરણ આત્મારામે. ૨૪૬
ભૂષણ ભાંડા નામ પટ કહિયે, બાબા કારણ જાંણ સબહી કૂં થહિયે;
આદ્ય અંત્ય મધ્ય બસ્તૂ હે એકે, જગત નાંમ ઇહો આત્મ વિવેકે. ૨૪૭
જગત સકળ ઇહો તાકા રૂપં, જ્યૂં સમૂંદ લહિરી તદ્રૂપં;
એહી ઠહિરાવ રાખો મનમાંહી, અંતરજાંમીં જહાં તહાંહી. ૨૪૮
સપ્ત પાતાલ નીચેહી સોઈ. બૈકુંઠ ઉપર બીરાજે ઓઈ;
સોઈ અકલ લોક મહી ભરિયા, ઉનહી ચરાચર નાંમહી ધરિયા. ૨૪૯
અખંડ દ્રષ્ટ નિરંતર જાકોં, તૂરિયા તીત સો કહિયે તાકોં;
યા પર કછૂ બૂજણો નાંહી, જે કરણો કછૂ સો ઇયા કેતાઇ. ૨૫૦
એ નીધી અગમ અગોચર કહિયે, હરી ગૂરૂ સંત કીપાધી પાઇએ;
હરી ગૂરૂ સંત કે પાઉં લાગૂ, આત્મ ભાવ નિરંતર માગૂં. ૨૫૧
અધિક તંતૂ ગુરુ ભાગ ઇહો મોટા, એહી વણજે કબહૂ નાવી ટોટા;
મોટમકી ઇહો મોટ નાંખો, તૂં તૂં તૂં લય હીરદે રાખો. ૨૫૨
સંજમ ધરે ન વ્યાપી રોગં, સંતોષ ગ્રહી તો ન વાંછી લોગં;
બ્રહ્મ જાણી સો નકથી જ્ઞાને, આત્મ પરિચી ન ધરી ધ્યાને. ૨૫
જ્યૂં મરણ આયે અવસ્થા છૂટી, ત્યૂં બે હદ પાય હદ સબ છૂટી.
જ્યૂં અમ્રીત પાની સર્વ રૂજી ભાજી, ત્યૂં તત્વ બુઝી ક્રીયા સબ લાજી. ૨૫૪
જ્યૂં રવી મહી તેજ સકલ લય હોઇ, ત્યૂં વસ્તુ આગિ મોટી નહી કોઈ.
અખંડ વસ્તુ શું પરચા પાયા, નરહરિ નરહરે માંહી સમાયા. ૨૫૫
જ્ઞાનરમણિ જન નરહરી ગાઇ, સતગુરૂ બ્રહ્મ ચેતન ઉપાઈ;
ઇહો અનુભો રૂદી રાખો ભાઈ, કહી નરહરી નીશાન બજાઇ. ૨૫૬

ઇતિ નરહરિકૃત જ્ઞાનરમણિ સમાપ્ત.

---

# । श्राद्धतत्व ।

## ( મળેલું. )

( અનુસંધાન ગતાંકથી. )

## પ્રકરણ ૩ જું.

### શ્રાદ્ધ અથવા પિતૃયજ્ઞની પ્રાચીનતા તથા સાર્વત્રિકતા.

થીયોસોફીના પ્રકાશથી શ્રાદ્ધક્રિયાનું રહસ્ય સમજવાનો પ્રયત્ન કરવા પૂર્વે શ્રાદ્ધ અથવા પિતૃયજનની સંસ્થા પ્રાચીન છે કે અર્વાચીન છે, તેમ જ ચાર્વાકાદિક નાસ્તિકો કહે છે તેમ સ્વાર્થી બ્રાહ્મણોની જીવનોપાય કપટ જાળ છે કે સાર્વત્રિક છે, તે જાણવાની વિશેષ આવશ્યકતા છે. એ તો નિર્વિવાદ છે કે, ધર્મ સંબંધી પ્રાચીનમાં પ્રાચીન કોઈ પણ ગ્રંથો અસ્તિત્વમાં હોય તો તે વેદ જ છે. વેદથી પ્રાચીન કોઈ પણ ધર્મ ગ્રંથ અદ્યાપિ પર્યંત મનુષ્ય જાતિના જાણવામાં આવેલ નથી. આ વિષયમાં પ્રોફેસર મેક્ષ મ્યુલરના જ શબ્દોનું અવતરણ કરવાથી વધારે ખાત્રી થશે. તે મહાન્ પંડિત કહે છે કે,

The Veda may be called primitive because there is no other literary document more primitive than it. But the language, the mythology, the religion and philosophy that meet us in the Veda open vistas of the past which no one would venture to measure in years.*

" વેદ કરતાં બીજો કોઇ પણ વિદ્યાનો લેખ પ્રાચીનતર ન હોવાના કારણથી વેદને મૂળ ગ્રંથ કહેવામાં આવે છે. પરંતુ તેમાં સમાયેલ ભાષા, પૌરાણિક કથાઓ, ધર્મ અને તત્વ જ્ઞાન એવા પુરાતન કાળનું દર્શન કરાવે છે કે, જે કાળનું માપ અમુક વર્ષોથી કરવાને કોઇની હિંમત ચાલી શકે તેમ નથી " તે વેદના ગ્રંથોમાં ઋગ્વેદની સંહિતા સૌથી પ્રથમ અને પ્રાચીનતમ મનાય છે. તે સંહિતાના ૧૦ મા મંડળના ૧૪ મા સૂક્તથી ૧૮ મા સૂક્ત સુધીમાં તેમજ તેજ મંડળના ૧૫૪ મા સૂક્તમાં પિતૃયજનની આવશ્યકતા, મરણોત્તર સ્થિતિ એટલે મરણ પછી જીવને પ્રેત લોક અથવા યમ લોક તથા પિતૃ લોકમાં જવાના માર્ગો, તે તે માર્ગોમાં માલુમ પડતી મુશ્કેલીઓ, અગ્નિ, સોમ, યમ, વરૂણ, પૂષા, અગ્નિષ્વાત્ત, બર્હિષદાદિ દેવો અને પિતૃઓથી થતું તેનું રક્ષણ વિગેરે વૃત્તાંતોનું સ્પષ્ટ વિવેચન કરવામાં આવ્યું છે. શુકલ યજુર્વેદના અધ્યાય ૨,૧૯, તથા ૩૩ માં પિતૃયજ્ઞના મંત્રો તથા તેનું વિવેચન જોવામાં આવે છે. તેજ પ્રમાણે અથર્વવેદના કાંડ ૧૮ માં પણ પિતૃઓ અને અંત્યેષ્ટિ ક્રિયાનું વર્ણન તેમ જ શતપથ બ્રાહ્મણ કાંડ ૨ બ્રાહ્મણ-૨ થી ૪ સુધીમાં પિંડ પિતૃ યજ્ઞનો વિધિ સ્પષ્ટ રીતિએ કહેવામાં આવ્યો છે. આ ઉપરથી પિતૃ યજનની પ્રાચીનતા નિર્વિવાદ સિદ્ધ થઇ શકે છે.

---

*જુઓ. What can India teach us? પૃ. ૧૧૮.

પરંતુ માત્ર હિંદુસ્થાનમાં વેદ ધર્મના અનુયાયીઓમાં જ પિતૃયજન કરવામાં આવતું અને આવે છે, એટલું જ નહિ પણ અન્ય પ્રજાઓના ધર્મ પુસ્તકોનું અવલોકન કરવાથી તેમ જ તેઓ આધુનિક કાળમાં જે ધર્મ. ક્રિયાઓ કરે છે, તેનું નિરીક્ષણ કરવાથી નિઃશંક સ્થાપિત થયું છે કે—પૃથ્વી ઉપરની એકે એક સભ્ય ( Civilized ) તેમ જ અસભ્ય ( Uncivilized ) જાતિઓમાં પિતૃયજનથી સંસ્થા કંઇ કંઇ સ્વરૂપમાં પ્રચલિત હતી અને અદ્યાપિ પર્યંત છે.

આ વિષે પ્રોફેસર મેક્ષમ્યુલરે મનુષ્યવિદ્યાધર્મ (Anthropological Religion) નામના ગ્રંથમાં બહુ વિસ્તાર પૂર્વક લખ્યું છે. તેઓના લખાણ ઉપરથી મૃત મનુષ્યોના જીવો માટે અસભ્ય અને સભ્ય પ્રજાઓમાં કેવી કેવી ક્રિયા કરવામાં આવતી હતી, તેનો સાર માત્ર અત્ર આપવામાં આવે છે.

આસ્ટ્રેલીયાની આસપાસના દ્વીપોમાં પોલીનીશયન નામની અસભ્ય જાતો વસે છે. તે જાતોમાં કોઈ મનુષ્ય મરણ પામે છે ત્યારે તેને દાટવાની ક્રિયા કર્યા પછી તેની કબર પાસે તેના જીવને અર્પણ કરવાના હેતુથી મૂલ્યવાન વસ્તુઓ મુકવામાં આવે છે. ( પૃ. ૨૭૭ ). ત્યાર પછી આખા ગામના લોકો એકઠા થઇને તે મૃત મનુષ્યના માનની ખાતર સમગ્ર ભોજન કરે છે. ( પૃ. ૨૭૮ ). એટલુંજ નહિ પણ તે સમયે તે મૃતકના નામનો ઉચ્ચાર કરી તેને અન્ન દાન કરતાં નીચે પ્રમાણે મંત્ર ભણે છે. " આ તારૂં અન્ન છે; તેનું ગ્રહણ કર. તને છેવટની સલામ કરવામાં આવે છે. હવે અમે તારી પાછળ આવશું નહિ. "× ( પૃ. ૨૭૯ ). ત્યાર પછી ૧૦ અથવા ૧૫ દિવસ સુધી તે મૃતકને ઉદેશી સર્વે એકઠા મળી નાચે છે અને અમુક સ્તોત્રોનો પાઠ કરે છે. તેવા સ્તોત્ર પાઠમાં કેટલીક વખ્તે વધારેમાં વધારે ૬૦ સ્તોત્રો ગાવામાં આવે છે. આ સઘળી ક્રિયા કરવાને એક પ્રલાયદું મકાન બાંધવામાં આવેલું હોય છે; તે મકાનમાં રાત્રીએ મશાલો સળગાવી આ સઘળી ક્રિયાઓ કરવામાં આવે છે. સામાન્યતઃ આ સઘળી ક્રિયા એક વર્ષ સુધી કરવામાં આવે છે. ( પૃ. ૨૮૦ ).

દક્ષિણ આફ્રિકામાં વસતા ઝુલુ લોકો તો મૃતમનુષ્યોના જીવોને અર્પણ કરવાના હેતુથી અગ્નિમાં અન્નની આહુતિઓ આપે છે; અને શેર્વાળ તેઓના સ્નેહી સંબંધીઓ ખાય છે. એવા જીવો બીજાઓને દુઃખ દેવાની શક્તિ ધરાવે છે, તેવી તેઓમાં માન્યતા હોવાથી તેઓ સઘળી પ્રેત ક્રિયા યથા સાંગ કરે છે. ( પૃ. ૨૮૩ ). તેઓ મૃત જીવોને એમેટોંગો ( Amatongo=પિતૃઓ ) અને તેઓના રક્ષકને ઉન્કુલુન્કુલુ ( Unkulunkulu=પ્રજાપતિ ) કહે છે ( પૃ. ૨૮૭ ). હિંદુઓના કામ્ય અને આભ્યુદયિક શ્રાદ્ધને

× સરખાવો હિંદુ શ્રાદ્ધ વિધિ; एतत्ते ऽन्नं स्वधा । इदममुकाय न मम ॥ તેમ જ ઋગ્વેદ મં. ૧૦ સૂ. ૧૪ મં. ૭.

प्रेहि प्रेहि पथिभिः पूर्व्येभि
र्यत्र नः पूर्वे पितरः परेयुः ॥

પૂર્વે જે માર્ગે આપણા પિતૃઓ ગયા છે, તે માર્ગે જા !

મળતી ઝુંડુએ, પણ આપત્તિમાંથી જ્યારે તેઓનું રક્ષણ થયું હોય ત્યારે તેમજ સામાન્ય આશીર્વાદ મેળવવાની કામનાથી પિતૃયજનની ક્રિયા કરે છે. તે સમયે નીચે પ્રમાણે મંત્રનો ઉપયોગ કરે છે.

" તમે જેઓ ઉપર છો, તેઓ અમારૂં બલિદાન સ્વીકારો ! અને અમારૂં દુઃખ નિવારણ કરો ! તમે જેઓ ઉપર છો તેઓ અમારૂં અન્ન દાન ગ્રહણ કરો ! અને અગ્નિમાં અમે જે અન્ન હોમીએ છીએ, તેના ગંધથી તૃપ્ત થાઓ ! તેમ જ અમને શાંતિ અને સમૃદ્ધિ આપો ! " ( પૃ. ૨૮૮ ).

સુમાત્રાની પાસે એક નાનો દ્વીપ છે. તે દ્વીપમાં ન્યાસન ( Niassans ) લોકો વસે છે. તેઓ નિત્ય પિતૃઓની અને દેવોની પ્રતિમાઓનું પૂજન કરે છે. પિતૃઓ તેઓની આપત્તિ દૂર કરે, એટલા માટે તેઓ તેઓને બલિદાન આપે છે. ( પૃ. ૨૯૦ ).

હાર્વે નામના દ્વીપમાં વસતા લોકોની એવી માન્યતા છે કે—મરનારનો જીવ પશ્ચિમ દિશામાં જે સ્થળે સૂર્યનો અસ્ત થાય છે, ત્યાં જાય છે. ( પૃ. ૨૯૭ ).

રેરેટાંગાના લોકોને જ્યારે મરણ પામેલા જીવોને અર્પણ કરવામાં આવતા અન્નનું શું થાય છે, તે વિષે ખુલાસો કરતાં તેઓમાં એવી માન્યતા જણાય છે કે, અન્નનો સ્થુલ ભાગ જીવજંતુઓ ખાઈ જાય છે, પરંતુ તેનો સૂક્ષ્મ ભાગ તેવા જીવોનેજ તૃપ્ત કરે છે. ( પૃ. ૩૦૫ ).

એ પ્રમાણે અસંખ્ય જાતિઓમાં મરણ પછી જીવના લોકાંતર ગમનની તેમ જ તેઓને અન્નાદિક દાન કરવાથી અને મંત્રોથી તૃપ્તિ અને સાહાય્ય કરી શકાય છે, તેવી માન્યતા છે, એટલું જ નહિ પણ ચીનાઓ, જાપાનીઓ, ગ્રીકો, રોમનો, યાહુદીઓ, પારસીઓ તેમ જ રોમન કેથોલીકોમાં પણ પિતૃયજનની સંસ્થા તેવા જ માન્યતાથી પ્રચલિત હતી, એમાં કંઇ પણ શંકા રહી શકતી નથી.

જાપાનીઓનો મૂળ ધર્મ શીન્ટો નામનો છે. ચીનમાં કોન્ફ્યુશીયસ, ટેઓ અને બૌદ્ધ એ ત્રણ ધર્મો ચાલે છે. તે બન્ને દેશોમાં ગૃહસ્થોના ઘરમાં બે મંદિરો રાખવામાં આવે છે. એક મંદિરમાં તેઓના મૂળ ધર્મ પ્રમાણે પિતૃયજન કરવામાં આવે છે; બીજામાં બૌદ્ધધર્મનુ સાર ધર્મ ક્રિયા કરવામાં આવે છે. ( પૃ. ૨૩૭. )

ડૉક્ટર વિક્ટર વૉન્ સ્ટ્રૉસ ( Victor Von Strauss ) ના કહેવા પ્રમાણે ચીનમાં ચાર હજાર વર્ષોથી અથવા તેથી પણ વધારે લાંબા સમય પૂર્વેથી પિતૃયજનનો પ્રચાર ચાલ્યો આવે છે. ( પૃ. ૧૩૧ ). એક પ્રસંગે કોન્ફ્યુશીયસ ચીનના મહારાજા સંગને કહે છે કે—ઘોને માન આપો. ( દેવ પૂજન ). પિતૃઓનું ભજન કરો. ( પિતૃયજન ). જો તમે તેમ કરશો તો સૂર્ય ચંદ્ર પોતાની નિરંતરની ગતિમાંથી કદિ પણ સ્ખલિત થશે નહિ.*

---

* જુઓ What can India teach us ! પૃ. ૨૪૪.

પ્રાચીન ગ્રીકો, રોમનો, સ્લેવેનિકો અને ટ્યુટોનીક પ્રજાઓની અંત્યેષ્ટિ ક્રિયા ( Funeral Ceremonies ) સાથે હિંદુઓની અંત્યેષ્ટિ ક્રિયા એટલી બધી મળતી આવે છે કે, તેઓનું સાદૃશ્ય જોઇને આશ્ચર્ય ઉત્પન્ન થયાં વિના રેહેતું નથી.+

પ્રાચીન ગ્રીકો મરણ પછી મનુષ્યના જીવને એડોલા ( Aidola ) અને પિતૃલોકને હેડીસ ( Hades ) કેહેતા હતા. હેડીસમાં જતાં જીવોને ચેરન ( Charon ) ની નૌકામાં બેશી ત્રણ મસ્તક વાળા શ્વાનના રક્ષણ નીચે એક નદી ઉતરવી પડતી હતી.‡ આ પ્રસંગે પાપીઓને અત્યુગ્ર પીડા થાય તેવાં દુઃખો દેવામાં આવતાં હતાં. (પૃ. ૨૯૬). ઇલીયડમાં આ હેડીસનો લોક ભૂલોંકની નીચે અને ઓડીસીમાં પશ્ચિમ દિશામાં સર્વ દ્વીપની પછવાડે આવ્યાનું લખ્યું છે. ( પૃ. ૩૩૯ ). તેઓમાં એવી માન્યતા હતી કે— જ્યાં સુધી મૃતકોની યથાર્થ અંત્યેષ્ટિ થાય નહિ ત્યાં સુધી તેઓના જીવો હેડીસમાં પ્રવેશ કરી શકે નહિ. ( પૃ. ૨૯૨ ). એટલું જ નહિ પણ અસ્થિ સંચયની ક્રિયા સમાપ્ત થયા પછી તેઓ પિતૃ લોકમાં જઇ શકે છે· જ્યાંથી ફરીથી તેઓ પાછા આવતા નથી. ( પૃ. ૨૩૮ તથા ૨૬૪ ) મરણ પછી પ્રેતને ઉદ્દેશીને છઠ્ઠે અથવા બારમે દિવસે સ્નેહી સંબંધીઓને ભોજન કરાવવામાં આવતું હતું. ( પૃ. ૨૬૩ ). બારમા દિવસ પછી નિયમિત શોક સમાપ્ત થયો છે, એમ મનાતું હતું. ( પૃ. ૨૬૫ ).

* * * *

હે યમરાજા, તે પ્રેતને ચાર ચક્ષુવાળા, માર્ગનું રક્ષણ કરનાર, મનુષ્યોના કર્મને જાણનાર તે બે શ્વાનને સોંપ; અને તેને કલ્યાણ અને આરોગ્ય આપ !

આથેન્સમાં ત્રીશમે દિવસે પ્રેતને ઉદ્દેશીને ભોજન કરાવવા ( માસિક શ્રાદ્ધ ) નો આચાર હતો. એટલું જ નહિ પણ પ્રતિમા અને અંતે ( દર્શ શ્રાદ્ધ ) અને મરનારની મરણ તિથિએ પણ ( સાંવત્સરિક શ્રાદ્ધ ) મૃતકને ઉદ્દેશીને અગ્નિમાં બલિદાન અપાતું હતું. ( પૃ. ૨૬૫ ). હિંદુઓમાં પાર્વણ શ્રાદ્ધમાં પિતા, પિતામહ અને પ્રપિતામહ—એ

+ જુઓ તેજ, પૃ. ૨૩૩.

‡ સરખાવો ગરૂડ પુરાણની વૈતરણી નદી તથા શ્વાનના વિચાર માટે જુઓ ઋગ્વેદ મંડળ ૧૦ સૂક્ત ૧૪ મંત્ર ૧૦—૧૧—૧૨.

* * * *

यौ ते श्वानौ यम रक्षितारौ  
चतुरक्षौ पथि रक्षी नृचक्षसौ ॥  
ताभ्यामेनं परिदेहि राजन्  
स्वस्ति चास्मा अनमीवं च धेहि ॥ ११ ॥

* * * *

હે યમરાજા, તે પ્રેતને ચાર ચક્ષુવાળા, માર્ગનું રક્ષણ કરનાર, મનુષ્યોના કર્મને જાણનાર તે બે શ્વાનને સોંપ; અને તેને કલ્યાણ અને આરોગ્ય આપ !

ત્રણ પૂર્વજોને ઉદ્દેશીને પિંડદાન કરવામાં આવે છે, તેમ પ્રાચીન ગ્રીકોમાં પણ ત્રણ પૂર્વજો ( Tretopatres ) ને ઉદ્દેશીને પુત્ર જન્મ અથવા અન્ય માંગલિક પ્રસંગે પિતૃ યજન કરવામાં આવતું હતું. આપણામાં કન્યા રાશિના સૂર્ય થાય છે ત્યારે મહાલય શ્રાદ્ધ કરવામાં આવે છે, તેવીજ રીતિએ તેઓમાં મરણ પામેલા સઘળા જીવો માટે વસંત ઋતુમાં શ્રાદ્ધ કરવાનો પ્રચાર હતો; જેને તેઓ એન્થેસ્ટેરીયા ( Anthesteria ) કહેતા હતા. એન્થેસ્ટેરીયાના દિવસો પૂર્ણ થતાં અંતિમ દિવસે તેઓ નીચે પ્રમાણે મંત્ર ભણતા હતા.

" હે કીરો ( Keres ), પધારો ! એન્થે સ્ટેરીયા સમાપ્ત થયા છે. " (પૃ.૨૬૬).

તેઓનો શ્રાદ્ધ વિધિ પણ હિંદુઓના શ્રાદ્ધ વિધિને ઘણે અંશે મળતો આવે છે. તેઓ વીર પુરૂષોની શ્રાદ્ધ ક્રિયા રાત્રીએ કરતા હતા; પરંતુ સામાન્યતઃ અન્ય સર્વ મૃતકોની ક્રિયા દિવસે જ કરતા હતા. જમીન ઉપર ઢળતી નીચી વેદી ઉપર આ ક્રિયા કરવામાં આવતી હતી. કાળા રંગનાં પ્રાણીઓ અને રાંધેલા અન્નની આહુતિઓ આપવાનો તેઓમાં બહુધા રીવાજ હતો, તે પ્રસંગે મૃતક જીવોને તે આહુતિઓનું ગ્રહણ કરવાને પ્રાર્થના કરવામાં આવતી હતી. ( પૃ. ૨૯૭ ).

રોમનોમાં અંત્યેષ્ટિ ક્રિયા મરણ પછી આઠમે દિવસે થતી હતી. ( પૃ. ૨૭૧ ). પંદરમે દિવસે હિંદુઓની સપિંડીકરણ ક્રિયા જેવી સેક્રીફીશ્યમનોવેન્ડીયેલ ( Sacrificium Noven Diale ) અથવા ફેરૈ ડેનીકલ્સ ( Feraie Denicles ) નામની ક્રિયા કરવાનો રીવાજ હતો. આ સઘળી ક્રિયા થઇ રહ્યા પછી મૃતકનો જીવ પિતૃ લોકમાં જતો હતો; જ્યાં તેવા જીવો મેન્સ ( Mnes ) એટલે પિતૃઓ કહેવાતા હતા.

પ્રત્યેક વર્ષના ફેબ્રુઆરી માસની પંદરમી તારીખે પિતૃઓને ઉદ્દેશીને શ્રાદ્ધ ક્રિયા કરવામાં આવતી હતીઃ જેને તેઓ ફેરેલીયા ( Ferelia ) અથવા પેરેન્ટી લીયા ( Parentalia ) કહેતા હતા. હિંદુઓ સંક્રાંતિ, મન્વતર, તથા યુગાદિ તિથિ તેમ જ વ્યતિપાતાદિ દિવસોએ કામ્ય શ્રાદ્ધ કરે છે, તેવી રીતિએ રોમનો પણ કેલેન્ડી ( Calendae ) નોને ( Nonae ) અને ઇડસ ( Idus ) ના દિવસોએ તેમ જ એવા અન્ય પ્રસંગોએ એટલે વિવાહાદિક માંગલિક કાર્યોમાં પિતૃઓને બલિદાન આપતા હતા. ( પૃ. ૨૭૨ ).

પિતૃઓને માટે રોમનોની માન્યતા એવી હતી કે—પિતૃઓ અધોલોક ( Manus & orcus ) માં રેહેતા હતા. પિતૃઓના બે વર્ગો તેઓ માનતા હતા; જેઓ સારા સ્વભાવના હતા તેઓ લારીસ ( Lares ) અને દુષ્ટ સ્વભાવ વાળાઓ લારવી ( Larvae ), કહેવાતા હતા. તેઓનું સામાન્ય નામ ડીઆઇ મેન્સ ( Dii Manes ) અથવા માત્ર ડી આઇ ( Dii ) હતું; અને તેઓ દેવોની સાથે રેહેતા નહોતા, એમ માનવામાં આવતું હતું. ( પૃ. ૨૭૩ ). એપ્યુલ્યુસ ( Apuleus ) ના કહેવા પ્રમાણે પિતૃઓનું સામાન્ય નામ મેન્સ ( Manes ) પ્રેતનું નામ લીમર (Lemur) સુશીલ જીવનું નામ લાર ( Lar ) અને પાપી જીવનું નામ લારવી ( Larvae ) હતું. ( પૃ. ૨૭૪ ).

યાહુદીઓનો પ્રેત લોક—શિયોલ ( Sheol ) પૃથ્વીની નીચે હતો; જેને તેઓ અધોલોક કહેતા હતા. જ્યાં સુધી મરણ પામેલા જીવો દેવ લોકમાં જતા નહોતા ત્યાં સુધી તેઓ અધો લોક ( Inferi ) માં રહેતા હતા, એમ માનવામાં આવતું હતું; દેવોનો લોક ઉત્તમ લોક ( Superi ) કેહેવાતો હતો. ( પૃ. ૨૫૭ ).

પ્રાચીન ક્રિશ્ચીયન ધર્મમાં મૃત જીવોની શાંતિ માટે પ્રાર્થના કરવાની આજ્ઞા કરેલી છે. યુરોપના દક્ષિણ દેશોમાં મહાત્માજીવોદ્ધાર દિવસે અથવા મૃતજીવોદ્ધાર દિવસે ( All Saints' day or All Souls' day ) અન્ય ધર્મોની માફક મનુષ્ય-હૃદયની અભિલાષાને પ્રાર્થનાથી અદ્યાવધિ પણ પરિતૃપ્તકરવામાં આવે છે* રોમન કેથોલીકોમાં હજુ પણ મૃત જીવોની શાંતિ માટે નીચે પ્રમાણે પ્રાર્થના કરવામાં આવે છે.

"હે ઇશ્વર! તેને શાશ્વત શાંતિ આપ; અને તેની ઉપર અનંત તેજનો પ્રકાશ કર!"×

પારસી ધર્મની દેવ સંબંધી તેમ જ પિતૃ સંબંધી ઘણી ખરી ક્રિયાઓ હિંદુઓની ક્રિયાઓને મળતી જ આવે છે. મરણ પછીની ગતિમાં બન્ને પ્રજાના વિચારો લગ ભગ સરખા જ છે. તેઓનો મૂળ ગ્રંથ અવસ્તા નામનો છે. તે ગ્રંથમાં હેડોક્ત નસ્ક ( Hadokt Nask ) નામનું પ્રકરણ છે. તે પ્રકરણના પ્રથમ વિભાગ ( ફરત ૨૧ ) માં પોતાના અંતઃકરણની શુદ્ધિ માટે અથવા મરનારના જીવના કલ્યાણ માટે અશેમવોહુ ( Ashem Vohu ) નામના મંત્રનો જપ કરવાનું કહ્યું છે. બીજા વિભાગ ( ફરત ૨૨ ) માં છત્રીશ શ્લોકો છે. તે ઉપરથી જણાય છે કે—મરણ પછી ત્રણ દિવસ સુધી મૃતકનો જીવ પોતાના શરીરની આસપાસ ફર્યા કરે છે. ચોથે દિવસે પુણ્યશાલીનો જીવ દક્ષિણ દિશા તરફ જાય છે. ત્યાં તેના સદ્વિચાર, સદ્વાણી, સત્કર્મ અને સદ્ધર્મની બનેલી નવ યૌવના સ્ત્રી તેને માર્ગમાં મળે છે.† હુમન ( સદ્વિચાર ), હુખ્ત ( સદ્વાણી ), હુવર્ષ્ટ

---

* જુઓ What can India teach us ? પૃ. ૨૪૨.

× જુઓ લેડ બીટર કૃત Other Side of Death પૃ. ૧૭.

† સરખાવો કૌષીતકી બ્રાહ્મણોપનિષદ્.

> तं पञ्च शतान्यप्सरसां प्रतिधावन्ति । शतं मालाहस्ताः
> शतं आञ्जन हस्ताः शतं चूर्ण हस्ताः शतं वासो हस्ताः शतं
> कणाहस्तास्तं ब्रह्मालंकारेणालंकुर्वन्ति । स ब्रह्मालंकारेणा
> लंकृतो ब्रह्म विद्वान् ब्रह्मैवाभिप्रैति ॥ अ. १ मं. ४.

અહિં ( બ્રહ્મ લોકમાં જતાં માર્ગમાં ) તેને ( યોગીને ) લેવાને અપ્સરા અને અપ્સવગા ( ઉપાસના કર્મ ) નામની પાંચસો અપ્સરાઓ આવે છે. સો અપ્સરાઓ માલા વડે, સો અપ્સરાઓ અંજન વડે, સો અપ્સરાઓ ચૂર્ણ વડે, સો અપ્સરાઓ વસ્ત્ર વડે અને સો અપ્સરાઓ કણ વડે તેનું પૂજન કરી તેને બ્રહ્માલંકારથી અલંકૃત કરે છે. એ પ્રમાણે અલંકૃત થયેલો તે બ્રહ્મ દેવ રૂપ થઇ બ્રહ્મ દેવના લોકમાં જાય છે.

( સત્કર્મ ) અને શાશ્વત તેજોમય લોક—એવા ઉત્તમ લોકના ચાર વિભાગ પાડ્યા છે. પુણ્યશાલી જીવો ક્રમે ક્રમે છેવટના વિભાગમાં જઇ દિવ્ય ગંધથી તૃપ્ત થઇ તથા અમૃતાહાર કરી અહુરમજ્દ સાથે શાશ્વત શાંતિ અનુભવે છે. પાપીઓ ઉત્તર દિશામાં જાય છે. નરકના પણ દુઝમત ( દુર્વિચાર ), દુઝ હુખ્ત ( દુર્વાણી ), દુઝ વર્ષ્ટ ( દુષ્કર્મ ) અને શાશ્વત દુઃખ—એવા ચાર વિભાગો છે પાપી જીવો પણ ક્રમે ક્રમે ચોથા વિભાગમાં જઇ દુર્ગંધથી દુઃખિત થઇ ઝેરના આહારથી અંગ્રોમન્યુ સાથે શાશ્વત દુઃખ ભોગવે છે* એ પ્રમાણે મરણોત્તર સ્થિતિનું વર્ણન કેટલેક અંશે પૌરાણિક વર્ણનને મળતું આવે છે. તે જ પ્રમાણે મરણોત્તર ક્રિયામાં ઘણું સાદૃશ્ય જોવામાં આવે છે. તેઓમાં મરણાન્તર ત્રીજે દિવસે જીવને પરલોકની યાત્રાનો આરંભ કરાવવા માટે અમુક ક્રિયા કરાવવામાં આવે છે. દશમે દિવસે પણ તેવા જ હેતુથી ઇજશ્ને ( Ijshne ) નામની ક્રિયા કરાવવામાં આવે છે.+ પ્રત્યેક વર્ષના અંતિમ પાંચ દિવસો અને નૂતન વર્ષના પ્રાથમિક પાંચ દિવસો મળી દશ દિવસોને તેઓ ફ્રવરદિગાન કહે છે. તે દિવસોમાં હિંદુઓના મહાલય શ્રાદ્ધની જેમ તેઓ પણ પિતૃઓ જેને તેઓ ફ્રોહાર અથવા ફ્રવરશી કહે છે, તેઓને ઉદ્દેશીને શ્રાદ્ધ ક્રિયા કરે છે. વર્ષની છ ઋતુઓમાં પ્રત્યેક ઋતુના પ્રથમ દિવસને તેઓ ઘંબાર કહે છે. તે ઘંબારના દિવસોએ જે ક્રિયા કરવામાં આવે છે, તે હિંદુઓની ચાતુર્માસ્યની ક્રિયા જેવી છે. તે ઘંબારની ક્રિયામાં પણ મૃતકોને અર્થે અમુક ક્રિયા કરવાનું તેઓના પાજંદ અથવા પાઝંદ નામના પુસ્તકમાં લખેલું છે.* ફ્રવરદીગાનના તૃતીય દિવસે આફ્રીગાનર પીત્વાન નામની ક્રિયા કરવામાં આવે છે. તે ક્રિયાથી સ્વર્ગમાં દક્ષિણાયનના પિતૃઓ પ્રસન્ન થાય છે, મરણ પછી ચિન્વદ નામના પુલનું ઉલ્લંઘન કરવાની ઇચ્છા રાખનારે તે ક્રિયા અવશ્ય કરવી જોઇએ, એમ કહ્યું છે.‡

( ચાલુ. )

માનશંકર—પિતાંબરદાસ મહેતા.

---

* જુઓ માર્ટીન હાગ ( Martin Haug ) કૃત Essays on the Parsis પૃ. ૨૧૭—૨૨૨.

+ જુઓ તેજ. પૃ. ૨૮૬.

* જુઓ તેજ પૃ. ૧૨૯.

‡ જુઓ તેજ પૃ. ૨૨૫,

# ॥ तमाकुस्तोत्रम् ॥

(ભભેહુ.)

ॐ । अस्य तमाकुस्तोत्रलघुमालामंत्रस्य श्रीविवेक ऋषिः । असंज्ञछंदः । तमाकुदेवी देवता । मनमां चंचलता उपजाववाना सामर्थ्यवाळी एवी भ्रांति इति बीजम् । स्वधर्मादिनी हानि इति शक्तिः । व्यसनत्यागमां निर्बलता इति कीलकम् ॥

करन्यास तथा हृदयादिन्यास विवेकीए पोतानी मेळे योजी लेवा ॥
तमाकुप्रीत्यर्थे पाठे विचारे च विनियोगः ॥

अथ ध्यानम् छींकणी ए रसिक जनोने आनंद उपजावनारी तथा मगजना व्याधिओ दुर करनारी छे, तेथीज हिंदी भाषामां तेनुं हुलास एवुं नाम छे, बीडी होको ने चिरुट जठराग्नेने प्रदीप्त करी पेटमांनी वादी दूर करे छे, ने मलने साफ उतारे छे. तथा जरदामां पण एवाज गुणो रह्या छे, आ सर्व तेना गुणो तेना कृपापात्र भक्तोविना अन्य मनुष्योने तेओ करोडो वर्ष यत्न करे तोपण नहि समजी शकाय एवा छे ! तेयो तेना कृपापात्र भक्तो तेनी विशेष कृपा मेळववा तेनुं अहोनिश श्रद्धाभक्तिथी ध्यान करे छे ॥ इति ध्यानम् ॥

કેટલાક મનુષ્યો તને હોકાની ચલમમાં નાંખીને, કેટલાક મનુષ્યો તને ચલમમાં નાંખીને, ને કેટલાક મનુષ્યો તને આસોંદ્રાના પાનડામાં કાગળમાં કે નાની હોકલીમાં નાંખીને, ને કેટલાક મનુષ્યો તારાં પાનડાઓને એકત્ર કરી ચિરુટ બનાવી હોય તેને પીએ છે. કેટલાક મનુષ્યો તારો ભૂકો કરી તેમાં ચૂનો મેળવી ખાય છે; ને કેટલાક તારી ગોળીઓ બનાવી હોય તે ખાય છે, અને કેટલાક મનુષ્યો તને દળેલી સ્થિતિમાં સુંઘે છે અથવા પોતાના દાંતોને લગાડે છે એવી રીતે ભિન્ન ભિન્ન માણસો ભિન્ન ભિન્ન પ્રકારે તારો ઉપયોગ કરે છે એમ પૃથ્વી ઉપરના ઘણાં માણસોને તેં તારે વશ કર્યા છે એ તારી સંમોહનશક્તિ વિસ્મય પમાડનારી છે.

તું પ્રથમ અમેરિકાના જંગલી લોકોમાં પૂજાતી, પણ સુધરેલા દ્વીપના લોકો તને ન પૂજે એ તને ઠીક લાગ્યું નહિ, તેથી તેં તેમના ઉપર કૃપા કરવા આશરે સાડા ત્રણસો વર્ષ ઉપર ફ્રાન્સીસ્કો ફરનાંડિઝ આદિની સાથે યુરોપમાં પ્રવેશ કર્યો ને ત્યાં શીઘ્ર પોતાનું સામ્રાજ્ય સ્થાપી પછી આફ્રિકા એશીયા ને આસ્ટ્રેલીઆ આદિમાં પણ તેં ક્રમાત્ શીઘ્ર પોતાનું સામ્રાજ્ય સ્થાપ્યું પૃથ્વી ઉપર કોઇ રાજાનું લૌકિક સામ્રાજ્ય તારા જેવું વિસ્તાર

પ્રામેલુ નથી, કોણુ તને પૂજતું નથી. હિંદુઓ, જૈનો, બૌધ્ધો, મુસલમાનો, ખ્રીસ્તીઓ, યાહુદીઓ ને અન્ય જંગલી પ્રજાઓ એ સર્વે તારૂં ભાવપૂર્વક અહોનિશ સેવન કરે છે. આમ અલ્પ સમયમાં તેં તારૂં નિષ્કંટક સામ્રાજ્ય સ્થાપી લોકોને પોતાના મોઢામાંથી ધૂમાડો આદિ કાઢતાં શીખવી તેં તારો અલૌકિક મહિમા પ્રકટ કર્યો છે.

તું ગુપ્ત રીતે મનુષ્યને વશ કરે છે. પ્રથમ તું લોકોને માત્ર તારૂં સ્વરૂપ જોવા નિમંત્રણ કરે છે, પછી ઉદાસીપણે તેઓને તારા પ્રસંગમાં લાવે છે, પશ્ચાત્ તેમને કિંચિત્ દુઃખ થાય તો પણ તેઓ તારો સંગ સેવવા લાગે એવી સ્થિતિમાં મૂકેછે ને અંતે તું તેમને તારા ગુલામ કરી મૂકે છે, એ તારૂં પરાક્રમ તટસ્થ પુરૂષોના મનને પણ વિસ્મય પમાડે છે !

પરમાત્માએ મનુષ્યોને પોતાનું નામસ્મરણ કરવા, કીર્તનભક્તિ કરવા સદુપદેશ કરવા, ને પ્રાણધારણ માટે પવિત્ર પદાર્થો ભક્ષણ કરવા મુખ આપ્યાં છે, તેમાંથી નાના મોટા મનુષ્યો તારા કૃપા કટાક્ષવડે ધુમાડાના ગોટેગોટ કાઢવા લાગી જવાળામુખી પર્વતો જેવા દેખાય છે, વા પોતાના મુખને દુર્ગંધનું સ્થાન બનાવે છે, ને દાંતને જોવા ન ગમે એવા મલિન કરે છે, એ સર્વ કર્મ સજ્જનોના હૃદયને જો કે ખેદ ઉપજાવનારૂં છે, તોપણ નિઃસંશય તારોતો મહિમા પ્રકટ કરનારૂં છે.

દસવીશ હોકાના કે ચલમના બંધાણી બેઠા હોય તેમાં એક હોકા કે ચલમને તેમના ઉપર કૃપાની વૃષ્ટિ કરવા ફરતાં જોઇ તે હોકાની કે પીવાની ચલમમાં વિરાજમાન થયેલી જે તું તે તારૂં ભક્તવત્સલપણું કોને સ્પષ્ટ ન થાય !

સર્વ ભૂતોના હૃદયમાં પરમાત્મા રહ્યા છે એમ સતશાસ્ત્રો પોકારીને કહે છે. તે હૃદયમાં તારા ભક્તો ધુમાડો ભરીને વા તારો વિષમય રસ ભરીને પરમાત્માને ક્લેશ આપે છે, તેથી એમ જણાય છે કે તેમને પરમાત્માની કૃપા કે અવકૃપાની કાંઇપણ દરકાર નથી.

તારામાં વિષ રહેલું છે. તારો અર્ક જો થોડા પ્રમાણમાં શ્વાનને આપ્યો હોય તો તે મરણ પામે છે. તું તે સામર્થ્યવડે લોકોનાં માથાં ફેરવે છે, વમન કરાવે છે, દાંત કોહરાવે છે, કફ ને પિત્તની વૃદ્ધિ કરે છે, આંખોને હાનિ પહોંચાડે છે, તેમના પેટમાં દાહ ઉપજાવે છે; ને ક્વચિત્ તેમને ઉધરસ પણ ઉપજાવે છે, છતાં તારા અનન્ય ભક્તો તારામાં પૂજ્યભાવ રાખી તારૂં પ્રસન્ન મને ઉપાસન કરે છે, તો હે દેવિ ! તું તેમના ઉપર સતત કૃપા કરવા યોગ્ય છે !

હોકાની ન્હે બદલવાથી, વા તે ઉપર હાથ ફેરવવાથી, તથા ચલમની સાફી બદલવાથી ચઢતી ઉતરતી જાતીવાળાને પરસ્પરમાં વટાળ થવાનો લેશ પણ ભય રહેતો નથી, ને યવનપાસેથી બીડી માગીને ભાગી તેમાંનો જરદો આહારો પણ ખાવા લાગે છે, તથા તપખીરની એક ડાબલીમાંથી ઉચનીચ, સૌ પોતપોતાનું જાતિમાન સજી તપખીર સુંઘે છે, ને સુગ લાવતા નથી. એ તારો મહિમા અવર્ણનીય છે ! જરદો ચાવનારના ઘરની ભીંતો ખૂણા ને કુળીયું. હોકો ચલમ કે બીડી પીનારના ઘરનું કુળીયું, ને તપખીર

સુંઘનારના અંગરખાની ચાળ ધોતીયું કે પછેડી એ સર્વ મલિન જોઇ તારા સેવનવડે તેમનામાંથી પવિત્રતા કિંવા સ્વચ્છતા સાચવવાની બુદ્ધિ કેવી નાશ પામી ગઇ છે તે સર્વને સ્પષ્ટ થાય છે. અતએવ તારો પ્રભાવ અકથ્ય છે !

તારા ભકતોને તારા વિના તાંબૂલ રૂચિકર લાગતું નથી, તથા સેવનથી તારા ઉપાસકોના મુખમાંથી દુર્ગંધ નીકળે છે છતાં તેઓ તેનો વિચાર કરતા નથી, વારંવાર થુંકવાથી અન્નને પચાવનાર રસનો નિરર્થક વ્યય થાય છે તેનું પણ તેઓ સ્મરણ કરતા નથી. ચૂનાની ડાબલીમાં તેઓ ગમે તેવું પાણી ભેળવે છે, ને તારી સાથે ચૂનાને મેળવી હાથથી તને ત્રણવાર વિનોદપૂર્વક શિક્ષા કરી પોતાના મુખમાં મૂકે છે તારા ઉપાસકોની એ સર્વ પ્રવૃત્તિ જોઇ તેં તેમને ઉન્મત બનાવી દીધા છે એ સર્વને સ્પષ્ટ સમજાય છે.

કેટલીક સ્ત્રીઓ તારૂં અપૂર્વ મહાત્મ્ય સમજી તને પ્રેમપુર્વક પોતાના ઉજ્જ્વલ દાંતોપર ઘસી તેમને જોવા ન ગમે એવા મલિન કરે છે, તેઓ તારા સેવનથી વારંવાર વમન વા ઉબકા કરે છે. ને પોતાના મુખને દુર્ગંધથી યુક્ત કરે છે, છતાં સ્નેહથી સવાર, બપોર, ને સાંજ તેમને તારૂં સેવન કરતી જોઈ તેમનો કોમળ સ્ત્રીસ્વભાવ કેવી રીતે દુર કરાવી દીધો એ સહજ સ્પષ્ટ થતું નથી.

તારાં પાંદડાં જ્યારે છોડપર લીલાં હોય છે ત્યારે તેમને ઝીણા જંતુઓ ન ખાઇ જાય માટે તેનાપર યવન કે ઉતરતા વર્ણના હિંદુઓ કોગળા છાંટે છે, તથા અસંખ્ય જંતુઓને વીણી દુર કરે છે. આમ તારી ઉત્પત્તિમાં અપવિત્રતા તથા હિંસા રહેલા છે, પણ એ વિચાર તું તારા ઉપાસકોમાં આવવા દેતી નથી તેથી તને ધન્ય છે !

નાનાં બાળકો બીડી પીતાં શીખ્યા છે, જુવાન વિદ્યાર્થીઓ બીડી કે ચીરૂટ પીતાં શીખ્યા છે, ઘણા જુવાનો ને વૃદ્ધોને હોકાવિના ચાલતું નથી, ઉતરતા વર્ણની સ્ત્રીઓ પણ બીડી કે હોકો પીવા શીખીછે, અને અતીત ખાખી અને સાધુઓને તારા વિના ચાલતું નથી આ સર્વ જોઇ તારૂં વશીકરણ કોઈ અલૌકીકછે એમ જણાયછે!

તારા અનન્યભકતોની તારામાં જેવી શુદ્ધ ભક્તિ છે તેવી તેમની પરમેશ્વરમાં કે ગુરૂમાં પણ ભક્તિ નથી ! તેઓ તારૂં નિરંતર સ્મરણ તથા ધ્યાન કરેછે, પરમેશ્વરનું નિત્ય તારા જેટલું સ્મરણ કે ધ્યાન તેઓ કરતા નથી, અને ગુરૂની આજ્ઞા તારા સેવનનો ત્યાગ કરવાની હોય તોપણ તેઓ તારી અપાર કૃપા મેળવવા ગુરૂની આજ્ઞાનું ઉલંઘન કરી ઉત્સાહ પૂર્વક પ્રકટ કે અપ્રકટ રીતે તારૂં સેવન કર્યા કરે છે. વળી તેઓ તારા સેવનથી શરીર તથા મગજને હાની પહોંચશે એમ થોડું ઘણું સમજતા હોય છે, છતાં શરીરને મગજના બગાડની પણ દરકાર નહિ કરતાં તેઓ તારૂં પ્રસન્ન મને સેવન કરે છે, તેથી પોતાના શરીરને મગજ કરતાં પણ તેઓ તારૂં ઉપકારકપણું વિશેષ સમજે છે. મનુષ્યને આવી હિતવિઘાતક ઉન્મત્ત ચેષ્ટા કરાવનાર તું અવશ્ય એક પ્રકારે ધન્યવાદને પાત્ર ગણાવી જોઇએ !

કેટલીક વેળા તારા ભક્તોને વિશેષ આનંદ ઉપજાવવા તું ગાંજા તથા ચરસને તારી સહાયમાં બોલાવે છે ગાંજો કે ચરસ જ્યારે તારી સહાયમાં આવે છે ત્યારે તારા ભક્તો ચલમમાં ખુબ ભડકા કરે છે ને પોતાનાં કાળજા બાળી પ્રસન્ન થાય છે અને પછી રાત્રે તારા ઉત્સવ નિમિત્તનું બોં બોં કરી જાગરણ કર્યા કરે છે તારા ભક્તોને ખાવાને અન્ન ન મળે તો ચાલે છે પણ તારા ને ગાંજાવિના પછી તેમને ચાલતું નથી. આ સર્વ તારી આશ્ચર્યકારક મોહની છે !

તેં સાધુનો વેશ ધરનારાઓને ગુરૂમંત્ર આપ્યો છે કે " તમાકુ કે ગાંજો ન પીએ તે સાધુ નહી માટે સાધુનો વેશ ધર્યો કે તુરત તમાકુની કે ગાંજાની ચલમ પીતાં તેણે શીખવીજ જોઇએ " વળી " એક દિવસમાં વધારે ચલમો પીવાય તેમ વધારે ઠીક ગણાય " એમ પણ તેં તેમને સમજાવી રાખ્યું છે તેથી તેવાઓ પોતાનું સાધુ તરીકેનું યથાર્થ કર્તવ્ય ભાગ્યેજ જાણતા કે આચરતા હોય છે પણ તારૂં સેવન કરવામાં તેઓ કદી પણ પ્રમાદ કરતા નથી તેથી તું સાધુનો વેષ ધરનારના મોટા આચાર્યરૂપ છે એમ કહેવામાં કાંઈ પણ અતિશયોક્તિ થતી નથી એ સ્પષ્ટ છે ।

તમાકુ તથા ગાંજો પીવાનો અભ્યાસ રાખનારા બ્રાહ્મણો અન્ય લોકોથી પોતાનું દુષ્ટ વ્યસન છુપાવવા ચલમને કંકાવટીને ગાંજાને શીઘ્ર બોધ કહે છે લોકોથી ભય પામી જે કર્મ છાનું કરવામાં આવે તે પાપ એવું જો પાપનું લક્ષણ કરીએ તો જેઓ તારૂં સેવન એકાંતમાં કરે છે તેઓ એક પ્રકારનું પાપ કરે છે એમજ કહેવું જોઇએ.

કેટલાક બ્રાહ્મણો ને સાધુઓ સ્વપરના હિત માટે વિદ્યાધ્યયન તથા શુભ કર્મનું અનુષ્ઠાન કરવાને સ્થાને તારી ઉપાસનમાં ઘણો સમય ગાળે છે, તથા દ્રવ્યનો નિરર્થક વ્યય કરે છે, એ ખેદની વાર્તા છે. પણ તેઓને તારા ઉપાસનની મોહની એવી લાગી હોય છે કે ભાગ્યે જ તેઓ સારા મનુષ્યોનું કહેવું સ્વીકારે એવી સ્થિતિમાં રહ્યા હોયછે.

જેમના મુખમાંથી સદુપદેશની શુભ વાતો કે સતશાસ્ત્રોનું ઉચ્ચારણ કીંવા પ્રભુ નામ સ્મરણ આદિ શુભ શબ્દો નીકળવા જોઇએ તેને બદલે તેમાંથી દુર્ગંધ વાળો ધુમાડો નીકળતો જોઇ કયા વિવેકીને ખેદ ન થાય ? પણ તેમનો એ ખેદ તારા પરાક્રમનું વીલક્ષણ સ્મરણ કરાવનારો હોવાથી તારા મહાત્મ્યને વધારનારો છે !

જેઓને શુભ કર્મ પ્રાપ્ત નથી વા જેઓ શુભ કર્મ કરવા ઇચ્છિતા નથી એવા નવરા માણસોને તું તારી ઉપાસનામાં જોડે છે ને પછી પ્રયાશઃ મૃત્યુ પર્યંત તેમને છોડતી નથી એ તારૂં ભક્તવત્સલપણું કાંઇ ન્યુન વખાણને પાત્ર છે ? કેટલાક કોઇના ઉપદેશથી વા પોતાને થયેલા દુખ અનુભવથી તારી ઉપાસનાનો ત્યાગ કરે છે પણ શ્વાન જેમ વમન કરેલાનું પુનઃ ભક્ષણ કરે છે તેમ તેઓ તારી ઉપાસનાનો ત્યાગ કર્યા પછી થોડા સમયમાં પુનઃમનથી તારી ઉપાસનામાં તત્પર થઈ જાય છે મનુષ્યને શ્વાન જેવા સ્વભાવ યુક્ત બનાવવાની આ તારી શક્તિ અવસ્ય અલૌકીકજ ગણવી જોઇએ ।

તારૂં મહાત્મ્ય અપાર છે. તારૂં મહાત્મ્ય સાંભળી જેઓ પોતાના કાન ઉંચા કરે

છે તેઓ અલ્પશ્રુત છે એમજ તારૂ માનવું છે. તેથીજ તું કેટલાક વિદ્વાનોને પણ "મનુષ્યોના મગજમાંના ઝેરી જંતુઓનો હું વિનાશ કરૂં છું માટે મારૂં સેવન કરવું લોકોને બહુ ઉપકારક છે" એમ સમજાવી તેમને તારા બંદીજનો બનાવે છે !

તારા ભક્તોના મન તેં એવા દુર્બળ કરી નાખ્યાં હોય છે કે હવે તેમનામાં મન છે કે નહિ તે ઘણી વેળા પરીક્ષકને નક્કી કરવું કઠીન થઈ પડેછે. જરદો ચાવવાનું છીંકણી સુંઘવાનું, છીંકણી દાંતે દેવાનુ, હોકો પીવાનું, ચીરૂટ પીવાનું, જેમને વ્યસન થયું હોય છે તેમનાથી તે વ્યસન તજી શકાતું નથી. ને કોઇ ત્યજવાનો નિશ્ચય કરે છે તો માત્ર થોડા દીવસજ તેમનાથી તે નભી શકે છે અને કેટલાકથી યાવજ્જીવન તારો ત્યાગ નભાવવાની પ્રતિજ્ઞા પણ થઈ શકતી નથી ને જેઓ પ્રતિજ્ઞા કરે છે, તેમાંના કેટલાક તે પ્રતિજ્ઞા યથાયોગ્ય પાળતા નથી તેથી ઉપર દર્શાવેલી વાત સુસિદ્ધ થાય છે.

તારા ભક્તોને અન્યાશ્રયી થઇ જવાનું બહુ ભય લાગે છે તેથીજ તેઓ જે જે દઃખનુ બાનું બતાવી તારૂ સેવન કરતા હોય છે તે સર્વ દુઃખ નિર્દોષ ઉપાયથી સુખ પૂર્વક દુર કરી શકાય એમ હોય છે છતાં તેઓ તે ઉપાય કરતા નથી, ને તારૂંજ સેવન કર્યા કરે છે.

હે દેવિ ! જે તારૂ પાનમાં ચુનામાં ભેળવી ભક્ષણ કરે છે, જે તારા સુક્ષ્મ ચૂર્ણને સુંઘે છે કે દાંતે દે છે જે તારા ભુકાને હોકાની ચલમમાં; પાનડામાં કે કાગળમાં ભરી પીએ છે. એ સર્વેને તારૂં ખરૂ સ્વરૂપ સમજાવી તારી સત્તાનું ઉલ્લંઘન કરાવી સુખી કરજે કેમકે ભક્તો ઉપર અનુગ્રહ કરવો એ મોટાઓનો સ્વભાવ છે એ વાત સાચી છે કે ચીરકાળ તેઓએ તારૂ પ્રેમપુર્વક સેવન કરેલું હોવાથી તેઓ તારો વિયોગ સહસા સહન કરી શકશે નહી પણ તું તેમને સંયોગને અંતે વીયોગ હોય છે એમ સમજાવી તારા વિયોગથી તેઓ મનમાં ઓછું ન લાવે એમ તેમને વારંવાર સમજાવતી રહેજે ને જણાવતી રહેજે કે જો તમે મારી તુચ્છ સત્તાનુ ઉલ્લંઘન કરી શકશો નહી તો બીજા વિકારોનુ તથા દૃશ્ય પ્રપચંચનુ શી રીતે ઉલંઘન કરી શકશો ? ને કૃતાર્થ પણ શી રીતે થઇ શકશો ?

બજરવાળા બંધાણી ને ચપટી વાળા ચોર;
હોકાવાળો હડી કાઢે જેમ ઓખરીઉ ઢોર.

(હું. ગુ.)

---

# વર્તમાન વિચાર સૃષ્ટિમાં બ્રહ્મવિદ્યાની કીંમત.

( અનુસંધાન—પૃષ્ઠ—૯૬—થી. )

હવે આ વિચાર ઉપરથી આપણે અન્ય ધાર્મિક બાબત ઉપર આવીએ. આચારો વિશે, દરેક ધર્મની ધાર્મિક ક્રિયાઓ વિશે આપણે વિચારી ગયા. અધ્યાત્મ વિદ્યા આ વિશેની શોધ ચલાવે છે અને તેમને યથાર્થ રીતે સમજાવે છે. માનવિઓની વિશાલ સંખ્યાએ, ઉપયોગી લાગવા છતાં ધાર્મિક ક્રિયાઓનો, આચારોનો ત્યાગ કર્યો છે, કારણ કે તેઓ તેમને સમજી શકતા નથી તથા તેમના ઉપયોગમાં તેમને વ્હેમની ભીતિ લાગે છે. જ્ઞાનના બે મહાન્ શત્રુઓ છેઃ વ્હેમ અને સંશયવાદ. વ્હેમે નિરૂપયોગી બાબતોને વધારી મૂકેલી એવા પ્રાકૃતિક સિદ્ધાન્તોને સમજાવીને સિદ્ધ કરવા વડે, જ્ઞાન અંધ વ્હેમનો વિનાશ સાધે છે. અદૃશ્ય સૃષ્ટિની સત્ય બાબતોની યથાર્થતાને સિદ્ધ કરી બતાવીને તે સંશય-વાદને મારી હઠાવે છે. આત્મસૃષ્ટિનાં સત્યોની, ઇન્દ્રિયસૃષ્ટિમાંની એક છાયા સમાન ક્રિયાઓ, આચારો, વિધિઓ છે. દરેક ધર્મમાં, દરેક મત પંથ સંપ્રદાય સમાજમાં, અમુક આધ્યાત્મિક નિત્ય સત્યના બાહ્ય સ્થુલ આવિર્ભાવ રૂપે પોત પોતાની ક્રિયાઓ, આચારો હોય છે. અધ્યાત્મ વિદ્યા તેમને સમજાવીને, બચાવ કરે છે, યથાર્થતા સિદ્ધ કરે છે. આ સર્વે ખુલાસાવાર સમજાતાં, આપણને અંધ બનાવતા વ્હેમનો ત્યાગ કરે છે, તથા લૂલાં પાંગળા મનને આધ્યાત્મ જીવન ગાળવામાં મદદરૂપ ટેકાઓ સમાન થઇ પડે છે.

ધાર્મિક વિચાર સૃષ્ટિના વિચારમાંથી હવે આપણે એકાદ ક્ષણ માટે કલા વિષયક વિચાર સૃષ્ટિનું અવલોકન ચલાવીએ. માનવ બુદ્ધિના અન્ય કોઇ પણ વિભાગ કરતાં કદાચ કલાને જીવન માટે ભાવનાની અસલ અગત્ય છે. માત્ર એક દૃષ્ટાંત લઇએ. વર્તમાન કાલની શિલ્પ કલા કરતાં, ભૂતકાલની શિલ્પ કલા શા માટે આટલી બધી સૌંદર્યથી ભરપુર છે, શા માટે આટલી બધી આકર્ષક છે આ પ્રશ્નથી વારંવાર સર્વે મનુષ્યો નવાઇ પામ્યાં છે. વર્તમાનમાં તમારે એક મહાન્ પ્રજાકીય ભવન બાંધવું હોય છે ત્યારે તમારે નમુના માટે ગ્રીસ અથવા રોમ અથવા મધ્ય કાલ પ્રત્યે પાછું ફરવું પડે છે. ભૂત કાલને દર્શાવતી હતી તેવી તમારા વર્તમાન કાલને દર્શાવે એવી નવી નવીન પ્રકારની શિલ્પ કલા તમે શા માટે સંપાદન કરી નથી ? કાર્નાકનાં સમર્થ દેવલોમાં ઇજીપ્તનો સખ્ત નિયમ આવિર્ભાવ પામ્યો છે; ગ્રીસના વિચારની રમણીયતા અને કાંતિ, ગ્રીસ દેશનાં ભવનોના સ્વચ્છ અને સાદા ઘાપકામાં મૂર્તિમતી થઇ છે. રોમન કાયદાની સખ્તાઇને, રોમમાં હજુ પણ ખંડીએરો મળી આવે છે એવાં અદ્‌ભુત ભવનોની ભાવનામાં આવિર્ભાવ મળ્યો; મધ્ય કાલના ધર્મનો, ગોથિક શિલ્પ કલાની ઉપરથી વળતી કમાનમાં તથા શણગારેલાં ભવનોના શ્રેષ્ટ કોતર કામમાં આવિર્ભાવ થયો. તમે એકાદ કેથૉલિક દેવલમાં જાઓ તો ત્યાં તમારા જોવામાં શું આવે છે ? માત્ર ભૂમિથી છત સુધી પહોંચતા અદ્‌ભૂત કમાનો અને સ્તંભોમાંજ બાંધનારની કલાનો સમાવેશ થઇ જતો નથી. આસપાસ ફરીને એકાદ દૂરના ખુણામાં જાઓ અથવા આવાં મહાન્ ભવનોના છાપરાંની અગાશીમાં જાઓ, ત્યાં

લક્ષમાં ના આવે એવાં સ્થાનોમાં, છુપાયલા ખુણા ખોમરામાં, હમેશાં ટકતા-પથ્થરમાં નાજુક કોતરકામ રૂપે કલાવાનનો પ્રેમ મૂર્તિમંત થતો તમારા જોવામાં આવશે. માનવિઓએ પ્રેમ માટે કોતરકામ કર્યાં છે, માત્ર કીર્તિ માટે નહિ; માત્ર સૌંદર્ય ખાતર માનવિઓએ સુંદર કોતરણીનાં કાર્ય કર્યાં છે, માત્ર પૈસા ખાતરજ નહિ; તેઓ સંપૂર્ણતાથી બંધારણ બાંધતા કારણ કે તેમના સાથમાં પ્રેમ અને શ્રદ્ધા રૂપ ઉભય દિવ્ય બાંધનારાઓ હતા તથા આ ઉભયને અમર પથ્થરમાં મુર્તિમંત કરતા હતા. માત્ર નકલ કરનારાઓના કરતાં તમે કંઇક વિશેષ બનો તે પૂર્વે તમારે તમારી વર્તમાન કાલની ભાવના શોધી કાઢવાની છે; આ શોધ્યા પછી તમે કાલના સામે ટક્કર ઝીલે એવાં ભવનો બાંધી શકશો. પરંતુ હજુ તમે આ શોધી કાઢયું નથી; આપણા મધ્યમાનો કલાવિદ નકલ કરનારનો ભાગ વિશેષ ભજવે છે તથા પ્રેરનાર અને ભાવિકથનારના ભાગને ઘણો થોડા ભજવે છે. આપણાં ચક્ષુઓ જોઇ શકે, એવાજ પદાર્થો ચિતરવાને આપણે ચિત્રકારની બીલકુલ જરૂર નથી. સામાન્ય દૃષ્ટિ શક્તિ કરતાં વિશેષ જોઇ શકે એવી કલાની દૃષ્ટિ શક્તિની આપણે જરૂર છે, આવી દૃષ્ટિ સૌંદર્યમાં જે જુએ તે તેણે આપણી અંધ દૃષ્ટિના ઉપદેશને માટે મુર્તિમંત કરવાનું છે. કેબેજીસ, ઝાડ પાન અને એવા અન્ય પદાર્થોનાં આબેહુબ ચિત્રોની આપણને આવશ્યકતા નથી. ગમે તેટલી અકલ હુંશીઆરીથી આમને ચિતરવામાં આવે છે તથાપિ તે કેબેજ અને ઝાડ પાનજ રહે છે. કેબેજને બનાવનાર વિચારને આપણે માટે ચિતરી આપનાર પુરૂષજ કલાવિદ ગણવાને લાયક છે; જીવનને સમજનાર પુરૂષજ લાયક છે. આપણી નવીન કલા માટે મનહર ભાવનાની આવશ્યકતા છે. જ્યારે જડ વાદ ફત્તેહ પામે છે, અધમ દૃષ્ટિ બનાવે છે, અધોપાત કરે છે, ત્યારે કલા કેટલું બધું અધમ સ્વરૂપ ધારણ કરે છે, એ તમારા લક્ષમાં છે ! કેટલાંક વર્ષ અગાઉ બોન્ડસ્ટ્રીટમાં ગોઠવેલા ફ્રેન્ચ પિકચરોના પ્રદર્શનને અવલોકો, સૌંદર્ય કરતાં બિભત્સભાવ માટે વિશેષ પ્રીતિવાળાં માનવિઓજ તેનાથી આકર્ષાયાં હતાં; પછીથી તમારા સમજવામાં આવશે, કે જ્યાં ભાવના રૂપી પ્રાણ પ્રેરનાર અને સજીવન બનાવનાર નથી હતો ત્યાં કલા કેવી રીતે વિનાશ શરણ થાય છે. સૌંદર્યના કલાવિદ પુરૂષને સમગ્ર જાતિ પ્રત્યેના એક ઇશ્વરની ઝાંખી કરાવનાર રૂપે સ્વીકારનાર પ્રાચીન પૂજ્ય બુદ્ધિને અધ્યાત્મવિદ્યા કલાના પ્રદેશમાં પુનઃ સજીવન બનાવે છે. મહાન્ સંગીતકલાભિજ્ઞને અથવા શિલ્પજ્ઞને, અથવા ચિત્રકારને તે એક ઇશ્વર પ્રેરિત પુરૂષ સમાન સ્વીકારે છે, સૃષ્ટિનાં શુન્યમય ભુવનોને પ્રકાશનાર સ્વર્ગીય સૌંદર્યને અવતારનાર રૂપે તેને જોવામાં આવે છે. કલાભિજ્ઞોએ આપણા જમાનાના ભાવિ સુચવનાર મહાત્માઓ સમાન બનવું જોઇએ; જડમાં ગુંગળાઇ મરતી દિવ્ય સત્તાના દર્શાવનાર બનવું જોઇએ. જો આ લોકો આવા બને તો તેમના પ્રત્યે પ્રેમ અને પૂજ્ય બુદ્ધયી નિહાળવામાં આવે. યથાર્થ કલાને વૃદ્ધિ માટે પૂજ્ય બુદ્ધિની જરૂર છે તથા જેનો જેનો સ્પર્શ થાય તે સંબંધી વિશેષ સૂક્ષ્મ બુદ્ધિ વાળા, મદદ કરી શકે એવા—અન્ય સર્વે મનુષ્ય કરતાં એક કલાભિજ્ઞને, પ્રેમ અને પૂજ્ય બુદ્ધિના વાતાવરણની વિશેષ આવશ્યકતા છે; આથી તે પોતાની ઉચ્ચમાં ઉચ્ચ શક્તિ વિકસાવી શકે છે, તથા ઇશ્વર રૂપ સૌંદર્યની સૃષ્ટિની સહેજ સાજ ઝાંખી કરાવી કે છે.

હવે આપણે પદાર્થવિજ્ઞાનની સૃષ્ટિ તરફ વળીએ,—ધાર્મિકસૃષ્ટિ પછી આ પ્રદેશમાં

અધ્યાત્મ વિદ્યાને અત્યંત કીમતી બાબતો દર્શાવવાની છે. ચેતન શાસ્ત્રનું દૃષ્ટાંત લ્યો. કેટલો બધો ગુંચવાડો; કેટલી બધી સત્ય બાબતોને વ્યવસ્થા સર ગોઠવવાની છે; યથાર્થ બાબતોનો કેટલો બધો ગોટાળો કે જેમાંથી કોઈ પ્રકારની સૃષ્ટિ ઉપજાવી શકાય નથી ! માનવિ, ચૈતન્યનો દેહો સાથેનો સંબંધ, આત્માનો કોષો સાથેનો સંબંધ, આ સર્વ વિશેની અધ્યાત્મવિદ્યા સ્પષ્ટ અને યથાર્થ વ્યાખ્યા આપીને સત્યબાબતોના વિશાલ સમૂહને ક્રમ વાર ગોઠવે છે; આ સર્વ બાબતો વિશે વર્તમાનમાં ચેતનશાસ્ત્ર પ્રયત્ન ચલાવી રહ્યું છે. તે "ચેતનાતીત" અથવા "અનાવિર્ભુત" દશામાં ધસડી જાય છે. વર્તમાનમાં તો જાણે કે આજ તેનો સર્વ ગુંચવાડાના પ્રશ્નોનો નિકાલ છે; પરંતુ તે સમજવામાં આવતું નથી—તે એ પ્રદેશમાં અપરોક્ષ શોધના પ્રકાશને લઇ જાય છે. ભાવિ કાલના ભાવિ કથનમાંથી, ભૂત કાલમાંથી ઉદ્‌ભવતી "ચેતનાતીત" દશાના વિભાગ પાડે છે; આપણામાં "અનાવિર્ભુત" દશામાં વસતા આપણા લાંબા ભૂત પરંપરાના વારસાને જુદો પાડી નાખે છે. વર્તમાનમાં બુદ્ધિની સાક્ષિ રૂપ "અનાવિર્ભુત" દશાને નહિ પરંતુ ઉચ્ચ "આવિર્ભુત" દશાને સૂચવે છે; મગજની પાર માનવ ચૈતન્ય વર્તે છે, એમ દર્શાવે છે; સ્થૂલપારની સૃષ્ટિઓ સાથે માનવ ચૈતન્ય સંબંધમાં છે, એમ સિદ્ધ કરી આપે છે; પદાર્થ વિજ્ઞાને દર્શાવેલી આશા માટે ખાત્રી આપે છે તથા નિશ્ચય કરે છે, કે વર્તમાનમાં જે ભાન વિનાનું છે તે ભાન વાળું બની શકે તથા માનવિ પોતાની જાતને માત્ર એક સંકૂચિત સૃષ્ટિ સાથેના સંબંધ વાળી નહિ પરંતુ એક વિશ્વ સાથેના સંબંધ વાળી જાણી શકે માયર્સ કોઇ કોઇ વાર જેને આપણા સંકૂચિત ચૈતન્યના વિરૂદ્ધ "વિશ્વ ચૈતન્ય" ના નામથી વ્યવહરે છે, એ એક ગંભિર સત્ય સિદ્ધાન્ત છે, તથા માનવિની ભાવિ મહત્તાના ભાવિ કથનનો પણ તેમાંજ સમાવેશ થાય છે. જેમ મત્સ્યનો પ્રદેશ પાણીમાં સંકોચાયલો છે, પક્ષિ પવન પ્રદેશના સંકોચમાં વસે છે, તેમ માનવિ સ્થૂલદેહના સંકોચમાં બંધાઇ પડયું છે, તથા યથાર્થ રીતે તેનો સંબંધ છે એવા અન્ય અવકાશો સાથે જાણે કોઇ પ્રકારનો સંબંધજ નથી, એમ કલ્પના કર્યા કરે છે. તમારૂં ચૈતન્ય એકમાં નહિ પરંતુ ત્રિસૃષ્ટિઓમાં વસે છે, મોટા મોટા સંભવોના સંબંધમાં છે, સૂક્ષ્મ બનાવોના સંબંધમાં આવવાનો આરંભ કરે છે. તમારાં નવીનમાં નવીન ચેતન શાસ્ત્રોમાં આ સર્વ બાબતોની નિશાનીઓ મળી આવે છે; અનેક સૈકાં થયાં, લખ્ખો કરોડો વર્ષ થયાં સૃષ્ટિમાં અધ્યાત્મ વિદ્યા માનવિ સંબંધી અનેક સિદ્ધાંતો શિખવે છે તેની માત્ર એ સર્વે સાબિતીઓ સમાન છે.

હવે આપણે ભૌતિક વિજ્ઞાન ( physics ) અને રસાયણશાસ્ત્રના પ્રદેશ તરફ વળીએ; દરરોજ ઉપયોગમાં લેવાતી શક્તિયોની સૂક્ષ્મતામાં ગોથાં ખાતા આપણા ભૌતિક વિજ્ઞાનીઓ અને રસાયણ શાસ્ત્રીઓને, અધ્યાત્મ વિદ્યાના વિચાર અને શોધના દૃષ્ટિબિંદુથી મદદનું નિવડે એવું કંઈ કીમતિ છે ? સૂક્ષ્મ શક્તિઓના શોધમાં ઉપયોગમાં આવી શકે એવી સૂક્ષ્મ ઇન્દ્રિયો હોવી જોઇએ, એવું શું કેટલાક વિશેષ ઉંડો વિચાર ચલાવનારા ભૌતિક વિજ્ઞાનીઓ અને જડ વાદીઓના લક્ષમાં આવ્યું નથી ! માનવમાં પોતામાં એવી ઇન્દ્રિયોનો સમાવેશ થતો હોય કે જેમના વિકાસ વડે, વર્તમાનમાં તે ખુલ્લાં કરવાનાં વૃથા ફાં ફાં મારે છે તેવાં રહસ્યોના ભેદો ખુલ્લા થઇ શકે. શું એટલું પણ કદાપિ ભૌતિક

વિજ્ઞાની અથવા રસાયણ શાસ્ત્રીના લક્ષમાં નહિ આવ્યું હોય કે, આવી સૂક્ષ્મ શક્તિયો કેળવવાના સંભવને તે ના માનતો હોય તો પણ તે અન્યની તેવી શક્તિયોનો પોતાનો શોધ આગળ ચલાવવામાં ઉપયોગ કરી શકે ! ફ્રાન્સમાં આમ થવાનો આરંભ થયો છે. જેમને તેઓ," ઓજસ્ " વાળા માનતા હોય છે એવા પુરૂષોને ઉપયોગમાં લેવાનો તેમણે પ્રારંભ કર્યો છે; સ્થૂલ કરતાં અન્ય સૂક્ષ્મદષ્ટિ વડે જોનારાં માનવિઓનો ઉપયોગ કરવા માંડયો છે. તેમણે આમને વૈદ્યકમાં ઉપયોગમાં લેવાનો આરંભ કર્યો છે. રોગની ચિકિત્સા કરવામાં તેમનો ઉપયોગ થવા લાગ્યો છે, માનવિની ગ્રાહકદશાની કસોટી કાઢવામાં તેમને કામે લગાડવા મંડયા છે, માનવિનામાં સ્થૂલ કરતાં અન્ય કોઈ સૂક્ષ્મ શરીર છે કે નહિ, તેની શોધ કરવામાં તેમને ઉપયોગમાં લેવા લાગ્યા છે. હું પદાર્થ વિજ્ઞાનીને એમ નહિ કહું કે, " અમારા સિદ્ધાંતોનો સ્વીકાર કરો. " પરંતુ હું એમજ કહીશ કે " અમારા સિદ્ધાંતોને એક પૂર્વસંકેત સમાન સ્વીકારો, કે જે વડે તમે તમારા વિશેષ આગળના પ્રયોગો કરી શકો; આમ થાય તો વર્તમાન કરતાં ઘણી ઝડપથી તમે આગળ વધીને શોધ કરી શકો. " એવા અનેક વિશ્વદષ્ટિ વાળા છે કે જેમના આગળ એકાદ તાત્વિક પદાર્થનો ટુકડો મૂકતાં, તમારા અંશાંશ વાળા પૃથક્કરણ કરતાં તેઓ તેનું ઉત્તમ વર્ણન આપી શકશે. અન્ય દિશાઓમાં—રાસાયણિક અને વૈદ્યુત સંબંધિ—ખરેખર કેટલુંક અસંતોષ લેવા જેવું છે; થોડાક વર્ષો પૂર્વે માનવિઓ કહેતાં હતાં કે એક અણુ, અસંખ્ય પરમાણુઓનો બનેલો છે; માત્ર ગત વર્ષમાં એટલું સૂચવવામાં આવ્યું છે કે કદાચ જેનું અણુ બનેલું છે એવો એક પરમાણુજ સર્વ સમાન છે. સ્થુલ કરતાં સૂક્ષ્મ દષ્ટિ વડે તમારા અણુઓનું ગ્રહણ કરવાનો પ્રયત્ન શું બુદ્ધિ યુક્ત નથી ? ગમે તો કોઇ કોઇ વાર આટલે સુધીજ વિકાસ પામતી સામાન્ય વિશ્વદષ્ટિ વડે અથવા સ્થૂલમગજનાં બંધનોમાંથી છુટી પડતી ઇન્દ્રિયો વાળા મીન કેળવાયલા વિધેય વડે, તેની પાસેથી તમને તમારી વૈજ્ઞાનીક શોધમાં આગળ દોરનાર નિશ્ચે એવું જડના બંધારણ વિશે કંઇક જાણી લેવું, શું બની શકે એમ નથી ? એક અથવા બે અથવા વીશ લોકો જે જુએ તે વૈજ્ઞાનીક પુરૂષ માટે કોઇ પ્રકારની સાબિતી સમાન નથી, એ હું સમજુ છું; પરંતુ આથી કદાચ એકાદ સૂચના મળી રહેશે જેથી એવા એવા ગણિત સંબંધી સિદ્ધાંતો અને ગણતરીઓ બની શકશે કે જે અન્યથા વિચારમાં પણ આવવી અસંભવિત છે. તેથી હું એટલીજ સૂચના કરવા માગું છું કે સામાન્ય ઇન્દ્રિયોના કરતાં વર્તમાનમાં મળી શકે એવી કેટલીક વિશેષ સૂક્ષ્મ શક્તિયોને વિજ્ઞાનવિદ્યા ઉપયોગમાં લે—એક નવીન પ્રકારનું માનવ સૂક્ષ્મ અથવા દૂરદર્શક યંત્ર—આ વડે તમે અતિ અલ્પ તથા અતિ મહત પ્રદેશમાં પ્રવેશ કરી શકશો, જડમાં સ્વતઃ રચિત થતી બુદ્ધિનાં નહિ પરંતુ ધાતુનાં બનેલાં જડ રૂપ સૂક્ષ્મ અને દૂર દર્શક યંત્રોના પ્રદેશની પાર જઇ શકશો.

અધ્યાત્મ વિદ્યાના વિચારોમાંથી વૈદ્ય વિદ્યાને કંઇ કીમતિ પ્રાપ્ત થઇ શકે એમ છે ! કેટલાક કહે છે કે તે એક વિદ્યા નથી, માત્ર તે તો બાહ્ય પ્રદેશમાં કાર્ય કરે છે. આમાં કેટલાક સત્યનો સમાવેશ થાય છે; પરંતુ અત્રે પણ શું એવા શોધ પ્રદેશોનો સમાવેશ નથી થતો કે જેમનો લાભપૂર્વક વૈદ્ય અભ્યાસ કરી શકે ? દષ્ટાંત તરીકે, માનવ દેહ ઉપર વર્તતી વિચારની શક્તિ; માનસિક રોગશમનવિદ્યા, શ્રદ્ધા વડે રોગ શમન, ઇત્યાદિ

વિદ્યાઓ જેના થોડા ઘણા ભાગ ઉપરથી બનેલી છે એવી સત્ય બાબતોના વિશાલ સમુહને લક્ષમાં લેવાનો છે. શું તમારૂં એમ ધારવું છે, કે આ બાબતો હજારો વર્ષોથી ચાલ્યાં જાય છે, છતાં પણ તેમાં કોઇ પ્રકારના સત્યનો સમાવેશ થતો નથી! તમે કહો છો, "કલ્પનાનાં પરિણામો." પરંતુ કલ્પના એટલે શું ? પ્રથમ જ્યાં રોગ હતો ત્યાં તેનાથી શાંતિ થતી હોય તો, તે શાનું પરિણામ છે, તેનો કંઇ હિસાબ નથી. જો તમે એકાદ માનવિના દેહમાં તમે નથી સમજતા એવું ઓષધ દાખલ કરો અને તમને જડી આવે કે તેથી રોગ મટે છે, દુઃખની શાંતિ થાય છે, તો શું તમે નથી સમજતા માટે તે ઔષધને દૂર ફેંકી દેશો ! તમે તમારાં ત્રાજવામાં તોલી શકતા નથી તેમજ કયા એક અથવા અન્ય ત્રાજવાને ઊંચું નીચું બનાવે છે તે ના સમજાય તેટલા સારૂ શા માટે કલ્પનાની શક્તિને દૂર ફેંકી દો છો ? વિચારની સૂક્ષ્મમાં સૂક્ષ્મ શક્તિયોમાંની એક કલ્પના છે; ઔષધો નકામાં નિવડતાં, પ્રાચીન વિધિયો નિરૂપયોગી નિવડતાં ડાક્તર ઉપયોગમાં લઇ શકે એવી બલવાન્‌માં બલવાન્ એક શક્તિ કલ્પના છે. સૂચના, વિચારની શક્તિ છે શા માટે એવા બનાવોની નોંધો મળી આવે છે કે જેમાં સૂચનાએ મરણ નિપજાવ્યું છે ?

જેનાથી મરણ નિપજાવી શકાય છે તેનાથીજ રોગ શમન થઇ શકે છે; માનવ દેહ માત્ર વિચારના પરિણામરૂપ હોવાથી, ઝમાનાઓના ઝમાનાઓ થયાં બંધાતો આવતો હોવાથી, ખનિજ અને વનસ્પતિ વર્ગની બેઢંગી પેદાશો કરતાં, પોતાના ઉત્પાદક વિચારને જ તે જલદીથી પ્રતિ ઉત્તર આપે છે. અત્રે પણ હું માત્ર અજમાયશ કરી જોવાનું કહું છું. રોગીવિષેયના દેહ ઉપર મૂર્છાદશામાં ઘા ઉપજાવી શકાય છે, એ તમારા લક્ષમાં હશે. સૂચના વડે, ધાની માત્ર એક સૂચના વડે, ઉઝરડા થઇ શકે છે, ડાંમ ઉપજાવી શકાય છે, સોજો ચઢી આવે છે, દુઃખ થાય છે. દરદીના ઉપર એક પ્લાસ્ટર મૂકવામાં આવે છે, તેને કોઇ પણ પ્રકારે વિચારવાની, કાર્ય કરવાની મના કરવામાં આવે છે; પ્લાસ્ટર દૂર કરતાં ત્વચા ઉપર બીલકુલ અસર જણાઇ આવતી નથી, ભીના કાગળના એક ટુકડાને બ્લીસ્ટર હોવાનો સંકલ્પ કરીને તેને આપવામાં આવે છે, અને તેથી રાસાયણિક બ્લીસ્ટરથી ઉપજી આવતી સર્વે પ્રકારની ત્વચાને ઉપસાવવાની અસર જણાઇ આવે છે. વર્તમાનમાં આ બાબતો સર્વ પાસા જાણીતી છે. પારિસની હૉસ્પીટલોમાં આ પ્રમાણે ઉપજાવાયલા ધાનાં ચિત્રો તમારા જોવામાં આવશે; અંગ્રેજ લોકો કરતાં ફ્રેન્ચ લોકો આ દિશામાં વિશેષ આગળ શોધ ચલાવી રહ્યા છે. આ દિશામાં, માનવ જાતના રોગોના શમનમાં ઉપયોગી નિવડે એવા ઘણા અગત્યના પ્રયોગોનો સમાવેશ થાય છે.

આપણે જ્યારે આટલો વૈદ્ય વિદ્યાનો વિચાર ચલાવ્યો છે ત્યારે મને એટલું કહેવા દ્યો—કારણ કે મારે તે અત્રેજ કહેવાની જરૂર છે—કે અધ્યાત્મ વિદ્યાથી ભારપૂર્વક વખોડી કઢાતી કેટલીક વર્તમાન વૈદ્યવિદ્યાની વિધિઓ છે. દુઃખ દેવાયલા, કાપલા કુપલી કરેલા પ્રાણીમાંથી પ્રાપ્ત કરાતું કોઇ પણ પ્રકારનું જ્ઞાન, જેવી રીતે તેને નિરૂપયોગી સાબિત કરવામાં આવ્યું છે તેટલું કદાચ ઉપયોગી નિવડે તો પણ યથાર્થ નથી, એમ તે સિદ્ધ કરે છે. સાજા તાજા શરીરમાં રોગની સર્વ પ્રકારની રસી મૂકીને મટાડવાની વાત

બીલકુલ નકામી છે, એમ તે દર્શાવે છે તથા આવા સર્વ પ્રકારની રસીઓ પ્રત્યે તિરસ્કાર વૃત્તિ દર્શાવે છે. મનુષ્યનું ખુટી ગયલું બળ પાછું લાવવા માટે, વર્તમાન કાલની વૈદ્ય વિદ્યાનાં, પ્રાણીઓમાંથી બનતા પ્રવાહી પદાર્થોનાં દેહમાં પીચકારી વડે દાખલ કરવાનાં સર્વ પ્રકારનાં મલિન ઔષધો, જે દેહમાં દાખલ કરવામાં આવે છે તેને નુકશાન કારક છે, એમ તે સિદ્ધ કરી બતાવે છે. આ બાબતમાં પણ વળી પોતાની વિધિયોમાં અતિ હદ પાર ગયલા ફ્રાન્સે, વર્તમાનમાં નિપજી આવતાં પરિણામોથી કંટાળીને પાછા ફરવાનો પ્રારંભ કર્યો છે. માત્ર બે વર્ષ પૂર્વે પારિસના એક અગ્રગણ્ય ડૉક્તરે મને કહ્યું હતું કે, બીલકુલ આનાકાની વિના તથા સંશયવિના અનેક વર્ષોથી તેમનાથી અનુસરાતી વિધિયોમાંથી ઉપજી આવતાં પરિણામોનો વિચાર ચલાવવાને ઘણા ડૉક્તરો એકઠા મળ્યા હતા, તેમણે એમ ભીતિ દર્શાવી હતી કે તેમણે મટાડયા હશે તેના કરતાં અનેક ઘણા રોગોનો વધારો કરી મૂકયો હતો. આવી બાબતોને—શા માટે અન્યાય્ય ગણી તિરસ્કારી કાઢવામાં આવે છે? કારણ કે માનવ દેહનું બંધારણ, એક જીવંત આત્માના પોતા માટે બનાવેલા એક મંદિરના બંધારણ સમાન છે, તથા પોતાના હેતુઓ સિદ્ધ કરવા માટે આત્મા વડેજ તે ઘડાય છે, બંધાય છે. વર્તમાનમાં છે તેવો માનવ દેહ બુદ્ધિની ઉચ્ચ શક્તિઓએ બનાવ્યો છે; અતિ પ્રાચીન સમયથી માંડીને સ્થૂલ રીતે જેમાંથી તે બન્યો છે તેવા પ્રાણી દેહોથી તે ભિન્ન છે. તમારી સ્પર્શની સુકુમારતા, શ્રેષ્ઠ સૌંદર્ય, તમારી જ્ઞાનતંતુ સંસ્થા તમારી બંધારણની કોમલતા, આ સર્વે માનવ દેહમાં સ્વતઃ પ્રદર્શિત થતી આત્માની ઉચ્ચ શક્તિયોના પરિણામ રૂપ છે; આ શક્તિઓ પ્રાણીના સ્વરૂપમાં સ્વતઃ જણાઇ શકતી નથી. જો તમે આ બાબતને લક્ષમાં ના લ્યો, વિસારે પાડો, મહેનત અને દુઃખના અનેક ઝમાનાઓ થયાં માનવિના આત્માએ પોતાના ઉચ્ચ ગુણો—દયા, મૃદુતા, પ્રેમ, નબળા અને નિરાધાર માટે અનુકમ્પા, બલવાન્ સામે નિરાધારનું રક્ષણ,—દર્શાવવા માટે આ મનહર માનવ મંદિર બાંધ્યું છે, એ વાત વિસ્મરી જાઓ, જો આવી સર્વે બાબતો તમારા સ્મરણની બહાર જતી રહે તથા માનવિઓ અને પ્રાણીઓ પ્રત્યે સમાન રીતે જૂલમ અને નિર્દયતાથી, એક પ્રાણી પણ ના વર્તે તેવી રીતે વર્તો, તો તમે જે દેહનું રક્ષણ કરવાનો પ્રયત્ન કરો છો, તેનો અધઃપાત કરો છો, તમે રોગમાંથી બચાવવાનો પ્રયત્ન કરો છો એવા દેહને સ્તબ્ધ બનાવી દ્યો છો, નિર્દયતાના નર્ક રૂપ જંગલી રીત ભાતમાં તમે પુનઃ પ્રવેશ કરો છો, તથા શિષ્ટ પ્રજાઓના વારસા રૂપ આવા શ્રેષ્ઠ દેહોના વિનાશ સાધો છો.

હવે આ ઉપરથી આપણે આપણી અંતિમસૃષ્ટિ, રાજકીય વિચારસૃષ્ટિમાં પ્રવેશ કરીએ. પક્ષ સાથે સંબંધ ધરાવતી રાજ્ય વિદ્યામાં અધ્યાત્મ વિદ્યા બીલકુલ ભાગ લેતી નથી. માનવોની સમાનતા રૂપ બંધુતાનો મહાન્ સિદ્ધાન્ત તે દર્શાવે છે, તથા તે પોતાના અનુયાયીઓને દુનિયામાં જઇને તદનુસાર કાર્ય કરવાની આજ્ઞા કરે છે,—તેમણે પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવાનો છે, પોતાની વિચાર શક્તિને કામે લગાડવાની છે, દર્શાવાયલી દરેક વિધિની કીંમતનું અવલોકન કરવાનું છે. વર્તમાન ક્ષણની રાજ્યવિદ્યા માટે આપણી સામાન્ય ટીકા એટલી છે, કે તેનાથી સૂચવાતા પ્રકારો માત્ર ઉપાયો સમાન છે, અટકાવો સમાન નથી, જેમાંથી સર્વે પ્રકારનાં દુઃખોનો ઉદ્ભવ થાય છે એવા મૂલને તો તે અ-

સ્પર્શેજ રહેવા દે છે. કોઇ કોઇવાર તમારી પાક્ષિક રાજ્યનીતિ પ્રત્યે નજર ફેરવતાં, પુષ્પોને તોડીને રેતિમાં રોપતાં, નિચે પ્રમાણે બોલતા બાલકો જેવા તમે મને જણાઓ છો; "જુઓ મેં કેવો સુંદિર બાગ બનાવ્યો છે." તમે બીજી સવારે જાગીને જુઓ છો તો પુષ્પો કરમાઇ ગયાં હોય છે, કારણ કે તેમનાં કોઇ પ્રકારની મૂલિયાં હતાંજ નહિ, માત્ર મૂલિયાં વિનાનાં પુષ્પોજ હતાં. તમારે ઉપાયો કરવા જોઇએ, એ મારા લક્ષમાં છે, પરંતુ તમારે તે સ્થાનેજ અટકી જવાની જરૂર નથી. તમે રેડક્રૉસના ડૉક્તરો અને નર્સોને, તમારી યુદ્ધ વિદ્યાએ અપંગ બનાવેલાં લૂલાં લંગડાં શરીરોની સંભાળ લઈ ઉપાડી લેવાને મોકલો છો, આવા લોકો ઉમદા કાર્ય કરે છે, અમારા પ્રેમ અને આભારને પાત્ર છે, કારણ કે ઘાયલ થયલાંની સારવાર થવીજ જોઇએ; પરંતુ સલાહ શાંતિ માટે કાર્ય કરનાર પુરૂષ રેડક્રૉસના ડૉક્તરો અને નર્સો કરતાં માનવ જાતના શ્રેય માટે ઘણું ઘણું કરી શકે છે. રાજકીય વિચાર સૃષ્ટિમાં પણ આમજ છે. માનવજીવતના કોઇ પણ વિભાગમાં બની શકતું નથી, તેમ તમે રાજ્યવિદ્યામાં "ઉડાઉ પણે" સુરક્ષિત જીવન ગાળી શકશો નહિ. રાજકીય પક્ષોમાં માત્ર પરિણામોનીજ પરવા ના કરતાં કારણોની પરવા કરવાળા કેટલા છે? આપણે આ વિશે ટીકા કરવાની જરૂર છે. સર્વત્ર પ્રજાસત્તાક રાજ્યની ભાવના પસરતી આપણા જોવામાં આવે છે; પરતુ પ્રજાસત્તાકરાજ્યની ભાવના કસોટીએ ચઢવાની તૈયારીમાં છે, અને જો તે માત્ર અજ્ઞાની જનોની સંખ્યાનો ભારજ નહિ પરંતુ પ્રાજ્ઞ પુરૂષોજ રાજ્ય ચલાવે એવી કોઇક વિધિ ઘડી નહિ કાઢે તો, તે પોતાનું મરણ પોતાને હાથેજ ઉપજાવશે. જ્યાં સુધી તમે તમારા લોક સમૂહને અજ્ઞાનમાં ગોથાં ખાવાદો છો ત્યાં સુધી તે રાજ્ય કરવાને લાયક નથી. મત આપે એવી દશાએ આવતા પહેલાંજ નિશાળોની સ્થાપના થવાની જરૂર છે; સત્તા પામતા પૂર્વે જ્ઞાન પામવાની આવશ્યકતા છે. તમે તમારા સ્વાતંત્ર્ય માટે ગર્વિષ્ઠજનોછો; વ્યાવહારિક, વિશ્વવ્યાપક સહાય કરવાનાં તમે બણગાં ફુંકો છો—પરંતુ ખાત્રીથી અર્ધો અર્ધ માનવજાતને તમારા હિસાબમાં ગણતા નથી. તમારામાં છે તેવી પુરૂષસત્તાને લક્ષમાં લેતાં, વોટ આપવા જનાર કેટલા વોટરો રાજકીય ઇતિહાસનાં તત્વોથી ભોમિયા હોય છે, અર્થ શાસ્ત્રનો લવ માત્ર જાણતા હોય છે, તોફાની સમુદ્રમાંથી રાજ્ય રૂપી નાવને દોરવા માટે જરૂરના જ્ઞાનનો લેશ પણ જાણતા હોય છે! નૌકા વિદ્યાનું જરા પણ જ્ઞાન ના હોય એવા લોકોમાંથી તમે તમાર કપ્તાનો પસંદ કરતા નથી; પરંતુ તમે તમારા રાજાઓ બનાવનારાઓને એવામાંથી પસંદ કરો છો કે જેમણે અભ્યાસ પણ કર્યો હોતો નથી તથા કંઇ જાણતા પણ નથી. આ ડહાપણ ભરેલું નથી. માનવના વિકાસ માર્ગમાં આ એક આવશ્યક ભૂમિકા છે, એટલી વાતનો હું નકાર ભણુતી નથી. મારા લક્ષમાં છે, કે આત્મા બુદ્ધિ પૂર્વક વર્તે છે તથા પ્રજાઓને ઉપદેશો ગ્રહણ કરે એવા માર્ગોમાં દોરે છે. મને આશા છે, કે વર્તમાન કાલની રાજ્યવિદ્યાની આવી ભૂલો અને દોષોમાંથી, તથા અપૂર્ણતામાંથી વિશેષ બુદ્ધિ વાળો માર્ગ વિકાસ પામશે, જેમાં પ્રજાના પ્રાજ્ઞપુરૂષોને સત્તા મળશે તથા તેઓ મંડલિઓને નિયમશે, તથા અંતિમ-નિશ્ચિત ઠરાવ સંખ્યા નહિ પરંતુ પ્રજ્ઞા આપશે.

વર્તમાનમાં વારંવાર સાંભળવામાં આવે છે એવી સત્ય વિદ્યા વિશેની એક ટીકા છે. એમ કહેવાય છે, કે રાજ્યવિદ્યાની પાછળ અર્થશાસ્ત્રનો સમાવેશ થાય છે. આ વિચાર

સત્ય છે: તમે હમેશ માટે રાજ્ય વિદ્યાનો કારભાર કર્યા કરો; પરંતુ જો તમારો અર્થ શાસ્ત્રનો પાયો ડગુમગુ હશે તો કોઇ પણ પ્રકારના રાજકીય ઉપાયો વડે સુખી અને આબાદ પ્રજાનું બંધારણ બની શકશે નહિ, રાજ્ય વિદ્યાની પાછળ અર્થશાસ્ત્રનો સમાવેશ થાય છે, એ વાતમાં હું એક મત થાઉછું, પરંતુ અર્થ શાસ્ત્રની પણ પાછળ કંઇકનો સમાવેશ થાય છે, તથા આ વિશે ઘણું થોડુંજ મારા સાંભળવામાં આવે છે. અર્થ શાસ્ત્રની પાછળ ચારિત્રનો સમાવેશ થાય છે; ચારિત્ર વિના તમારાથી એક સ્વતંત્ર અને સુખી પ્રજાનું બંધારણ બાંધી શકાશે નહિ. મહાન્ સામર્થ્ય વાળી એક પ્રજા, ઘણા દૂર દૂરના અનેક દેશોમાં તમારી સત્તાનો કેવો ઉપયોગ કરવામાં આવે છે, તેની તમને શી ખબર છે ! તમારા વિશાલ હિંદ સામ્રાજ્ય વિશે તમે કેટલું જાણો છો ? તમારા વોટ આપવા જનારાઓમાંના કેટલા વોટરો, તમારી સત્તામાં રાખો છો તથા તમારી મરજીમાં આવે તેમ તેમની સાથે વર્તો છો એવાં ૩૦૦૦૦૦૦૦૦ માનવિઓ સાથે સંબંધ ધરાવતા કોઇ પણ પ્રશ્ન વિશે બુદ્ધિ પૂર્વક ઉત્તર આપી શકે એવા છે ? એક સામ્રાજ્યમાં જવાબદારીઓનો તેમજ ગર્વનો સમાવેશ થાય છે; જ્યારે સામ્રાજ્યની જવાબદારીઓને લક્ષમાં લેવામાં નથી આવતી ત્યારે સામ્રાજ્યનો ગર્વ ભાગી પડવાની તૈયારી ઉપર આવે છે. તેથી અધ્યાત્મ વાદી આ બાબતના મૂલ પર્યંત ઉતરીને સંતોષ માને છે, તથા જેમાંથી તમારૂં ભાવિ સામ્રાજ્ય બંધાવાનું છે એવા પૌરજનો તૈયાર કરવાનો પ્રયત્ન કરે છે. કેળવણી, યથાર્થ કેળવણી, વ્યાવહારિક કેળવણી, એ તમારી વર્તમાન કાલની બૂમ છે. ફ્રાન્સમાં લોકોએ વ્યાવહારિક કેળવણીનો અખતરો કરી જોયો છે; તેમણે ધાર્મિક ઉપદેશનો નાશ કર્યો હતો; તેમણે ધર્મ વિનાની નીતિનો ઉપદેશ કરવાનો પ્રયત્ન કર્યો હતો; પરંતુ નીતિના ઉપદેશોનું કોઇ પણ પ્રકારનું પરિણામ આવ્યું નહિ; તેઓ ગ્રહણ શક્તિ વિનાના, આલસુ, મૃતપ્રાય બની ગયા; લોકની વિશાલ સંખ્યા ધાર્મિક છે એવા દેશમાં, તમને ભિન્ન પાડતી નજીવી બાબતો માટે તમે આટલી બધી તકરાર કરો છો, નિશાળોમાંથી ધર્મને બીલકુલ દૂર કરવામાંજ તથા બાલકોને માત્ર નીતિમાં કેળવવામાં તમને માત્ર શાંતિનો માર્ગ જણાય છે, માત્ર એક લક્ષમાં ના આવે એવી નાની સંખ્યાને તેનો પોતાનો માર્ગ લેવા દ્યો છો, આ સર્વ શું એક પ્રકારના દૂષણ રૂપ નથી ? આમ શા માટે ? અમે અધ્યાત્મ વાદીઓએ હિંદમાં આના કરતાં ઉત્તમ કાર્ય કર્યું છે. હિંદુ અધ્યાત્મવાદીઓએ ત્યાં એક કોલેજ સ્થાપી છે, જેમાં વિવિધ મતપંથસંપ્રદાયો હોવા છતાં તથા સર્વ પ્રકારની ધાર્મિક તકરારો હોવા છતાં, તેમનાં બાલકો ધર્મ અને નીતિમાં સમાન રીતે કેળવી શકાય એવી હિંદુ ધર્મની થોડામાં થોડી સામાન્ય બાબતો તેમણે શોધી કાઢી છે. આ સંસ્થાનો આરંભ કરનાર અધ્યાત્મવિદ્યાની પ્રેરણા હતી એટલું હું કબુલ કરૂં છું; પરંતુ હિંદુઓનો વિશાલ સમૂહ તેની સાથે એકમત થયો છે તથા કેળવણીના આધાર રૂપે તેના ધાર્મિક ગ્રંથોને સ્વીકારતો થયો છે. સરકારે પણ તેનો સ્વીકાર કર્યો છે, તથા પોતાની શાળાઓમાં હિંદુઓના ઉપયોગ માટે તેમને દાખલ કરવાનો પ્રારંભ કર્યો છે. અમે અધ્યાત્મવાદીઓ રાજ્ય વિદ્યામાં આ માર્ગે કાર્ય કરીએ છીએ, ઉમદા ચારિત્રો વડે, ઉમદા અને સમૃદ્ધ પ્રજા બનશે, એ અમારા લક્ષમાં છે. બરોબર નહિ પકવેલી ઈંટો અને કોહેલું લાકડું કામ વાપરીને ટકી શકે એવું એક ગૃહ તમે નહિ બાંધી શકો, તેમ કર્તવ્ય અને સત્ય નિષ્ઠામાં નહિ કેળવાયલાં બાલકોમાંથી

સ્વતંત્ર પુરૂષોની એક પ્રજાનું બંધારણ બની શકશે નહિ. રાજ્ય વિદ્યાની અમારી કૂંચિ બંધુભાવ છે. એનો વ્યાવહારિક જીવનમાં ઉપયોગ થતાં તમારે જોઈએ છીએ તેવી પ્રજા ઉભી થશે.

બંધુતા એટલે શું ? એનો અર્થ એટલો છે, કે આપણામાંનો દરેક જણ તમે અને હું, સમગ્ર ભૂમિનાં દરેક સ્ત્રી પુરૂષો, અન્ય સર્વે માનવિઓને જાણે પોતાના બંધુઓને અવલોકતાં હોય તેમ અવલોકે તથા કુટુમ્બમાં પ્રવર્તતા નિયમ પ્રમાણેજ તેમની સાથે વર્તે. તમે રાજ્ય વ્યવસ્થામાંથી ધર્મને દૂર રાખવા માગો છો ! તમારા રાજ્યને નુકશાન કર્યા વિના તમે આમ કરી શકશો નહિ. કારણ કે તમે જ્યાં સુધી તમારા લોકોને, તેઓએ સ્વીકારવાનું પસંદ કરેલા નહિ તો પણ તેઓ બંધુઓ છે એવો ઉપદેશ નથી આપતા ત્યાં સુધી તમે અડગ ખડગ ઉપર નહિ પરંતુ રેતિ ઉપર તમારૂં બંધારણ બાંધો છો. ત્યારે બંધુતા એટલે શું ? એનો અર્થ એમ છે, કે વિદ્યા પ્રાપ્ત કરનાર મનુષ્ય, કોઇ પણ અજ્ઞાન ના રહે ત્યાં સુધી અજ્ઞાનીઓને શિખવવામાં તેનો ઉપયોગ કરે. એનો અર્થ એમ છે, કે પવિત્ર બનેલો પુરૂષ, સર્વે પવિત્ર બનતા સુધી, અપવિત્રને પોતાની પવિત્રતા વડે ઉપદેશે એનો અર્થ એમ છે, કે વિત્ત વાળો મનુષ્ય સર્વે સમૃદ્ધ બનતા સુધી ગરિબના લાભ માટે પોતાના વિત્તનો ઉપયોગ કરે. એનો અર્થ એમ છે, કે તમે જે જે મેળવો છો તેનો અન્ય સાથે વહેંચીને ઉપભોગ કરો; તમે જે જે કરો છો, તેના ફલનો લાભ સર્વેને આપો છો. બંધુતાનો નિયમ છે, પ્રજાના તેમજ વ્યક્તિના જીવનનો પણ એજ નિયમ છે. તમે એકલા આગળ વધી શકશો નહિ. તમે અન્યોન્ય સાથે સમ્બન્ધનમાં જકડાયલા છો. તમારા જાતિ ભાઇઓને કચરી મારીને મોટા બનાવવામાં તમે તમારા બલનો ઉપયોગ કરશો તો, તમે કચરી મારેલી નબળાઇ વડે નિષ્ફલ નિવડશો.

એકાદ રાજ્યના મોટામાં મોટા શત્રુઓ કોણ છે, એ તમને ખબર છે ? બલવાન્ માનવિઓથી કચરી મરાતાં નિર્બલ માનવિઓ. કારણ કે સર્વે રાજ્યોની પાર એક નિત્ય ન્યાયનું રાજ્ય ચાલે છે; દુ:ખી સ્ત્રીઓનાં આંસુઓ, ભુખે મરતા ક્રોધી માનવિઓના શ્રાપો, બંધુતાનો નકાર ભણનારા રાજ્યના પાયાઓને નબળા બનાવે છે તથા માત્ર જે વડે રાજ્યો જીવે છે તથા પ્રજાનો પ્રવાહ સતત ચાલ્યાં કરે કરે છે એવા નિત્યન્યાયના કર્ણ પર્યંત પહોંચે છે. એક કર્તવ્ય પરાયણ મહાત્માએ એક રાજાને કહેલું વાક્ય પ્રાચીન શાસ્ત્રમાં મળી આવે છે; " નબળાઓનાં આંસુઓથી ચેતતા રહો, કારણ કે એ વડે રાજાઓની ગાદીઓ ઉથલી પડે છે. " સત્તા કદાચ બ્હીવરાવે; નિર્બલતા તો કાઢી નાખે છે. સત્તા કદાચ ખડી રહીને યુદ્ધ ચલાવે, નિર્બલતા યોદ્ધાઓને ઉભા રહેવાની ભૂમિનાજ ટુકરે ટુકડા કરી નાખે છે. વર્તમાન રાજકીયસૃષ્ટિ પ્રત્યે અધ્યાત્મવિદ્યાનો આવો સંદેશ છે:—તમારા બાહ્ય કાયદાઓ વિષે ઓછો વિચાર કરો તથા એ કાયદાઓના આધિનમાં વસનાર લોકોનાં જીવનો વિષે વિશેષ વિચાર ચલાવો. એટલું યાદ રાખો, કે જ્યારે લોકો સુખી હોય છે ત્યારેજ માત્ર સરકાર ટકી શકે છે; લોક સમૂહો જ્યાં સંતોષી હોય છે ત્યાંજ માત્ર રાજ્યો આબાદ થઇ શકે છે. અધમાધમ, અને ગરિબમાં ગરિબના હક,

પછી યંત્ર બંધ પડી મૂળ શાંત સ્થિતિમાં પાછું મૂકાય તે નિરોધ છે. સત્ત્વ ગુણથી સ્થિતિ, રજસ્‌થી ઉત્પત્તિ, અને તમસ્‌થી નિરોધ થાય છે. હવે એ સત્ત્વાદિ ગુણો તે શું તે જોઇએ.

ગતિ મૂળ બે પ્રકારની છે. એમ હાલના સાયન્સે પણ કબુલ કરેલું છે. પ્રત્યેક વસ્તુને કંઇ આકાર—રૂપ—કે, શરીર હોય છે. શરીર કે આકાર માત્રમાં મધ્યબિંદુ હોય છે. જે સ્થળેથી એ પદાર્થ વ્યક્તિ પામી વધીને શરીર રૂપ બનવા માંડે છે તે સ્થળ તે પદાર્થનું—શરીરનું—મધ્યબિંદુ કહેવાય છે. એમ મધ્યબિંદુ કોઇ પણ પદાર્થનું શોધવું હોય તો તેની રીતિ આગળ જોવામાં આવશે, પણ હાલ તો એટલુંજ કે પદાર્થ માત્રને એમ મધ્યબિંદુ હોય છે, અને ત્યાંથી તેની રચના શરૂ થાય છે. એ મધ્યબિંદુમાં એકી વખતે બે પ્રકારની સ્હામી સ્હામી શક્તિઓ રહેલી હોય છે. એક શક્તિ એ મધ્યબિંદુમાંથી તેના પરમાણુઓને છુટા પાડનારી કે ઉષ્ણતા રૂપ શક્તિ છે અને બીજી એ પરમાણુઓને છુટા ન પડવા દેતાં ભેળા જોડનારી શીતળતા રૂપ શક્તિ છે. ઉષ્ણતા શક્તિથી પરમાણુ છુટાપડે તેથી મધ્યબિંદુની વૃદ્ધિ કદમાં થતી જઇ શરીર બનતું આવે છે અને શીતળતા રૂપ શક્તિ એ શક્તિને અટકાયત કરીને શરીરને બહુ વધતું અટકાવી દે છે. આથી કરીને શરીર અમુક કદ સુધી વધીને અટકે છે અને પછી તે રૂપમાં તે સ્થિર રહે છે. એ ઉષ્ણતા રૂપ શક્તિ મધ્યબિંદુમાંથી નીકળી બહાર તરફ વધે છે તેથી તેને મધ્યોત્થિતબલ ( centrifugal force ) કહે છે અને શીતળતા રૂપ શક્તિ મધ્યબિંદુ તરફ જતી હોવાથી તે મધ્યગામી બલ ( centripital force ) કહેવાય છે. આમાંની પ્રથમ શક્તિ તેજ રજસ્ ગુણ છે અને બીજી શક્તિ તે તમસ્ ગુણ છે. રજસ્‌શબ્દ પ્રવૃત્તિવાચક હોવાથી ગતિ વધાર નાર શક્તિ છે અને તમસ્‌શબ્દ નિવૃત્તિવાચક હોઇને તે ગતિનો રોધ કરનારી શક્તિ છે. આ પ્રમાણે રજો ગુણથી ઉત્પત્તિ ક્રિયા થાય છે, અને એ બંને શક્તિઓને સમાન બલમાં રાખનારી ત્રીજી શક્તિ તે સત્ત્વ ગુણ સ્થિતિ રાખે છે.

સૃષ્ટિ કાર્ય માટે જે નિર્ગુણ તત્ત્વ હતું તેમાં આ ત્રણ ગુણોના આવિર્ભાવની જરૂર છે અને તે થયો એટલે તે સગુણ તત્ત્વ થયું. તેનું નામજ વિભુ કહેલ છે. વિભુ શબ્દ સંસ્કૃત છે એનો અર્થ " વિશેષે થયેલ " છે, એટલે કે, સર્વ મૂર્ત સંયોગી, માટે સગુણ —ઇશ્વર—છે. ઋગ્વેદ ( ૧૦—૪•—૧ ) ઉપરના ભાષ્યમાં સાયણે કહેલ છે કે, **विभ्वं विभुं व्यापिनम्**. માટે વ્યાપ્ત, એમ અર્થ છે. એ વિભુએ આ ત્રણ ગુણો સૃષ્ટિ કાર્ય માટે ગ્રહણ કર્યા તે માયા વડે કર્યા છે, તો એ માયા તે શું? આટલું હવે જોવું રહેલું છે. **मीयते अवलोक्ष्यत्प्रदर्श्यतेऽनया ।** જગત્ માત્ર જેમાં સમાય છે તે માયા છે. વળી ઋગ્વેદના ભાષ્યમાં સાયણે તેનો અર્થ પ્રજ્ઞા—બુદ્ધિ—એવો પણ કરેલો છે. માયાને વળી ત્રિગુણાત્મિકા કહેલી છે, અર્થાત્ ઉપર કહેલા ત્રણે ગુણો કે શક્તિની એકરૂપતા કે એકશક્તિતા તે માયા. હવે ઉપરના ભાગવતના શ્લોકનો સંપૂર્ણ અર્થ સ્પષ્ટ સમજાયો છે અને સાયન્સ પ્રમાણે મળતો આવે છે.

ભાગવતના એજ અધ્યાયનો ૨૧ મો શ્લોક નીચે પ્રમાણે છેઃ—

कालं कर्म स्वभावंच मायेशो मायया स्वया । आत्मन्य दृच्छया प्राप्तं विबुभूर्षु रुपाददे ॥ " પોતાની ઇચ્છાથી પ્રાપ્ત કરેલાં કાલ, કર્મ, અને સ્વભાવ, માયાના ઇશ્વરે પોતાની માયા વડે વિવિધ રૂપો ધારણ કરવા માટે સ્વીકાર્યાં. " સત્ શબ્દ અસ્તિત્વ વાચક હોવાથી સત્ત્વ ગુણથી નિર્ગુણનું સગુણ રૂપ અસ્તિત્વ થયું. તેજ કાલ રૂપ છે, રજોગુણ ક્રિયા રૂપ હોવાથી કર્મ રૂપ છે, અને તમોગુણ ગતિ રોધક જડત્વ ધર્મી હોવાથી તે સ્વભાવ રૂપ છે. એમ એ ત્રણે ગુણોથી વિભુમાં ત્રણ રૂપોનો આવિર્ભાવ થયો. કાળ સ્થિતિ વાચક છે, કર્મ ગતિ કે વૃદ્ધિ વાચક છે, અને સ્વભાવ જડત્વ કે નિરોધ વાચક છે. कलयतिमायुः । વિષ્ણુ પુરાણ ( ૧-૨-૧૪ ) માં કહેલું છે કે:—

परस्य ब्रह्मणो रूपं पुरुषः प्रथमं द्विज । व्यक्ताव्यक्ते तथैवान्ये रूपे कालस्तथापरम् ॥ પર એવું જે બ્રહ્મ, મૂળ નિર્ગુણ વિભુ, એ રૂપ પ્રથમ, **પુરુષ** કહેવાય છે. એ અવ્યક્ત રૂપમાંથી બીજું વ્યક્ત રૂપ કાળ કહેવાય છે. કાલ વિષે આ રીતે વર્ણન કરેલું છે તે નીચે પ્રમાણે છે:—

" કાલ લોકને જાણે છે, કાલ જગત્‌ને જાણે છે, કાલ વિશ્વને જાણે છે, માટે તે કાલ કહેવાય છે. દેવ, ઋષિ, સિદ્ધ, કિન્નર, સર્વ કાલને વશ છે; કાલજ ભગવાન્ દેવ છે, તે સાક્ષાત્ પરમેશ્વર છે. ઉત્પત્તિ કરનાર, પાળનાર, અને સંહાર કરનાર એ કાલ સર્વત્ર સમાન છે. કાલ વડે વિશ્વની કલ્પના થાય છે, માટે તે કાલ કહેવાય છે. જેનાથી ઉત્પત્તિ થાય છે, અને જેનાથી કલાની કલ્પના થાય છે, તે અંતવાન્ થનાર કાલ જગત્‌ને ઉત્પન્ન કરનાર છે. " એ રીતે કાલ શબ્દનું વર્ણન છે. એ કાલના ધર્મો ભાષાપરિચ્છેદમાં આ પ્રમાણે લખેલા છે:—

૧. સંખ્યા. ૨. પરિમિતિ. ૩. પૃથક્ત્વ. ૪. સંયોગ. ૫. વિભાગ.

એકતત્ત્વ રજોગુણથી અનેકત્વને પ્રાપ્ત થતું હોવાથી તે સંખ્યા રૂપ બને છે, તમોગુણથી એ અનેકત્વ રૂપ વૃદ્ધિ અટકવાથી તે પરિમિતિ રૂપ છે, પરમાણુઓ છુટા પડી વધે છે તેથી પૃથક્ત્વ રૂપ છે, અનેક રૂપો એકતામાં જોડાઇ રહેતાં જગત્ રૂપ એક બને છે તેથી સયોગ રૂપ છે, અને એ એકમાં અવયવો રૂપો વિવિધતા રહેલી હોવાથી વિભાગ રૂપ છે. આવી રીતે સત્ત્વ રૂપ કાલમાં ગતિ ધર્મની મુખ્યતાને લીધે શાંત નિર્ગુણમાં ગુણની વ્યક્તિ થાય છે અને તેમાં પણ ગતિ ધર્મત્વને લીધે પ્રથમ રજોગુણ વધે છે, એજ બીજું કર્મ રૂપ છે, અને પછી તમોગુણથી તેનો નિરોધ થતાં પરિમિતિ રૂપ સ્વભાવ બને છે. એજ ભાગવતનો ૨૨ મો શ્લોક એવો છે કે:—

कालाद्गुण व्यतिकरः परिणामः स्वभावतः । कर्मणो जन्म महतः पुरुषाधिष्ठितादभुत् ॥ " કાલથી ગુણોનો વ્યતિકર થાય છે અને સ્વભાવથી પરિણામ થાય છે, તથા કર્મથી મહતનો જન્મ થાય છે. એ સર્વે પુરુષાધિષ્ઠિતત્વથી થયું છે." ઉપર કહેલું છે કે કાળ ગતિ વાચક. હોવાથી પ્રથમ રજો ગુણ વધે છે અને ઉત્પત્તિ ક્રિયાં ચાલવા માંડે છે, તેથી ગુણોમાં જે સામ્ય શાંતિ હતી તે તૂટીને એકની વૃદ્ધિ થતાં વિષમતા આવી, તે ગુણનો વ્યતિકર કરનાર કાળ છે. એથી કર્મ આરંભ થતાં બિંદુરૂપ કારણ વિભુની વૃદ્ધિ થઇ તેનેજ **મહત્** કહે છે: એ મહત્ કર્મથી થાય છે, અને તે વિસ્તારનો પ્રતિબંધ સ્વભાવથી થતાં કર્મ પ્રવૃત્તિ અટકીને પરિણામી બને છે.

આપણે ઉપર આવી ગયું છે કે પદાર્થ માત્રને મધ્યબિંદુ હોય છે, તે પ્રમાણે જેમાંથી આ વૃદ્ધિ થઇ છે તે વિભુ રૂપ બિંદુ મધ્યબિંદુ છે, તેનો વિસ્તાર થયો તે તેનું શરીર કે આકાર છે, અને પરિણામથી સીમા બંધાઇ તે એ શરીર રૂપ પદાર્થનો પરિધિ છે. આમ પદાર્થ માત્ર એક ગોળરૂપ છે. ગોળને મધ્યબિંદુ, વિસ્તાર, અને પરિધિ, એમ ત્રણ હોય છે. આ પદાર્થ તે બ્રહ્માંડ છે. અંડ એટલે ગોલ છે. આ ગોલનું નામ બ્રહ્મ ગોલ છે, અને તેનો દેહ કે વિસ્તારનું નામ મહત્ છે. કાળ રૂપ બિંદુ કલન રૂપ—જ્ઞાન રૂપ—હોવાથી તેનો વિસ્તૃત દેહ જે મહત્, તે જ્ઞાનની ગતિ રૂપ છે. મહત્ તેજ બુદ્ધિ, અને પરિણામી પરિધિ તે સ્વભાવ—હું પણું—અહંકાર છે. બિંદુથી પર રૂપ સત્ય લોક છે, મહત્ તેજ તપોલોક છે, અને પરિધિ રૂપ અહંકાર તે જનલોક છે. ભાસ્કરકૃત નિઘંટુમાં મહત્‌નાં ૨૫ નામો કહેલાં છે, તે ઉપરથી અર્થ સૂચન થઇ એ શબ્દનો વિસ્તૃતાર્થ સમજાય એટલા માટે એ નામો નીચે આપેલાં છેઃ—

૧. બ્રહ્મઃ ૨. ઋષ્વઃ ૩. બૃહત્ ૪. ઉક્ષિતઃ ૫. તવસઃ ૬. તવિષઃ ૭. મહિષઃ ૮. અજ્રઃ ૯. ઋભુક્ષાઃ ૧૦. ઉક્ષા. ૧૧. વિહાયાઃ ૧૨ યહ્વઃ ૧૩. વ્યચક્ષિય. ૧૪. વિવક્ષસે. ૧૫. અભ્ભૃણઃ ૧૬ માહિનઃ ૧૭. ગભીરઃ ૧૮. કકુટઃ ૧૯. રભસઃ ૨૦. બ્રાધન્ ૨૧. વિરપ્શી ૨૨. અદ્ભુતમ્ ૨૩. વરિષ્ઠઃ ૨૪ બર્હિષત્ ૨૫. મહત્.

प्रकृते राद्यो विकारः । અત્ર બિંદુમાંની ત્રિગુણ સામ્યાવસ્થા તે પ્રકૃતિ કહેલ છે તે વિષમ બનતાં પ્રથમ જે બિંદુના સ્વરૂપનો વિસ્તાર રૂપ વિકાર થયો તે આ મહત્ છે. સાંખ્ય સૂત્ર ( ૧–૬૧ ) માં છે કે—સામ્યાવસ્થા તે પ્રકૃતિ છે. મહત્ ને વળી સમષ્ટિ બુદ્ધિ સ્વરૂપ કહેલ છે. આશ્વમેધિક પર્વમાં કહેલું છે કેઃ—

महानात्मा मतिर्विष्णु र्विष्णुः शंभुश्च वीर्यवान् ।
बुद्धिः प्रज्ञोपलब्धिश्च तथाख्यातिर्धृतिः स्मृतिः ॥
पर्यायवाचकैः शब्दैं महानात्मा विभाव्यते ।
तंजानन्ब्राह्मणो विद्वान्प्रमोहं नाधिगच्छति ॥

એ રીતે મહત્ એ શબ્દ બુદ્ધિ વાચક છે. મહત્ વિસ્તારને પરિધિ થતાં જે ગોલ રૂપ થયું તેને અહંકાર કહેલ છે.

વિશ્વ રચનામાં પુરુષ પ્રકૃતિનો સંયોગ એ મુખ્ય કારણ કહેલું છે અને તેમાંથી પ્રથમ મહત્ બન્યાનું કહેલું છે. પુરુષ એ દ્રવ્ય બાબ છે અને પ્રકૃતિ શક્તિ વાચક છે. એમ દ્રવ્યમાં ગતિશક્તિનો આવિર્ભાવ કહેલો છે. ધર્મધર્મીની એકતા વિના કંઇ થતું નથી. હવે મહત્તત્ત્વ તે શું ? प्रकृतेराद्यो विकारः । महते पूज्यते ऽसौ इति । મોટાઇ, વિસ્તાર, એ અર્થો છે. પ્રકૃતિ બ્રહ્મનો સ્વભાવ—બુદ્ધિ—તેનો વિસ્તાર તે મહત્ છે. દેવી પુરાણમાં પણ કહેલું છે કેઃ—

" महान्व्याप्य स्थिता सर्वं महावा मकीर्तिमता ।
स्मृति संस्मरणाद्देवी नियतीच नियामता ॥ "

મત્સ્યપુરાણમાં પણ કહેલું છે કેઃ—

" सविकारात्म धानात्तु महत्तत्त्वं मजायते ।
महानितियतः ख्यातिर्लोकानां जायते सदा ॥ "

આ પ્રમાણે મહત્ શબ્દ બુદ્ધિ વિસ્તારનો વાચક છે. निश्चयात्मिकांतःकरणवृत्तिः આમ વેદાંત સારમાં કહેલ છે. એ બુદ્ધિનો આકાર આકાશ રૂપ હોય તેનો એક અર્થ ધિષણા પણ છે; અને એ શબ્દનો અર્થ સ્થળ કે સ્થાન થાય છે: બ્રહ્માંડ મહત્તત્ત્વમાં રહેલું છે તેથી મહત્ એ તેનું ધિષણ જ છે. બુદ્ધિ વિસ્તાર તેજ જગત્ રૂપ છે—વિશ્વરૂપ છે. બીજો અર્થ તેનો ધારણા શક્તિ છે. વિશ્વને સંકર્ષણશક્તિ વડે બુદ્ધિએ ધારણ કરેલ છે—ધારી રાખેલ છે. બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાં કહેલું છે કેઃ—

" बुद्धिर्विवेचनारूपासाज्ञानजननी श्रुतौ ॥ "

મહા ભારતમાં છે કેઃ—બુદ્ધિ એ આધ્યાત્મ રૂપા છે, છ ઇંદ્રિયની વિચાર શક્તિ તરીકે તે આધિભૂત રૂપા છે, અને બ્રહ્મા અધિદૈવી રૂપ છે ( વિસ્તાર ). બુદ્ધીંદ્રિયનો અર્થ શબ્દરત્નાવલીમાં તો મન, કર્ણ, નેત્ર, રસના, ત્વચા, અને નાસિકા, એ છનો સમૂહ કરેલો છે; અર્થાત્ ષડિંદ્રિય સમુદાય તે બુદ્ધિ. એ રીતે પુરુષ પ્રકૃતિના સંયોગથી રચિત વિસ્તાર રૂપ મહત્—બુદ્ધિ—ની સીમા બંધાય જે વિસ્તૃત ગોલ થયો, તે અહંકાર કહેવાય છે. પુરુષ આદિ રૂપ અને અહંકાર તેનુંજ પરિણામી રૂપ છે. પુરુષ નિરવયવ સૂક્ષ્મ રૂપ અને અહંકાર સાવયવ વિશ્વ રૂપ—મહદ્રૂપ—છે. अहमितिज्ञानं क्रियते ऽनेन अहं । એ અહંકાર ત્રિગુણાત્મક હોઇને તેમાંના સત્વાંશમાંથી ઇંદ્રિયોના અધિષ્ઠાતા દેવો ( ૧૦ ) તથા મન ( ૧૧ ) બન્યાં છે, રજોંશમાંથી ઇંદ્રિયો ( ૫ બુદ્ધીંદ્રિયો તથા ૫ કર્મેદ્રિયો, એમ ૧૦ ) થઇ, અને તમોંશમાંથી પંચ વિષયો સહિત પંચ સૂક્ષ્મભૂતો થયાં છે. મનુ કહે છે કે મન તેજ અહંકાર છે. ( मनसश्चाप्यहंकारं ). મનનાં પણ આધ્યાત્મિકાદિ ત્રણ રૂપો મહા ભારતમાં કહેલાં છે. મન તે આધ્યાત્મ રૂપ, પંચ ભૂતને ધારણ કરનારરૂપ આધિ ભૂત, અને સંકલ્પરૂપ આધિદૈવ છે અને તે ચંદ્રમા કહેવાય છે.

ભાગવમાં ૨૩ તથા ૨૪ શ્લોકોમાં છે કેઃ—

महतस्तु विकुर्वाणाद्रजः सत्त्वोपबृंहितात् ।
तमः प्रधानस्त्वभवत् द्रव्यज्ञान क्रियात्मकः ॥
सोऽहंकार इति प्रोक्तो विकुर्वन्समभूत्त्रिधा ।

वैकारिकस्तैजसश्चतामसश्चेतियद्भिदा ॥
द्रव्यशक्तिः ज्ञानशक्तिरिति प्रभो ॥

"મહતતત્ત્વ વિકાર પામ્યાથી, સત્ત્વની વૃદ્ધિ થતાં તમો ગુણ જેમાં પ્રધાન છે એવો દ્રવ્ય, જ્ઞાન, અને ક્રિયાત્મક અહંકાર થયો. તે પણ વિકાર પામીને ત્રિધા થયોઃ વૈકારિક, તૈજસ, અને તામસ, એવા ભેદ વાળો તે થયો." સાત્વિક જ્ઞાન રૂપ મધ્યબિંદુમાંથી રાજસી બુદ્ધિ રૂપ મહત્ થયું અને તેમાંથી તામસ સ્વભાવના રૂપ અહંકાર થયો છે. મહતત્ત્વ વિકાર થયો એટલે રજોગુણજ પ્રધાન હતો તેમાં સમતા લાવનાર સત્ત્વ શક્તિ વધી, અર્થાત્ રજો ગુણનીજ જે વૃદ્ધિ હતી તેમાં સત્ત્વ વધવાથી તામસ શક્તિ રહાથી બળ કરવા લાગી તેથી સમતા થતાં બંને બળ સરખાં થઇ પરિધિ રૂપ અહંકાર થયો. આ અહંકારને દ્રવ્ય, જ્ઞાન, અને ક્રિયાત્મક કહેલો છે. દ્રવ્ય એટલે પદાર્થ—વસ્તુ, ગતિવાચક द्रु ધાતુ છે, એ ઉપરથી द्रवति ऊर्ध्वं गच्छति. બિંદુમાંથી વિસ્તાર રૂપ ઉર્ધ્વ ગતિ થઇ ગોળ રૂપ પદાર્થ બન્યો તે દ્રવ્ય છે. એ ગોળ તેજ દ્રવ્ય રૂપ અહંકાર છે, એ ગોલ જ્ઞાન રૂપ બિંદુમાંથીજ બન્યો છે માટે તે જ્ઞાન રૂપ અહંકાર છે, અને એજ ગોલ ક્રિયાથી થયો છે માટે તેજ ક્રિયા રૂપ અહંકાર પણ છે. આમ અહંકાર દ્રવ્ય, જ્ઞાન, અને ક્રિયા રૂપે ત્રિધા છે. એક અહંકારમાંજ એ ત્રણ રૂપો છે તે વિકાર પામતાં ભિન્ન રૂપે થયાં તે વૈકારિકાદિ ત્રિધા થયાં. જ્ઞાન રૂપ અહંકાર બિંદુમાંથી થતાં તેમાં સત્તાંશ છે તેનેજ વૈકારિક અહંકાર કહે છે, ક્રિયા રૂપ અહંકાર મહતથી થતાં તેમાં રજોંશ છે તેજ તૈજસ છે, અને દ્રવ્ય રૂપ અહંકાર પોતે તમોંશ રૂપ છે તેજ તામસાહંકાર છે. મૂળ બિંદુમાં વિકાર કાળ રૂપ સત્વે કરેલો તેથી સત્ત્વનેજ વૈકારિક કહેલ છે, પ્રવૃત્તિ ગતિ રૂપ રજોગુણ ઉષ્ણગુણી હોવાથી તેનેજ અભિવાચક તૈજસ નામ આપેલ છે, અને શીતળતા રૂપ તામસ અવરોધક છે.

(ચાલુ)

ચમનરાય શિવશંકર વૈષ્ણવ.

---

આ પુસ્તકોનું વી. પી. કમીશન તથા ટપાલ ખર્ચ મંગાવનારને શીર છે.

રા. રા. મ. ન દ્વિવેદીકૃત પુસ્તકો.

## બાલ વિલાસ.

(આવૃત્તિ બીજી)

આ પુસ્તક પણ મે ડાયરેકટર સાહેબે શાળામાં ઈનામ તથા લાયબ્રેરી માટે મંજુર કર્યું છે.

કિં. રૂ. ૧-૦-૦

## કાન્તા.

( નાટક )

આવૃતિ બીજી.

તૈયાર છે. કિ. ૦-૮-૦

## ઉત્તરરામ ચરિત્ર.

આવૃત્તિ બીજી.

કિંમત રૂ. ૧—૮—૦

## ચારિત્ર.

(આવૃત્તિ બીજી)

કિંમત રૂ. ૧—૦—૦

મે. ડાયરેકટર સાહેબે આ પુસ્તક શાળાઓમાં ઇનામ તથા લાયબ્રેરી માટે પસંદ કરેલું છે.

આ શિવાયનાં તેમનાં અન્ય તમામ પુસ્તકો, સુદર્શન ઓફીસ—નડીયાદ. અથવા એન. એમ. ત્રીપાઠી એન્ડ કંપની કાલબાદેવી રોડ, મુંબઇથી મળી શકશે.

એક આનાની ટીકીટ મોકલનારને તમામ પુસ્તકોનું લીસ્ટ સુદર્શનઓફીસ નડીઆદથી મોકલવામાં આવશે.

---

## ગુજરાત.

રાજકીય, સામાજીક તથા ધાર્મિક વિષયો ઉપર ચર્ચા ચલાવતું અને સામાન્ય સમાચાર આપતું માસમાં ત્રિકાલિક દર્શન દેતું પત્ર આ પત્ર માટે જાણીતા વિદ્વાનોના કલમ પ્રતિના અભિપ્રાયો મળેલાછે. લવાજમ રૂ.૨-૨-૦ પોસ્ટેજ સહીત સ્થાનિક ૧-૮-૦

નડીઆદ . } ફુલચંદ બાપુજી શાહ.

ગુજરાત ઓફીસ } એડીટર ગુજરાત

---

અખુટ

## કૌવત આપનારી.

# આતંકનિગ્રહ ગોળીઓ

કિમત ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂ. એક.

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી

માલેક આતંકનિગ્રહ ઔષધાલય.

હેડ ઓફિસ

જામનગર—કાઠિયાવાડ.

શાખ ઓફીસો.

૧ મુમ્બઈ.—કાલબાદેવીરોડ.

૨ કલકત્તા—હેરીસનરોડ

૩ પુના સીટી—બુધવાર પેઠ.

એજન્સી.

૧ વડોદરા—રાવપુરા,

૨ અમદાવાદ—રીચીરોડ,

૩ સુરત—ચૌટા બજાર,

---

## અભિપ્રાયો.

આતંકનિગ્રહ ગોળીઓએ જાદુઈ કામ કર્યું છે.

અનંતરાવ એબોટાબાદ

આંતકનિગ્રહ ગોળીઓ વાપરવાથી શરીરમા લોહીનો વધારો થાય છે.

સસનાગ્રવણ મૂર્તી દક્ષરમણ

તમારી ગોળીઓએ મને નવી જીંદગી આપી છે. કે બલાજીરાવ નીડાડાતેલ

અભિપ્રાય પ્રમાણે તમારી આંતકનિગ્રહ ગોળીઓ અમૃત છે,

ચનગંટી પી. પેનાકોન્ડા

આતંકનિગ્રહની ઘણી ડબીઓ મેં તથા મારા સ્નેહીઓએ ખાધી છે અને તેઓ તથા હું એકી જીભે તમારા વખાણ કરીએ છીએ.

અકબરઅલી પીરભાઈ સુરત.

આપની આંતકનિગ્રહ ગોળીઓએ મને અમૃત તુલ્ય ફાયદો કર્યો છે.

જીવા મુંજજી કેરીયા.

આપની આંતકનિગ્રહ ગોળીઓથી ધાતુપાતનું દરદ મટ્યુ છે. ઉંઘ આવે છે દસ્ત સાફ આવે છે, ભૂખ લાગે છે વગેરે વગેરે ફાયદા જણાયા છે.

માસ્તર લક્ષ્મીશંકર ભાઇશંકર બાલોદ.

આંતકનિગ્રહ ગોળીઓએ ધાર્યા કરતા વિશેષ કામ કર્યું છે.

સૈયદ અકબર પાદશાહ ડોલર.

આતંકનિગ્રહ ગોળીઓનો માત્ર એક અઠવાડીયુ ઉપયોગ કરવાથી મારૂ શરીર તમામ તંદુરસ્ત થયું છે.

જયનારાયણ નંદકિશોર કામાપેર

તમારી દવા (આંતકનિગ્રહ) થી મને ઘણી શક્તિ આવી છે. એ દવા આ પૃથ્વીપર એકજ કલ્પ વૃક્ષજ છે.

માધવરાવજી દેવ દેશમુખ આદીલે

આતંકનિગ્રહ ગોળીઓથી હું નવે અવતાર આવ્યો છું. એ ધાતુપુષ્ટીની દવા બહુજ અક્સીર છે.

સવાઇસીંહ ઈશ્વરરામ સમનાપુર

તમારી ગોળીઓમાં દૈવી શક્તિ સમાવેલી છે.

બી. એસ. રત્નાવેલુ વેલોર

---

આદ્યતંત્રી.
શ્રી૦ અભેદમાર્ગ પ્રવાસી.
મહાનિષ્ઠ મણિલાલ નભુભાઈ.
દ્વિવેદી

# સુદર્શન.

તંત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર. )

"सत्य परं धीमहि"—भागवतम्

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૩, અંક ૫. ] (માસિક) [ ફેબ્રુઆરી, ૧૯૦૮.]

વિષયાનુક્રમ. પૃષ્ઠ.



—

અમદાવાદ યુનિયન પ્રીન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડ.

## લવાજમ.

'લવાજમ અગાઉથી' લેવાનો અમારો રિવાજ છે એનું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ હોવું જ.

વ્યવસ્થાપક.

## સુચના.

અમદાવાદમાં પ્લેગને લીધે પ્રેસમાં માણસોની તાણ હોવાથી આ અંક જરા મોડો બહાર પડયો છે. હવે અંક જલદી બહાર પડશે તથા પછી નિયમિત પ્રતિમાસે નિકળશે. વ્યવસ્થાપક.

આદ્યતંત્રી સ્વ. અભેદમાર્ગ પ્રવાસી મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

[illegible]

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર.)

"सत्य परं धीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૩, અંક ૫. ] (માસિક) [ ફેબ્રુઆરી, ૧૯૦૮.]


## । दग्धहृदय ।

( મળેલું )

હવે જાવું નથી રહેવું કીધાં કામો જલાવી દઈ,
રહ્યું બાકી હવે શું છે ? જવાદેને જવાદેને. ૧
નહીં જોયો નહીં પાયો પીધો ના પ્યાર મન માન્યો,
જીગરમાં અંશ જુદાઇ ભલાઇ કયાંથી શોધી લે ! ૨
હતો સ્નેહી હૃદય ધારી પડી બારી પવન ભારી,
પવનની લ્હેરમાં નાચ્યો ભૂલાવ્યો સ્નેહ એ ધારી. ૩
અરે ! એ સર્વ મિથ્યા થયું, હૃદય એ પ્રેમનું ભાસુ,
અનુભવ એ ભૂલાવે તો, હૃદય રડતું કરે તે તો. ૪
અરે ! સંતોષ કયાં જોવો, હવે સંતોષ શું લેવો,
જીગર એ વ્હેમમાં ભારી પડી બારી ! પડી બારી ! ૫
કીધો કારી જખમ ભારી નહી ભૂલું જફાકારી,
અરે ! એ સર્વ મિથ્યા શું ? જખમભારી ! જખમભારી ! ૬
લીધિ માયા તજી દેવા જડાસું એ મટે નાના,
હૃદય રડતું રહે નાહીં જગતમાં સ્વાર્થને નીરખી. ૭

## લવાજમ.

લવાજમ અગાઉથી લેવાનો અમારો રિવાજ છે એનું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ કરીજ.

વ્યવસ્થાપક.

## સુચના.

અમદાવાદમાં પ્લેગને લીધે પ્રેસમાં માણુસોની તાણ હોવાથી આ અંક જરા મોડો બ્હાર પડયો છે. હવે અંક જલદી બ્હાર પડશે તથા પછી‌ નિયમિત પ્રતિમાસે નિકળશે. વ્યવસ્થાપક.

# पौरुष सर्ग.

## ( મળેલું. )

( અનુસંધાન ગતાંક–પૃષ્ટ–૧૨૮થી. )

( ૨. )

આ ત્રણે રૂપોમાંથી પ્રથમ દ્રવ્ય રૂપ તામસા હંકારમાંથી પ્રથમ નભસ્ (ether) થયું. તેનો વિષય ( માત્રા ગુણ ) શબ્દ છે અને તેનું લિંગ દ્રષ્ટાદૃસ્ય રૂપ છે. આ પ્રમાણે ૨૫ મા શ્લોકમાં કહેલું છે. નભસ્ શબ્દ મેઘ સ્થાન વાચક આકાશ રૂપ છે. અર્થાત્ મૂળ સૂક્ષ્મ રૂપ દ્રવ્ય સૂક્ષ્મ આકાશ રૂપ થયું. અખિલ ગોલ આકાશ રૂપ થયો. માત્રા અથવા ગુણ તે તેનું સૂક્ષ્મ રૂપ છે. આકાશમાં સર્વ કંઈ સમાય છે માટે આકાશનું સૂક્ષ્મ માત્રા રૂપ શબ્દ છે. ભાષાંપરિચ્છેદમાં કહેલું છે કે, **सर्व शब्दो नभोवृत्तिः** ( = શબ્દ માત્ર નભોવૃત્તિ છે ). વળી એમાં એની ઉત્પત્તિ વીચીતરંગ રૂપ કહેલી છે. એમાં વીચી તે નભસ્ કે આકાશ અને તરંગ તે શબ્દ કે નાદ છે. એનું લિંગ દ્રષ્ટા દૃસ્ય રૂપ કહેલું છે. લિંગ એટલે નામ રૂપ. પ્રકૃતિનું કાર્ય જે વિકૃતિ તે લિંગ છે. મૂળ બિંદુની પ્રકૃતિથી ગોળ રૂપ વિકૃતિ કાર્ય બનેલ છે તે ગોળ લિંગ રૂપ છે. મૂળ મધ્યબિંદુ જ્ઞાન રૂપ હોવાથી દ્રષ્ટા છે અને વિકૃતગોલ ક્રિયા રૂપ હોવાથી તે દૃશ્ય છે. એ બે મળીને સમગ્ર બ્રંડ છે માટે તે દ્રષ્ટા દૃસ્ય રૂપ નામથી કહેવાય છે.

૨૬ થી ૨૯ શ્લોકો સુધીમાં તામસાહંકારથી થયેલી ઉત્પત્તિ છે. શબ્દ રૂપી નભસ્ વિકૃત થતાં તેમાંથી સ્પર્શ ગુણી અનિલ થયો. તે નાભસ હોવાથી તેમાં શબ્દ ગુણ પણ ખરો. તેનું લિંગ પ્રાણ, ઓજ, સહ, અને બળ છે. વાયુ વિકાર પામવાથી કાળ, કર્મ, અને સ્વભાવથી શબ્દ, સ્પર્શ, અને રૂપવાન્ તેજસ્ તત્ત્વ થયું. તેજ પણ વિકાર પામીને શબ્દ, સ્પર્શ, રૂપ, અને રસ ગુણી અંભસ્ તત્ત્વ થયું. એ અંભસ્‌માં વિકાર થવાથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધવતી પૃથિવી થઈ. રજો ગુણથી આગળ વૃદ્ધિ થાય છે અને સત્વ તેમાં મળવાથી વિકાર દૃશ્ય થઈ અન્ય રૂપ બને છે. શબ્દ ગુણી નભસ્ એ રીતે વિકાર પામતાં અનિલ એટલે વાયુ થયો. તે નભસ્‌માં થયો માટે તેમાં શબ્દ ગુણ તો છેજ, પણ વિકૃતિથી શબ્દ સ્થૂલતાને પામી સ્પર્શ રૂપ થયો એટલે નભસ્ સ્થૂલતાને પામી અનિલ રૂપ થયું. **अनीति जीवति ।** અર્થાત્ જીવન ગતિ રૂપ અનિલ છે. આકાશ રૂપ શરીર–બ્રંડ–માં શ્વાસોચ્છ્વાસ રૂપ વાયુ ક્રિયા–જીવન ગતિ—પ્રાણ—ચાલવા માંડયો. શ્વાસનું નીસરવું તે રજો ગુણનું કાર્ય—વિક્ષેપ શક્તિ, કે મધ્યોત્થિત બલ છે અને બહારથી પેસવું તે તમોગુણનું કાર્ય—આવરણ શક્તિ, કે મધ્યગામી બલ છે. એમ જે વાય છે માટે વાયુ કહેવાય છે, એજ પ્રાણ છે, તેમાં સ્પર્શ ધર્મ છે. એનાં લિંગ પ્રાણ, ઓજ, સહ, અને બળ છે. **प्राणिति जीवति बहु कालम् ।** એમ પ્રાણ શબ્દ જીવન વાચક છે. પ્રાણ એટલે જીવ. વેદાંતસારમાં કહેલ છે કે, **नासाग्रस्थान वर्ती**

વાયુઃ । અને શ્રીધર સ્વામી કહે છે કે, तस्य कर्म बहिर्गमनम् । બહાર નીસરનાર વાયુ, વૃદ્ધિ કરનાર રજોગુણોત્પન્ન બળ. એમ અર્થ છે. उंजे चले । इदं चेतनास्थानमोजसश्चाभयंमतम् । આ ઉપરથી હવે બળ-ઇંદ્રિય બળ-મનો—બળ-તે ઓજ છે. પ્રાણાદિ વાયુની ગતિથી જ્ઞાન સાધન રૂપ ઇંદ્રિયો પ્રવર્તે છે. અને તેમનું એ પ્રવર્તન જે બળથી થાય છે તેજ ઓજ છે. એ રીતે જીવન બળ રૂપ પ્રાણ, ઇંદ્રિય બળ રૂપ ઓજ છે. ઇંદ્રિયમાં પણ અત્ર મનલેવાનું છે ચક્ષુરાદિઇંદ્રિયનું બળ-પ્રવૃત્તિ—તે ઓજ નહિ, પણ મનની તર્ક કે ઇચ્છાશક્તિ રૂપ ક્રિયા તે ઓજ છે. ચક્ષુરાદિ ઇંદ્રિયોનું બળ તે સહ છે. सहते ઉપરથી એ શબ્દ છે. સમગ્ર શરીરની શક્તિ બલ છે. આવી રીતે જીવનગતિ રૂપ પ્રાણ ક્રિયા, ઇંદ્રિય પ્રવૃત્તિ રૂપ સહ ક્રિયા, માનસ કર્મ રૂપ ઓજ ક્રિયા, અને શરીર ગતિ રૂપ બળ ક્રિયા, એ વાયુનાં લિંગ કહેલાં છે. અર્થાત્ વાયુજ સર્વ કર્મ છે. રસરત્નાકર નામના વૈદ્યગ્રંથમાં કહેલું છે કેઃ—

> वायुरायुर्बलं वायुर्धाता वायुः शरीरिणां ।
> वायु विश्व मिदं सर्वं प्रभु वायुश्च कीर्त्तितः ॥
> सर्वा हिचेष्टा वातस्य स प्राणः प्राणिनां स्मृतः ।
> तेनैव जायते रोगस्तेनचैवोपशाम्यति ॥

ત્વક, ઘ્રાણ, દગ, જિવ્હા, પાંચ જ્ઞાનેંદ્રિયો છે, અને વાક્, હસ્ત,મેઢ્ર , અંઘ્રિ, અને વાયુ, એ પાંચ કર્મેંદ્રિયો છે.

નભસ્ તત્ત્વનો ગુણ જે શબ્દ, તે શ્રોત્રેંદ્રિયથી શ્રુત થાય છે અને તેના દેવતા દિક્—દિશા ( Space ) છે. દિશાથી આકાશમાં શબ્દ વિસ્તરે છે તેને શ્રવણેંદ્રિય ગ્રહણ કરે છે. दिशाति अवकाशं ददातिया । આની ઉત્પત્તિની એક કથા રૂપ વાત વારાહ પુરાણમાં છે તે રમુજી હોય અત્ર આપિયે છિયે. પ્રથમ ઉત્પત્તિ સમયે બ્રહ્માએ વિચાર કર્યો કે, હું પ્રજા શી રીતે રચું ! એવો વિચાર કરે છે ત્યાં અવકાશ પ્રાપ્ત થયો, અને શ્રોત્ર વડે દશ કન્યા ઉત્પન્ન થઇ. તેમનાં નામ પૂર્વા, દક્ષિણા, પ્રતીચી, ઉત્તરા, ઉર્ધ્વ, અધસ્, ઇત્યાદિ હતાં. એમાં આ ૭ મુખ્ય હતી. એમાં પણ પહેલી ચાર જે પરમ શોભના હતી તેમણે પ્રજાપતિ દેવને કહ્યું કે, હે દેવોના દેવ પ્રજાપતે, અમને અવકાશ આપો, એટલે તેમાં અમે પતિઓ સહિત વસિયે, તેમજ હે પિતા, અમને પતિઓ પણ આપો. બ્રહ્માએ તેમને ઉત્તરમાં કહ્યું કે, શત કોટિ વિસ્તારવાળું આ બ્રહ્માંડ છે. તેના છેડાઓમાં તમે સુખેથી વસો. તમારે માટે પતિઓ ઉત્પન્ન હું કરી આપીશ, માટે હાલતો તમે તમારે સ્થાને જાઓ. પછી તેઓ સ્વસ્થાનેમાં જઇ રહી અને બ્રહ્માએ બલવાન્ લોક પાલોને સર્જ્યા. પછી બ્રહ્માએ ઇંદ્રને પૂર્વા, અગ્નિને અગ્નિકોણ, યમને દક્ષિણા, નૈરૃતને નૈરૃતકોણ, વરુણને પ્રતીચી, મરુતને વાયવ્યા, કુબેરને ઉત્તરા, ઇશ ( રુદ્ર ) ને ઇશાના, એ રીતે આપી, તથા ઉર્ધ્વા પોતે રાખી અને અધો દિશા અનંત ( શેષ ) ને આપી.

અનિલ ( વાયુ ) તત્ત્વનો ગુણ સ્પર્શ છે તે ત્વક્ ઈંદ્રિયથી જણાય છે અને તેના દેવતા વાત છે ( air ). વાયુ વાઇને ત્વચા સાથે અથડાઇ સ્પર્શ જ્ઞાન કરાવે છે. वार्ति सिवातः । વાયુની ઉત્પત્તિ માટે પણ પુરાણમાં કથા છે. વામન પુરાણમાં કહેલું છે કે, દૈત્ય માતા દિતિના ઉદરમાં ઇંદ્રે પ્રવેશ કરીને તેમાંના ગર્ભના સાત કડકા કર્યા; તે ગર્ભ રડવા માંડયો ત્યારે વળી તેણે એક એકના સાત સાત કકડા કર્યા, એમ ૪૯ વાયુઓ ઉત્પન્ન થયા હતા અને તે મરુત્ કહેવાયા હતા. સ્વાયંભુવ મનુનો પુત્ર પ્રિયવ્રત થયો હતો; અને તેનો પુત્ર સ્વન નામનો હતો. તેણે વપુ નામની સ્ત્રીને ગર્ભ રાખ્યો તેમાંથી સાત પુત્રો જન્મ્યા. તે રડવા લાગ્યા તેથી જગત્ આખું શબ્દાયમાન થઇ ગયું. એથી બ્રહ્મા ત્યાં આવ્યા અને તેમને કહેવા લાગ્યા કે, તમે રડો નહિ. તમે મહા બલવાન્ મરુત્ નામ ધારણ કરી આકાશમાં ફરો. એ સાત મરુતો સ્વાયંભુવાંતરમાં આકાશ ચારી હતા. સ્વારોચિષ મનુનો પુત્ર ઋતુધ્વજ હતો તેને સાત પુત્રો થયા હતા, તેઓ મહામેરુ પર્વત ઉપર તપ કરવા ગયા. તેઓ ઇંદ્રત્વ લેશે, એવા ભયથી ઇંદ્રે તેમના તપના ભંગ અર્થે પુતના નામની અપ્સરાને મોકલી. સાતે ભાઈઓ એક નદીમાં ન્હાવા ગયા ત્યાં તે અપ્સરાને ન્હાતી જોઇ. તેઓ મુગ્ધતા પામ્યાથી તપનો ભંગ થયો અને તેથી પાછા પિતાના સ્થાનમાં ગયા. પેલી અપ્સરા પણ સગર્ભાવસ્થાથી જળમાં શંખ રૂપિણી થઇ હતી તે એકવાર માછલાં પકડવાની જાળમાં આવી. તેને જોઇને માછીએ તેને ઋતુધ્વજના એ પુત્રોને જઇને અર્પણ કરી. એ સાતેથી એ શંખિની એ સાત પુત્રોને પ્રસવ આપ્યો, અને પોતે તુરત મુક્ત બનીને જતી રહી. આર્થા એ પુત્રો સ્તનપાનાર્થ રડવા લાગ્યા

वायुः । અને શ્રીધર સ્વામી કહે છે કે, तस्य कर्म बहिर्गमनम् । બહાર નીસરનાર વાયુ, વૃદ્ધિ કરનાર રજોગુણોત્પન્ન બળ. એમ અર્થ છે. उंजे चले । हृदयं चेतनास्थानमोजसश्चाश्रयंमतम् । આ ઉપરથી હૃદય બળ-ઇંદ્રિય બળ-મનો—બળ-તે ઓજ છે. પ્રાણાદિ વાયુની ગતિથી જ્ઞાન સાધન રૂપ ઇંદ્રિયો પ્રવર્તે છે, અને તેમનું એ પ્રવર્તન જે બળથી થાય છે તેજ ઓજ છે. એ રીતે જીવન બળ રૂપ પ્રાણ, ઇંદ્રિય બળ રૂપ ઓજ છે. ઇંદ્રિયમાં પણ અત્ર મંનસેવાનું છે ચક્ષુરાદિઇંદ્રિયનું બળ-પ્રવૃત્તિ—તે ઓજ નહિ, પણ મનની તર્ક કે ઇચ્છાશક્તિ રૂપ ક્રિયા તે ઓજ છે. ચક્ષુરાદિ ઇંદ્રિયોનું બળ તે સહ છે. सहते ઉપરથી એ શબ્દ છે. સમગ્ર શરીરની શક્તિ બલ છે. આવી રીતે જીવનગતિ રૂપ પ્રાણ ક્રિયા, ઇંદ્રિય પ્રવૃત્તિ રૂપ સહ ક્રિયા, માનસ્ કર્મ રૂપ ઓજ ક્રિયા, અને શરીર ગતિ રૂપ બળ ક્રિયા, એ વાયુનાં લિંગ કહેલાં છે. અર્થાત્ વાયુજ સર્વ કર્મ છે. રસરત્નાકર નામના વૈદ્યકગ્રંથમાં કહેલું છે કેઃ—

वायुरायुर्बलं वायुर्धाता वायुः शरीरिणां ।
वायु र्विश्व मिदं सर्वं प्रभु र्वायुश्च कीर्त्तितः ॥
सर्वा हिचेष्टा वातस्य स प्राणः प्राणिनां स्मृतः ।
तेनैव जायते रोगस्तेनचैवोपशाम्यति ॥

અર્થાત્ આયુષ્, બળ, વિધાતા, આ અખિલ વિશ્વ, અને પ્રભુ, એ સર્વ વાયુજ છે. ચેષ્ટા માત્ર વાયુનીજ છે અને વાયુજ પ્રાણીઓનો પ્રાણ છે. તેનાથીજ રોગ (ક્ષય) અને ઉપશમન (જીવન) પ્રવર્તે છે. આમ જીવન ગતિ રૂપ બ્રહ્માંડ થયું.

હજુ પણ એ વાયુ વિકાર પામ્યો તેમાંથી તેજસ તત્ત્વ કે અગ્નિ તત્ત્વ થયું. તેમાં શબ્દ, સ્પર્શ. એ બે ગુણો તો હતાજ, પણ વિશેષ વિકારથી રૂપ-આકાર- ( form ) નો ગુણ વધ્યો. તે અગ્નિ રૂપ છે. વાયુથી આકાર રચાય છે, અને આકાર દૃશ્યત્વ ગુણ વાળો તેજથી છે. આ તેજ તત્ત્વ વિકાર પામ્યું તેમાંથી શબ્દ, સ્પર્શ, રૂપ, અને રસ ગુણી અંભસ્-જલ-ઉત્પન્ન થયું. અહિં સ્થૂળતર થયું છે. એ અંભસ કે જળ તત્ત્વના વિકારથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધવતી પૃથિવી થયેલ છે. અહિં પરમ સ્થૂલતા થાય છે. એ રીતે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ, એ પંચ ગુણો વાળાં નભસ, અને પૃથિવી, એ પચ ભૂતો કે તત્ત્વો તામસાહંકારથી થયાં, અને તે દ્રવ્ય ભાગ છે. હવે એજ રીતે વૈકારિક કે સાત્વિકાહંકારમાંથી ઇંદ્રિયોના અધિષ્ઠાતા દશ દેવો અને તૈજસ કે રાજસાહંકારમાંથી દશ ઇંદ્રિયો થયેલ છે. એ વિષે ૩૦ તથા ૩૧ શ્લોકો છે. દિક, વાત, અર્ક, પ્રચેતસ્, અશ્વિ, વહ્નિ, ઈંદ્ર, ઉપેંદ્ર, મિત્ર, અને કસ, એ દશ વૈકારિક દેવો છે, અને દશેની એક વ્યક્તિતા રૂપ મનસ્ છે. પંચ ગુણો અને પંચ ભૂતો મળીને દસની એકવ્યક્તિતા મહાભૂત સંજ્ઞા છે, તેમ આ દશ દેવતાની એકવ્યક્તિતા મનસ્ છે, અને તેના દેવતા ચંદ્ર છે. એજ રીતે તૈજસાહંકારમાંથી પાંચ જ્ઞાનેંદ્રિયો અને પાંચ કર્મેંદ્રિયો મળીને દશ ઇંદ્રિયો થઇ, અને તે દશેની એક વ્યક્તિતા રૂપ પ્રાણ છે. આમ,

તેનું નામ સવિતા પણ છે. ( सर्वं लोकं प्रसवनात्सविता ). બીજું નામ સૂર્ય છે. ( शरति आकाशे सुवति कर्माणि लोकं प्रेरयतिवा । सृगतौ सूप्रेरणेवा ). તેનો વર્ણ રક્ત શ્યામ મિશ્ર કહેલો છે. આની કથા માર્કંડેય પુરાણમાં એમ છે કે, કશ્યપ મુનિને

આકાશ વાણીએ કહ્યું કે, તમારી સ્ત્રી અદિતિના ગર્ભનું અંડ મારિત હોવાથી તે પુત્ર માર્તંડ કહેવાશે અને તે સર્વત્વ ભોગવશે. પછી દેવો અને અસુરોનું યુદ્ધ થતાં સૂર્યે સ્વતેજથી અસુરોને બાળી નાંખ્યા. પછી તેને વિશ્વકર્માએ સ્વપુત્રી સંજ્ઞા નામની હતી તે સૂર્યને પરણાવી. તેનો પુત્ર વૈવસ્વત મનુ થયો. આ મ્હોટો પુત્ર શ્રાદ્ધદેવ કહેવાયો હતો. બીજો પુત્ર યમ અને યમુના નદી પુત્રી થઇ હતી. સૂર્યનું તેજ સહન ન કરી શકવાથી સંજ્ઞાએ પોતાની એક છાયા સ્ત્રી ઉત્પન્ન કરીને સૂર્ય પાસે તેને રાખી પોતે પિતાને ઘેર ગઇ. એ છાયાને સૂર્યથી બે પુત્ર અને એક પુત્રી થયાં. બે પુત્રોમાં એક મનુ સાવર્ણિ અને બીજો ગ્રહ શનૈશ્ચર હતો. અને કન્યા તપતી નામે હતી તે સંવરણને આપી હતી. પછી આ સંજ્ઞા નથી પણ છાયા છે એમ જાણીને પુત્ર યમે તેને પાટુ મારી, તેથી છાયાએ તેને લંગડો થવાનો શાપ આપ્યો. યમે આ વાત પિતા સૂર્યને કહી. સૂર્યે તેને કહ્યું કે, ગમે તેમ હશે, પણ માતાનો શાપ મિથ્યા થશે નહિ. પછી છાયાને કહ્યું કે, આમ પુત્રનેજ શાપ માતા થઇને કેમ આપ્યો ? છાયાએ કહ્યું કે, હું તેની માતા નથી. પછી પોતે સંજ્ઞા નથી, એમ કહ્યું. આથી સૂર્ય ક્રોધ કરી સસરા પાસે કહેવા ગયા તો વિશ્વકર્માએ તેને કહ્યુ કે, તમારૂં તેજ સહન નથી થતું, માટે સંજ્ઞા વનમાં ઘોડી રૂપે રહીને તપ કરે છે. પછી શાક દ્વીપમાં જઇને સૂર્યે સ્વતેજ ભ્રમિને આપ્યું. સૂર્યે જે તેજ કાઢી નાંખ્યું તેમાંથી વિષ્ણુનું ચક્ર, કુબેરની પાલખી, યમનો દંડ, ઇંદ્રની શક્તિ, અને દેવતાઓનાં બીજાં આયુધો બન્યાં. પછી વડવા ( ઘોડી ) રૂપે સંજ્ઞા તપ કરતી હતી ત્યાં સૂર્ય ગયા અને ઘોડાનું રૂપ ધરી રહ્યા. તે બંનેના સ્પર્શથી સંજ્ઞાને પુત્ર થયા તે નાસત્ય કહેવાયા. તેઓ અશ્વ રૂપથી થયા માટે અશ્વિ કહેવાયા. રેતસમાંથી રેવંત પુત્ર થયો તે અશ્વારૂઢ બાણ ધારી થયો હતો. પછી ઘેર આવીને સૂર્યે પ્રથમ, પુત્ર વૈવસ્વતને મનુ બનાવ્યો, બીજો યમ થયો તે યામ્યપતિ થયો, યમુના પુત્રી કલિંદને વિષે નદી થઇ, અશ્વિનો દેવોના વૈદ્ય થયા, રેવંતને ગુહ્યકોનો અધિપતિ બનાવ્યો. પછી સાવર્ણીને આઠમો મનુ ઠરાવ્યો, તે હજી પણ મેરુ પૃષ્ઠ ઉપર તપ કરે છે. શનૈશ્ચરને ગ્રહ બનાવ્યો, અને તપતી કન્યાને ઉત્તમ નદી બનાવી, હાલ વૈવસ્વત મન્વંતર ચાલે છે.

( ચાલુ. )

ચમનરાય શિવશંકર વૈષ્ણવ.

# ॥ वेदान्तनां चार दर्शनो ॥

નીચેના વિચારો વેદાન્ત સૂત્રોના એક મરાઠી ભાષ્યમાંથી સંગ્રહવામાં આવ્યા છે; તેમાં વેદાન્તનાં ચારે દર્શનોના ભિન્ન ભિન્ન સિદ્ધાન્તો સ્પષ્ટ રીતે દર્શાવવામાં આવ્યા છે.

( ૧ )

शंकराचार्यनुं अद्वैत ।—( આઠમું અથવા નવમું શતક. )—બ્રહ્મ, કોઇ પણ પ્રકારના ગુણ અથવા આકાર રહિત છે, તથા પૌરૂષેય નથી. માત્ર તેજ એક સત્ છે. અન્ય સર્વ અસત છે.

रामानुजाचार्यनुं विशिष्टाद्वैत । ( બારમા શતકનો મધ્યકાલ. ) :—બ્રહ્મ, ગુણો વાળો તથા પૌરૂષેય છે; સૃષ્ટિનો સૃષ્ટા અને રક્ષક છે. માનવ જીવાત્મામાં પણ ગુણોનો સમાવેશ થાય છે; તેનો મોક્ષ થતાં તે સર્વ પ્રકારે બ્રહ્મ સમાન છે, માત્ર તેનામાં સૃષ્ટિનું સર્જન કરવાની શક્તિ હોતી નથી.

मध्वाचार्यनुं द्वैत । ( ૧૧૯૯ ) :—બ્રહ્મ, પૌરૂષેય છે, સૃષ્ટિનો સૃષ્ટા અને શાસક છે, તથા સર્વ પ્રકારે ભક્તિ, પૂજા કરવા યોગ્ય છે. જીવાત્મામાં ઇશ્વરની સમાન દશાએ પહોંચવાની શક્તિનો કદાપિ સમાવેશ થતો નથી; વર્તમાનમાં આ દુનિયામાં અને મોક્ષ પછી સ્વર્ગમાં તે ઇશ્વરની માત્ર સેવા કરવા યોગ્ય છે.

वल्लभाचार्यनुं शुद्धाद्वैत । ( સોળમું શતક. ) :—સર્વે જડ અને ચેતન, બ્રહ્મ રૂપ છે.

( ૨ )

अद्वैत । દરેક દૃશ્ય બનાવ ભાવાત્મક છે. માયાના એક પ્રકારના સ્વરૂપ, અજ્ઞાન વડે બ્રહ્મ આવૃત્ત બન્યું છે. આ પ્રમાણે આવરણ પામેલા બ્રહ્મમાં દૃશ્ય પ્રપંચનો ઉદ્ભવ થાય છે. શુદ્ધ ચિન્માત્રને આવરી લઇને છુપાવનારી એક શક્તિ છે; જાણે યથાર્થ રીતે પ્રપંચ જોવાતો હોય એવો ભ્રમ એ શક્તિ વડે ઉપજાવાય છે.

विशिष्टाद्वैत ।—બ્રહ્મમાં ગુણોનો સમાવેશ થાય છે.

द्वैत ।—સૃષ્ટિ એક બાગ સમાન છે, તેમાં શ્રેષ્ઠ પૌરૂષેય ઇશ્વર રૂપ બ્રહ્મ, માલિની પેઠે કામ કરે છે. તે આ સૃષ્ટિનું રક્ષણ કરે છે, સમયો સમય માનવ જીવાત્માને દંડ દેછે; તે તેનાં પુણ્ય અથવા પાપ અનુસાર જન્મો જન્મના ફેરામાં ફરે છે તથા દુઃખ ભોગવે છે.

शुद्धाद्वैत ।—બ્રહ્મ સત્ય અને નિત્ય છે; આપણી આસપાસ જોવાતો દૃશ્ય પ્રપંચ તેનું સ્વરૂપ છે. આ સંસારમાં જોવામાં આવે છે તેવા પ્રાકૃતિક પદાર્થોની ઉત્પત્તિ અને વિનાશ વિશે ખુલાસો આપવાનું કહેતાં તેઓ કહે છે, કે એ તો માત્ર આવિર્ભાવ અને તિરોભાવનું દૃષ્ટાંત છે. વળી કારણ ઉભય પ્રકારનાં હોય છે—એક ઘટનું કારણ

ઐહિક સમૃદ્ધિનો શોધ ચલાવે છે; એકમાંથી અન્ય ભૂમિકામાં ચઢવા વડે અન્ય કેટલાક ભક્તો અંતિમ મોક્ષનાં સાધનની શોધ કરે છે અનેક પ્રકારના યજ્ઞોના સાધનવડે કેટલાક બ્રહ્મને અર્થે છે. આ પ્રમાણે ભક્તો બ્રહ્મને પૌરૂષેય ધારે છે, પરંતુ યથાર્થ રીતે તે તેમ નથી. કેટલાંક શાસ્ત્રવચનો ભક્તોની આવી કલ્પનાઓનું સૂચન કરે છે તથા ગુણો વાળા અને વિકાર પામતા એક પુરૂષ રૂપે બ્રહ્મનું વર્ણન કરે છે. પરંતુ આવાં વચનો સિદ્ધાંતો, અંતિમરૂપે તથા યથાર્થરીતે સત્ય હોતાં નથી.

विशिष्टाद्वैत ।—બ્રહ્મ કદાપિ અપૌરૂષેય નથી. શંકરની દલીલો બુદ્ધિહિન છે. શ્રેષ્ઠ પુરૂષ સમાન બ્રહ્મ છે—વિશ્વના કારણ રૂપ છે, ઉપકારક ગુણોના સમુદ્ર સમાન છે, તેમાં કોઇ પ્રકારનો વધારો થઇ શકતો નથી. તે સર્વજ્ઞ, સર્વ સમર્થ છે; સર્વના પ્રભુ રૂપ છે, કોઇ પણ પ્રકારના ગમે તેવા દોષથી રહિત છે.

द्वैत ।—ઇશ્વરમાં ગુણોનો સમાવેશ થાય છે તથા માનવજીવ તેનાથી ભિન્ન હોવાથી તેને પૂજવાને બંધાયલો છે.

शुद्धाद्वैत ।—સંસાર ઉભય દશાઓમાં અસ્તિત્વ ધરાવતો માનવામાં આવે છે; એક તે સંસારનો ઉત્પત્તિ કાલ અને અંતિમ વિશ્વવ્યાપક પ્રલય તે અન્ય-સૃષ્ટિના સર્જન સમયે સર્વે ગુણો તિરોભૂત દશામાં રહે છે અને તેથી આ જડ દશ્ય પ્રપંચરૂપ બ્રહ્મને નિર્ગુણ રૂપે વ્યવહરવામાં આવે છે. અંતિમ તિરોધાનના સમયે સર્વે ગુણો દશ્ય થાય છે.

( ६ )

अद्वैत ।—શંકરનું કહેવું છે, કે " तत्त्वमसि । " મહાવાક્ય માનવજીવાત્મા અને પરમાત્માનું ઐક્ય દર્શાવે છે.

विशिष्टाद्वैत ।—રામાનુજ સિદ્ધ કરે છે, કે માનવજીવાત્માના ગુણો પરમાત્માના જેવાજ છે.

द्वैत ।—માનવજીવાત્મા, પરમાત્માથી ભિન્ન છે. આ સંબંધમાં ઉપનિષદનાં બે મહા વાક્યો વિચારવા યોગ્ય છે. એ બે વાક્યો, " तत्त्वमसि । " અને " अहं ब्रह्मास्मि । " છે. વેદાન્તિઓ આ વાક્યોમાંથી મારી મચડીને પોતાને ફાવતો અર્થ કાઢે છે. तत्त्वमसि । ને મધ્વ આ પ્રમાણે સમજાવે છેઃ—" તે ( બ્રહ્મ ) ના જેવો અથવા તે ( બ્રહ્મ ) સાથે સંબંધ વાળો તું છે, " એટલે માનવ જીવાત્મા ગમે તો પરમાત્માના જેવો છે અથવા બ્રહ્મ સાથે સંબંધ વાળો છે. જીવાત્મા અને પરમાત્માનો અપરોક્ષ રીતે અભેદ સિદ્ધ કરતા अहं ब्रह्मास्मि । મહાવાક્યનો મધ્વથી સંપૂર્ણ ખુલાસો થઇ શકતો નથી.

शुद्धाद्वैत ।—પરિણામ પામેલો પરમાત્મા, માનવજીવાત્મા છે.

( ૭ )

**અદ્વૈત** ।—ચૈતન્ય અથવા બ્રહ્મ, એજ સત્ છે, અન્ય સર્વે અસત્, માયા, ભ્રમ સમાન છે. ચૈતન્ય આવૃત્ત બન્યું અને તેમાંથી એક સંસ્થાનો ઉદ્‌ભવ થયો. આ પ્રમાણે જે જે જડ છે તે સર્વનું તથા જે જેવિચારાય છે અનુભવાય છે તે સર્વનું રૂપ બંધાયું. આ રૂપ અથવા આકાર સ્વતઃ અસત્ છે અયથાર્થ છે, માયાવિ છે.

**વિશિષ્ટાદ્વૈત** ।—માનવ જીવાત્મા, પરમાત્માથી ભિન્ન છે, એમ રામાનુજ દર્શાવે છે.

**દ્વૈત** ।—માનવ જીવાત્મા, પરમાત્માથી ભિન્ન છે.

**શુદ્ધાદ્વૈત** ।—આદિ કારણ રૂપ પરમાત્મા, પરિવર્ત, પરિણામ પામેલા તેના તેજ પોતાના સ્વરૂપથી ભિન્ન છે. બ્રહ્મ અથવા ચૈતન્ય, અધ્યાત્મ અને જડ રૂપે જે જે ગણાય છે તે સર્વમાં પરિણામ પામ્યું છે.

( ૮ )

**અદ્વૈત** ।—બ્રહ્મ—ચૈતન્ય—એજ માત્ર અસ્તિત્વ ધરાવે છે, અન્ય સર્વ માત્ર માયા રૂપ છે—વૃથા છે.

**વિશિષ્ટાદ્વૈત** ।—શ્રેષ્ઠ પુરૂષ નારાયણ છે: લક્ષ્મીના પતિ, શ્રેષ્ઠ પુરૂષ નારાયણે, સૃષ્ટિનું અને માનવ જીવોનું સર્જન કર્યું; મોક્ષ દશામાં આ જીવો સુખ ભોગવવામાં ઇશ્વર અથવા નારાયણના જેટલાજ સમર્થ છે; સૃષ્ટિ ઉપજાવવાની અને લક્ષ્મીને પત્ની તરીકે પામવાની શક્તિયો વિનાની તેની અન્ય સર્વે શક્તિયો અને ગુણો પામવાને સમર્થ છે.

**દ્વૈત** ।—એક પૌરૂષેય ઇશ્વર છે; તે આ વિશ્વનો સ્રષ્ટા અને શાસક છે. સંસાર આ દશ્ય વ્યવહાર સત્ય છે, યથાર્થ છે. માનવિનો ધર્મ પોતાના સ્રષ્ટાની ભક્તિ કરવાનો છે.

**શુદ્ધાદ્વૈત** ।—પરમાત્મા, માનવ જીવ અને જડ અથવા પ્રકૃતિ વચ્ચે કોઇ પ્રકારનો ભેદ નથી: જે જે ભેદ જણાય છે તે માત્ર એકના અન્યમાં પરિણામ પામવાને લીધે ઉભા થાય છે. જડ તે માત્ર પરિણામ પામેલું ચૈતન્ય છે. જગતની કાર્ય પ્રવૃત્તિ અનંતકાલથી ચાલ્યાં જાય છે, કંઇ પણ નવીન નિપજતું નથી, પ્રથમથી અસ્તિત્વ ધરાવતું કંઇ પણ વિનાશ પામતું નથી. જે વિનાશ પામ્યા જેવું દેખાય છે તે માત્ર માનવદષ્ટિમાંથી અદશ્ય થાય છે; તે અદશ્ય થાય છે, તિરોભાવ પામે છે. જે જે નિપજતું, બનતું જણાય છે તે માત્ર માનવદષ્ટિ સમિપ દશ્ય થાય છે. તે પુનઃ દશ્યથાય છે, આવિર્ભાવ પામે છે.

(૯)

અદ્વૈત ।—શ્રેષ્ઠ ચૈતન્ય, સ્વતઃ બ્રહ્મ સમાન છે.

વિશિષ્ટાદ્વૈત ।—શ્રેષ્ઠ ચૈતન્ય, શ્રેષ્ઠ પુરૂષ, લક્ષ્મીપતિ નારાયણ છે.

દ્વૈત ।—બાદરાયણનું શ્રેષ્ઠ ચૈતન્ય વિષ્ણુ છે; વૈકુંઠ લોકવાસી પૌરૂષેય ઇશ્વર છે.

શુદ્ધાદ્વૈત ।—જે જે ચેતન અને જડ રૂપ છે, તે તેના તેજ ચેતનના પરિણામ રૂપ છે.

(૧૦)

અદ્વૈત ।—માનવ ચૈતન્ય અને પરમાત્મા ( બ્રહ્મ ) એકજ છે, તથા વિશ્વ અથવા દશ્ય પ્રપંચ માયાવિ છે.

વિશિષ્ટાદ્વૈત ।—રામાનુજ દ્વૈત અને અદ્વૈતનું મિશ્રણ કરે છે, તથા સિદ્ધ કરે છે, કે માનવ જીવાત્મા તેમજ પરમાત્મા, એક તેમજ ભિન્ન છે; જીવાત્મા કેટલીક બાબતમાં પરમાત્માના સમાન છે, તથા અન્ય કેટલીક બાબતમાં તેના કરતાં ભિન્ન છે; નારાયણના નામથી વ્યવહરાતો પૌરૂષેય ઇશ્વર, શ્રેષ્ઠ ચૈતન્ય છે, સૃષ્ટિનો સૃષ્ટા છે, લક્ષ્મી નામના સ્ત્રી દેવતાનો પતિ છે. સૃષ્ટિના સર્જનની અને લક્ષ્મીને પત્ની તરીકે પામવાની ઉભય શક્તિયો. માનવ જીવાત્માને કદાપિ મળી શકતી નથી; તથાપિ નારાયણના અન્ય સર્વે ગુણો પામવાને તે સમર્થ છે. અંતિમ મોક્ષની દશામાં માનવ જીવાત્મામાં આમાંના કેટલાક ગુણોનો ઉદય થાય છે.

દ્વૈત ।—પૌરૂષેય ઇશ્વર, શ્રેષ્ઠ ચૈતન્ય છે; તેને વિષ્ણુના નામથી વ્યવહરવામાં આવે છે. માનવ જીવાત્મા, વિષ્ણુથી ભિન્ન છે. સર્વ પ્રકારે પૌરૂષેય ઇશ્વર અથવા વિષ્ણુની ભક્તિ કરવાની છે.

શુદ્ધાદ્વૈત ।—તાત્વિક પદાર્થ ઉભય રૂપોમાં જોવામાં આવે છે—ચેતન અને જડ. આ ઉભયને ભિન્ન રૂપે ધારી શકાય, અથવા મિશ્રિત બનતાં ઉભય રૂપોમાંથી તૃતિય રૂપ બંધાય. આ ત્રણ તે શુદ્ધ ચેતન, શુદ્ધ જડ, અને ચેતન તથા જડનું મિશ્રણ છે. આ સર્વ દશ્ય પ્રપંચ આમાંનો અમે તે એક છે; પરંતુ ચેતન અથવા જડ તે માત્ર તત્વિક પદાર્થ અથવા બ્રહ્મનું પરિણામ પામેલું રૂપ છે. દશ્ય પ્રપંચો અનેક અને અનેકવિધ છે, તાત્વિક પદાર્થ માત્ર એક છે, તથાપિ તેને ત્રણ ભિન્ન સ્વરૂપોમાં ધારવાનો છે. પ્રપંચ આવિર્ભાવ પામે છે, પરંતુ કદાપિ ઉત્પન્ન થતો નથી અથવા વિનાશ પામતો નથી.

બ્રહ્મમાં સ્વતઃજ વિશ્વ રૂપે બનવાની અને રહેવાની સત્તા છે. જે નિત્ય છે તેને

પરિણામ ના પામે એવું માત્ર એક રૂપ હોવું જોઇએ; પરિણામ ના પામે એવા એક રૂપ વાળું વિશ્વ સંભવિ શકતું નથી. જો કે શ્રેષ્ઠ ચૈતન્ય ( બ્રહ્મ ) સ્વતઃ વિશ્વ રૂપે બન્યું છે, એ બાબત સત્ય છે, તથાપિ એ ઉભયમાં ભેદ છે. જ્યારે બ્રહ્મ-વાદીઓ એ ઉભયની એકતા જુએ છે ત્યારે તેઓ મોક્ષ પામે છે. પરિણામ, કારણની સાથે અભિન્ન છે અથવા કારણમાં, પરિણામનો સમાવેશ થાય છે. એકને અન્યથી ભિન્ન પાડી શકાતું નથી શ્રેષ્ઠ ચૈતન્ય અમરત્વના સેતુ રૂપ છે કારણ કે સેતુના જ્ઞાન વડે અમરત્વ અનુભવાય છે, આવા વિચારનો ખુલાસો માત્ર ઉપરના પ્રકારનો સિદ્ધાન્તજ કરી શકે છે. આથી સિદ્ધ થાય છે, કે ( કારણ ) પરમ ચૈતન્ય અને ( તેનાં પરિણામો ) દૃશ્ય પ્રપંચ વચ્ચે કોઇ પ્રકારનો ભેદ નથી. યથાર્થ બાબત આવી હોવા છતાં, કારણ અને તેનાં પરિણામો વચ્ચે ભેદ માત્ર એટલા માટે ધારવામાં આવે છે, કે " પરમ ચૈતન્યને જાણનાર પુરૂષ શ્રેષ્ઠ સ્થાન પામે છે. " એવી જાતનાં વચનોનો ખુલાસો થઇ રહે તથા આદિ કારણ અને તેનાં પરિણામો વચ્ચેનો સંબંધ કલ્પવામાં માનવિને સહાય મળી રહે.

( ૧૧ )

**अद्वैत** ।—આ ભારે જડ દેહ તે હું છું, એવું ભાન તે અજ્ઞાન. આપણો આ દેહમાં પ્રેમ લાગેલો છે, આપણે તેને કીમતિ ગણીએ છીએ, આપણો તે સાથે મમત બંધાયલો છે, આ બાબત સર્વના જાણવામાં છે. તેનું કોઇ પણ પ્રકારે નુકશાન કરનારના પ્રત્યે આપણને દ્વેષની લાગણી થાય છે, તેનો નાશ થશે કે નહિ, એમ આપણે વારંવાર ભ્રમથી પૂછીએ છીએ, તથા ભીતિથી કંપીએ છીએ. અજ્ઞાનનાં આવાં ભિન્ન ભિન્ન સ્વરૂપો છે. આમાંના એકાદ સ્વરૂપમાં બંધાયલો પુરૂષ બંધનમાં સપડાય છે; આવા પ્રકારના અજ્ઞાન, રાગ અથવા દ્વેષની પાર વર્તનાર પુરૂષ મોક્ષ પામેલો છે. આવી રીતે છુટા બનેલા પુરૂષો પરમ ચૈતન્યાનુભવ પામવાના અધિકારી છે.

**विशिष्टाद्वैत** ।—રામાનુજને આથી વિરૂદ્ધ કંઇ કહેવાનું નથી.

**द्वैत** ।—મધ્વાચાર્યને પણ આથી વિરૂદ્ધ કંઇ કહેવાનું નથી.

**शुद्धाद्वैत** ।—વલ્લભાચાર્ય આ વિચારના સામે થાય છે. તેઓ કહે છેઃ—" ગમે તેવા સર્વે પદાર્થો એક અને તેના તેજ છે, ગમે તો કારણના સ્વરૂપમાં જણાય અથવા પરિણામના સ્વરૂપમાં જણાય તથાપિ પરમ ચૈતન્ય ખરે ખર એકજ છે. કારણ કે તેનાં પરિણામો અનેક પ્રકારનાં છે, માત્ર તેનાં નામો અનેકવિધ છે. આ અનેકવિધ નામોનો ત્યાગ કરવાનો છે. પરંતુ કંઇ આ સમસ્ત દૃશ્ય પ્રપંચનો ત્યાગ કરવાનો નથી; તેમજ અનેકવિધ દૃશ્ય અથવા પદાર્થોના જ્ઞાનનો ત્યાગ કરવાનો નથી. તે માયા, ભ્રમણા રૂપ નથી. વલ્લભ પરિણામ વાદી છે; પરમ ચૈતન્યના, દૃશ્ય વિશ્વમાં પરિણામ પામવાનો પ્રવર્તક છે. જે જે જડાત્મક અને ચૈતન્યાત્મક છે તે સર્વ પરમચૈતન્યના પરિણામ રૂપ છે. વલ્લભના

મત પ્રમાણે માનવજીવાત્મા અને પરમાત્મા વચ્ચેનો ભેદ ઘટ મૃત્તિકા અને તેના બનેલા ઘટના વચ્ચેના ભેદ સમાન છે; આમ માનવું તે એક ભ્રમણા સમાન છે. ઇશ્વર, વિશ્વરૂપ, પરિણામ રૂપ બન્યા છે. પરિણામ, કારણ સાથે અભિન્ન છે. ઉભય વચ્ચે કોઇ પ્રકારનો ભેદ નથી. પરિવર્ત પામેલું કારણ પરિણામ છે.

માનવિના ઉપ વિભાગમાં દેવ અને ભૂત વર્ગ છે. આ સત્વોને પણ શક્તિ હોય છે તથા તેમને દેહો અને ઇન્દ્રિયો હોય છે; તેમની પ્રકૃતિયો ભિન્ન હોય છે; તેમનાં સ્થાન ભિન્ન હોય છે. તેમના ઉપભોગ ભિન્ન હોય છે; તેમની પ્રવૃત્તિયો ભિન્ન પ્રકારની હોય છે. સદાચારી માનવીઓ દેવની દશાને પામે છે; દેવો એક સમયેજ ભિન્ન ભિન્ન સ્વરૂપો ધારણ કરી શકે છે. સ્મૃતિ ગ્રંથોમાંથી મળી આવે છે, કે યોગિનામાં સૂક્ષ્મતાદિ શક્તિયો હોય છે, તથા તે એક સમયે ભિન્ન ભિન્ન સ્વરૂપો ધારણ કરી શકે છે. એક યોગિ આમ કરી શકે છે તો દેવો એમ કરી શકે એમાં લેશ પણ નવાઇ નથી; દેવો જન્મ કાલથીજ શક્તિવાન્ અને સર્વ રીતે તૈયાર હોય છે. તેમનામાં અદૃશ્ય થવાની શક્તિ હોવાથી તેઓ આપણાથી જોઈ શકાતા નથી. માનવિઓ દેવો બને છે, તે ઉપરાંત પણ અન્ય દેવો છે.

## (૧૨)

**અદ્વૈત**—જાણે કે કોઇ એક પુરૂષ ઉંઘીને જાગતો હોય તેમ પ્રલય ઉપર પ્રલય થયાં જાય છે, સંસાર ચક્ર ભમ્યાં જાય છે, આ ચક્ર હમેશાં ભ્રમણ કર્યા કરે છે. સંહાર શક્તિમાંથી પસાર થતી સૃષ્ટિ, કેટલીક શક્તિનો બચાવ કરે છે; સૃષ્ટિના સર્જન સમયે તેનામાં આ ઉન્નતિ પામવાની શક્તિના રૂપમાં હોય છે. પ્રલયના સમયે આ શક્તિ સુપ્ત દશામાં રહે છે. આ શક્તિ હોવાને લીધે, સૃષ્ટિનું પુનઃ સર્જન થાય છે જો આ સિદ્ધાંતો ના સ્વીકારીએ તો આપણે એમ સ્વીકારવુ પડશે, કે આ સૃષ્ટિનું શૂન્યમાંથી સર્જન થયું છે; આ સિદ્ધાન્ત સર્વ પ્રકારની બુદ્ધિથી વિરૂદ્ધ છે.

**વિશિષ્ટાદ્વૈત**:—સમયો સમય આ સમગ્ર વિશ્વ નાશ પામે છે અને ફરીથી ઉત્પન્ન થાય છે. આમ હોવાથી તેનાં તેજ નામ અને રૂપો પુનઃ પુનઃ થાય છે. મહાનારાયણના મનમાં એક ઇચ્છાનો ઉદય થાય છે. તેમને સૃષ્ટિ નિપજાવવાની ઇચ્છા થતાં અથવા અનસ્તિત્વની દશામાંથી પુનઃ અસ્તિત્વની દશામાં લાવવાની કામનાનો ઉદય થતાં, " હું અનેક રૂપે થાઉં, " એમ કામના કરીને પૂર્વે હતી તેવી સૃષ્ટિનો સંકલ્પ કર્યો. ઉન્નતિ પામવાની શક્તિવાળા તથા ભોગ્ય અને ભોક્તાનાં સર્વ પ્રકારનાં સુપ્ત દશામાં વર્તતાં સ્વરૂપોવાળા વિશ્વના, બુદ્ધિથી જડ પ્રકૃતિને જુદી પાડીને રચના, વ્યવસ્થા તથા સંયોગ કરનાર પણ તેજ છે.

**દ્વૈત**:—ભૂતકાલમાં થઇ ગયલા દેવોનાં, વર્તમાનકાલના દેવોના તથા ભાવિકાલના દેવોનાં નામ અને રૂપો હમેશાં તેનાં તેજ હોય છે. વર્તમાનમાં અસ્તિત્વ ધરાવતા દેવો

મોક્ષ દશાના ગ્રાહક બને છે અને તેમનાં કર્તવ્યો ઉપાડી લેવા માટે અન્ય દેવ ગણો નિમવામાં આવે છે.

**શુદ્ધાદ્વૈત** ।—સૃષ્ટિઓના દરેક પ્રલય સમયે દેવોનો વિનાશ થાય છે તથા પુનરોત્પત્તિના સમયે તેઓ પુનઃ ઉત્પન્ન થાય છે, એમ કહેવું વ્યાજબી નથી. પરમ ચૈતન્યમાં આવિર્ભાવ અને તિરોભાવની શક્તિ હોય છે. તેથી તેની મરજી થતાં તે આ સૃષ્ટિઓને વિસ્તારે છે તથા તેમ મરજી થતાં પોતામાં તિરોભાવ પમાડે છે. એક પાણીનો ભરેલો ઘડો સમુદ્રમાં ઠાલવવામાં આવે છે, તથા તેમાંથી એક ઘડો ભરી લેવામાં આવે છે. આમાં એમ માનવાનું બીલકુલ કારણ નથી, કે બીજા ઘટનું પાણી પ્રથમ ઘટના જેવુંજ છે. પરંતુ શંકર જેવા ભાષ્યકારોની બુદ્ધિ અભ્યાસિયોને આવા ગુંચવાડામાં ઉતારે છે; પરમ ચૈતન્ય સ્વતઃ આવિર્ભાવ પામે છે તથા પોતાનો પોતામાં તિરોભાવ કરે છે, એમ સ્વીકારતાં આવા ગુંચવાડાનો પાર આવે છે.

(૧૩)

**અદ્વૈત** ।—માત્ર પરમ ચૈતન્યજ યથાર્થ છે, અન્ય સર્વ ભ્રમ, માયા છે.

**વિશિષ્ટાદ્વૈત** ।—પરમ ચૈતન્યના ઉપર આવરણ ફરી વળતાં દૃશ્ય પ્રપંચની ઉત્પત્તિ થઇ, એમ રામાનુજ સ્વીકારતા નથી. આ દૃશ્ય પ્રપંચ ( પ્રકૃતિ ) નિત્ય છે, એમ તેમનો સિદ્ધાન્ત છે, પરમ ચૈતન્ય સાથેના અદૃશ્ય પ્રપંચના મિશ્રણને લીધે સૃષ્ટિનું સર્જન થાય છે. શ્રેષ્ઠ પુરૂષની ઇચ્છા થતો, તે સૃષ્ટિનો વિનાશ સાધે છે.

**દ્વૈત** ।—પૌરૂષેય ઇશ્વરની ઇચ્છા થત, સૃષ્ટિ સર્જે છે તથા વિનાશ કરવાની ઇચ્છા થતાં તે તેમ કરે છે, એમ સ્વીકારનાર મધ્વાચાર્યનું કથન સ્પષ્ટ છે. દૃશ્ય પ્રપંચ સત્ય છે.

**શુદ્ધાદ્વૈત** ।—પરમ ચૈતન્ય, જડ સૃષ્ટિ રૂપે પરિણામ પામ્યું છે, એમ સ્વીકારનાર વલ્લભાચાર્યે આ સર્વે ગુંચવાડાનું નિરાકરણ કર્યું છે. જ્યારે પરમ ચૈતન્ય સ્વતઃ આવિર્ભાવ પામે છે ત્યારે સૃષ્ટિનું સર્જન થાય છે; જ્યારે તે પોતાની જાતનો પોતામાં તિરોભાવ કરે છે ત્યારે સૃષ્ટિનો વિનાશ થાય છે.

વલ્લભના મત પ્રમાણે પરમ ચૈતન્યના સત્ અને ચિતરૂપ ઉભય અંશો સમજવા જેવા છે. સદંશ, પ્રકૃતિ અથવા જડના તત્વરૂપ છે. આ પ્રમાણે પુરૂષ અને પ્રકૃતિ સાથે સાથે જગતનો આવિર્ભાવ કરે છે. જગત્ અથવા વિશ્વ નિત્યતાપર્ક છે લોકના સર્વે દેવો નિત્ય છે. આ સર્વે પરિણામ પામેલા પરમ ચૈતન્ય રૂપ છે. જ્યારે પરમ ચૈતન્ય પોતાનો પોતામાં તિરોભાવ કરે છે ત્યારે સમગ્ર વિશ્વ અથવા દૃશ્ય પ્રપંચ તિરોભાવ પામે છે. પરમ ચૈતન્યના પરિણામ વડે તે સ્વતઃ આવિર્ભાવ પામે છે અને વિશ્વ અથવા દૃશ્ય પ્રપંચ અસ્તિત્વમાં આવે છે.

(૧૪)

**અદ્વૈત** ।—સૃષ્ટિની ઉત્પત્તિની પૂર્વે, જેમાં નામ તેમજ રૂપ ઉભયમાંનું એકે નહતું તેવી દશા હતી. નામ અને રૂપમાંથી સર્વ દશ્ય પ્રપંચ ઉત્પન્ન થાય છે. તે પૂર્વના સમયે કોઇ પ્રકારનું નામ અથવા રૂપ નહતું. તે સમયે બીજ દશામાં માત્ર ઉત્પાદક શક્તિ અસ્તિત્વમાં હતી.

આ આદિ અથવા મૂલ દશા છે, તે ઇશ્વરની સત્તામાં હતી, તેથી તે સ્વતંત્ર ન હતી. ઇશ્વરને પોતાની સૃષ્ટિનું સર્જન કરવાના આધાર રૂપ આ આદિ દશાનું અસ્તિત્વ સ્વીકારવાની જરૂર છે. જો કે આ આદિ સ્થિતિ સ્વતંત્ર નથી તથાપિ તેના વિના ઇશ્વરથી સૃષ્ટિનું સર્જન થઇ શકતું નથી, જો કોઇ પ્રકારની શક્તિ ના હોય તો, ઇશ્વરને સૃષ્ટિના સર્જનમાં શી રીતે ગતિમાન બનાવી શકાય ! આ આદિ દશા અથવા ઉત્પાદક શક્તિનું સ્વરૂપ અવિદ્યા, અજ્ઞાન છે, તેને અવ્યક્તના નામથી વ્યવહરવામાં આવે છે. તે માયાવિ છે. તેનાથી મરણ સમાન નિદ્રા આવે છે. તે પરબ્રહ્મને વળગે છે, અને જ્યાં સુધી આમ હોય છે ત્યાં સુધી સર્વે માનવિઓ, પોતાના યથાર્થ સ્વરૂપને વિસરી જનાર દુનિયાદારીમાં રચેલાં મચેલાં માનવિઓ માયામાં સપડાયલાં છે. આ ઉત્પાદક શક્તિને, અવ્યક્તની સંજ્ઞા આપવામાં આવી છે; કોઇ કોઇ વાર તેને માયાના નામથી વ્યવહરવામાં આવે છે.

**વિશિષ્ટાદ્વૈત** ।—ઉત્પાદક શક્તિનું અમુક અમુક પ્રકારનું સ્વરૂપ છે, તથા તેમાંથી આવાં આવાં પરિણામ થાય છે, એમ આપણે સ્વીકારી શકતા નથી. પરમેશ્વરનું અને અવ્યક્તના જેવી શક્તિઓનું એક અને તેનું તેજ સ્વરૂપ હોય છે. જાતિ પરત્વે કોઇ પ્રકારનો ભેદ નથી પરંતુ પરમેશ્વરની શક્તિ અને ઉત્પાદક શક્તિ વચ્ચે માત્ર સ્થાન પરત્વે ભેદ હોય છે. તેથી આ ઉત્પાદક શક્તિ ભિન્ન ભિન્ન ઉત્પન્ન કરે છે. પરંતુ પરમેશ્વર, શ્રેષ્ઠ પુરૂષ તે સર્વેના આધાર રૂપ છે. તેથી તે વેદ અને વેદાન્તમાં વિષ્ણુ અથવા સર્વ વ્યાપકના સ્વરૂપમાં જાણવામાં આવે છે.

**દ્વૈત** ।—ઉત્પાદક શક્તિ અને અન્ય સર્વે શક્તિયોનું, હરિ નિયમન કરે છે, તેથી તેજ સૃષ્ટિને તેના સર્વ દશ્ય પ્રપંચ સાથે નિપજાવે છે.

**શુદ્ધાદ્વૈત** ।—પરબ્રહ્મ અથવા પરમ ચૈતન્ય સમગ્ર એક રૂપે છે. સત્ સત્તા રૂપ છે. સત્ માત્ર જડાત્મક છે. ચિત્ બુદ્ધિ રૂપ છે. આ ઉભયના સાધન વડે, બ્રહ્મ સ્વતઃ બાહ્ય પ્રપંચ રૂપ થાય છે. બ્રહ્મથી ધારણ થતા વિવિધ દશ્ય ફેરફારો અને ઘટનાઓ, તેની સૂક્ષ્મ બુદ્ધિ અને સુખના ઉપર આધાર રાખે છે, આ સર્વે મળીને બ્રહ્મ અથવા સત્—ચિત—આનંદ રૂપ છે.

१५

અદ્વૈત ।—આત્મા અથવા બ્રહ્મ અથવા ચૈતન્યવિના અન્ય કંઇ યથાર્થ અસ્તિત્વમાં નથી, અન્ય કંઇ પણ સત્ય નથી. આ સમગ્ર સૃષ્ટિ—સર્વ દશ્ય પ્રપંચ માત્ર એક ભ્રમણા, માયા સમાન છે. માયા અથવા પ્રકૃતિ અથવા તેને ગમે તે નામથી વ્યવહરો, એ અજ્ઞાનના સ્વરૂપમાં બ્રહ્મને આવરી લે છે. અજ્ઞાન, અવિદ્યા, માયા, ભ્રમ, એટલે શું ? પરમ ચૈતન્યની તે એક શક્તિ છે. માયાથી આવરણ પામેલા પરમ ચૈતન્યમાંથી આ સંસારની ઉત્પત્તિ થાય છે.

વિશિષ્ટાદ્વૈત ।—ઉપાધિ, નિત્ય અસ્તિત્વવાળી છે. આ ઉપાધિ, પ્રકૃતિ રૂપજ છે. જો કે પ્રકૃતિ નિત્ય છે તથાપિ પરમ ચૈતન્યની એક શક્તિ છે, તેનામાંજ અસ્તિત્વવાળી છે, તેનાજ આધારવાળી છે.

દ્વૈત ।—વિશિષ્ટાદ્વૈતના જેવુંજ માનવું છે.

શુદ્ધાદ્વૈત ।—પરમ ચૈતન્યનું એક પ્રકારનું સ્વરૂપ છે, તેને ભિન્ન પાડતા ગુણો છે તથા કેટલાક ભાવવાચક અંશો છે. સત્—ચિત્—આનંદ તેનું સ્વરૂપ છે. સત્, પ્રકૃતિ રૂપ છે, અથવા સત્‌માંથી પ્રકૃતિનો ઉદ્‌ભવ થાય છે. ચિત્‌માંથી પુરૂષ અથવા ચૈતન્યનો ઉદય થાય છે. માનવહૃદયમાં અથવા વિશ્વમાં ઉપભોગની એક પ્રકારની શક્તિ હોય છે. આ શક્તિનો ઉદય આનંદમાંથી છે. સત્ જડરૂપ છે, ચિત્ બુદ્ધ્યાત્મક છે, આનંદ શુદ્ધ, સુખી ઉર્મિ રૂપ છે. આ પ્રમાણે સર્વ દશ્ય સૃષ્ટિ, પરિણામ પામેલું પરમ ચૈતન્ય છે.

१६

અદ્વૈત ।—જ્ઞાન, પરમ ચૈતન્યની એક શક્તિ છે. આ શક્તિ અધોપાત પામે છે અથવા પાછી હઠે છે. આમ કેમ થાય છે ? પરમ ચૈતન્ય ધારે છે:—મને સજવા દો, મને અનેક થવા દો; આ ધારણામાંથી અજ્ઞાન અથવા માયાનો ઉદય થાય છે, અને પછીથી જડની ઉત્પત્તિ થાય છે. આ અજ્ઞાન અથવા માયા પરમ ચૈતન્યને અડકી શકતાં નથી. માયા તો, પરમ ચૈતન્યના અંશ અથવા પ્રતિબિંબ રૂપ માનવ ચૈતન્ય અથવા પાશવ ચૈતન્યને વળગે છે; જ્યારે પાશવ ચૈતન્ય આ માયામાંથી છૂટે છે ત્યારે તે મોક્ષ પામે છે. જ્યારે પરમ ચૈતન્યની ઇચ્છા થાય છે ત્યારે માયાનો અંત આવે છે—સર્વ પ્રપંચ અંતરૂમાં પ્રવિલાપે છે—સર્વ સમયે પરમ ચૈતન્ય પરમ શુદ્ધ હોય છે. તે કદાપિ માયામાં ફસાતું નથી. તેની ઇચ્છા થતાં તુર્તજ માયા પોતાનું કાર્ય કરી શકે એવી એક સંસ્થા ઉપસ્થિત થાય છે. તેની ઇચ્છા થતાં તુર્તજ માયાનો અંત આવે છે. તે કદાપિ માયાથી લેપાતું નથી.

વિશિષ્ટાદ્વૈત ।—પરમ ચૈતન્યની એક મૂલ શક્તિ છે, તે વડે નારાયણ વિશ્વ ઉપજાવે છે.

દ્વૈત ।—માનવ જીવાત્મા, પરમાત્માથી ભિન્ન છે. માનવ ચૈતન્ય, પૌરૂષેય ઇશ્વર અથવા પરમ ચૈતન્યની ઉત્પત્તિ રૂપ છે. આ પૌરૂષેય ઇશ્વર પોતાના નિશ્ચયના સાધન વડે

માયાના ચક્રને છૂટું મૂકતો નથી. પરમેશ્વર રૂપ વિષ્ણુની ઇચ્છા થાય છે અને જડ તથા ચેતનાત્મક સમગ્ર વિશ્વ અસ્તિત્વમાં આવે છે. અજ્ઞાન, ટૂંકી દૃષ્ટિ, માયામાં ફસાવાનું વલન, આ સર્વે પાશવ ચૈતન્યની નિસની દશાઓ છે. જ્ઞાનનો ઉદય થતાં તથા વિષ્ણુની આધ્યાત્મિકભક્તિ પૂજામાં સતત લાગતાં માનવ જીવાત્માનો મોહમાંથી છૂટકારો થાય છે.

शुद्धाद्वैत ।—આ મૂલશક્તિ, પરમચૈતન્યનું એક પ્રકારનું પરિણામ છે.

૧૭

अद्वैत ।—આ વિશ્વના આધાર રૂપ અન્ય કંઇ નહિ પરંતુ ચૈતન્યજ છે. તેથી વિશ્વનો સ્રષ્ટા ચૈતન્ય છે. તેટલા માટે જેવું વિશ્વ બન્યું છે, એવું જડ પણ ચૈતન્યજ છે તેથી ચૈતન્ય અદૃશ્ય વસ્તુ છે.

विशिष्टाद्वैत ।—જે જે જડાત્મક અને ચૈતન્યાત્મક છે તેના દેહરૂપ પરમ ચૈતન્ય છે. તે સર્વે પદાર્થોમાં રહેલું છે. તેનાં નામ અને રૂપ કોઇ કોઇ વાર સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે અને કોઇ કોઇ વાર સુસદશામાં હોય છે. નામ અને રૂપ ભિન્ન રૂપે જાણવામાં આવતાં પરમ ચૈતન્ય ભિન્ન ભિન્ન પદાર્થોમાં સ્વતઃ પ્રતીત થાય છે, એમ તેમનું કહેવું છે. જ્યારે આ ભિન્ન રૂપે જાણવામાં આવતાં નથી ત્યારે માત્ર કારણજ અસ્તિત્વમાં હોય છે. આ પ્રમાણે સર્વે જડચેતનાત્મક અસ્તિત્વના આધાર રૂપ પરમ ચૈતન્ય, એક ખાસ દશામાં અસ્તિત્વ ધરાવે છે. આ સ્થિતિને, કારણ દશાની સંજ્ઞા આપવામાં આવી છે; આ દશામાં નામ અને રૂપ સ્પષ્ટ પ્રતીત થતાં નથી. માટે બ્રહ્મજ, વિશ્વનું નિમિત્ત અને ઉપાદાન કારણ છે.

द्वैत ।—જડ, આત્માથી ભિન્ન છે, અને એ ઉભયે પરમાત્માથી ભિન્ન છે.

शुद्धाद्वैत ।—બ્રહ્મે જેવું સ્વરૂપ ધારણ કર્યું છે એવા વિશ્વનું, બ્રહ્મ ઉપાદાન કારણ છે. જગત્ સત્ય છે. જ્યારે બુદ્ધિમાં વિકાર થયો હોય છે તથા અજ્ઞાન બલવાન્ હોય છે ત્યારે ત્યારે માનવિ દેહ અને ચૈતન્ય વચ્ચે ભેદ સ્વીકારે છે; પરંતુ સત્ય વાત એમ છે, કે પરિણામ પામેલું બ્રહ્મજ વિશ્વ છે.

૧૮

अद्वैत ।—બ્રહ્મ વિના અન્ય કંઇ અસ્તિત્વમાં નથી. માત્ર ચૈતન્યજ અસ્તિત્વમાં છે. જે જે સત્ ચૈતન્ય રૂપ નથી તે માત્ર માયા રૂપ છે. શુદ્ધ ચૈતન્ય છવાઇ જાય છે આવરણ પામે છે. તેમાંથી એક અંકુર ફુટે છે અને દૃશ્ય પ્રપંચની માયાજાલ વિસ્તરે છે. આ દૃશ્ય થતી અનુભવાતી સૃષ્ટિ છે. સ્વતંત્ર પ્રકૃતિનું અસ્તિત્વ નથી. તે માત્ર એક ભ્રમણા રૂપ છે. માત્ર શુદ્ધચૈતન્યજ સાથેસાથે ઉપાદન અને નિમિત્ત કારણ છે.

विशिष्टाद्वैत ।—બ્રહ્મ, ઉપાદાન કારણ અને નિમિત્ત કારણ ઉભયે છે. રામાનુજ મિશ્રિત

ભાવવાચક સિદ્ધાન્ત દર્શાવે છે.

द्वैत ।—બ્રહ્મ માત્ર નિમિત્ત કારણ છે, તે ઉપાદાન કારણ નથી. જડ વિશ્વ અસ્તિત્વમાં શી રીતે આવ્યું ? મધ્યનાં કોઇ પણ સાધન વિના પરમેશ્વર રૂપ હરિએ જડ વિશ્વને અતોગ્નત નિપજાવ્યું.

शुद्धाद्वैत ।—બ્રહ્મ સ્વતઃ ઉપાદાન કારણ રૂપ છે. બ્રહ્મ, જડ વિશ્વના સ્વરૂપમાં પરિણામ પામ્યું છે.

१९

अद्वैत ।—પ્રકૃતિ અથવા ઉપાધિ હમેશાં ના ટકે એવી માયા છે. જ્ઞાન વડે તેનો વિનાશ સધાય છે.

विशिष्टाद्वैत ।—જો કે ઉપાધિ નિત્ય છે તથાપિ મોક્ષ પામેલો માનવ જીવાત્મા, સૃષ્ટિના સર્જન વિનાની તથા પરમચૈતન્ય રૂપ નારાયણની પત્ની લક્ષ્મી પામવા રૂપ શક્તિ વિનાની પરમાત્માના જેવી અન્ય સર્વે શક્તિયો મેળવી શકે છે. જો કે માનવ જીવાત્મા આ ઉભય શક્તિયોના સંબંધમાં પરમાત્માથી ભિન્ન છે તથાપિ અન્ય સર્વે બાબતોમાં તો તે પરમાત્માના જેવોજ છે. આથી આ વાદને વિશિષ્ટ દ્વૈતના નામથી વ્યવહરવામાં આવે છે.

द्वैत ।—પ્રકૃતિ અથવા ઉપાધિ નિત્ય છે.

शुद्धाद्वैत ।—અચેતનાત્મક જગત્, બ્રહ્મના સ્વતઃ પરિણામ પામવા રૂપ છે.

२०

अद्वैत ।—આ પ્રમાણે આપણે જોયું કે, શંકરાચાર્યે અદ્વૈતવાદ ઉપદેશ્યો છે.

विशिष्टाद्वैत ।—રામાનુજાચાર્યે વિશિષ્ટાદ્વૈતવાદનો પ્રચાર કર્યો છે.

द्वैत ।—માધ્વાચાર્યે દ્વૈતવાદનો બોધ આપ્યો છે.

शुद्धाद्वैत ।—વલ્લભાચાર્યે શુદ્ધાદ્વૈતનેજ પ્રવર્તાવ્યો છે.

---

# ॥ वैष्णवपरिषदनुं कर्तव्य ॥

(અનુસંધાન ગતાંકથી)

(મળેલું.)

**બીજો હુમલો**

બીજો હુમલો એક દામોદર નામના સંન્યાસીએ સંવત ૧૬૯૩ માં એક પાખંડ ધર્મ ખંડન નામનુ નાટક રચી કર્યાનુ કહેવાય છે. આ દામોદર નર્મદાને કાંઠે રહેતા હોય એમ લાગે છે. આ પુસ્તક સંસ્કૃતમાં લખાયું છે, મૂળમાંના કેટલાએક શ્લોક છોડી દેઈ **મરહુમ રાવબહાદુર કરસનદાસ મુળજીએ** એ નાટક ગુજરાતી ભાષાંતર સહિત છપાવ્યું છે. મી. કરસનદાસ પોતાની પ્રસ્તાવનામાં એ દામોદર વિષે લખે છે કેઃ—

"ગ્રંથકર્તાનું સંસ્કૃત જ્ઞાન ઘણું ઉંચુ હોય તથા તે પોતે પણ ઘણો વિદ્વાન હોય એમ તેની ભાષા અને રચના ઉપરથી જણાતું નથી. એ પુસ્તકમાં ઘણે ઠેકાણે એવી ચુકો છે કે જે સંસ્કૃત ભાષાનો સાધારણ વિદ્યાર્થી શોધી કહાડે અને નાટકની રચના એટલી ખામી ભરેલી છે કે કેટલેક ઠેકાણે કંટાળા ભરેલું લંબાણ કરી નાંખેલું છે."

વળી મી. કરસનદાસ લખે છે કે "આ પુસ્તકમાં વલ્લભાચાર્ય પંથના માહારાજોની તથા વૈષ્ણવધર્મની સ્થિતિ અઢીસો વર્ષપર કેવી હતી તેનું વર્ણન નાટક રૂપે કર્યું છે"

ઉક્ત પુસ્તક વાંચી જોતાં માલમ પડે છે કે જેમ મી. કરસનદાસ ધારે છે તેમ આ પુસ્તક માત્ર શ્રી વલ્લભાચાર્યજીના માર્ગ ઉપર હુમલારૂપ નથી પણ, ગ્રંથકર્તા પોતાના મતને જે જે મળતા નથી તે સર્વને ભ્રષ્ટ વગેરે કહી સર્વની ઝડતી લેછે એનીચેનાં વાક્યો ઉપરથી જણાઈ આવશે.

"પાપ રૂપી ભવસાગરમાં ડુબતા, વેદમતથી ઉલટાં કર્મ કરવામાં ડાહ્યા, શૂદ્રસાથે મળેલા, ચારે તરફ ભ્રષ્ટબ્રાહ્મણોને જોઇ હું ખેદ પામું છું."

વાણીઆ બ્રાહ્મણને તો માનતાજ નથી.

"મધ્વાદિ વેદમાર્ગના શત્રુ છે"

આગળ જતાં ગ્રંથકર્તા દિગંબરસિદ્ધાન્તને આગળ કરી "રશીપરિચરણ" ની ગલીચ વ્યાખ્યા આપે છે. પછી સૌગતનો પ્રવેશ થાય છે. તે ખાવાપીવાનાં વખાણ કરે છે. અને તે પછી વૈષ્ણવને રંગભૂમિ ઉપર આણી એની પાસે કહેવડાવે છે કે "નાવું તેતો અજ્ઞાની લોકોને, વૈષ્ણવોને તો નહિં–ખરાબ કર્મમાં સામેલ એવા પાપી લોકો વેદને માનેછે."

ઉપરનાં વાકયોથી જણાશે કે આ આખો ગ્રંથ માત્ર શ્રીવલ્લભાચાર્યજીએ પ્રકટ

કરેલા સિદ્ધાન્ત કે પ્રવર્તાવેલા માર્ગ ઉપર પ્રત્યક્ષ હુમલારૂપ નથી, પણ વૈષ્ણવો, જૈનો, માધ્વો, બ્રાહ્મણો, બ્રહ્મચારીઓ વગેરે અનેક દુરાચારી સ્ત્રી પુરૂષોનાં આચરણપર ટીકા રૂપ છે, ગ્રંથકર્તાના મનપર એવો તો આભાસ હોવો જોઇએ કે વૈષ્ણવધર્મ ફેલાયાથી બ્રાહ્મણની આજીવીકાને કાંઇક નુકશાન થયું છે.

ગ્રંથકર્તા પોતાના વિષે કહે છે કે "પેટ ભરવા સારૂ દુષ્ટ લોકો પાસે મૂર્ખની પેડે નાચ્યો" આ વાક્યપરથી જણાય છે કે વખતે પેટ ભરવાના સાંસા પડ્યાને લીધે પેટ બળ્યો ધરબાળે એ કહેવત મુજબ એણે આ ગ્રંથદ્વારા પોતાની દાઝ કાઢી હોય. આખા ગ્રંથનું અવલોકન કરતાં એટલું તો નક્કી જણાય છે કે આ ગ્રંથકર્તાને કોઇ પણ ધર્મનું ગ્નાન નહોતું. એના રચેલા બીજા ગ્રંથોનું આવા ક્ષુલ્લક ગ્રંથકારનું અને કચરાની પેટીમાં નાંખવા લાયક એવા ગ્રંથનું મી. કરસનદાસ દ્વારા સન્માન થયું એ કાંઇ આશ્ચર્યકારક નથી, કેમકે કાળ પડે ત્યારે કોદરા મોઘા અને તડપડે ત્યારે રાંકાં મોઘાં. માહારાજ લાઇબલ કેસમાં ફતેહ મેળવવાની લ્હેમાં આ ગ્રંથની યોગ્યાયોગ્યતાનો વિચાર ન જ રહે. નહિ તો આ ક્ષુદ્રલેખ તરફ દૃષ્ટિપાત કરવાને મી. કરસનદાસ તો શું પણ બીજો કોઇ ગ્રહસ્ય તસદી લે નહી.

અમને તો આ ગ્રંથ કરવાનું કારણ દ્વેષ સિવાય બીજું કાંઇ લાગતું નથી. ગમે તે ખરૂ કારણ હોય પણ જ્યાં સુધી શ્રીવલ્લભાચાર્યજીના સિદ્ધાન્ત કે માર્ગની ખામી બતાવી નથી ત્યાં સુધી તે વખોડવાનું કારણ નથી.

**માહારાજ લાઇબલ કેસ.**

ત્રીજો અને મ્હોટામાં મ્હોટો હુમલો માહારાજ લાઇબલ કેસ વખતે કરવામાં આવ્યો હતો. એ હુમલો પણ અમુક વ્યક્તિઓના આચરણની બાબતમાં હતો. એ આચરણ જે સિદ્ધાન્તને આધારે થાય છે એમ બતાવવામાં આવ્યું હતું તે સિદ્ધાન્ત શ્રીવલ્લભાચાર્યજીનો નથી અને નહોતો, એ વાત આચાર્ય શ્રીના ગ્રંથો ઉપરથી સ્પષ્ટ રીતે માલમ પડે છે.

મી. કરસનદાસ માહારાજ લાઇબલ કેસની પોતાની પ્રસ્તાવનામાં કહે છે કે

Human nature rises in rebellion against the morality of a theology which sanctions and imperatively enjoins adultery and fornication with its teachers as the only means of salvation.

અર્થ—મુક્તિ મળવાનો માત્ર એકજ માર્ગ છે, અને, તે આચાર્યોની સાથે વ્યભિચાર કરવો એ છે, આવા પ્રકારનુંજે ધર્મમાં શીક્ષણ આપવામાં આવે અને તેમ કરવાની આજ્ઞા આપવામાં આવે તે ધર્મની નીતિની સામે મનુષ્ય સ્વભાવ બંડ કરે.

ઉપરના વાક્યમાં જણાવેલા વિચાર સાથે અમો કરસનદાસભાઇની સાથે અક્ષરશઃ મળતા આવીએ છીએ, પણ એ વાક્યજ બતાવે છે કે શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ સ્થાપન કરેલા સિદ્ધાન્ત કે પુષ્ટિ ભક્તિમાર્ગનું એમને કાંઇ ગ્નાન નહોતું. અમે એમના અનુયાયીઓ

અને અન્ય ગૃહસ્થોને વિનંતી કરીએ છીએ કે શ્રીવલ્લભાચાર્યજીના રચેલા ગ્રંથો પૈકી એક પણ વાક્ય એવું બતાવો કે જેમાંથી ઉપર લખેલો અર્થ નિકળે. એવા અર્થવાળું એક પણ વાક્ય એમના ગ્રંથોમાં નથી, પણ આચાર્ય શ્રીએ અનેક સ્થળોએ કામનો તિરસ્કાર કરી જણાવ્યું છે કે જેના મનમાં કામ વાસના રહેલી છે તેના મનમાં ધર્મ વાસના ટકી રહેવાનો સંભવ નથી. નિચેનાં વાક્યોથી એ વાત જણાશે.

विषयाक्रान्तदेहानां न आवेशः सर्वथा हरेः ॥

સંન્યાસ નિર્ણય ॥ ૬ ॥

અર્થ—જેઓના દેહ વિષયાક્રાન્ત છે તેઓને સર્વથા હરિનો આવેશ નથી.

संसारावेशदुष्टानां इंद्रियाणां हितायवै ॥
कृष्णस्य सर्व वस्तुनि भूम्नः इशस्य योजयेत ॥

નિરોધલક્ષણ ૧૨

અર્થ—સંસારના આવેશથી દુષ્ટ થયેલી ઇંદ્રિયોના કલ્યાણ માટે સર્વવ્યાપક થઇ રહેલા શ્રીકૃષ્ણને સર્વ વસ્તુનું સમર્પણ કરવું.

संगः सर्वात्मनात्याज्यः सचेत्यक्तुं न शक्यते ॥
ससद्भिः सह कर्तव्यः संतः संगस्य भेषजम् ॥

પંચશ્લોકી. ૨

અર્થ—સર્વ પ્રકારે સંગનો ત્યાગ કરવો. જો તેમ ન બને તો સંત લોકોનો સંગ કરવો. કારણ કે સંત લોકોજ સંગના ઔષધ રૂપ છે.

જે માહાત્માએ ૧૮ વર્ષ સુધી પગે ચાલી વિદ્યા અને ધર્મનાં કેન્દ્રરૂપ મનાતાં તમામ સ્થળોના વિદ્વાનોની સાથે વાદ કરી પોતાનો સર્વોપરીમત સ્થાપ્યો અને પ્રભુનીજ આજ્ઞાથી નિર્મળ ભક્તિ માર્ગ પ્રવર્તાવ્યો, અને પાણી ગ્રહણ કર્યા પછી પણ એક સંતકે સંન્યાસીના જેવી કેવળ નિર્દોષ જીંદગી ગુજારી અને જેણે અનેક પ્રકારનાં પાખંડ અને વ્હેમોનું ખંડન કરી કેવળ શુદ્ધ સરળ અને નિર્દોષ ધર્મ માર્ગ બતાવ્યો તે માહાત્મા એ વ્યભિચારનો બોધ કર્યો એ કોઇ પણ પ્રમાણ વિનાજ કહેવું શું યોગ્ય છે ?

માહારાજ લાઇબલ કેસમાં ગુંથાયેલા સુધારાના અગ્રેસરો, અને ચિદ્રૂપ અને દામોદરના જેવા ક્ષુલ્લક અને સ્વાર્થી હુમલો કરનારાઓના કરતાં પાખંડ, વ્હેમ, વ્યભિચાર અસત્ક્રિયાઓ વગેરે ઉપર શ્રીમદ્વલ્લભાચાર્યજીના હુમલા વધારે સખત અને અનિવાર્ય હતા. એ એમના નિબંધ કૃષ્ણાશ્રય વગેરે ગ્રંથોનુ અવલોકન કરનારના સહજ જોવામાં આવશે.

अधुना तु कलौ सर्वे विरुद्धाचार तत्पराः ॥
स्वाध्यायादि क्रियाहीनास्तथाऽऽचार पराङ्मुखाः ॥
क्रियमाणं तथाऽऽचारं विधिहीनं प्रकुर्वते ॥

विक्षिप्त मनसा भ्रान्ता जिह्वोपस्थपरायणाः ॥
व्रात्यप्रायाः स्वतो दुष्टा तत्र धर्मः कथं भवेत् ॥
षड्भिः संपद्यते धर्मस्तेदुर्लभतराः कलौ ॥

અર્થ—હાલમાં કલિયુગમાં તમામ વર્ણો વિરૂદ્ધાચારમાં તત્પર, વેદાધ્યયનાદિક્રિયાથી રહિત અને સદાચારથી વિમુખ છે. તેઓ વિક્ષિપ્ત મનવાળા, ભ્રાન્તિવાળા, અને જીભ અને ઉપસ્થના સ્વાદથી લોભાયલા છે. તેઓ વિધિહીન કર્મો અને આચાર કરે છે તેઓ સંસ્કાર રહિત છે, અને જાતે દુષિત છે એટલે આંતર શુદ્ધિ અને સંસ્કાર શુદ્ધિ વિનાના છે. એમ હોવાથી તેઓથી ધર્મ શી રીતે થાય? કેમકે છ વસ્તુ 'દેશ, કાળ, દ્રવ્ય, મંત્ર, કર્તા અને કર્મ, શુદ્ધ હોય તો ધર્મ સિદ્ધ થાય છે. તેવી શુદ્ધિ આ કલિ કાળમાં મળવી દુર્લભ છે.

धर्ममार्गं परित्यज्य छलेनाधर्मवर्तिनः ॥
पतंतिनरके घोरे पाखंडमत वर्तनात् ॥

નિબંધ-સર્વ નિર્ણય. ૨૧૧

અર્થ—ધર્મમાર્ગનો ત્યાગ કરીને કપટવડે અધર્મમાં વર્તનાર, પાખંડ મતમાં વર્તવાથી ઘોર નરકમાં પડે છે.

મ્હોટા આશ્ચર્યની વાત એ છે કે શ્રી ગોકુળનાથજીની જે ટીકા ઉપર વિરૂદ્ધ પક્ષે આધાર રાખ્યો હતો તે ટીકાના ભાષાન્તરમાં જ્યાં માહારાજ શબ્દ નથી ત્યાં માહારાજ શબ્દ ઉમેરવામાં આવ્યો છે, અને તેથી કરીને આખા વાક્યનો અર્થ ફરી જાય છે. બ્રહ્મ સંબંધ કરતી વખત ભગવાનને પોતાનું સર્વસ્વ અર્પણ કરવાનો લેખ છે અને એમ હોવું જોઇએ એ વાત સર મેથ્યુસોએ પોતાના જજમેન્ટમાં (જુઓ પૃષ્ટ ૧૯૯) સ્વીકારી છે તેમ છતાં માહારાજને અર્પણ કરવાનો અર્થ કરવામાં આવ્યો છે.

આખો માહારાજ લાઇબલ કેસ વાંચતાં માલમ પડે છે કે શ્રીમદ્‌વલ્લભાચાર્યજીએ પ્રકટ કરેલા સિદ્ધાન્તનું અને પ્રવર્તાવેલા માર્ગનું સ્વરૂપ કેવું હતું એ વિષયની તજવીજ કરવાનો બિલકુલ યત્ન થયો નહોતો, એટલુંજ નહિં પણ એ કામમાં ગુંથાયેલા બંને પક્ષવાળામાંથી કોઇ પણ પક્ષવાળાને એ વિષયનું યથાર્થ જ્ઞાન હતું એમ એ કેસના કાગળો ઉપરથી જણાતું નથી.

શ્રીમદ્‌વલ્લભાચાર્યજીના ગ્રંથો પૈકીમાત્ર સિદ્ધાન્તરહસ્ય નામનો ગ્રંથ તપાસવામાં આવ્યો હતો, પણ સિદ્ધાન્ત કે માર્ગના યથાર્થ જ્ઞાન સિવાય એ ગ્રંથના તપાસણી યથાર્થ રીતે થઈ શકે નહી એ સ્વાભાવિક છે. એ ગ્રંથનું વિવેચન શ્રી વલ્લભચરિત્રમાં પૃષ્ટ ૧૩૪ થી ૧૪૬ સુધીમાં કર્યું છે, અને એ ગ્રંથમાંનો એક અક્ષર પણ અમને અયોગ્ય કે વાંધો લેવા લાયક લાગતો નથી.

માહારાજ લાઇબલ કેસ માત્ર તે વખતના જન સમાજની સ્થિતિ, સમજણ અને

આ ચરણ ઉપર હુમલારૂપ હતો. જેમ કેટલાએક ધારે છે તેમ શ્રીમદ્‌વલ્લભાચાર્યજીએ સ્થાપેલા સિદ્ધાન્ત કે માર્ગ ઉપર હુમલારૂપ નહોતો. તકરારની ખાતર એમ ધારી એ કે એ હુમલો સિદ્ધાન્ત કે માર્ગ ઉપર હતો તો તે સાથે કહેવું જોઇએ કે જે નિર્ણય એ માર્ગના સિદ્ધાન્ત કે મૂલ ગ્રંથો તપાસ્યા સિવાય કરવામાં આવ્યો છે તે જન સમાજ સ્વીકારી શકે નહી.

દુરાચરણ અને દુષણ ઉપર હુમલા થવાજ જોઇએ તેમ થવાથીજ જન કલ્યાણ સચવાય છે. તેવા હુમલા કરનાર તરફ અમને કોઇ પ્રકારનો તિરસ્કાર નથી. પણ શેના ઉપર હુમલો થયો હતો અને શું ખોટું ઠર્યું છે એ વાતનો તો નિર્ણય કરવાની જરૂર છે આ વિષય ઉપર અમારૂં સકારણ ધારવું એવું છે કે શ્રીમદ્‌વલ્લભાચાર્યજીએ સ્થાપન કરેલા સિદ્ધાન્ત કે માર્ગ ઉપર હુમલો કરવામાં આવ્યો નહોતો પણ એ માર્ગમાં ચાલનારનાં દૂષણો ઉપર હુમલો કરવામાં આવ્યો હતો. અને તેટલાજ માટે આચાર્ય શ્રીએ સ્થાપન કરેલા સિદ્ધાન્ત અને માર્ગનું સત્ય સ્વરૂપ કેવું હતું એનો નિર્ણય કરવાનો અવકાશ છે અને તે કામમાં સર્વ વૈષ્ણવોએ સહાય થવું જોઇએ. આચાર્યશ્રીના સિદ્ધાન્ત અને માર્ગને ખોટો ઠરાવ્યો છે, એવી ખોટી સમજથી આવા કાર્યથી દુર રહેવું એ યોગ્ય નથી. જે મુદ્દાની તજવીજ કોર્ટમાં થઇ નહોતી તેજ મુદ્દાની તજવીજ આપ વૈષ્ણવોને કરવાની છે. ખોટી સમજથી ઉત્પન્ન થયેલા લાંબા વખતના ઔદાસિન્યથી ઘણું નુકશાન થયું છે, અને થાય છે, માટે તે અટકાવવા સર્વ વિદ્વાન, અવિદ્વાન વૈષ્ણવોએ આવા કાર્યમાં મદદ કરવી જોઇએ.

(ચાલુ)

લલુભાઇ પ્રાણવલ્લભદાસ પારેખ.
(જડ્જ, સ્મૉલકૉઝ કોર્ટ—અમદાવાદ.)

---

# ॥ ધર્મોમાં ગુરુઓનું સ્થાન ॥

અમુક ખાસ ધર્મ પાળનાર આપણામાંના દરેક જણ, પોતાના ધર્મની દિશામાં ભૂત કાલની અતિપ્રાચીન પરંપરાપર્યંત સ્વ ધર્મનું અસ્તિત્વ દર્શાવી શકશે, આખરે તેના આરંભકાલ પર્યંત, મૂલ ગુરુ પર્યંત આવી પહોંચશે. આવા ગુરુની આસપાસ ઘણું કરીને ધર્મના **સ્થાપકને** મન શિષ્યો જેવાં સ્ત્રી પુરૂષોનું એક મંડલ હોય છે; આવા ધર્મનું આગળ ઉપર ગ્રહણ કરનારને મન આવાં સ્ત્રી પુરૂષો ગુરુઓ, સંતો, મહંતો, સમાન થઇ પડે છે. આ એક હમેશનું સત્ય છે. જો તમે એકાદ **હિન્દુને** પુછશો તો તે પોતાના ધર્મનો આધાર મહાન ધારા શાસ્ત્રી મેઝીઝના કાલનો દર્શાવશે, આથી પણ આગળ વધીને તેનાથી

પણ વિશેષ વીરતાયુક્ત મૂર્તિ, "પ્રભુના મિત્ર" **અબ્રહામના** સમયથી તેની ઉત્પત્તિ દર્શાવશે. ઇજીપ્ત, ખાલ્ડીયા, પર્શીયા, ચીન, અને હિંદના ઉપરના કરતાં પણ અતિપ્રાચીન ધર્મો પ્રત્યે નજર ફેરવો, તેની તેજ વાત બરોબર રીતે સત્ય છે, એ તમારા લક્ષમાં આવશે. એક કીમતિ પ્રાચીન પરંપરાનો પ્રતિનિધિ પારસિ,—જેમનો ધર્મ વર્તમાનમાં જેમ યોગ્ય રીતે કહેવાયું છે તેમ માત્ર "ટુકડાઓના એક ધર્મ" રૂપ છે—પોતાના ધર્મની પોતાના મહાન્ **પયગંબરમાંથી** ઉત્પત્તિ દર્શાવશે, જેઓ અગ્નિમય પયગંબર છે, જેઓ એશિયાના મધ્ય પ્રદેશમાંથી નિર્ગમનના નાયક બન્યા હતા, તથા વર્તમાનમાં જેને આપણે પર્શીયાના નામથી ઓળખીએ છીએ, એ ભૂમિમાં પોતાના લોકને દોર્યા હતા. ઇજીપ્તને જો તમે તેની વાર્તા પૂછશો તો તે તમને તેની ભૂતકાલની વીરમૂર્તિઓ દર્શાવશે, તથા તેમાં પણ મહાન્ **રાજા અને આચાર્યરૂપ ઓઝીરીસ** વિશે ખાસ ભાર મૂકીને કહેશે; પ્રાચીન દંતકથા પ્રમાણે આ રાજાનો શિરચ્છેદ થતાં, તે પોતાની પ્રજાના **પ્રભુ** અને **ન્યાયાધિશ** રૂપે પુનઃ સજીવન બને છે. દૂર દૂરના પૂર્વમાં પસરેલો બુધ્ધધર્મ, પોતાના ધર્મની ઉત્પત્તિ **બુધ્ધથી** દર્શાવે છે તથા આ ઉપરાંત વિશેષમાં ઉમેરે છે, કે આ બુદ્ધધર્મના, બુદ્ધભગવાન્ માત્ર ગુરૂ રૂપેજ નથી પરંતુ હજુ પણ પૃથ્વી ઉપર **ગુરુરૂપે**, રક્ષકરૂપે, એક જીવતા જાગતા પુરૂષરૂપે, તેઓ અસ્તિત્વમાં છે; આ પુરૂષને આ ધર્મના અનુયાયીઓ, પ્રજ્ઞારૂપ, શુદ્ધસ્વરૂપ, **બોધિસત્વના** નામથી વ્યવહરે છે. **હિંદ** તમને પોતાના **મનુની** આસપાસ મળેલા ગુરુઓના એક મહાન્ મંડલ વિશે કહેશે, જેના કાયદા, નિયમોની પ્રાચીનપરંપરા હજુ પણ જળવાઇ રહી છે; અંગ્રેજ રાજકર્તાઓથી, સામાજીક કાયદાના વ્યવહારના આધાર રૂપે હજુ પણ તેમનોજ ઉપયોગ થાય છે. પ્રાચીનકાલના આ મહાન્ **ધારાશાસ્ત્રીની** આસપાસ એવા પ્રાજ્ઞ પુરૂષો એકઠા થયા હતા કે જેમનાં નામ દેશમાં સઘળે વિખ્યાત બનેલાં છે, તેમનામાંના દરેક એકાદ શિષ્ઠ હિંદિ કુટુમ્બના શિરોભાગમાં સ્થાન ધરાવે છે; આવું દરેક કુટુમ્બ પોતાની પરંપરાની ભૂતકાલમાં પાછળને પાછળ શોધ ચલાવે છે, આખરે તેનો એકાદ ઋષિમાં, ગુરુમાં અંત આવે છે. વર્તમાનકાલના ધર્મોના સંબંધમાં પણ આ બાબત સમાન રીતે લાગુ પડે છે. ક્રિશ્ચન ધર્મનું દૃષ્ટાંત લ્યો; દરેક ક્રિશ્ચન પોતાના ધર્મની ઉત્પત્તિ માટે, જુડીયાના પયગંબર **જીસસક્રાઇસ્ટની** વ્યક્તિમાંથી આરંભ જડતા સુધી શોધ ચલાવે છે. ધર્મોના તારતમ્યાત્મક અભ્યાસમાં આપણને વારંવાર મળી આવતી એટલી લક્ષમાં લેવા યોગ્ય વિચિત્ર વાત છે, કે જેમ બુદ્ધધર્માનુયાયીને **બુધ્ધ** તેમજ **બોધિસત્વ** ઉભય છે તેમ ક્રિશ્ચન ધર્માનુયાયીને પણ બે નામ છે. આધ્યાત્મિક વિકાસમાં એક ભૂમિકારૂપ 'જીવંતચૈતન્યને દર્શાવનાર **ક્રાઇસ્ટ**, આ નામ એક ભૂમિકા દર્શાવે છે, એક અમુક માનવિ કરતાં એક અધિકારની દર્શાને દર્શાવે છે; આની સાથે વ્યક્તિવાચક નામ જોડવામાં આવ્યું છે, જેથી નિકટનો સંબંધ દર્શાવાય છે; ઉભય વચ્ચેનું ઐક્ય દર્શાવે છે, એમ પણ કેટલાક કહેશે. પરંતુ બુદ્ધધર્માનુયાયીઓમાં જેમ ભેદ ગણવામાં આવે છે તેમ આરંભકાલના ક્રિશ્ચન ધર્માનુયાયીઓમાં માનવ **જીસસ** અને આધ્યાત્મિક **ક્રાઇસ્ટ** ભૂમિકા, એ ઉભય વચ્ચે ભેદ ગણાતો તમારા લક્ષમાં આવશે. આ પ્રાચીન દિનોમાં "જ્ઞાનવાદીઓ" ના ( Gnostics ) નામથી વ્યવહરાતા વિશાલ વર્ગમાંના ઘણાક આ ઉભય વચ્ચે ઉપરપ્રમાણેજ ભેદ પાડતા હતા, પરંતુ આચાર્ય મંડલના ઉપદેશની અમુક ભૂમિકાએ એ ઉભયને એક ગણવામાં આવતાં

હતાં. હમણાં હમણાંમાં જન્મેલા મુસલમાનના, ઇસ્લામના ધર્મનો, દષ્ટાંત લ્યો, તેને પણ એક **પયગંબર**માંથી, અરેબિયાના મહાન્ **પયગંબર મહુમદ**માંથી ઉતરી આવેલો દર્શાવવામાં આવે છે. એટલું સર્વમાન્ય રીતે સત્ય છે, કે ધર્મ એક મહા સમર્થ વ્યક્તિમાંથી પોતાની પ્રાચીન પરંપરાનો આધાર દર્શાવે છે; આવી વ્યક્તિને કેટલાક " ઇશ્વરી–પુરૂષ "ના નામથી વ્યવહરે છે; જે માનવિઓના મધ્યમાં તે જીવે છે, ગતિ કરે છે, ઉપદેશે છે, તેમના જેવોજ તે સંપૂર્ણ રીતે ગણાવા કરતાં ઘણોજ વધારે દૈવી, ઇશ્વરી હોય છે; તેમની પારનો તથાપિ તે તેમના મધ્યમાંનો હોય છે; એક સામાન્ય માનવજાતદ્વારા તેમની સાથે તે નિકટ જોડાયલો હોય છે, તથાપિ તેની આસપાસનાં સાધારણ સ્ત્રીપુરૂષોના કરતાં તેના અંતરમાં ઇશ્વરનો આવિર્ભાવ વિશેષ બલવાન, સંપૂર્ણ તથા આકર્ષક હોવાથી તે તેમની પારના પ્રદેશમાં વર્તે છે. સર્વે ધર્મોમાં આ પ્રમાણેજ હોય છે, તથા દરેક ધર્મના **સ્થાપકની** દિવ્ય પુરૂષની ભાવનામાં, અધ્યાત્મવાદીઓ જેને ગુરુની ભાવનાના નામથી વ્યવહરે છે તેનો સંપૂર્ણતાથી, યથાર્થ રીતે, સંપૂર્ણ ભાવવાનો સમાવેશ થાય છે. આવી સર્વે સમર્થ વ્યક્તિઓને અધ્યાત્મવાદીઓ " ગુરુ "ના નામથી વ્યવહરશે. માત્ર અધ્યાત્મવાદીઓજ આમ વ્યવહાર કરશે એમ નહિ, કારણ કે અન્ય ધર્મોમાં આ શબ્દ તે ધર્મના મૂખ્યસ્થાપક માટે યોજવામાં આવ્યો છે. ક્રિશ્યનો ઉપર આની ખાસ બલવાન અસર થશે, તેમને તે ખાસ અર્થ સૂચક નિવડશે, કારણ કે પોતાને માનનાર, પોતાને અનુસરનાર સાથેના પોતાના સંબંધને ઉત્તમ રીતે દર્શાવનાર તરીકે **ક્રાઇસ્ટ** ગુરુએ તે નામ પસંદ કર્યું હતું. " તમે ગુરૂઓના નામથી અન્યોન્ય સાથે વ્યવહાર કરશો નહિ. " તેમણે કહ્યું, " કારણ કે તમારો **ક્રાઇસ્ટ** પણ એકજ ગુરુ છે." તેમણે વળી ફરીથી પોતાના શિષ્યોને ઉપદેશતાં કહ્યું છે, " તમે મને ગુરુ, પ્રભુ, કહોછો; તે તમે યોગ્ય કહો છો, કારણ કે હું તેવોજ છું. " તેથી ક્રિશ્યન હૃદયને ગુરુ શબ્દ અન્ય સર્વે નામો કરતાં વિશેષ પવિત્ર અને પ્રીય હોવો જોઇએ, કારણ કે તેમના ગુરુએજ તે નામ પસંદ કર્યું હતું; તેમણે પોતાના શિષ્યો પાસે તે નામ કબુલ કરાવ્યું હતું: આ નામથી તેઓ પોતાનો તેમની સાથેનો સંબંધ દર્શાવતા હતા. ક્રાઇસ્ટ ગુરુ પાસેથી સહાય શોધનારાઓમાં, ગુરુની આ ધાર્મિક ભાવના વિરુદ્ધ ભાવના રૂપે વિરોધી સૂચના રૂપે લાગવી જોઇએ નહિ. કોઇ પણ મહાન્ ધર્મમાં બરોબર મળતી આવતી ગુરુની આવીજ ભાવના હોય છે. આ એક સામાન્ય ભાવના છે તેથી અમાનુષિ તથાપિ માનુષિ, સ્થાપક, ગુરુ સૂચવાય છે. આ વિશે આપણે આગળ ઉપર વિચાર ચલાવીશું.

આપણે જરા વિશેષ ઉંડા ઉતરીને ગુરુઓ વિશેની આ કેન્દ્રગત ભાવનાનો વિશેષ અભ્યાસ ચલાવીએ તથા ભૂતકાળના ધર્મોમાં તેમનામાં જણાઇ આવતાં ખાસ લક્ષણોને વિલોકીએ. જો તમે ઘણા દૂરના ભૂતકાલમાં દષ્ટિ ફેરવશો તો તમને હમેશ માલૂમ પડશે, કે ગુરૂનું ચરિત ઉભય પ્રકારનું હોય છે; એકપક્ષે રાજા, કાયદા ઘડનાર રૂપે; અન્યપક્ષે ગુરુ રૂપે. સર્વે પ્રાચીન શિક્ષાચારોનું આ ખાસ લક્ષણ છે. આ દિનોમાં આપણે જેમ વર્તમાન સૃષ્ટિમાં કહીયે છીએ તેમ, ધાર્મિક અને વ્યાવહારિક અથવા પવિત્ર અને પ્રાપંચિકની ભાવનાનો ઉદય થયો નહોતો. પવિત્ર ઇતિહાસ અને પ્રાપંચિક ઇતિહાસ જેવું પ્રાચીન શિક્ષાચારમાં કંઈ ન હતું; ધાર્મિક વિદ્યા અને વ્યાવહારિક વિદ્યા વચ્ચે કોઈ પ્રકારનો ભેદ ગણવામાં આવતો નહોતો; સર્વ ઇતિહાસ પવિત્ર હતો, સર્વ વિદ્યા દિવ્ય હતી. આ પ્રમાણે આ બાબત

એટલી બધી પ્રવર્તતી હતી કે, પ્રાચીન સમયનો શિષ્ય એકાદ પ્રાચીનકાલના ગુરૂને દિવ્ય વિદ્યા વિષે પૂછતાં નીચે પ્રમાણેનો ઉત્તર તમારા વાંચવામાં આવશે:—દિવ્ય વિદ્યાનાં બે સ્વરૂપો છે, એક પરા, અને અન્ય અપરા." વર્તમાનમાં તમે જેને ભાષાસાહિત્ય, પદાર્થ વિજ્ઞાન અને કલાના નામથી વ્યવહરો છો તે સર્વનો અપરાદિવ્યવિદ્યામાં સમાવેશ થતો હતો. આ સર્વને નામમાત્રથી ગણી જવામાં આવી હતી તથા અપરા દિવ્ય વિદ્યાના મથાળાં નીચે સર્વનો સમાવેશ કરવામાં આવ્યો હતો. પરા, શ્રેષ્ઠ વિદ્યાનું નામ એવા પ્રકારના ઇશ્વરી જ્ઞાનને આપવામાં આવતું હતું કે જેને યથાર્થ રીતે માત્ર **પ્રજ્ઞા** ( Wisdom ) શબ્દ વડેજ વ્યવહરી શકાય છે. તેથી તેમના માનવા પ્રમાણે ઇશ્વર સર્વત્ર હતો, તથા ઇશ્વરના આવિર્ભાવમાં માત્ર અનેકતાનો સમાવેશ થતો હતો. સમગ્ર પ્રકૃતિ, કુદરત પવિત્ર હતી. દરેક પદાર્થમાં, દરેક આકારમાં સ્વરૂપમાં ઇશ્વર સ્વતઃ આવિર્ભાવ પામતો હતો. જે સર્વ કહી શકાય તે એટલુંજ છે, કે એક સ્વરૂપદ્વારા અન્ય સ્વરૂપ કરતાં તેની કીર્તિ વિશેષ પ્રકાશતી હતી. સ્વરૂપ જો કે થોડું અથવા વધારે પારદર્શક હતું તથાપિ સર્વમાં આંતરમાં પ્રકાશતી દ્યુતિ તો તેની તેજ હતી. એક ધર્મના ગુરૂસ્થાપક, પોતાની જાતમાંજ આચાર્ય અને રાજાનો અધિકાર સમાન રીતે મિશ્રિત બનેલો રાખે, એ બાબત **પ્રકૃતિ** અને **પરમાત્મા**ની આવા પ્રકારની ભાવના પ્રત્યે અવલોકતાં સાહજીક, અનિવાર્ય હતી. સર્વ પ્રાચીન ધર્મોમાં તમને આવો પ્રકાર જડી આવશે. વર્તમાન દિનોમાં માત્ર આને મળતી આવતી બાબત અનેકનાં દષ્ટિબિંદુથી જો કે તે પણ સારી ગણાતી નથી—રોમનકેથેલિક ચર્ચના રાજ ધર્મોધીકારીની છે. આ ઉચ્ચપદમાં રાજધર્મો એટલા બધા અધમ રીતે આચરવામાં આવ્યા હતા કે લોકોને તે પદમાં દિવ્યતાનો વિશ્વાસ ના રહ્યો, તેમણે તેના સામે બળવો ઉઠાવ્યો; તે પદને ભ્રષ્ટ બનાવ્યું. તથા **ધર્માધિકારી**ને તેના રાજપદ વિનાનો બનાવ્યો. પરંતુ પ્રાચીન શિક્ષાચારના સમયમાં આ ઉભયે અધિકાર એક વ્યક્તિનામાંજ ભળેલા હતા. ઇજીપ્તનો **ફેરોહરાજા** યથાર્થ રીતે ત્રિવિધ તાજનો અધિપતિ હતો તેમજ પોતાની ભૂમિનાં દરેક મંદિરનો શ્રેષ્ઠ આચાર્ય હતો. આવીજ રીતે **ખાલ્ડીઆમાં, હિંદમાં** તેમજ અન્ય અનેક ભૂમિઓમાં બન્યું છે; જ્યાં જ્યાં આમ બન્યું છે ત્યાં વિગતોમાં ભિન્ન પડતા પરંતુ વર્ણનની વિશાલ બાબતોમાં અદ્‌ભુત રીતે મળતા આવતા શિક્ષાચારનાં અમુક મૂલતત્વો દર્શાવવામાં આવેલાં તમારા જોવામાં આવશે. તમને માલુમ પડશે કે એ દિનોમાં **આચાર્ય-રાજા** ભૂમિનો **શાશક** હતો તેમજ પોતાના લોકનો શ્રેષ્ઠ ગુરુ સમાન હતો: જેમ તે ધર્મનાં મંદિરોમાં ઉપદેશવામાં આવતા સિદ્ધાંતોને ઘડતો હતો તેમ તે પ્રજાની રાજ્ય વ્યવસ્થા નિયમતો હતો. ધર્મ અને રાજ્યવ્યવસ્થા, ઉભયની દ્રષ્ટિ કર્તવ્ય છે. વધતી જતી સત્તા સાથે હમેશાં જવાબદારીનું વજનપણુ ઘણું વધી જતું, કર્તવ્યનો ભાર અધિક ભારવાળો બનતો હતો. જે દીનમાં દીન હોય તે આવા શિક્ષાચારોનાં ઝમાનાઓમાં વધારેમાં વધારે સ્વતંત્ર હતા પ્રજારૂપગૃહમાં જેમને બાલકો સમાન ગણવામાં આવતા હતા તેમને માટે હમેશાં વધારેમાં વધારે સંભાળ લેવામાં આવતી હતી, વિકાસ ક્રમમાં તેઓ અધમાધમ દશા ભોગવતા હતા એટલી યથાર્થ વાતજ, તેમને રાજ્યકર્તા **દિવ્ય પુરૂષ** ઉપર વધારેમાં વધારે હક અપાવતી હતી; આથી આવા શિક્ષાચારોના સમગ્ર ઝમાનાઓમાં વર્તમાનમાં જેને આપણે સામાજીક વિદ્યાના નામથી વ્યવહરીએ છીએ, તેનો રંગ લાગેલો જણાઇ આવે છે—માત્ર આમાં એક મહત્વનો ભેદ

હતાં. હમણાં હમણાંમાં જન્મેલા મુસલમાનના, **ઇસ્લામ**ના ધર્મનો દૃષ્ટાંત લ્યો, તેને પણ એક **પયગંબર**માંથી, અરેબિયાના મહાન્ **પયગંબર મહુમદ**માંથી ઉતરી આવેલો દર્શાવવામાં આવે છે. એટલું સર્વમાન્ય રીતે સત્ય છે, કે ધર્મ એક મહા સમર્થ વ્યક્તિમાંથી પોતાની પ્રાચીન પરંપરાનો આધાર દર્શાવે છે; આવી વ્યક્તિને કેટલાક "ઇશ્વરી–પુરુષ"ના નામથી વ્યવહરે છે; જે માનવિઓના મધ્યમાં તે જીવે છે, ગતિ કરે છે, ઉપદેશે છે, તેમના જેવોજ તે સંપૂર્ણ રીતે ગણાવા કરતાં ઘણોજ વધારે દૈવી, ઇશ્વરી હોય છે; તેમની પારનો તથાપિ તે તેમના મધ્યમાંનો હોય છે; એક સામાન્ય માનવજાતદ્વારા તેમની સાથે તેનિકટ જોડાયલો હોય છે, તથાપિ તેની આસપાસનાં સાધારણ સ્ત્રીપુરુષોના કરતાં તેના અંતરમાં ઇશ્વરનો આવિર્ભાવ વિશેષ બલવાન, સંપૂર્ણ તથા આકર્ષક હોવાથી તે તેમની પારના પ્રદેશમાં વર્તે છે. સર્વે ધર્મોમાં આ પ્રમાણેજ હોય છે, તથા દરેક ધર્મના **સ્થાપક**ની દિવ્ય પુરૂષની ભાવનામાં, અધ્યાત્મવાદીઓ જેને ગુરુની ભાવનાના નામથી વ્યવહરે છે તેનો સંપૂર્ણતાથી, યથાર્થ રીતે, સંપૂર્ણ ભાવવાનો સમાવેશ થાય છે. આવી સર્વે સમર્થ વ્યક્તિઓને અધ્યાત્મવાદીઓ "ગુરુ"ના નામથી વ્યવહરશે. માત્ર. અધ્યાત્મવાદીઓજ આમ વ્યવહાર કરશે એમ નહિ, કારણ કે અન્ય ધર્મોમાં આ શબ્દ તે ધર્મના મુખ્યસ્થાપક માટે યોજવામાં આવ્યો છે. ક્રિશ્ચનો ઉપર આની ખાસ બલવાન અસર થશે, તેમને તે ખાસ અર્થ સૂચક નિવડશે, કારણ કે પોતાને માનનાર, પોતાને અનુસરનાર સાથેના પોતાના સંબંધને ઉત્તમ રીતે દર્શાવનાર તરીકે **ક્રાઇસ્ટ** ગુરુએ તે નામ પસંદ કર્યું હતું. "તમે ગુરુઓના નામથી અન્યોન્ય સાથે વ્યવહાર કરશો નહિ." તેમણે કહ્યું, "કારણ કે તમારો **ક્રાઇસ્ટ** પણ એકજ ગુરુ છે." તેમણે વળી ફરીથી પોતાના શિષ્યોને ઉપદેશતાં કહ્યું છે, "તમે મને ગુરુ, પ્રભુ, કહોછો; તે તમે યોગ્ય કહો છો, કારણ કે હું તેવોજ છું." તેથી ક્રિશ્ચયન હૃદયને ગુરુ શબ્દ અન્ય સર્વે નામો કરતાં વિશેષ પવિત્ર અને પ્રીય હોવો જોઇએ, કારણ કે તેમના ગુરુએજ તે નામ પસંદ કર્યું હતું; તેમણે પોતાના શિષ્યો પાસે તે નામ કબુલ કરાવ્યું હતું; આ નામથી તેઓ પોતાનો તેમની સાથેનો સંબંધ દર્શાવતા હતા. ક્રાઇસ્ટ ગુરુ પાસેથી સહાય શોધનારાઓમાં, ગુરુની આ ધાર્મિક ભાવના વિરૂદ્ધ ભાવના રૂપે વિદેશી સૂચના રૂપે લાગવી જોઇએ નહિ. કોઇ પણ મહાન્ ધર્મમાં બરોબર મળતી આવતી ગુરુની આવીજ ભાવના હોય છે. આ એક સામાન્ય ભાવના છે તેથી અમાનુષિ તથાપિ માનુષિ, સ્થાપક, ગુરુ સૂચવાય છે. આ વિશે આપણે આગળ ઉપર વિચાર ચલાવીશું.

આપણે જરા વિશેષ ઉંડા ઉતરીને ગુરુઓ વિશેની આ કેન્દ્રગત ભાવનાનો વિશેષ અભ્યાસ ચલાવીએ તથા ભૂતકાળના ધર્મોમાં તેમનામાં જણાઇ આવતાં ખાસ લક્ષણોને વિલોકીએ. જો તમે ઘણા દૂરના ભૂતકાલમાં દૃષ્ટિ ફેરવશો તો તમને હમેશ માલૂમ પડશે, કે ગુરૂનું ચરિત ઉભય પ્રકારનું પર્યંત છે: એકપક્ષે રાજા, કાયદા ઘડનાર રૂપે; અન્યપક્ષે ગુરુ રૂપે. સર્વે પ્રાચીન શિક્ષાચારો પર્યંત આપ લક્ષણ છે. આ દિનોમાં આપણે જેમ વર્તમાન સૃષ્ટિમાં કહીયે છીએ તેમ, શિષ્યો જેવાં સ્ત્રી પુરૈક અથવા પવિત્ર અને પ્રાપંચિકની ભાવનાનો ઉદય થયો નહોતો. નારને મન આવાં સ્ત્રી પુરંચિક ઇતિહાસ જેવું પ્રાચીન શિક્ષાચારમાં કંઈ ન હતું; ધાર્મિકશનું સત્ય છે. જો તમે એકાદ ૯. વચ્ચે કોઈ પ્રકારનો ભેદ ગણવામાં આવતો નહોતો; સર્વં ૯'શાસ્ત્રી મેઝીઝના કાલનો દર્શાવશે,'ન્ય હતી. આ પ્રમાણે આ બાબત

એટલી બંધી પ્રવર્તતી હતી કે, પ્રઢ મારા શબ્દો સહજ વધારે ભારે પડે એમ છે, "તેઓ
વિદ્યા વિશે પૂછતાં નીચે પ્રમ''મારે કહેવું જોઇએ નહિ. તેમણે શાંત દશામાં પ્રવેશ કર્યો,
સ્વરૂપો છે, એક પરા, અહિ. દુનિયામાં હજુ આમાંના ઘણાક પુરુષો હયાતીમાં છે. પરંતુ
વિજ્ઞાન અને કલાના થી પાછા હઠી ગયા, બાહ્ય સત્તામાંથી દૂર થયા, માનવ જાતના વડિલ
હતો. આ સર્વને નામ'જોડાયા; તેમનામાંના કેટલાકજ માનવ જાત સાથે નિકટ' સંબંધમાં રહ્યા.
સર્વનો સુભાવેદ ભાવનાના સંબંધમાં આ અન્ય બાબત લક્ષમાં રાખવા યોગ્ય છે. જેમણે
આપવા'એકાદ ધર્મની સ્થાપના કરી હતી તેઓ માનવ દેહ ધારણ કરીને પૃથ્વીના સાથમાં
હરી શ( બંધાયલા હતા; તેમણે સ્થાપેલો ધર્મ દુનિયામાં જીવતો જાગતો હોય ત્યાં સુધી
માત્ર . માનવજાતના બાહ્યઆકાર સાથે બંધાયલા છે. આ પ્રમાણે નિયમ પ્રવર્તતો હતો;
દરેક ; દ ધર્મનું સ્થાપન કરનાર પુરૂષ માટે, જ્યાં સુધી તે ધર્મનાં માનવિઓ તેમાંથી પસાર
એટલ[illegible]ોક્ષ દશા ના અનુભવે અથવા અન્ય ધર્મમાં ના જાય તથા તે ધર્મનું મરણ ના થાય
સ્વરૂ[illegible] ા કોઇ પ્રકારની મોક્ષ દશાનો અનુભવ સંભવી શકતો નથી. એકાદ ધર્મનું મરણ,
તો[illegible] ાને દુનિયાને પૂરો પાડનાર ગુરુના સર્વ પ્રકારના બંધનમાંથી મોક્ષ થવા સમાન છે.
અધિકા ે જે ધર્મ સ્થાપે છે તેમાં તેમને યથાર્થ રીતે અવતરીને જીવન ગાળવું પડે છે, જ્યાં
પ્રકારની અમુક ધર્મ જીવતો જાગતો છે, ઉપદેશ આપે છે, માનવિઓને તેમાંથી પોતાના વિ-
આવો પ્ર વિસ્તાર મળી આવે છે, ત્યાં સુધી તેના સ્થાપનાર દિવ્ય પુરુષને પોતે દુનિયામાં
દષ્ટિ ાપેલા ધર્મને દોરવાને, રક્ષણ કરવાને, મદદ કરવાને રહેવું પડે છે. મહાન્ નિયમ આવા
છે. ;કારનો છે. કોઇ પણ ગુરુ, જ્યાં સુધી તેમની સ્થાપેલી ધર્મની માનવશાલા દુનિયામાં હજુ
તે ણ ચાલે છે ત્યાં સુધી આપણી માનવજાતનો ત્યાગ કરી શકશે નહિ. આ પ્રમાણે નિયમ
પ પ્રવર્તે છે.

[ ચાલુ. ]

એનિ. બેસંટ.

# શ્રાદ્ધતત્વ.

.( મળેલું )

( અનુસન્ધાન ગતાંકથી. )

## પ્રકરણ ૪ થું.

### વૈદિક પ્રમાણ.

મરણ પામેલા જીવોને પાછળ જીવતાં રહેલાં તેઓનાં સ્વજન સુહજ્જનો શ્રદ્ધાપૂર્વક અન્નદાન કરવાથી સાહાય્ય આપી શકે છે, અને તેમ કરીને તેઓને ઉત્તમગતિ પ્રાપ્ત કરાવી શકે છે, તે વિચાર માત્ર હિંદુઓમાં નહિ પરંતુ સનાતન કાળથી પ્રત્યેક ધાર્મિક પ્રજામાં ચાલ્યો આવે છે, તે સિદ્ધ કરવાને ઉપર્યુક્ત દૃષ્ટાન્તો જોઇએ તેટલાં બળવાન્ છે, એમ સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી. વેદમાં શ્રાદ્ધ શબ્દનો પ્રયોગ જોવામાં આવતો નથી, તે સત્ય છે. શ્રાદ્ધ શબ્દનો પ્રથમ પ્રયોગ સૂત્રગ્રંથો-જે ઋષિ પ્રણીત મનાય છે, તે ગ્રંથોમાં જોવામાં આવે છે. પરંતુ શ્રાદ્ધ શબ્દથી જે ક્રિયા કરવામાં આવે છે, તેનું મૂળ તો વેદજ

છે. સ્વામી દયાનંદ સરસ્વતી માને છે તેમ વેદમાં માત્ર સંહિતાનો જ સમાવેશ કરવામાં આવે તો તેમાં પણ એટલે ઋગ્વેદ, યજુર્વેદ અને અથર્વ વેદની સંહિતાઓમાં અંત્યેષ્ટિ ક્રિયા અને પિતૃયજ્ઞનું સવિસ્તર વર્ણન કરવામાં આવ્યું છે. ઋગ્વેદ સંહિતામાં કહ્યું છે કે—

अग्निष्वात्ताः पितरएह गच्छत
सदः सदः सदत सुप्रीणतयः ॥
अत्ता हवींषि प्रयतानि बर्हिष्य
या रयिं सर्व वीरं दधातन ॥ १०–१६–१८ ॥

હે અગ્નિષ્વાત્ત પિતૃઓ! તમે અહિં આવો; હે સારી રીતે પૂજાયેલા! તમે યોગ્ય યોગ્ય સ્થાને બેસો; બર્હિ (કુશ) ઉપર મુકેલાં હવિઓને આરોગો; અને અમને પુત્ર પૌત્ર યુક્ત સંપત્તિ આપો.

યમદેવને પિતૃઓનો રાજા કહેલ છે. તે યમને ઉદ્દેશીને તેજ સંહિતામાં કહ્યું છે કે–

यमाय सोमं सुनुते यमाय जुहुता हविः ।
यमं ह यज्ञो गच्छत्यग्निदूतो ऽअरंकृतः ।१०-१४-१३।

યમદેવને માટે સોમનો વિસ્તાર કરો. યમદેવને આહુતિ આપો. કેમકે નાના પ્રકારનાં દ્રવ્યોથી યુક્ત સોમયજ્ઞ અગ્નિદૂત છે; તે યજ્ઞ યમદેવ પ્રાપ્ત થાય છે.

અહિંયાં યજ્ઞને અગ્નિનો દૂત કહેલ છે; તેનું રહસ્ય એવું છે કે યજ્ઞદ્વારા અગ્નિમાં હોમેલુ અન્ન યમદેવ જે પિતૃઓનો રાજા એટલે રક્ષક છે, તેને પોહોચે છે. યમદેવને અન્ન પોહોચવાથી પિતૃઓ તૃપ્ત થાય.છે. અગ્નિષ્વાત્તાદિ પિતૃઓ પિતૃદેવો કહેવાય છે; તે વિષે હવે પછી વિસ્તારથી કેહેવામાં આવશે. તે પિતૃદેવો અને પિતૃઓના રક્ષક બીજા દેવોને ઉદ્દેશીને યજ્ઞાદિક ક્રિયા કરવામાં આવે છે એટલુંજ નહિ, પણ શુકલયજુર્વેદની સંહિતામાં મૃતપિતૃઓને ઉદ્દેશીને બલિદાન આપવાનું સ્પષ્ટ રીતિએ કહ્યું છે.

पितृभ्यः स्वधायिभ्यः स्वधा नमः ।
पितामहेभ्यः स्वधायिभ्यः स्वधा नमः ॥
प्रपितामहेभ्यः स्वधायिभ्यः स्वधा नमः ॥
अक्षन्पितरो ऽमीमदन्त पितरो ऽ तीतृप्यन्त ।
पितरः पितरः शुन्धध्वम् ॥ १९–३६ ॥

સ્વધાયુક્ત પિતાદિને, સ્વધાયુક્ત પિતામહાદિને અને સ્વધાયુક્ત પ્રપિતા મહાદિને સ્વધારૂપી અન્ન હો અને નમસ્કાર હો! ભોજન કરેલા પિતૃઓ તૃપ્ત થયા, અતિ તૃપ્ત થયા. હે પિતૃઓ! તમે શુદ્ધ થાઓ!

તેજ સંહિતાના મંત્રોના ક્રમ પૂર્વક વિનિયોગ સહિત શતપથબ્રાહ્મણની રચના કરવામાં આવી છે. તે શતપથબ્રાહ્મણ ૨ અધ્યાય ૪ બ્રાહ્મણ ૪ માં પિંડ પિતૃયજ્ઞવિષે નીચે પ્રમાણે લખ્યું છે.

मासिमास्येव पितृभ्यो ददतो यद्वैव न
पुरस्तान्न पश्चाद् ददोऽयेभ्यो ददाति ॥

एत वै सोमो राजा देवानामन्नं यच्चन्द्रमाः
स एतां रात्रीं क्षीयते तस्मिन् क्षीणे ददाति ॥७॥

" પૂર્વે કહ્યા પ્રમાણે પ્રત્યેક માસે જે દિવસે ચંદ્ર પશ્ચિમ અથવા પૂર્વમાં ન દેખાય," " તે દિવસે પિતૃઓને અન્ન આપવું. ચંદ્ર, જે સોમરાજા કહેવાય છે, તે દેવોનું અન્ન " " છે. તેથી જે રાત્રીએ તેનો ક્ષય થાય છે, તે દિવસે ( અમાવાસ્યાએ ) પિતૃઓને " " અન્ન આપવું. " દિવસના કયા ભાગમાં પિતૃઓને અન્ન આપવું, તે વિષે કહ્યું છે કે—

सवा अपराह्णे ददाति । पूर्वाह्णो वै देवानां
मध्यंदिनो मनुष्याणामपराह्णः पितॄणाम् ॥ ८ ॥

" અપરાહ્ણ એટલે દિવસના ત્રીજા ભાગમાં આ ક્રિયા કરવી, કેમ કે દિવસનો " " પ્રથમ ભાગ દેવોનો, મધ્ય ભાગ મનુષ્યોનો અને ત્રીજો ભાગ પિતૃઓનો છે. " અન્ન દાન ( પિંડ દાન ) શી રીતે કરવું, તે વિષે વિશેષ કહે છે કે—

तानि दक्षिणापस्तृणाति । तत्र ददाति स वा ददातीव॥
वै देवेभ्यो जुहुत्युद्धरंति मनुष्येभ्यो ऽथैवं पितॄणाम् ॥
तस्मादिति ददाति ॥ १८ ॥
तिर इव पितरो मनुष्येभ्यस्तिर इवैतद्भवति ॥२१॥

તે રેખા ઉપર દક્ષિણ દિશા તરફ કુશના અગ્ર ભાગ રહે તેવી રીતિએ કુશો પાથરવા. પછી જેમ કોઇને પ્રત્યક્ષ અન્ન આપીએ તે પ્રમાણે યજમાને તે કુશો ઉપર પિંડો મુકવા. કુશો ઉપર પિંડો મુકવાનું કારણ એ છે કે—દેવોને માટે અગ્નિમાં આહુતિ અપાય છે, મનુષ્યોને પ્રત્યક્ષ અપાય છે અને પિતૃઓને કુશ ઉપર અપાય છે. માટે કુશ ઉપર પિંડ દાન કરવું ૧૮.

પિતૃઓ મનુષ્યથી અદૃશ્ય હોય છે, અને તેઓ ભોજન પણ અદૃશ્ય કરે છે. ૨૧ એ પ્રમાણે દેવ મનુષ્ય અને પિતૃઓને અન્ન દાન આપવાના કાળો જુદા જુદા કહેલા છે; પિતૃઓને અન્ન દાન કરવાનું કારણ એવું દર્શાવ્યું છે કે—ક્ષીણ થયેલા ચંદ્રથી જ્યારે તેઓનું પોષણ થતું નથી, ત્યારે તેઓને ઉદ્દેશીને અન્ન દાન આપવું આવશ્યક છે. વળી દેવ, મનુષ્ય અને પિતૃને અન્ન દાન આપવાની રીતિઓ પણ ભિન્ન ભિન્ન કહેલી છે. છેવટે સ્પષ્ટ કહ્યું છે કે—પિતૃઓ મનુષ્યોથી અદૃશ્ય રહે છે. આ ઉપરથી પિતૃ યજ્ઞનો અર્થ પોતાના જીવતા વડીલોને સંતોષવા, એવો શી રીતે કરવો, તે સહજ પણ જેને વિચાર શક્તિ હોય તેનાથી સમજી શકાય તેમ નથી. દેવો સ્વાહાના અને પિતૃઓ સ્વધાના ઉચ્ચારથી તૃપ્ત થાય છે. એટલુંજ નહિ પણ મૃતક જીવને પિતૃ લોક અથવા સ્વર્ગમાં લઇ જનાર અગ્નિ છે; અને ત્યાંથી શ્રાદ્ધાન્ન ગ્રહણ કરવાને અગ્નિદ્વારાએ તેઓ મનુષ્ય લોકમાં આવે છે.

मातलीकव्यैः यमो अङ्गिरोभि
र्बृहस्पति ऋक्वभिर्वावृधानः ॥
यांश्च देवा वा वृधुर्ये च देवान्
स्वाहान्ये स्वधयान्ये मदन्ति ॥ऋ. १०·१४·३॥

ઇન્દ્ર કવ્ય પિતૃઓ સાથે, યમ અંગિરાઓ સાથે, અને બૃહસ્પતિ

---

## લવાજમ.

લવાજમ અગાઉથી લેવાનો અમારો રિવાજ છે એનું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ હશેજ.

વ્યવસ્થાપક.

## સુચના.

અમદાવાદમાં પ્લેગને લીધે પ્રેસમાં માણસોની તાણ હોવાથી આ અંક જરા મોડો બહાર પડયો છે. હવે અંક જલદી બહાર પડશે તથા પછીથી નિયમિત પ્રતિમસે નિકળશે. વ્યવસ્થાપક.

આદ્યસ્થાપક
સ્વ. અભેદમાર્ગ પ્રવાસી
સાક્ષર મણિલાલ નભુભાઈ
દ્વિવેદી

# સુદર્શન.

મન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સ્વરૂપ અને સંબંધનો વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्

તન્ત્રી—બાધવલાલ નભુભાઈ દ્વિવેદી

[ પુસ્તક ૨૩, અંક ૬. ] (માસિક) [ માર્ચ, ૧૯૦૮.]

ॐ श्री.

## मारी मैया भरतभूमिमां मने श्रद्धा छे.




( ભળેલુ )

શ્લોક.

નમુ પ્રીતે નમુ પ્રીતે, ભરતભૂમિ માતને,
પ્રેમ શૌર્ય નયે લીની, આકાર જગ સત્વ જે

મંદાક્રાંતા.

એકાકી છે અવનિતલમા જેહની જ્ઞાન ગાથા,
નિર્બંધા છે અખિલપણુમા જેહની ધર્મ માત્રા,
સુવધા છે ઘટ ઘટ પ્રતિ જેહની કર્મધારા,
તે હુ મૈયા ભરતભૂમિમા છે મને આત્મશ્રદ્ધા. ૧

વદાતી જે અમર ગણુથી કોટિસંતાન માતા,
પૂજાતી જે પરમ પ્રણયે ઉર સુપુલકામા,
સેવાતી જે નિજ તનયના ભક્તિભાવે સદાના,
તે હુ મૈયા ભરતભૂમિમા છે મને આત્મશ્રદ્ધા. ૨

જેને રક્ષી ગિરિવર રહ્યા રત્નકોટિ ભરેલા,
જેને રક્ષી ગિરિવર ઉભા ઉચ્ચમાં ઉચ્ચ મોટા;
જેને રક્ષી ગિરિવર સૂતા પૂજ્યમાં પૂજ્ય રૂડા,
તે હું મૈયા ભરતભૂમિમાં છે મને આત્મશ્રદ્ધા. ૩

જેને વીંટી અમિત સુખદા સાગરે પ્રેમ ગાતાં,
જેને વીંટી નિજભયણુ દે સાગરે મિત્ર થાતાં;
જેને વીંટી બલપ્રદ કરે સાગરે ચૂમી લેતાં,
તે હું મૈયા ભરતભૂમિમાં છે મને આત્મશ્રદ્ધા. ૪

સૌ સૌન્દર્યો રુચિર છવિથી ખેલતાં ખેલ જેમાં,
સૃષ્ટિ દેવી નિજર્યો નિજનાં ઓપતી અંગ જેમાં;
આનંદાબ્ધિ નદી સરવને ગર્જતો સર્વથા જ્યાં,
તે હું મૈયા ભરતભૂમિમાં છે મને આત્મ-શ્રદ્ધા. ૫

જેના પંચીકરણ કણ સૌ પૂજ્ય ભાવે ભરેલા,
જેના પંચીકરણ કણ સૌ નિર્મળો ભાવ દેતા;
જેના પંચીકરણ કણ સૌ આત્મવિકાસ કર્તા,
તે હું મૈયા ભરતભૂમિમાં છે મને આત્મશ્રદ્ધા. ૬

જેના રૂડા સદ્‌ગત સુતુ પિંડથી પિંડ હું આ,
જેના રૂડા સદ્‌ગત સુતુ અસ્થિથી અસ્થિ હું આ;
જેના રૂડા સદ્‌ગત સુતુ માંસથી માંસ હું આ,
જન્મ્યાં તે મા ભરતભૂમિમાં છે મને આત્મશ્રદ્ધા. ૭

જેના રૂડા સદ્‌ગત સુતુ ભસ્મના સર્વ ગોટા,
મ્હાભૂતોમાં ભળી ગળી બની પ્રાણના પ્રાણ કોટા;
હું મ્હાભૂતે અનજળ અને રક્ત રૂપે રહેલા,
તે હું મૈયા ભરતભૂમિમાં છે મને આત્મશ્રદ્ધા. ૮

જે મૈયાનાં તનય ચિતડાં નિત્ય ધર્મે ભરેલાં,
જે મૈયાનાં સુત ગૃહબધે સત્ય સુખો વસેલાં;
જે મૈયાનાં પૂજનીય વ્રતો સત્વ ગુણે સુહાતાં,
તે હું મૈયા ભરતભૂમિમાં છે મને આત્મશ્રદ્ધા. ૯

જેનાં બાળો મૃદુ હૃદયનાં પ્રેમ પુષ્પે ભરેલાં,
જેનાં બાળો અતિથિ વ્રતમાં નિજના પ્રાણ દેતાં;
જેનાં બાળો સદય ચિતથી સત્વ આહાર લેતાં,
તે હું મૈયા ભરતભૂમિમાં છે મને આત્મશ્રદ્ધા. ૧૦

માણી રૂપી અમુલ હીરલા વેરતાં સર્વ વેળા,
તે હું મૈયા ભરતભૂમિમાં છે મને આત્મશ્રદ્ધા. ૧૧

જેની બાળા બચપણ થકી સોહતી શીલતામાં,
જેની બાળા પતિવ્રત સદા નિરહતા પૂંજમાં;
જેની બાળા શુચિ ઉર ભરી વંધ સુપ્રેમ દાતા,
તે હું મૈયા ભરતભૂમિમાં છે મને આત્મશ્રદ્ધા ૧૨

માડી જાયાં સકળ સુજનાં આર્યભૂ સુત સુતા,
વૃદ્ધોરૂપે અખિલ જગ છે ઉભલાં પ્રેમ ભીનાં;
હર્ષે શોકે હૃદય હૃદયે કાર્યને ભાવનામાં,
ભૂમિ ભક્તિ પ્રણવભજને રેડતાં આત્મશ્રદ્ધા. ૧૩

જેમા નિત્યે સકળ સમયે સર્વ જાતીય ટોળાં,
સ્નેહાંકુરે સતત વધતા સંપને ચિત્ત ન્હાતાં;
ભ્રાતૃતાના પરમભજને સત્ય વૃત્તે સુહાતાં,
તે હું મૈયા ભરતભૂમિમાં છે મને આત્મશ્રદ્ધા. ૧૪

મારી મૈયા ભરતભૂમિમાં સર્વ વર્ણે વસેલાં,
મારી મૈયા ભરતભૂમિમાં સર્વ ધર્મે ભળેલાં;
ઉરે ગુંથી રમત રમતાં ઊભલાં સર્વ મારાં,
બાંડુડાના પરમ પ્રણયે છે મને આત્મશ્રદ્ધા. ૧૫

કુટુંબાદિ સગપણ થકી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ મારા,
જીવ્યાથી એ અધિક વધતા આર્યજાતીય મારા,
બધે જેમાં સગપણ જડ્યું દિવ્ય આનંદ દાતા,
તે હું મૈયા ભરતભૂમિમાં છે મને આત્મશ્રદ્ધા. ૧૬

મારી મૈયા ભરતભૂમિની કૂખથી જન્મ લેતા,
મારી મૈયા ભરતભૂમિના લાડમા ઉછરેલા;
મારી મૈયા ભરતભૂમિના પૂજ્ય સુવંધ ત્રાતા,
વીરો સંતો અમર ગણુમાં છે મને આત્મશ્રદ્ધા. ૧૭

જેના રૂડા સયમ પણુના ધર્મ વીર્યાદિ તેજે,
જેના રૂડા પુરુષપણુના દક્ષતા દાન ઓજે;
કીર્તિદેશો અમર તપતા દિવ્ય લેખે લખાયા,
તે હું મૈયા ભરતભૂમિમાં છે મને આત્મશ્રદ્ધા. ૧૮

હું દીઠા જૂના કનકઢગશા દીપતા ભૂતકાળે,
હું દીઠા જૂના ચકચક થતા નિત્યના ભાવિ ભાસે;
આત્મા ઢાળી નમન કરતાં સત્ય શાંતિ સુધાનાં,
વ્હેણો વચ્ચે સતત વધતી છે મને આત્મશ્રદ્ધા. ૧૯

જ્યાં હું પ્રાણો દિન ઉગમતે ધર્મ ધ્યાને રસાતા,
જ્યાં હું પ્રાણો દિવસ વચલે અર્થ કાર્યે સધાતા,
જ્યાં હું પ્રાણો દિવસ વિતતાં શાંત તર્કે સુહાતા,
તે હું મૈયા ભરતભૂમિમાં છે મને આત્મશ્રદ્ધા. ૨૦

હું મૈયાની રતિરસ ભરી વાડી વર્ણાશ્રમોની,
શીળી છાંયે નિજ હ્રદયમાં ચાંપીને હુંફ દેઇ;
સ્નેહાકુલી દિવ્ય પ્રણયદા આંખથી નિત્ય હુંમાં,
શુભાશીષે ઉર ઉમળકે છેલતી ભક્તિ શ્રદ્ધા. ૨૧

મારી મૈયા ભરતભૂમિની ભક્તિ હું ધર્મ કંથા,
મારી મૈયા ભરતભૂમિની ભક્તિ હું યોગમુદ્રા;
મારી મૈયા ભરતભૂમિની ભક્તિ હું મોક્ષક્રીડા,
માની નિત્યે જીવન સરતું આપીએ આત્મશ્રદ્ધા. ૨૨

મારી મૈયા ભરતભૂમિનાં સુખ હું સુખ જાણી,
મારી મૈયા ભરતભૂમિનાં દુઃખ હું દુઃખ માની;
કોરાયું છે મુજ હ્રદયના મુખ્ય ભાગે સદા આ,
**મૈયા માટે જીવવું મરવું એજ હું આત્મશ્રદ્ધા.** ૨૩

એ શ્રદ્ધામાં નિતનિત રમી આર્યભૂમાં હું મારા,
જીવ્યા રૂપે તનમન તણાં કાર્યને મૂકવામાં,
જીવું કે હા! પળ પછી મરૂં તોય આ પ્રાણ મારા,
માડી અર્પું રમણ કરજો એજ હું અંત વાચા! ૨૪

ઇચ્છા વાંચ્છા મુજ હ્રદયની સર્વમાં આર્યભૂના,
સુખો માટે સતત વહજો યત્ન કૃત્યો રસાળાં;
એ આશા હું ઇશ શરણમાં રાચતાં ઉર રાખી,
**માગું થાઓ જુગ જુગ રૂડી માત હું આર્યભૂમિ !!** ૨૫

શ્લોક.

પ્રેમ પૂરે ઉંડા ધ્યાને; હ્રદય ઢાળી હોંશથી;
યુગે યુગે આર્યભૂનું, યજન માગું ઉરથી. !

કહાન ચકુ ગાંધી.

# બ્રહ્મ.

# परिणाम अने विवर्त.

(મળેલું.)

તત્વજ્ઞાનની ભૂમિકામાં જીવ, જગત, ઇશ્વર અને બ્રહ્મ એ વિષયપરત્વે અનેકવિધ વાદો છે. પણ્ડત, કવી, યોગી અને ભક્ત જનો તેઓના સ્વરૂપ સંબંધે વિવિધ વિચારો દર્શાવે છે. તેઓના સ્વરુપ રૂપ ઉદ્દધિનું મનુજાત્માની સાત્વિક અને રાજસી બુદ્ધિ રુપી દેવ અને દાનવોથી મન્થન કરવામાં આવેલ છે. અને તેમાંથી અનેક રત્ન રુપ સુંદર વિચારો નીકળ્યા છે. મનુજાત્માની હૃદય રુપ સુંદર વાટિકામાં અનેકવિધ નાના પ્રકારના મનોહર દૈવી સંપત્ ભાવ રુપ તરુવરો શોભી રહ્યાં છે. તેને આ વિચારો રુપી જળ સિંચનથી પોષણ મળે છે. અને તેથી એ વાટિકા નીરંતર લીલી અને શીતળ રહે છે. જ્ઞાન, યોગ અને ભક્તિ એ વાટિકાનાં સુંદર તરુવરો છે.

પ્રીય વાંચક આપણને હાલ જ્ઞાનવૃક્ષની આવશ્યકતા છે. માટે તેના ભણી આપણે દૃષ્ટિ ફેંકીએ.

અદ્વૈત્ સિદ્ધાન્ત એ સર્વ સિદ્ધાન્તોમાંનું અંતિમ સિદ્ધાન્ત છે. એની પર કંઇ પણ છે નહિ અને હોઇ શકે પણ નહિ. મનુષ્ય બુદ્ધિની ઉડવાની સીમા પણ આંહી આવી અટકે છે; એના પછી આગળ વધવાનો માર્ગ નથી. છેલામાં છેલો અવબોધ પણ એનોજ છે જેટલો એ ઉત્તમ પ્રતિનો છે તેટલોજ તે દુર્ઘટ અને દુર્ગમ છે; બુદ્ધિમાં ઉતરવું અતી કઠણ છે અને સાધારણ બુદ્ધિથી તો સમજાયજ નહિ.

વેદાન્ત પ્રચલીત અદ્વૈત માર્ગો પણ ત્રીવિધ છે; કેવલા દ્વૈત, શુદ્ધા દ્વૈત અને વિશિષ્ઠા દ્વૈત. કેવલા દ્વૈત શંકર પ્રબોધિત છે. અને અન્ય ઉભય રામાનુજ અને વલ્લભોક્ત છે. શુદ્ધા દ્વૈત અને વિશિષ્ઠા દ્વૈતમાં દ્વૈતતાની ગંધ રહી જાય છે; અને વીચારથી તેઓ બ્રહ્મનો પરિણામ થાય છે એમ માને છે. કેવલાદ્વૈત બ્રહ્મનો પરિણામ નહિ માનતાં વિવર્ત માને છે અને પરિણામ માયાનો માને છે.

હવે બ્રહ્મ અને માયા શી વસ્તુ છે? અને તેઓનો પરિણામ. અને વિવર્ત કેવી રીતે થાય છે તે જોઇએ. બ્રહ્મ—ચેતન—ચિદ્રુપાત્મક, અવિકારી, નિત્ય, વિભુ અને અખંડ છે. માયા એથી વિરોધ ધર્મ વાળી છે. માયા જે છે તે બ્રહ્મથી અતિરીક્ત કોઇ સ્વતંત્ર પદાર્થ નથી કિંતુ જેમ આપણા મનનું તેમાં ઉદ્દ્ભવતી ઇચ્છાઓનું સામર્થ્ય રુપ સ્વભાવ છે તેમ બ્રહ્મની એ, જગત સર્જન રુપ શક્તિ છે; કારણ કે જો માયા એટલે જડ પદાર્થ જો સ્વતંત્ર રુપે હોય તો તેમાં પરિણામ સંભવી શકતો નથી. પરિણામ એટલે શું?

વસ્તુનું વિકારીત્વ, એક રુપ તજી અન્ય રુપે થવું તે. જ્યારે કોઇ પણ વસ્તુને અન્ય રુપે થવું હોય કિંબહુના તેમાં વિકાર થવાનુ હોય ત્યારે તેમાં પ્હેલાં ગતિનો સંચાર થાય છે. ગતિ વિના વિકાર સંભવે નહિ; જડ પદાર્થમાં ગતિ કરવાનું સામર્થ્ય નથી. ગતિ કાર્ય રુપે જડ છે કિંતુ તે કારણ રુપે એટલે તેનો પ્રભાવ ચેતનમાંથીજ છે. તેને ગતિ અર્પનાર તેનો પ્રેરક એ જડ હોય શકે નહિ. પ્રેરકપણું એ ચેતનતામાં સંભવે છે. ચેતન એ બ્રહ્મ છે; બ્રહ્મ આપ્ત કામ અને નિઃસ્પૃહિ છે. એટલે તે જડ પદાર્થને શા અર્થે ગતિ અર્પે ? કોઇને ગતિ—પ્રવૃત્તિ—શીળ કરવું એ માત્ર આપણને કોઇ પણ પ્રકારની અપેક્ષા હોય તોજ કરીએ. પ્રવૃતિ—ગતિ—માત્રનુ કંઇને કંઇ પણ હેતુ હોય છે. હેતુ વગરની પ્રવૃત્તિ સંભવી શકતી નથી અને હેતુ એટલે કોઇ પણ પ્રકારની પ્રાપ્તિ રુપ ઇચ્છા તો તે ઇચ્છા માત્ર સ્પૃહિ જનોને હોય પણ નિસ્પૃહિ છે તેમાં કંઈ પણ ઇચ્છા જેવું સંભવી શકતું નથી. તો તેવો ચેતન પુરૂષ જડને શા હેતુ અર્થે પ્રવૃત્તિ—ગતિ—શીલ કરે ! જો ચેતન રુપ પુરૂષ—બ્રહ્મ—માં ઇચ્છા રુપ ધર્મનો સ્વીકાર કરીએ તો બ્રહ્મની નિષ્કામતાને તેમજ તેમની આપ્તકામતાને બાધ આવે છે; કે જે શાસ્ત્ર વિચારથી ઇષ્ટ નથી, તેમ યુક્તિ અને અનુભવ પણ તેનો સ્વીકાર કરી શકતો નથી તો આથી એ સિદ્ધ થાય છે કે જડ પદાર્થ કેવળ બ્રહ્મની સ્હામી બાજુ આવી ઉભો રહે એવો કોઇ સ્વતંત્ર પદાર્થ નથી; પણ પૂર્વે જણાવી ગયા તેમ બ્રહ્મની કોઇ અનિર્વચનીય લખ સ્વરુપ—જગદાકાર—થવા મારેની શક્તિ છે. એ સિવાય પ્રકૃતિ—જડ—સ્વરુપની અસ્વતંત્રતા મારેની અન્ય વિચાર શ્રેણી પણ છે; તે એજ કે બ્રહ્મ એ ત્રીધા પરિચ્છેદથી રહિત, અખંડ અને વિભુ છે. બ્રહ્મનું સ્વરૂપ આ પ્રમાણે સ્વીકારતાં તેમાં અન્ય કોઇ પણ પ્રકારના પદાર્થનું કિંચિન્માત્ર અસ્તિત્વ એ બ્રહ્મની ઉક્ત સ્વરુપતાનું પ્રતિરોધક હોવાથી સંભવી શકતું નથી. અને જેનું સ્વરુપ શાસ્ત્ર, પંડિત અને અનુભવથી સિદ્ધવત મનાયું છે તેને અન્ય રુપે માનવું એ માત્ર બુદ્ધિની વિભ્રમતાજ છે.

પ્રકૃતિ સ્વરુપના આટલે સુધીના વિચારથી આપણને તે બ્રહ્માભિન્ન માયા રુપે દગ્ગોચર થાય છે. શંકરોક્ત જે કેવલાદ્વૈત છે તે આ બ્રહ્મની જગત્ સર્જન રુપ શક્તિને માયા નામ આપી જગદ્ રુપ કાર્યને માયાનો પરિણામ માને છે. આટલે સુધીની અદ્વૈતતા ત્રણે આચાર્યોની અભિન્ન છે. જે ભિન્નતા છે તે આગળ ચાલતાં થાય છે. એક કહે છે કે એ પરિણામ ભલે બ્રહ્મની માયાથી થાય છે. પણ એનો પ્રાદુર્ભાવ બ્રહ્મમાંથી છે અને પર્યવસિત્ પણ બ્રહ્મમાંજ થશે. એટલે એ પરિણામ સત્ય છે. બ્રહ્મની આ શક્તિ જેને આપણે માયા રુપે ગણીએ છીએ તે દ્વિવિધ છે એક સર્જન રુપ અને લય રુપ—આવિર્ભાવ અને તીરોભાવ વાળી છે સર્જન કાળે જગદ્ રુપે થાય છે અને લય કાળે કેવલ બ્રહ્મ રુપે રહે છે. આના અનુરુપ દ્દષ્ટાન્ત માટે જાણવાની અપેક્ષા હોય તો આપણા હૃદયની જાગૃદાદિ સ્થિતિઓને વીલોકવી. બ્રહ્મની આર્વિભાવાત્મક અને તીરોધાનાત્મક સ્થિતિ અનાધન્ત છે અને તે સત્યાત્મિકા છે.

હવે શંકરોક્ત અનુવાદ આ પ્રમાણે છે. બ્રહ્મની માયા શક્તિથી જે જગદુત્પતિ થાય

છે, તે કંઇ બ્રહ્મનો માયાશક્તિવડે પરિણામ થતો નથી. એ તો કેવળ બુદ્ધિના આ મોહ—તર્કાદિ નિવારણાર્થે માત્ર કાલ્પનિક વાર્તાલાપ છે. કિંબહુના સત્ય માર્ગ પ્રતિ દોરવી લઇ જવાના પ્રાથમિક માર્ગો છે. મનુજ બુદ્ધિ પરિણામવાદના અંતિમ માર્ગ પાસે આવી પહોંચે ત્યાં તેને વિવર્તના ઝાંખા ઝાંખા દર્શન થાય છે. અને જેમ જેમ વિવર્ત માર્ગે આગળને આગળ ચાલતો જાય તેમ તેમ તેને અધિક તેજસ્વી દર્શન થાય છે.

પૂર્વે દર્શાવ્યાનુસાર પરિણામ પામવું એટલે એક રુપ તજી અન્ય રુપે થવું એ એની વ્યાખ્યા છે. એક-રુપ તજી અન્ય રુપે થવામાં ગતિની અપેક્ષા છે. અને ગતિને તો અવકાશની અને તેના પ્રેરકની અપેક્ષા છે. અવકાશ અને પ્રેરક વગર ગતિની સ્થિતિ બની શકે એમ નથી.

હવે વિચાર દષ્ટિથી જોશું તો જ્યાં એક રસ અખણ્ડ, સર્વ વ્યાપક, નિષ્કામ અને આપ્તકામ બ્રહ્મ સ્વરુપ છે તો તેમાં આપણે અવકાશ અને પ્રેરકપણું લાવીશું ક્યાંથી ? જો તે આપણે લાવી શકીશું નહિ તો પછી પરિણામ અસંભવનીય છે. જો પ્રેરકતાનો અને અવકાશનો સ્વીકાર કરીએ તો બ્રહ્મની સ્વરુપતાને બાધ આવે છે કે જે અનિષ્ટ છે.

આમ વિચાર દષ્ટિથી વિલોકતાં પરિણામ પછી બ્રહ્મનો કહો કે માયાનો કહો એ સર્વથા અસિદ્ધ છે. વસ્તુ ગતિ તો વિવર્ત છે. અને તેના સ્વરૂપનો વિચાર કરતાં આપણને તેમાં કંઇ સત્યતાના દર્શન થાય છે. વિવર્ત કોનું ? બ્રહ્મનું. શા અર્થે ? આ જગદ્ રુપ માયાના જે વિચિત્ર દર્શન થાય છે તદર્થે જો એ જગદ્ રુપ ચિત્રના દર્શન ન થતાં હોય તો તો તેની અપેક્ષા નથી પણ જ્યારે તેનો પ્રતિભાસ થાય છે ત્યારે તેની આવશ્યક્તા રહે છે. જે વસ્તુ પોતાના સ્વરુપનો ત્યાગ કર્યા વિના અન્ય સ્વરુપે જણાય તે સ્વરુપ તે વસ્તુનો વિવર્ત કહેવાય, જેમકે શુક્તિમાં રજતાભાસ; રજતાભાસ જે છે તે શુક્તિનો વિવર્ત સ્વરુપ થયો. આંહી શુક્તિ પોતાના સ્વરૂપનો ત્યાગ કર્યા વીણ અન્ય સ્વરુપે રજત રુપે દર્શાય છે તેમ બ્રહ્મ સ્વરુપનો અન્ય રુપ થયા વીણ તેની માયા શક્તિના યોગે જગદ્ રુપે દર્શાય છે. એ જગદ્ સ્વરુપ બ્રહ્મનો વિવર્ત રુપે થયો. વિવર્તમાં ગતિ અને અવકાશની અપેક્ષા નથી. અને તેથી બ્રહ્મ સ્વરુપ કે જે નિષ્કામતા રુપ અને વ્યાપક છે તેને બાધકતા આવતી નથી.

વિવર્તનો પ્રભવ સ્થાન અજ્ઞાન છે અને તેથી વેદાન્ત શાસ્ત્રમાં એ માયાને અવિદ્યા રુપે કથન કરવામાં આવેલ છે. માયા, અવિદ્યા, અજ્ઞાન, પ્રકૃતિ અને જડ એ સર્વ પર્યાય રુપ શબ્દો છે. એક અર્થ રુપ ભાવને કથવા વાળા છે. ગુણોને લઇ તેનો અનેક રુપે નામ દર્શાવામાં આવેલ છે. હવે પ્રશ્ન એ થાય છે કે અજ્ઞાનને લઇ બ્રહ્મ જગત્ રુપે દર્શાય છે. એમાં અજ્ઞાન આવ્યું ક્યાંથી ? જો કહો કે બ્રહ્મમાંથી તો બ્રહ્મ કે જે જ્ઞાન સ્વરુપ છે તેમાં વળી આ અજ્ઞાન ક્યાંથી ? આનો પરિહાર એજ છે કે જે વસ્તુનું સ્વરુપ હોય તે નીરંતર તેજ રુપે રહે છે. એમાં કંઇ અન્યથાભાવ થઇ શકતો નથી.

જે વસ્તુ જ્ઞાન સ્વરુપે છે. તે અજ્ઞાન રુપે થાયજ નહિ તેમ જે અજ્ઞાન રુપે છે. તે જ્ઞાન રુપે થઇ શકે નહિ. એક વસ્તુ બે સ્વરુપે હોય નહિ. હવે બ્રહ્મ કે જે જ્ઞાન સ્વરુપે છે તે કંઇ અજ્ઞાન રુપે થાયજ નહિ. વળી એનો સ્વરુપ વ્યાપક છે એટલે સ્વતંત્ર અજ્ઞાન કોઇ ખુણે પડી રહે એ પણ અસંભનીય છે. જો આપણે એમ લઇએ કે બ્રહ્મ સ્વરુપ અજ્ઞાન અને વ્યાપક છે. તો તે બને એમ નથી કારણ કે આપણને જે જ્ઞાન થાય છે તે આ અજ્ઞાનનું વીરોધી છે. જો બ્રહ્મ અજ્ઞાન સ્વરુપે હોય તો જ્ઞાન બનેજ નહિ, અને અન્ય વસ્તુને જ્ઞાન સ્વરુપે સ્વીકારી પણ વ્યાપક અજ્ઞાનમાં જ્ઞાન માટે અવકાશ–અધિષ્ઠાન–ક્યાંથી લાવીશું ? પરંતુ તે તો આપણા જ્ઞાનાનુભવથી સિદ્ધ થઇ શકતું નથી. વળી કોઇ એમ કહે કે જેમ આપણને જ્ઞાનાનુભવ થાય છે તેમ અજ્ઞાનનુ પણ થાય છે. તું સૂક્ષ્મ વિચાર કરીશું તો જણાશે જે એમાં અજ્ઞાનનું અનુભવ થાય છે. એમાં અનુભવિતા પોતે જ્ઞાન રુપે રહે છે. અજ્ઞાનનુ પણ જ્ઞાન વાળાને અનુભવ થાય છે. આમ જ્ઞાન સ્વરુપતાની અસિદ્ધિ થઇ શકતી નથી. જો જ્ઞાન સ્વરુપતાની સિદ્ધિ થઇ તો અજ્ઞાન એનો જે વીરોધી છે તે હોવું એ અસંભવીત છે. વળી કોઇ પ્રશ્ન કરે કે અજ્ઞાનનુ આપણને અનુભવ થાય છે તેમ જ્ઞાનનુ પણ થાય છે માટે જ્ઞાન અજ્ઞાન ઉભય વસ્તુ છે આ પ્રશ્નનો પરિહાર આ પ્રમાણે છે. એકજ વસ્તુ જ્ઞાનાજ્ઞાન સ્વરુપે નજ બની શકે, કારણ પરસ્પર વિરોધી ધર્મો એકજ અધિષ્ઠાનમાં રહી શકે નહિ. જ્યારે આ પ્રમાણે ન બની શકે તો અન્ય માર્ગ એ છે કે એક અધિષ્ઠાન રુપ અનંત આકાશમાં જ્ઞાન અને અજ્ઞાન સ્હામા સ્હામે ઉભા છે. એમ સ્વીકારીએ. પણ આમાન્યતામાં તો એટલી બધી વિરુદ્ધતા છે કે એક ક્ષણ ભર પણ સિદ્ધાન્ત રુપે ટકી શકે નહિ. કારણ જેટલી જેટલી વસ્તુ પરિચ્છેદ વાળી છે તે મિથ્યા છે; ઉત્પત્તિ અને વિનાશ વાળી છે. બ્રહ્મ છે તે પરિચ્છેદથી પાર છે; તેનાથી રહિત છે. સર્વ પરિચ્છેદ વાળી વસ્તુનું પર્યવસાન અપરિચ્છેદ એવા બ્રહ્મ અદ્વૈત તત્ત્વમાં છે. શ્રુતિ, યુક્તિ અને અનુભવ વડે પ્રાચીન રુપી મુનીઓથી અવગાહન થયેલું સર્વ વ્યાપક જ્ઞાનનિધિ સ્વરુપ જે બ્રહ્મનું છે તેને મિથ્યા ઠરાવવુ એ સર્વથા બુદ્ધિ વિભ્રમજ કહેવાશે. બુદ્ધિના આરોહ માટે શ્રુત્યનુકૂળ તર્ક ભલે હો પણ જ્યાં બુદ્ધિનો અપલાપ થઇ જાય અનુભવનો વિનાશ થઇ જાય એવા કુતર્કો અમાન્ય છે.

ઉપરના સર્વ વિચારોથી સિદ્ધ થાય છે કે અજ્ઞાન માટે અધિષ્ઠાન નથી. છતાં જ્યાં વિવર્ત થાય છે એમ આપણે સ્વીકાર્યું અને વિવર્ત અજ્ઞાનથી થાય છે એમ પણ માન્યુ અને એ અજ્ઞાનનો અનુભવ પણ થાય છે એમ પણ માન્યુ. ત્યાં પછી તેનું અસ્તિત્વજ નથી શુન્ય રુપ છે એમ કહેવું એ વદતોવ્યાઘાત દોષવત્ છે. તેમ તેનું અસ્તિત્વ સત્ય રુપે બ્રહ્મ સ્વરુપની પાસે ટકી શકતું નથી. આ અંતિમ પ્રશ્નનો ખુલાસો કંઇક આ પ્રમાણે છે. જે વસ્તુ સર્વથા સર્વાંશે ન હોય. શુન્યવત્ હોય, તેની પ્રતિતિ નજ થાય. પરન્તુ જ્યારે પ્રતિતિ થાય છે ત્યારે તે વસ્તુનું કોઇ પણ સ્વરુપે અસ્તિત્વ હોવું જોઇએ. વિચાર દૃષ્ટિથી બ્રહ્મની પાસે સ્વતંત્ર અસ્તિત્વ સંભવી શકતું નથી. તેમ તેની પ્રતિતિ સર્વ કાળ થઇ શકતી નથી. જે વસ્તુ ત્રીકાલ અબાધ છે તે સત્ સ્વરુપ વાળી છે. અને જેની પ્રતિતિ એટલે સ્વરુપ એક કાળે હોય છે અને અન્ય કાળે હોતુ નથી તે વસ્તુસત્

સ્વરુપે પણ પથી અને કેવળ અસત્ એટલે શુન્ય રુપે પણ નથી. એવી સત્ અસત્ રુપે જે વસ્તુ નથી તે કોઇ અનિર્વચનીય સદસદ્ વિલક્ષણ રુપે બ્રહ્માભિન્ન બ્રહ્મની શક્તિ માયારુપ છે. જેનું સ્વરુપ કોઇ પણ રીતે વચનથી સિદ્ધ થઇ શકતું નથી. તો તે અનિર્વચનીય છે. આ અનિર્વચનીય અજ્ઞાનના યોગે બ્રહ્મનું જગદ્રુપે વિવર્ત સ્વરુપ દર્શાય છે. પણ કંઇ બ્રહ્મના સ્વરુપનો અન્ય પ્રકાર થતો નથી તેનું સ્વરુપ તો જેવું છે તેવુંજ રહે છે; માત્ર કલ્પિત અજ્ઞાનના કારણે સ્વપ્નવત્ જગદ જણાય છે. જો આનું તાદસ્ય ચિત્ર દષ્ટાન્ત રુપે જોવું હોય તો આપણા સ્વપ્નાનુરુપ જેવું કોઇ નથી.

આપણી સુષુપ્તિદશા એ શાન્ત બ્રહ્મ સ્વરુપની નિર્વિકલ્પ દશા છે એમ સમજવું એમાં સ્વપ્નાદિક થાય છે. ત્યાં ચિત્રવિચિત્ર સૃષ્ટિ પાદુર્ભાવને પામી આપણા દષ્ટિપથમાં દર્શાય છે. આમાં દેશ કાળ નહિ છતાં તેમાં ઉત્પન્ન થયાં હોય એમ જણાય છે પદાર્થો નહિ છતાં છે એવું તે કાળે જણાય છે. આ બધું 'અનસ્તિત્વ અસ્તિત્વ રુપે દર્શાવાનું કારણ શું ? એનુ કારણ અન્ય કંઇજ નથી. માત્ર કલ્પિત અજ્ઞાન છે. એનો યોગે આ બધું જે નથી તે દર્શાય છે. પુનઃ સુષુપ્તિ કાળે કે જાગૃદ્ દશામાં એનો લય થાય છે. અને તે વખતે એની અસત્યતા આપણને સિદ્ધવત્ જણાય છે.

બ્રહ્મમાં આ સ્વપ્નના ચિત્રસમ સંસારચિત્ર ઉપસ્થિત થાય છે. એમાં બ્રહ્મના સ્વરૂપની હાની નથી તેમ એ બ્રહ્મના સ્વરૂપને સ્પર્શતું પણ નથી. જે સંસાર કેવળ નથી તે અજ્ઞાન યોગે "છે" એમ ભાસે છે. જે અસત્ છે તેને સતવત્ દેખાડે છે, એ અજ્ઞાન બ્રહ્મની એનાથી અભિન્ન શક્તિ છે. તે વડે બ્રહ્મનો વિવર્ત સ્વરૂપ થાય છે. અજ્ઞાનના સ્વરૂપનો કોઇ પણ વિચાર થઇ શકતો નથી. તેનું સ્વતંત્ર અસ્તિત્વ સિદ્ધ થઇ શકતું નથી. તે બ્રહ્મથી અભિન્ન સત્ સ્વરૂપે નથી કારણ કે તેનો બાધ થાય છે. કેવળ અસત્ શુન્ય રૂપ નથી. કારણ કે તેની પ્રતિતિ થાય છે. આવા કોઇ પણ રીતે નિર્ણિત નહિ થઇ શકતા અજ્ઞાનને શંકર ભગવાને—માયા—એટલે ન સમજાતી વસ્તુ એવું નામ આપી માયાવાદ ઉપસ્થિત કર્યો અને એ માયાવાદ બ્રહ્મના વિવર્તનું પર્યાય રૂપ છે.

માયાના સ્વરૂપના જેટલા જેટલા વિચાર થયા છે તે સર્વે કાદવ ધોવાથી જેમ તેમાંથી મલીનતા નીકળે તેવી રીતના છે. શંકરોક્તિ એ છે કે જે વસ્તુ નથી તેનો વિચાર નિષ્ફળ છે. વસ્તુ ગતિ બ્રહ્મજ છે ને તે સત્ય છે અન્ય મિથ્યા છે. એનો અનુભવ પણ થાય છે. નિંદ્રામાં સ્વપ્નસ્થિતિ પ્રાપ્ત થાય છે પુનઃ તે શાન્ત થઇ જાગ્રદદશામાં આવીએ છીએ. આમાં સુષુપ્તિ, સ્વપ્ન તથા જાગ્રદાદિની ભૂત અવસ્થાનો શાક્ષી અહમ્ રૂપ નિત્ય છે અને તેજ બ્રહ્મ ચેતન જ્ઞાન સ્વરૂપ છે. જાગ્રદાદિ અવસ્થાઓ પરસ્પર વ્યભિચારી છે અને એક કાળે હોય છે તો અન્ય કાળે તેનો અભાવ હોય છે અને તેથી તેઓ અનિર્વચનીય હોઇ મિથ્યા છે પણ એ ત્રણે અવસ્થાનું શાક્ષિભૂત ચેતન તેઓનું પ્રકાશક અવ્યભિચારી ત્રણે અવસ્થાઓ રૂપ મણકાની અંદર સૂત્રવત્ પરોવાયલું બ્રહ્મ સ્વરૂપ સત્ય અને નિત્ય છે. અને તેનું અન્ય સુંદર સ્વરૂપ એજ મહાત્માએ સુમધુર વાણીમાં ગાયું છે.

किमपिस ततबोधं केवलानन्दरुपं ।
निरुपममतिवेलं नित्य मुक्तं निरीहम् ॥
निरवधि गगनाभं निष्कलं निर्विकल्पं ।
हृदिकलयति विद्वान ब्रह्म पूर्ण समाधौ ॥
यदा नंद रुपं प्रकाश स्वरुपं ।
निरस्त प्रपंचं परिच्छेद शून्यम् ॥
अहं ब्रह्मवृत्यैकगम्यं तुरीयं ।
परं ब्रह्म नित्यं तदेवाहमस्मि ॥

પુરૂષોત્તમ દ્વારિકાદાસ.

---

## ॥ ज्ञाति बंधारण ॥

ગત અઠવાડીએ કૂલ માટે કાર્ય કરવા વિશે બોલતાં વિકાસક્રમની વિવિધ ભૂમિકાઓના ધર્મો વિશે મેં વિચાર ચલાવ્યો હતો; વિચારની એજ દિશાને અનુસરીને આજે હું ચાર જ્ઞાતિઓ વિષે બોલવા માગું છું તથા હિંદીપ્રજાના વર્તમાનજીવનમાં તેમને જાળવવાની જરૂર છે કે નહિ તે વિશે નિરાકરણ કરવા ધારૂં છું. આ એક અતિમહત્વનો પ્રશ્ન છે, વર્તમાનકાલે અનેક માનવિઓનું લક્ષ ખેંચી રહ્યો છે; વિવિધ દૃષ્ટિબિંદુઓથી આ પ્રશ્નનો વિચાર ચલાવતાં અનેક વ્યાખ્યાનો તમારા વાંચવામાં આવશે, કેટલાક જ્ઞાતિસંસ્થાને જાળવવા યોગ્ય ગણે છે, અન્ય કેટલાક તેનો એકતામાં બંધનકારક ગણીને બીલકુલ વિનાશ કરવા માગે છે. આ પ્રશ્નની આમ ચર્ચા થાય એ ઉત્તમ છે, કારણ કે હિંદીપ્રજાના બંધારણમાં આનંદ લેનાર સર્વે માનવિઓએ આવા પ્રકારના સર્વે પ્રશ્નોનું રાજકીયદૃષ્ટિબિંદુથી અવલોકન ચલાવવું જોઇએ. પ્રજાના બંધારણ સાથે જે જે સર્વનો સંબંધ છે તે બધાનો રાજકીયમાં સમાવેશ થાય છે. વર્તમાનકાલે આ શબ્દ ઘણો સંકુચિત બની ગયો છે, પરંતુ તેના મૂલ અર્થમાં તો સામાજીકજીવન સાથે જેનો જેનો સંબંધ હોય તે સર્વનો સમાવેશ થાય છે. ધાર્મિક લોકોએ પ્રજા સાથે સંબંધ ધરાવતા પ્રશ્નોનો વિચાર ચલાવવામાંથી દૂર રહેવાનું નથી, પરંતુ તેમનો ધાર્મિકદૃષ્ટિબિંદુથી વિચાર ચલાવવાને તૈયાર રહેવાનું છે. ધર્મ અને રાજ્યવ્યવસ્થા ઉભયે પૂરાં પાડનાર એક સ્થાપકવાળા હિંદમાં તો ખાસ કરીને આમ થવાની જરૂર છે. માનવને ઉભય વિભાગમાં વ્હેંચી નાખનાર દૃષ્ટિબિંદુ ફાયદાકારક નથી;

ધર્મ અને રાજ્યવિદ્યાને ઓતપ્રોત અન્યોન્યમાં સંકલાવાની જરૂર છે; ધર્મની અસર બાહ્ય-જીવનમાં જણાવી જોઇએ તથા તે વડે તેની કસોટી થવી જોઇએ.

તમને જડી આવશે કે રાજ્યવ્યવસ્થા બરોબર ચાલે છે કે નહિ તે તપાસવાને દેશમાં સઘળે ફરતા મહાનઋષિયો માત્ર ધાર્મિક વિષયોમાંજ પોતાના પ્રશ્નાનો સમાવેશ કરતા નહોતા, પરંતુ વસ્તી, ખેતી, લશ્કર તથા આવા અન્ય વિષયો સંબંધી દેશની દશામાં તપાસ ચલાવતા હતા; આવા પ્રકારના સર્વ વ્યાવહારિક પ્રશ્નો તેમને આનંદદાતા વિષયોમાંના વિભાગ રૂપ હતા, કારણકે રાજા પોતાનો ધર્મ યથાર્થ રીતે બજાવે છે કે નહિ તે તપાસવાનું કાર્ય તેમના ધર્મના એક વિભાગ રૂપ હતું. પાશ્ચાત્ય દેશોમાં ધર્મ અને વ્યાવહારિક જીવનને અત્યંત અલગ રાખવામાં આવે છે; પાશ્ચાત્યજીવનેજ આમને ભિન્ન પાડવામાં મદદ કરી છે; પરંતુ અતિ ઉંડા વિચારવાળા લોકો એવો એવો વિચાર પ્રવર્તાવતા થયા છે, કે દરેક બાબતમાં ધર્મને પ્રવેશવાની જરૂર છે; સ્વતંત્ર વિચારના વિશાલ મનવાળા પાદરીઓ એવું ઉપદેશતા થયા છે, કે દુનિયાના લોકના જીવનને ઘડનાર, ગોઠવનાર કંઇક રૂપે ક્રાઇસ્ટનું સામ્રાજ્ય છે. માનવિ એક સમગ્રરૂપે છે, ધાર્મિક અને રાજકીય દૃષ્ટિબિંદુઓ એક જીવનના વિભાગ રૂપે હોવાં જોઇએ તથા આત્મા વડે નિયમાવાં જોઇએ, તથા જેમ આત્મા દેહોનો પોતાના કોશો, વાહનોરૂપે ઉપયોગ કરે છે તેમ સામાજીક અને રાજકીય બંધારણોમાં એકભાવ પ્રવર્તવો જોઇએ, આવી પૂર્વ દેશના ખાસ લક્ષણરૂપ વિચાર પરંપરાને વિશેષ વિચાર વિકાસ પામેલાં માનવિઓ ગ્રહણ કરવાના વલનવાળાં બન્યાં છે. મનુભગવાનનું દૃષ્ટિબિંદુ આવા પ્રકારનું હતું.

જ્ઞાતિઓના વિભાગ શી રીતે ઉપજી આવ્યા એ સમજવા માટે, સૃષ્ટિ શી રીતે બંધાઈ એ આપણે ટુંકામાં સમજવાની જરૂર છે. ચાર ભૂમિકાઓ અથવા પરિવર્તોમાંથી આ વિશ્વ પસાર થયું છે; આમને પૂર્વ દેશની પરિભાષામાં મહાકલ્પોના નામથી વ્યવહરવામાં આવે છે. આથી વર્તુલમાં ફરતું, જે સ્થાનથી ઉપડ્યું તે સ્થાને ફરીથી આવતું, મળેલા સર્વ અનુભવોથી પરિપુષ્ટ બનેલું, તથા પછીથી પુનઃ મુસાફરીનો નવીન આરંભ કરતું, જીવનનું એક મહાન્ વિચિ સૂચવાય છે, આ પ્રમાણે ત્હોંતેરણ વખત બન્યું છે; વર્તુલના પરિઘના મધ્ય-બિંદુસ્થિત પૃથ્વી ચોથાસમયના વિભાગમાં વર્તે છે. આ સમયવિભાગોના સંબંધમાં શ્રેષ્ટ દરજ્જાના બે મનુઓ કાર્ય કરે છે, તેમને મૂલ અને બીજ મનુઓના નામથી વ્યવહર-વામાં આવે છે. મૂલમનુમાંથી જીવનનો સમગ્ર યુગ સ્ફુરી નિકળે છે; બીજમનુનામાં સર્વે પરિણામો એકઠાં કરીને ભાર પાડવામાં આવે છે, તથા તે તેમને પોતાના અનુયાયીને સોંપતો જાય છે. પૃથ્વી વિષે વિચાર ચલાવતાં વિવિધ પ્રકારનાં અનેક કુલો જોવામાં આવે છે, દરેક યુગમાં સાત હોય છે, તથા આવા દરેક કુલને પોતપોતાના બે મનુઓ હોય છે, એક તેના પીતા, રક્ષક અને કાયદા બાંધનાર રૂપ મૂલમનુ હોય છે, અન્ય જેનામાં કુલના સમગ્ર વિકાસક્રમનો સમાવેશ થાય છે એવો **બીજમનુ** હોય છે. વર્તમાનમાં આપણે વૈવસ્વત **મનુના** શાસનમાં છીએ.

હવે આપણે પિતૃઓના નામથી વ્યવહરાતાં સત્વો વિષે વિચાર ચલાવીએ. વિશાલ અને

અવયવ જડી આવે છે તથા શ્વાસોચ્છ્વાસ ક્રિયા તેનેજ આધિન થઈ પડી છે; ફેફસાં બગડી જાય તોપણ અપૂર્ણ રીતે ચામડીદ્વારા આનવિ શ્વાસ લઈ શકે છે. એકીકરણ અને પચાવવાનાં અવયવો સાથે પણ આમજ છે. જો આ રોગી બને તો એકાદ પ્રાણીને યથાર્થ રીતે સુખદ્વારા ખવડાવી ના શકાય, પરંતુ ડીપ્થેરીયાના (ઉદર અને વાયુના નળ બંધ થવાનો રોગ) રોગમાં કરવામાં આવે છે તેમ નીચેના આંતરડામાં પીચકારી મારીને ખવડાવવાથી દેહનું જીવન ટકાવી શકાય છે; પગ અથવા હાથને પોષક પ્રવાહીમાં મૂકવા વડે આમ થઈ શકે છે; જો તે અવયવ કાર્ય નહિ કરે તો તેના કાર્યને સમગ્ર દેહ ઉપાડી લેશે. પ્રજાઓના સંબંધમાં પણ આવીને આવીજ બાબત સત્ય છે; તેમનામાં પણ વૃદ્ધિ પામતા શિષ્ટાચારનું લક્ષણ કાર્યને પોતાનું કરી લેવામાં છે તથા જ્ઞાતિ સંબંધી પ્રશ્નમાં આ અત્યંત અગત્યનું છે; દરેક જ્ઞાતિ સંપૂર્ણ કાર્ય પાર પાડનારા અવયવરૂપે યોજવામાં આવી છે, જો તે તે કાર્ય ઉઠાવી લેશે નહિ તો સમગ્રપ્રજા તે કાર્યને અપૂર્ણ રીતે પાર પાડશે. સર્વે પદાર્થો આ નિયમ પ્રમાણે કામ કરે છે.

મનુએ આ રીતે પ્રજા માટે એક સારા બંધારણવાળા દેહનું બંધારણ પુરૂં પાડવાનો પ્રયત્ન કર્યો હતો; પરંતુ ચારે જ્ઞાતિઓ મળીને એક મહાન્ દેહનું બંધારણ પુરૂં પાડે છે, એ વાત ઉપર તેણે અત્યંત ભાર મુકયો હતો. દરેક જ્ઞાતિ બ્રહ્માના દેહના અમુક વિભાગમાંથી ઉપજી આવેલી કહેવાય છે; આ વાતને ઉચ્ચ જ્ઞાતિઓએ ગર્વની બાબત બનાવી મૂકી છે. બ્રાહ્મણો કહે છે કે તેમની જ્ઞાતિ ઉત્તમાંગમાંથી આવેલી છે તેથી તે શ્રેષ્ટ છે. દરેક વિભાગ સમાન રીતે જરૂરનો છે, તેમાંનો કોઈ પણ અન્ય કરતાં શ્રેષ્ટ નથી; જો ઉત્તમાંગ હસ્ત અને પાદનો તિરસ્કાર કરીને તેમનાથી જુદા પાડવાનો પ્રયત્ન કરે તો તે એકદમ નિરૂપયોગી થઈ પડશે. બ્રાહ્મણ જ્ઞાતિ આ પ્રમાણે વર્તી છે, તેણે સમગ્રથી પોતાની જાતને ભિન્ન પાડી નાખી છે, સમગ્ર માટે તો સર્વે વિભાગો જરૂરના છે તથા શરીરના જે વિભાગોમાંથી તેમનો ઉદ્ભવ છે તેના ઉપર ભાર મૂકવાની જરૂર નથી પરંતુ એકશરીરે સર્વેને પેદા કર્યા છે તથા આ પ્રમાણે એ સર્વે એકશરીરરૂપ છે, એ વાત ઉપર ભાર મૂકવાનો છે. લાલા લજપતરાયે પોતાનાં વર્તમાનકાળનાં ભાષણોમાં આ બાબત ઉપર ભાર મૂકવા માંડયો છે, દેહની એકતાનો મહાન્ ઉપદેશ છે, એક વિભાગની અન્યના ઉપર શ્રેષ્ટતાનો ઉપદેશ નથી. તેઓ જ્ઞાતિઓના ઉપયોગ, તેમના અર્થ અને કીંમત ઉપર વિચાર દર્શાવે છે તથા પુરાણવાર્તાઓમાં જણાઈ આવતી ઉત્પત્તિની એકતા ઉપર તેઓ ખાસ ભાર મૂકે છે; આ બાબતનાં તેઓ દૃષ્ટાંતો પુરાં પાડે છે. પંચમકુલનાં સર્વે ઉપ–કુલોમાં આ એકતાનાં ચિહ્નો જણાઈ આવે છે; જરથુસ્ત્રના અનુયાયીઓમાં, ગ્રીક અને રોમન લોકોમાં, તથા સેલ્ટ અને ટયુટોનીક પ્રજાઓમાં આ બાબત ખાસ કરીને જણાઈ આવે છે; ફ્યુડલ સીસ્ટમના આધારરૂપ પણ આ બાબતજ હતી. પશ્ચિમમાં આ વિભાગોને જ્ઞાતો નહિ પરંતુ વર્ગોના નામથી વ્યવહરવામાં આવે છે; પરંતુ અત્રે આગળ પડી આવે છે તેવી જન્મની ભાવના તો ત્યાં પણ તેવીતે તેવીજ છે, જન્મનો પ્રશ્ન વચમાં શા માટે ખડો થાય છે એ તમામથી સહજ સમજી શકાશે, સૂક્ષ્મશરીર ઉપર સ્થૂલશરીર ઘડાય છે તથા તેના બંધારણમાં સૂક્ષ્મશરીરને લક્ષમાં લેવાનું છે; સ્થૂલદેહની એવા પ્રકારની ઉત્પત્તિ હોય છે તથા

તેનો એવો આકાર હોય છે કે જે વડે તે સૂક્ષ્મશરીર સાથે એકતાલમાં રહીને કાર્ય કરી શકે છે. મૂલભાવના એવી હતી કે ત્રીજા અને ચોથાકુલોમાં અમુક હદ સુધી વિકાસ પામેલા એક જીવાત્મા, પંચમ કુલમાં શુદ્ર જ્ઞાતિમાં જન્મવો જોઇએ; ઓછામાં ઓછાં વિકાસ પામેલાને આવાં શરીરમાં મોકલવામાં આવતા હતા તથા તેમને અનુકૂળ સ્થૂલદેહ ઘડવામાં આવતો હતો. કામનાદેહ સારી રીતે વિકાસ પામેલો એવા અન્ય મહાવર્ગનો વૈશ્ય જ્ઞાતિમાં સમાવેશ કરવામાં આવ્યો હતો. પછીથી ક્ષત્રિયોનો વિભાગ હતો જેમનો ધર્મ રાજ્યને દોરવાનો અને રક્ષણ કરવાનો હતો: આ વર્ગમાં ઉચ્ચવિકાસ પામેલા તથા મનુ સાથે નિકટના સંબંધવાળા બ્રાહ્મણો, ક્ષત્રિયોના સલાહકારો રૂપે હતા; તેમનો ધર્મ ઉપદેશવાનો હતો તથા કારણદેહ વિકાસ પામ્યો હોય એવા આકારોમાં તેમને દોરવામાં આવતા હતા. કાયદા–ઘડનાર રૂપે મનુએ જાતેજ ક્ષત્રિયદેહ ધારણ કર્યો હતો; તથા કેટલાક બ્રાહ્મણો રાજાઓ પાસે ઉપદેશ લેવા જતા એ વાતનો આથી ખુલાસો થઇ રહે છે; જેમ અન્ય ખાસ શિક્ષણ બ્રાહ્મણોદ્વારા આપવામાં આવતું તેમ તેમના દ્વારા જ્ઞાનની એક ખાસ દિશા ખોલવામાં આવી હતી.

આ પ્રમાણે મહાન્ આર્ય પ્રજાનું નિર્માણ કરવામાં આવ્યું હતું, આરંભની ભૂમિકાઓમાં તે એક અત્યંત સંપૂર્ણ પ્રજા હતી, એક ભાવનારૂપ બંધારણ હતું, આ પ્રમાણે રાજકીય દેહના વિભાગો કરવામાં આવ્યા હતા એટલુંજ નહિ પરંતુ દરેક જ્ઞાતિઓને જીવનના ભિન્ન ભિન્ન સમયો માટે અમુક કર્તવ્યો સોંપવામાં આવ્યાં હતાં આ આશ્રમની રચના હતી. આનું પરિણામ સમૃદ્ધિની અતિ ઉચ્ચ દશામાં આવ્યું હતું, કારણ કે ઉપયોગિતાની આ એક ઉચ્ચ દશા હતી. જેમ જેમ ચોથાકુલના યુવાન અને થોડાં વિકાસ પામેલા જીવો આ કુલમાં આવતા ગયા તેમ તેમ ક્રમેક્રમે જ્ઞાતિનો અધોપાત થતો ચાલ્યો. આની અસર મહાન્ મુશ્કેલીઓવાળા ઉચ્ચવર્ગોમાં ઘણી જોવામાં આવતી હતી, અધમવર્ગમાં આ અસર એટલી બધી પ્રત્યક્ષ ન હતી. પછીથી યથાર્થ રીતે ઉચ્ચજ્ઞાતિઓવાળા અધમમાં આવવા લાગ્યા, અધમવર્ગોના ઉપભોગથી તથા વિત્ત મેળવવાની વિશેષ સગવડોથી લલચાઇને તેમના ધર્મોનું ગ્રહણ કરવા માંડયું. પછીથી વિદેશી પ્રજાઓના હિંદ ઉપરના હંમેશના હુમલાઓનો આરંભ થયો; આ સર્વનો દોરનાર મનુ હતો, કારણ કે આ ઉપદેશ સ્થાપિત થયા પછી તથા પ્રજાના મનમાં એકભાવનારૂપે સ્થિર થયા પછી તે અન્ય પ્રજાઓમાં પણ પ્રચાર પામે. આર્યોએ મુસાફરી ના કરવી, એવી ભાવના આ સંબંધે ન હતી; જેમ જેમ તેઓ બલવાન્ બનતા ગયા તેમ તેમ તેમણે પ્રજાને સમગ્ર દુનિયા ઉપર મોકલવા માંડી; પછીના સમયમાં પ્રતિબંધની ભાવના ખડી થઇ તથા તેમણે કોઇ સાથે સંબંધવિનાના બનવાનો પ્રયત્ન આદર્યો.

જ્ઞાતિઓનું મિશ્રણ બનતાં તેમની કીંમત પણ ઘટી ગઇ, કારણ કે જ્ઞાતિઓને ધર્મોનું સૂચન કરવાના હેતુથી યોજવામાં આવી હતી; આમનો તદ્દન વિનાશ કરવો જોઇએ, અથવા તેમને શુદ્ધ બનાવવાનો તથા ધર્મોનું રક્ષણ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ; આ ઉભયમાંથી હિંદ માટે કયું શ્રેષ્ઠ છે, એ વર્તમાનકાળનો મહાન પ્રશ્ન છે. જ્ઞાતિઓમાં પુનઃસંજીવન મની

શકે એવી સ્વાભાવિક કીંમતનો સમાવેશ થાય છે; શું આ જ્ઞાતિઓ અત્યંત હદપાર ગઈ છે, તથા શું તેમને ભાગી નાખીને સમાજનું પુનઃ બંધારણ કરવાનોજ માત્ર માર્ગ રહ્યો છે? કેટલાક કહે છે, કે જ્ઞાતિઓને કાઢી નાખવી એ સારૂ ગણાશે નહિ; માત્ર ધર્મોને સજીવન બનાવવાનો પ્રયત્ન કરવાની જરૂર છે; જ્યાં સ્થૂલવંશપરંપરા સૂક્ષ્મશરીર સાથે બંધબેસતી ના આવે ત્યાં લોકને એક જ્ઞાતિમાંથી અન્યમાં જવાની સગવડ કરી આપવાની જરૂર છે. જો ઉભય શરીરો અવિરુદ્ધ હોય તો પિતૃઓની મદદવિના આમ થઇ શકશે નહિ; એક નહિ સૂક્ષ્મશરીરના બંધારણમાં તેમણે સાથે સાથે મદદ આપવીજ જોઇએ. કોઇ કોઇવાર એમ બને છે, કે ઉભય શરીરો બંધબેસતાં હોય છે, પરંતુ જીવાત્મા તેમનાથી આગળ વધેલો હોય છે તથા તેમનાથી અસંતોષી બને છે; આવા દૃષ્ટાંતમાં એક જીંદગીમાં માનવિની જ્ઞાતિ બદલવાની વાત સંભવી શકે છે, પરંતુ પોતાના ક્ષત્રિયદેહને બ્રાહ્મણ દેહમાં બદલવાની ઇચ્છાવાળા **વિશ્વામિત્રના** દૃષ્ટાંતમાં જોવામાં આવે છે તેમ આ એક લાંબાકાળનું અને વિકટ કાર્ય છે, અત્યંત કષ્ટ અને પ્રયત્નની જરૂર છે; વિશ્વામિત્ર આખરે વિજયવંત થયા, પરંતુ તે પણ માત્ર અનેક હારો ભોગવ્યા પછી તથા અત્યંત તપ અને યોગના પરિણામે બની શકયું હતું.

તમારે આ પ્રશ્ન સમજવાનો પ્રયત્ન કરવાની જરૂર છે, ઉભય પક્ષના લાભાલાભ તમારી જાતે વિચારવાના છે, તથા હિંદ માટે વર્તમાનમાં કયો માર્ગ ઉત્તમ છે, તેનું નિશ્ચકરણ કરવાનું છે. કોઇ પણ પ્રકારની જ્ઞાતિસંસ્થા વિનાના દેશોની દશાનો અભ્યાસ કરવાની જરૂર છે, ખાસ કરીને લોકના સુખના સંબંધમાં અભ્યાસ ચલાવવાનો છે; પરંતુ તમારે સુખની પ્રકૃતિ વિષે વિચાર કરવાની ખાસ જરૂર છે; એ સુખ તે નિત્ય છે કે ક્ષણિક છે, ઉચ્ચચૈતન્ય સાથે સંબંધ વાળું છે કે સ્થૂલદેહ સાથે સંબંધ ધરાવે છે, તે નક્કી કરવાનું છે. મારો અભિપ્રાય તો એવો છે કે પાશ્ચાત્યદેશોનું સુખ, અત્રેના કરતાં અત્યંત અધમ પ્રકારનું છે, શરીર ઉપર વિશેષ આધાર રાખવાવાળું છે તેથી ઘણો જ થોડો કાલ ટકે એવું છે, વિશેષ તકરારોમાં દોરી જાય એવું છે કારણ કે તેના ઉપભોગમાં જ તે ખૂટી જાય છે, તથા આવું સુખ તે પણ દરેકને ભાગ આવે એવું ઘણું જ થોડું છે. વર્તમાન શિષ્ટાચાર કેલવણી પ્રત્યે નજર ફેરવતાં તમારે આ બાબત ખાસ લક્ષમાં લેવાની છે; મહાસમૃદ્ધિ, દારિદ્રને દૂર કરવાની ચિંતાને આભારી છે; પરંતુ કેટલાકોએ કરેલા સંચયનો અર્થ એટલો જ થાય છે, કે બીજાઓ પાસે હોવું જોઇએ તેના કરતાં પણ તેમની પાસે ઘણું જ થોડું છે. એક પ્રજાની ઉત્પાદકશક્તિઓ, સર્વેની જરૂરીઆતો પૂરી પાડવાને એક નિયમરૂપે પૂરતી છે, પરંતુ તે મોજશોખ પૂરી પાડવાને પૂરતી નતી; એટલું યાદ રાખવું જરૂરનું છે, કે એક જણના મોજશોખ, અન્યની જરૂરીઆતો વડે ખરીદવામાં આવે છે. પ્રાચીન હિંદમાં આપણે જોવામાં આવે છે, કે દરેકજણ માટે એક પ્રકારની સંપૂર્ણતા પ્રવર્તતી હતી; કોઇ પણ ભુખે મરતા નહતા, પરંતુ સર્વેનું સારી રીતે પોષણ થતું હતું; દરેકને વાચતાં લખતાં શિખવવામાં આવતું હતું; સર્વેને પોતાની કલાવિષયક લાગણીઓને કેળવવાનો લાગ મળતો હતો; આ બાબત સર્વેને સામાન્ય હતી, માત્ર એક જ વર્ગની માલકીનીજ નહતી; વિશાલતાથી પ્રચાર

પામેલી કૃષિકર્મની દશા હતી. કોઇ કાલે પણ જોવામાં ના આવ્યું હોય એવા શ્રેષ્ઠપ્રકારના પ્રજાના બંધારણમાં મનુભગવાનનું પ્રદાન આથી સ્પષ્ટ જણાઇ આવે છે.

આ વિચારો ઉપરથી હું એવા સાર ઉપર આવી છું, કે એક ખોખાંરૂપે જ્ઞાતિબંધારણને જાળવવું એ અતિઉત્તમ છે; એકમાંથી અન્યમાં જવાની સગવડ કરી આપવાની, ઉપ—જ્ઞાતિઓનો નાશ કરવાની, માંહોમાંહે લગ્ન કરવાની, જન્મની બાબત કરતાં જીવન શુદ્ધિ ઉપર વિશેષ ભાર મૂકવાની, ઉચ્ચજ્ઞાતિના પરંતુ દુષ્ટમાનવિ સાથે નિકટનો સંબંધ નહિ રાખવાની, અત્યંત જરૂર છે. જો તમે ઇતિહાસ વાચશો તો તમને જડી આવશે, કે આ ખોખાનો નાશ કરવામાં આવતાં તે હમેશાં પુનઃદર્શન દે છે. કેટલાક સુધારકોએ જ્ઞાતિનું નામ નિશાન કાઢી નાખવાનો પ્રયત્ન કર્યો છે, પરંતુ જો તેનો બેજે બેજે વિનાશ કરવામાં આવે છે તો સિલોનના બુદ્ધિસ્ટો, શિખો, અને વૈષ્ણવોની પેઠે તે પૂર્વની પેઠે પુનઃ પ્રવર્તવા માંડે છે; તેમનો માત્ર નામનો નાશ કરી શકાશે, પરંતુ યથાર્થતાથી તો આમ બની શકશે જ નહિ. તમારે કીયા પક્ષમાં ભળવું તેનું નિરાકરણ કરતા પૂર્વે તમારે આ સર્વે બાબતોનો ઉંડો વિચાર કરવાનો છે. તમારે મારો વિચાર ગ્રહણ કરવાનો નથી પરંતુ તમારો પોતાનો વિચાર નક્કી કરવાનો છે; આ બાબતની દુર્લક્ષ્ય થઇ જવા યોગ્ય કેટલીક બાબતોને મેં માત્ર તમારા સમક્ષ ધરી છે. હિંદીપ્રજાનું બંધારણ કેવી રીતે થવું જોઇએ, એ પ્રશ્ન અનેક જમાનાઓનો છે, તેના બંધારણમાં લાંબો સમય લાગશે, પરંતુ તે કઇ દિશાએ પ્રવર્તવું જોઇએ તેનું નિરાકરણ તમારે કરવાનું છે; મેં જે કંઇ કહ્યું હોય તેનો સિદ્ધાન્તરૂપે સ્વીકાર કરશો નહિ પરંતુ તમારી જાતે વિચાર કરી જુઓ કે સમગ્રદુનિયાને નમુનારૂપ નિવડે એવાં શિષ્ટાચાર કેલવણીની સ્થાપના કરવી સંભવિત છે કે નહિ, કે જેથી અન્ય પ્રજાઓ આર્યની નકલ કરવાનો આરંભ કરે; અસંતોષને બદલે સંતોષ સ્થાન લઇ શકે એવાં શિષ્ટાચાર કેલવણી તમે દુનિયાને પૂરાં પાડી શકશો કે નહિ તેનો પણ વિચાર કરવાનો છે. આ બાબતોનો ઉંડો વિચાર ચલાવો, તથા તમારી પ્રાચીન સંસ્થાનો ત્યાગ કરતાં, સર્વે પ્રજાઓ જેમાંથી બચવાનો પ્રયત્ન ચલાવી રહી છે તેવા વિકટ પ્રસંગોમાં તમે ના સપડાઓ તેની સંભાળ રાખવાની છે.

(Theosophy-In-India April 1908)

એનિ. બેસંટ.

---

# શ્રાદ્ધતત્ત્વ.

( મળેલું. )

## પ્રકરણ ૫ મું.

## મરણોત્તરસ્થિતિ.

( અનુસન્ધાન ગતાંકથી. )

એ તો નિર્વિવાદ સિદ્ધ થાય છે કે-પિતૃયજ્ઞ અથવા શ્રાદ્ધ ક્રિયા મૃતજનોને ઉદ્દેશીને જ કરવાની વેદ અને ધર્મશાસ્ત્રોમાં આજ્ઞા કરેલી છે. ત્યારે પ્રશ્ન સહજ ઉપસ્થિત થાય છે કે, જીવ એ શી વસ્તુ છે ? મરણ પછી તે ક્યાં જાય છે ? અને મરણ પછી તે જે સ્થિતિ અને જે સ્થળે રહે છે, તે સ્થિતિ અને તે સ્થળે તેને આપણે અહિં બેઠાં બેઠાં શી રીતિએ સાહાય્ય કરી શકીએ છીએ ? એ સંબંધી પરમ કૃપાળુ ઋષિમુનિઓએ આપણને અનેક ગ્રંથો લખી જ્ઞાન આપ્યું છે. અશ્રદ્ધા અને આલસ્યથી તે જ્ઞાન પ્રાપ્ત કરવાને આપણે સમર્થ થઈ શકતા નથી. છતાં અંધકૂપ ન્યાયને આગળ કરી અંધકારથી જ સંતુષ્ટ થવામાં આપણે આપણું મહત્ત્વ સમજીએ છીએ. જેને સહજ પણ જ્ઞાન હશે, સહજ પણ વિચાર શક્તિ હશે, જેણે એક ક્ષણ પણ શાંતિથી અવલોકન કર્યું હશે, તેના સમજવામાં આવ્યા વિના રહ્યું નહિ હશે કે, જેને આપણે "હું" કહીએ છીએ, તે "હું" અને આ હસ્તપાદાદિ અવયવવાન્ સ્થૂલદેહ એકજ નથી. સ્વપ્નમાં આપણને સ્થૂલદેહનુ ભાન નથી; છતાં "હું" નું ભાન હોય છે. ગાઢ નિદ્રામાં આપણને કશું ભાન ન હોવા છતાં કંઈ અનિર્વચનીય આનંદનો અનુભવ થાય છે. તે ઉપરથી શું એવુ અનુમાન થતું નથી કે-જેને આપણે "હું" કહીએ છીએ તે "હું" અને સ્વપ્નાવસ્થામાં પ્રતીત થતું મન તેમજ જાગ્રદવસ્થામાં પ્રતીત થતું સ્થૂલ શરીર-એ કેવળ ભિન્નજ છે ? ગાઢ નિદ્રામાં "હું" નુ પણ ભાન આપણને હોતું નથી. તે છતાં કંઈક આનંદનું આપણને જ્ઞાન થાય છે, અને તે જ્ઞાનની નિદ્રાની સમાપ્તિએ આપણને સ્મૃતિ થાય છે. તે ઉપરથી એમ સહજ અનુમાન થઈ શકે કે, આનંદ અને જ્ઞાન વસ્તુતા એ એકજ પદાર્થ છે. તેનેજ શાસ્ત્રમાં આત્મા, પરમાત્મા, બ્રહ્મ કે પરબ્રહ્મ કહેલ છે. નિદ્રા પેહેલાં, નિદ્રામાં અને નિદ્રા પછી તેનું એકજ સ્વરૂપ રહે છે; તેથી તે નિર્વિકાર, અખંડ, અનંત અને સત્ પણ કહેવાય છે. પુરૂષ, ચૈતન્ય, ચિત્, દૃક્, દ્રષ્ટા, આનંદ, પ્રમોદ, પ્રિયાદિ સઘળા પર્યાયો તે એકજ પદાર્થના છે.

આ આત્માનીજ ઇચ્છાથી—આ આત્માનીજ શક્તિથી માયા કે જેનામાં માત્ર ક્રિયા શક્તિ રહી છે અને જે અનેક રૂપો ધારણ કરી શકે છે, તે માયાના સત્ત્વ, રજસ્ અને તમોગુણમાં ક્ષોભ થાય છે. એક તરફથી પરમાત્મા ચિત્શક્તિદ્વારા એ માયામાં પ્રવેશ કરી

વ્યક્ત થાય છે; તેથી તે માયી, ઈશ્વર કે સગુણબ્રહ્મ કહેવાય છે.* બીજી તરફ માયાના ગુણોમાં ક્ષોભ થવાથી વિકાર થાય છે; જેમાંથી અવિદ્યા, આકાશ, વાયુ, તેજસ્, જળ (અપસ્), પૃથ્વી અને તદુપરાંત બુદ્ધિ, અહંકાર, મન, ચિત્ત, પંચપ્રાણ અને દશ ઇન્દ્રિયો આવિર્ભાવ પામે છે. અવિદ્યા અથવા પ્રકૃતિ સર્વેનું કારણ હોવાથી તે અવિદ્યામાં જ્યારે આત્માનો પ્રવેશ થાય છે, ત્યારે તે આત્મા પારમાર્થિક, કૂટસ્થ અથવા પ્રાજ્ઞ કહેવાય છે,§ અને અવિદ્યા કારણ શરીર અથવા આનંદમયકોશ કહેવાય છે. તે કૂટસ્થનું બુદ્ધિમાં પ્રતિબિંબ પડવાથી તેના તે જ આત્માને **જીવ** કહે છે. આ જીવની બુદ્ધિમાંથી મુક્તિ થાય છે, ત્યાં સુધી તે લોકલોકાન્તરમાં ભટક્યા કરે છે.× આ જીવની આસપાસ અહંકાર, મન, ચિત્ત, પંચપ્રાણો અને દશ ઇન્દ્રિયો મુક્તિ થતાં સુધી રહ્યા કરે છે, તેથી તે સર્વેને સૂક્ષ્મશરીર કહે છે. સૂક્ષ્મ શરીરમાં રહેલા જીવનું જ્યારે સ્થૂલશરીરમાં પ્રતિબિંબ પડે છે અથવા આ સૂક્ષ્મ સહવર્તમાન જીવ સ્થૂલમાં પ્રવેશ કરે છે, ત્યારે તે વૈશ્વાનર અથવા વિશ્વ કહેવાય છે. એમ એકજ આત્માનાં સ્થિતિ પરત્વે અનેક નામો વ્યવહારાય છે. પરંતુ એટલું સ્મરમાં રાખવાનું છે કે-બુદ્ધિ સહિત આત્મા અથવા વિજ્ઞાનમય કોશમાં રહેલો આત્માજ જીવ કહેવાય છે. થીયોસોફીમાં ઉપર્યુક્ત ત્રણ શરીરના સાત વિભાગો પાડેલા છે. સગુણબ્રહ્મ અથવા પરમેશ્વરમાંથી સૂર્યનાં કિરણોની જેમ અનેક બ્રહ્માંડ પતિઓ અથવા જેઓને આપણે પ્રજાપતિઓ અથવા બ્રહ્માઓ કહી

શકીએ, તેવા ઇશ્વરો અથવા જેઓને તે વિદ્યામાં લોગોસ (Logos) કહે છે, તેઓ પ્રકટ થાય છે.+ એવા એક બ્રહ્માંડ અથવા સૂર્યમાલાના પ્રજાપતિ-ઈશ્વરનાં ત્રણ સ્વરૂપો કાર્ય પરત્વે થાય છે. તેમાંથી અખિલ બ્રહ્માંડ વિસ્તરે છે. આ ત્રિમૂર્તિ ઇશ્વરમાંથી સપ્તગૃહોના સપ્ત દેવો અથવા જેઓને સપ્ત સૂર્ય દેવો પણ કહે છે, તેઓ સપ્ત સૂર્ય દેવો થાય છે. બીજી તરફ બ્રહ્માંડપતિ ઈશ્વર જેની આસપાસ પ્રકૃતિ અથવા માયા રહેલ છે, તે ઈશ્વરમાંથી અગ્નિમાંથી સ્ફુલિંગોની જેમ અનેક કિરણો આવિર્ભાવ પામે છે, જેઓ મોનાડ (Monad) અથવા પારમાર્થિક આત્માઓ કહેવાય છે. આ મોનાડો ત્રિમૂર્તિઓમાંથી પસાર થઈ સપ્ત ગૃહદેવો (Planetary logi) માંથી પ્રસાર થાય છે; અને તેમ થતાં તેઓના ગુણોનું પોતામાં મિશ્રણ કરે છે. સપ્તગૃહદેવોની આસપાસ બાર દેવગણો છે, જેઓમાંથી પાંચ દેવગણો મુક્ત થવાની તૈયારીમાં છે, અને અવશિષ્ટ સાત ગણો પૈકી પ્રથમના ત્રણ અમૂર્તગણોની સાહાય્યથી ઉપર્યુક્ત મોનાડો ઇચ્છા અથવા આત્મશક્તિ, જ્ઞાન અથવા બુદ્ધિ શક્તિ, અને ક્રિયા અથવા માનસિક શક્તિ સંપાદન કરે છે. તે શક્તિઓ પ્રાપ્ત થવાથી તેઓ માનુષીમોનાડ અથવા ધ્યાનચૂહાણ કહેવાય છે. તે માનુષીમોનાડો આત્મિક, બુદ્ધિક અને માનસિક પરમાણુઓને આંદોલયમાન કરીને, તે ત્રણેમાં સૂર્યના કિરણની પેઠે પ્રવેશ કરી એક પ્રતિબિંબ ઉત્પન્ન કરે છે. આ પ્રતિબિંબિત મોનાડનું કિરણ આત્મા (પ્રકૃતિ), બુદ્ધિ અને મનનાં

---

* જુઓ શ્વેતાશ્વતરોપનિષદ્ અ. ૪ મં, ૧૦.

§ જુઓ પંદરથી પ્ર૦ ૫ શ્લો. ૨૨-૨૩.

× જુઓ વેદાન્તસાર ખંડ ૧૩ પૃ. ૨૨.

+ જુઓ આની બીસેંટકૃત The Wisdom of the Upnishads ભા. ૨ પૃ. ૪૧-૪૨.

પરમાણુઓને સંઘટ્ટ કરી તદ્રૂપ બને છે, તે તદ્રૂપ થયેલ આત્માબુદ્ધિ મનરૂપ મોનાડ જીવ કહેવાય છે. * અર્થાત્ મૂળ બિંબરૂપ મોનાદ સર્વમાં સૂર્યની પેઠે વ્યાપી રહેવાથી સત્રાત્મા અથવા અંતર્યામી તથા સાક્ષી કહેવાય છે; પ્રતિબિંબત મોનાડ (જીવ) અનેક જન્મો ધારણ કરે છે.

થીયોસોફીમાં એ પ્રમાણે જીવનું સ્વરૂપ કહેલું છે. જે અર્થમાં આપણે આત્માનો પ્રયોગ કરીએ છીએ તે અર્થમાં થીયોસોફીમાં આત્માનો પ્રયોગ કરવામાં આવ્યો નથી. વેદાન્તના અવિદ્યારૂપ કારણશરીરનો તે વિદ્યામાં આત્મામાટે પ્રયોગ કરવામાં આવ્યો છે, એમ પૂર્વાપર અર્થ સંગતિથી સમજાય છે. તે આત્મતત્ત્વનું બનેલું શરીરઆત્મિક શરીર અથવા આત્મા કહેવાય છે. બુદ્ધિતત્ત્વ પણ વેદાન્તની બુદ્ધિથી ભિન્ન છે. વેદાન્તની બુદ્ધિ અંતઃકરણની વૃત્તિ જ મનાય છે. થીયોસોફીમાં મનથી ઉપરિ સ્થિતિમાં બુદ્ધિને મુકેલ છે. બુદ્ધિતત્ત્વના બનેલા શરીરને તેઓ સુખમય અથવા આનંદમય શરીર કહે છે. મનના બે વિભાગો કહેલા છે; એક શુદ્ધ અને બીજો અશુદ્ધ. શુદ્ધમનોમયશરીરને તેઓ કારણશરીર અને અશુદ્ધ મનોમય શરીરને તેઓ માનસિકશરીર કહે છે.: તેજ પ્રમાણે ચિત્તને પણ પૃથક્ તત્ત્વ માનવામાં આવેલું છે. ચિત્તશરીર અથવા કામશરીરને તેઓ તૈજસ (Astral) દેહ કહે છે. સ્થૂલ શરીરના પણ બે વિભાગો પાડેલા છે; એક વિભાગ આકાશતત્ત્વનું બનેલું આકાશીય શરીર (*Etheric Double*) અથવા પ્રાણમય શરીર અને બીજો સાક્ષાત્ સ્થૂલ દેહ છે. એ પ્રમાણે મનુષ્યનાં સાત શરીરો કહેલાં છે.+

જેવી રીતે પ્રત્યેક મનુષ્યનાં અથવા પિંડનાં સાત શરીરો છે, તેવીજ રીતે અખિલ બ્રહ્માંડનાં પણ સાત શરીરો છે, તેઓને સાત ભૂમિકાઓ (Planes) કહે છે. મહાપરનિર્વાણિક, પરનિર્વાણિક, નિર્વાણિક, બુદ્ધિક, માનસિક, તૈજસ (Astral) અને સ્થૂલ (Physical) એ સાત ભૂમિકાઓ છે. તે ભૂમિકાઓ આપણાં સત્ય, તપસ્, જનસ્, મહસ્, સ્વર્ગ, ભુવર્ અને ભૂર્ ને મળતી આવે છે. મોનાડ અથવા પારમાર્થિકઆત્મા પ્રત્યેક ભૂમિકામાં તેજ ભૂમિકાને મળતા તત્ત્વના શરીરનો ઉપયોગ કરે છે; જાગ્રદવસ્થામાં સ્થૂલ શરીરનો, સ્વપ્નમાં તૈજસ (Astral) અથવા આકાશીય (Etheric) શરીરોનો અને ગાઢ નિદ્રામાં માનસિકશરીરનો ઉપયોગ કરે છે. :પ્રતિદિન આપણે એ ત્રણે ભૂમિકાનો અથવા ભૂઃ ભુવર્ અને સ્વર્ગનો અનુભવ કરીએ છીએ; તેમ જ તે ભૂમિકા અથવા પ્રદેશોનાં સત્વો સાથે સંબંધમાં આવીએ છીએ. તેટલા જ માટે આપણું જીવન એ ત્રણ લોક અથવા ભૂમિકામાં વ્યાપ્ત રહેલું કહેવામાં આવે છે. પ્રતિદિન જીવન પ્રવાહરૂપ સૂર્યશક્તિ (**सवितुर्वरेण्यं भर्गः**) ની ઉપાસનાના મંત્રની પૂર્વે તેટલા જ માટે એ ત્રણ વ્યાહૃતિઓ મુકવામાં આવેલી છે. આપણું એક જીવન આ પૃથ્વી ઉપર સમાપ્ત થતું નથી; પરંતુ પૃથ્વી (ભૂર્) અંતરિક્ષ (ભુવર્) અને સ્વર્ગ (સ્વઃ) એ ત્રણ લોકમાં આપણા જીવનનો કંઇક કંઇક કાળ ગાળવામાં આવે છે, ત્યારે આપણું એક જીવન સમાપ્ત થાય છે. ફરી આપણે પૃથ્વી ઉપર

* જુઓ આનીબીસેંટકૃત The Pedigree of Man પૃ. ૧ થી ૨૭

+ જુઓ આની બીસેંટકૃત The Ancient Wisdom પ્ર. ૬ પૃ. ૨૩૧.

જન્મીએ છીએ, અને ફરીથી એ ત્રણે લોકમાં જઇને આપણું બીજું જીવન પૂર્ણ કરીએ છીએ. એમ જ્યાં સુધી આપણને સત્યજ્ઞાન થતું નથી ત્યાં સુધી એ ત્રણે ભૂમિકા અથવા ત્રણલોકમાં રહીને આપણે અનેક જન્મમરણનો અનુભવ કરીએ છીએ.

આ પ્રસંગે માત્ર એટલું જ સ્મરણમાં રાખવાનું છે કે—આત્મા અને શરીરો જુદાં છે. વેદાન્ત પ્રમાણે શરીરો ત્રણ અને થીયોસોફી પ્રમાણે સાત છે. વેદાંત પ્રમાણે બુદ્ધિ પ્રતિબિંબિત આત્મા જીવ કહેવાય છે; થીયોસોફી પ્રમાણે શુદ્ધમનસતત્ત્વના બનેલા કારણ શરીરમાં પ્રતિબિંબ પડેલ મોનાડ અથવા પારમાર્થિકઆત્મા જીવ મનાય છે.* સપ્તલોક અથવા સપ્તભૂમિકામાંની ત્રણ ભૂમિકા અથવા ત્રણલોક સાથે આપણો નિત્યનો સંબંધ રહે છે; એટલું જ નહિ પણ આપણું એક જીવન તે ત્રણલોકમાં પરિપૂર્ણ થાય છે. વિશેષમાં એટલું જાણવાનું છે કે—જીવ જે લોક અથવા ભૂમિકામાં જાય છે, તે લોક અથવા ભૂમિકામાં જે તત્ત્વ પ્રધાન હોય છે, તે તત્ત્વના તે લોક અથવા ભૂમિકામાં સર્વે પદાર્થો બનેલા હોય છે. આપણા પાર્થિવ તત્ત્વના ઘટ્ટ ( *Solid* ), પ્રવાહી ( *Liquid* ) વાયુમય ( Gaseous ) અને આકાશ, સૂક્ષ્મઆકાશ, સૂક્ષ્મતરઆકાશ તથા સૂક્ષ્મતમઆકાશ—એવા સાત વિભાગો છે. તેમાંના પ્રથમ ત્રણ મૂર્ત અથવા સરૂપ અને અવશિષ્ટ ચાર અમૂર્ત અરૂપ છે. તે જ પ્રમાણે તૈજસ ( Astral ) ભૂમિકા અથવા ભુવર્લોકમાં કામ ( Desire ) અથવા અપસ્તત્ત્વ પ્રધાન છે; તે કામ અથવા અપસ્તત્ત્વના પણ સાત વિભાગો છે. માનસિક ભૂમિકા અથવા સ્વર્લોકમાં મનસ્ અથવા તેજસ્ તત્ત્વ પ્રધાન છે, અને તેના પણ સાત વિભાગો છે. તૈજસ ભૂમિકા અને માનસિકભૂમિકામાં પ્રથમના ચાર વિભાગો સરૂપ અને અવશિષ્ટ ત્રણ વિભાગો અરૂપ હોય છે. તત્ત્વના આ સાત વિભાગનુસાર પ્રત્યેક ભૂમિકા અથવા લોકના સાત સાત વિભાગો ગણવામાં આવે છે, જેમાંના પ્રથમના ચાર સ્થૂલ અને અવશિષ્ટ ત્રણ સૂક્ષ્મ ગણાય છે.+

આ જીવની અવસાન સમયે કેવી સ્થિતિ થાય છે? પ્રશ્નોપનિષદ્‌માં કહ્યું છે કે:—

हृदि ह्येष आत्मा ॥ अत्रै तदेकशतं नाडीनां ।
तासां शतं शतमेकस्यां । द्वासप्ततिः ॥
द्वासप्ततिः प्रतिशाखा नाडी सहस्राणि भवन्ति॥
आसु व्यानश्चरति ॥ प्र. ३ मं. ६

"તે આત્મા હૃદયાકાશમાં રહેલ છે. હૃદયમાં ૧૦૧ નાડીઓ છે; તે પ્રત્યેકના સો સો ભેદ છે; એ રીતિએ સઘળી નાડીઓ ( ૧૦૧૦૦ ) માંની પ્રત્યેક નાડીના અવાંતર ૭૨ ભેદો છે. તેમ થવાથી કુલ ૭૨૭૨૦૦ નાડી થઈ; તેમાંની પ્રત્યેકના બીજા હજાર ભેદો છે. એ પ્રમાણે ગણતાં કુલ નાડીઓ ૭૨૭૨૦૦૦૦૦ થઈ. તે સઘળી નાડીઓમાં વ્યાન નામનો પ્રાણ

* જુઓ આની બીસેંટ કૃત The Ancient Wisdom. પ્ર. ૩ પૃ. ૧૬૯.
+ જુઓ આની બીસેંટ કૃત The Wisdom of the Upnishads. ભા. ૪ પૃ. ૭૭.

શક્તિ ફર્યા કરે છે." અર્થાત્ તે સઘળી નાડીઓ જેઓને જ્ઞાનતંતુ કહી શકાય, તે અખિલ શરીરમાં વ્યાપી રહેલ છે; અને તે નાડીઓમાં હૃદયમાં રહેલ આત્મામાં જીવન શક્તિ સતત વહ્યાં કરે છે.

મનુષ્યના પૃષ્ઠ ભાગમાં મેરૂદંડ છે. તે મેરૂદંડમાં રહેલી સુષુમ્ણા નાડીમાં હિતા નામની નાડીઓ છે. તેમાંની કેટલીક પિંગલ, કેટલીક શુકલ, કેટલીક નીલ, કેટલીક પીત અને કેટલીક લોહિત વર્ણની નાડીઓ છે.* તે નાડીઓમાં બ્રહ્મરંધ્રદ્વારા સૂર્યનાં કિરણો પ્રવેશ કરે છે; અને

જે જીવન પ્રવાહ વર્ષાવે છે, તેને ઉદાન નામની પ્રાણશક્તિ કહે છે. કૌષીતકી બ્રાહ્મણોપનિષદ્માં કહ્યું છે કે, મરણ સમયે આ ઉદાન પ્રાણમાં મન, બુદ્ધિ, અહંકાર, ચિત્ત અવશિષ્ટ ચાર પ્રાણશક્તિઓ અને દશ ઇન્દ્રિયો પ્રવેશ કરે છે.× તેમજ બૃહદારણ્યકોપનિષદ્માં પણ કહ્યું છે કે:—

तस्य हैतस्य हृदस्याग्रं प्रद्योतते ॥ तेन प्रद्योतेनैष आत्मा
निष्क्रामति चक्षुषो वा मूर्ध्नो वा ऽन्येभ्यो वा शरीर देशेभ्यः।
तमुत्क्रामन्तं प्राणोऽनूत्क्रमति । प्राणमूत्क्रामन्तं सर्वे प्राणा
अनूत्क्रामन्ति । सं विज्ञानो भवति । स विज्ञानमेवान्वं
क्रामति । तं विद्याकर्मणी समन्वारभेते पूर्वप्रज्ञा च ॥
अ. ६ मं. २.

અ. ૬ મં. ૨.

"મરણ સમયે હૃદયના અગ્ર ભાગમાં ઉદાન પ્રાણશક્તિમાં લીન થયેલ આત્મા તેજસ્વરૂપ થઇને પ્રકાશે છે. તેમ થયા પછી આ આત્મા ચક્ષુ, બ્રહ્મરંધ્ર અથવા શરીરના અન્ય ભાગમાંથી બહાર નીકળે છે. તેની પાછળ આ ઉદાન પ્રાણ જાય છે; ઉદાન પ્રાણની સાથે સર્વ ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વિગેરે સઘળું જાય છે. તે સમયે તે વિજ્ઞાન એટલે બુદ્ધિ રૂપ થાય છે. (એટલે આ ક્ષણે તેને સકળ ભૂત ભવિષ્ય સ્થિતિનું જ્ઞાન થાય છે.) એ પ્રમાણે બુદ્ધિરૂપ થઇને તે ઉત્ક્રમણ કરે છે. તેની પાછળ તેની ઉપાસના, કર્મો અને પૂર્વપ્રજ્ઞા પણ જાય છે." શંકરાચાર્ય આ પ્રસંગે વિશેષ કહે છે કે—આ સમયે જીવ રાજા રૂપ અને મુખ્ય પ્રાણ તેના પ્રધાન રૂપ છે. તે જીવ પ્રધાનરૂપ મુખ્ય પ્રાણ, ઇંદ્રિયો, મન, અવિદ્યા, કર્મ અને પૂર્વ પ્રજ્ઞાને સાથે લઇને દેહાંતર પ્રાપ્તિ કરે છે.+ તેમ જ બ્રહ્મસૂત્રના ત્રીજા અધ્યાયમાં **तदंतर प्रति पत्तौ रंहति संपरिष्वक्तः ॥** —એ સૂત્રનો અર્થ સમજાવતાં કહે છે કે, તે જીવ પંચીકૃત પંચભૂતના સૂક્ષ્મ ભાગથી યુક્ત થઇને જાય છે.× ફલિતાર્થ એટલો જ છે કે, મરણ થવાથી માત્ર સ્થૂલ દેહ પડયો રહે છે; પરંતુ થીયોસોફીની ભાષામાં કહીએ તો અન્ય છ

* જુઓ, છાંદોગ્યોપનિષત્ અ. ૮ મંત્ર ૧ તથા પ્રશ્નોપનિષત્ પ્ર. ૩ મં. ૮.

× જુઓ, કૌષીતકી બ્રાહ્મણોપનિષત્ ૩ અને ૪, ૧૮.

+ જુઓ, બ્રહ્મસૂત્ર પા. ૩. અ. ૧ સૂ. ૧ ઉપર શાંકરભાષ્ય.

શરીરો જીવની સાથેજ સ્થૂલ દેહમાંથી બહાર નીકળે છે. વિદુષી આની બીસેંટ આ સમયનું ઘણું ચિત્તવેધક ચિત્ર આપણી ચક્ષુ સમીપ ખડું કરે છે. તેઓ કહે છે કેઃ—

"ધીમે ધીમે શરીરનો રાજા શરીરના અવયવોમાંથી સંકોચાતો જાય છે. આ સમયે તે નીલલોહિત શુક્લ વર્ણના આકાશીય શરીર (Etheric Body) થી વેષ્ટિત હોય છે. તે ક્ષણે આખા જીવનમાં તેણે (મરનારે) જે કૃત્યો કર્યાં હોય, જે ઇચ્છાઓ ઇચ્છી હોય, જે વિચારો વિચાર્યા હોય, તે સર્વ તેની દૃષ્ટિ સમીપ સર્વાંશે પ્રત્યક્ષ થાય છે. તે જીવન ચિત્રના સકળ દિગ્દર્શનમાં તેનું ધ્યાન લાગી રહે છે. તે ચિત્રમાં તેના જીવનના નાના અથવા મોટા સર્વ વૃત્તાંતોની રેખાઓ તાદૃશ નજરે પડે છે. તે ચિત્રમાં તે પોતાના સફળ અને નિષ્ફળ મનોરથો, પોતાના પ્રયત્નો, જય અને પરાજયો, પ્રીતિ અને દ્વેષ-એ સઘળું નિરખે છે. તેમાં પણ વારંવાર સેવન કરીને જે મનોવૃત્તિને તેણે પરિપુષ્ટ કરી હોય, તે મનોવૃત્તિ તેની પાસે સ્પષ્ટ ખડી થાય છેઃ જીવનનો પ્રધાન મનોવ્યાપાર પોતાની સત્તા નિશ્ચયપૂર્વક સ્થાપિત કરે છે; અને તે સાથે જીવ ઉપર પોતાનો ઘણો ઉંડો સંસ્કાર પાડી મરણોત્તર જે લોકમાં ભોગ ભોગવવા જવું પડે છે, તે લોકનું દર્શન કરાવે છે. મનુષ્ય જ્યારે પોતાના જીવનની સમીપ સાક્ષાત્ ખડો થાય છે, ત્યારે તે સમય ઘણો ગંભીર લાગે છે. આ સમયે તે પોતાના ભૂતકાળના મુખદ્વારાએ પોતાના ભવિષ્ય કાળનું શ્રવણ કરે છે. થોડી ક્ષણો સુધી તે પોતે કેવો છે, તે જોઈ શકે છે, જીવનનો ઉદ્દેશ જાણી શકે છે, અને ઈશ્વરી નિયમ બળવાન, ન્યાય યુક્ત અને હિતકર છે, એમ સમજી શકે છે. તુરંત સ્થૂલ અને આકાશીય (Eteric) શરીરો વચ્ચેનો પ્રાણતંતુ તુટી જાય છે; જીવનકાળના સંબંધો જૂદા પડે છે; અને માત્ર થોડા અપવાદો શિવાય સામાન્યતઃ મનુષ્ય શાંતિકારક અભાનમાં ડુબી જાય છે."

* * * * * *

"મરણ પછી કેટલાક કલાકો પછી—સામાન્યતઃ છત્રીશ કલાકો પછી—મનુષ્ય આકાશીય શરીરમાંથી નીકળી જાય છે; ત્યારે સ્થૂલ શરીરની જેમ આ આકાશીય શરીર પણ શબવત્ થઇને સ્થૂલની આસપાસ પડ્યું રહે છે. જો સ્થૂલ શરીરને દાટવામાં આવે છે તો આકાશીય શરીર ધીમે ધીમે પીગળી જતાં સુધી તેની કબર ઉપર તર્યા કરે છે. કબર સ્થાનમાં ઘણી વખ્તે ઘણાઓને અરૂચિકર અનુભવ થાય છે, તેનુ કારણ આ શવવત્ આકાશીય શરીર છે. સ્થૂલ શરીરને બાળી દેવામાં આવે તો તેની અને આકાશીય શરીર વચ્ચેની આકર્ષણ શક્તિનો નાશ થવાથી, તે આકાશીય શરીરનો પણ તાત્કાલિક નાશ થાય છે. દાટવાને બદલે બાળવાની ક્રિયા વધારે પસંદ કરવા યોગ્ય કહેવાય છે, તેનાં અનેક કારણમાંનું ઉપરનું એક મુખ્ય કારણ છે.*

**માનશંકર વિ. પિતાંબરદાસ મહેતા.**

---

× થીયોસોફીના ગ્રંથોમાં આ પંચીકૃતપંચભૂતોના સૂક્ષ્મભાગોને શાશ્વત પરમાણુઓ (Permanent Atoms) કહે છે.

* જુઓ આની બીસેંટ કૃત—The Ancient Wisdom પૃ. ૨-૫-૧૧૧-૧૧૨.

શક્તિ ફર્યા કરે છે." અર્થાત્ તે સઘળી નાડીઓ જેઓને જ્ઞાનતંતુ કહી શકાય, તે અખિલ શરીરમાં વ્યાપી રહેલ છે; અને તે નાડીઓમાં હૃદયમાં રહેલ આત્મામાં જીવન શક્તિ સતત વહ્યાં કરે છે.

મનુષ્યના પૃષ્ઠ ભાગમાં મેરૂદંડ છે. તે મેરૂદંડમાં રહેલી સુષુમ્ણા નાડીમાં હિતા નામની નાડીઓ છે. તેમાંની કેટલીક પિંગલ, કેટલીક શુકલ, કેટલીક નીલ, કેટલીક પીત અને કેટલીક લોહિત વર્ણની નાડીઓ છે.* તે નાડીઓમાં બ્રહ્મરંધ્રદ્વારા સૂર્યનાં કિરણો પ્રવેશ કરે છે; અને

જે જીવન પ્રવાહ વર્ષાવે છે, તેને ઉદાન નામની પ્રાણશક્તિ કહે છે. કૌષીતકી બ્રાહ્મણોપનિષદમાં કહ્યું છે કે, મરણ સમયે આ ઉદાન પ્રાણમાં મન, બુદ્ધિ, અહંકાર, ચિત્ત અવશિષ્ટ ચાર પ્રાણશક્તિઓ અને દશ ઇન્દ્રિયો પ્રવેશ કરે છે.x તેમજ બૃહદારણ્યકોપનિષદમાં પણ કહ્યું છે કેઃ—

> तस्य हैतस्य हृदस्याग्रं प्रद्योतते ॥ तेन प्रद्योतेनैष आत्मा
> निष्क्रामति चक्षुषो वा मूर्ध्नो वा ऽन्येभ्यो वा शरीर देशेभ्यः।
> तमुत्क्रामन्तं प्राणोऽनूत्क्रामति । प्राणमुत्क्रामन्तं सर्वे प्राणा
> अनूत्क्रामन्ति । स विज्ञानो भवति । स विज्ञानमेवान्वं
> क्रामति । तं विद्याकर्मणी समन्वारभेते पूर्वप्रज्ञा च ॥
> अ. ६ मं. २.

અ. ૬ મં. ૨

છે; માત્ર જવાબદારીની ભાવનાનો ઉદય થાય એટલુંજ નહિ પરંતુ અભયનું ભાન પણ કેળવાય છે, આથી કોઇ પ્રકારે મૂર્ખતાનું સર્જન થતું નથી; સાવચેતી, બુદ્ધિપ્રવણતા, અગમચેતી, તથા પુખ્ત વયના સદ્‌ગુણોના નામથી વ્યવહરાતા સર્વ પ્રકારના ગુણોની સાથે સાથેજ અભયની વૃદ્ધિ થાય છે.

આવા પ્રકારના સ્વાતંત્ર્યનાં વાતાવરણના શિક્ષણનો એક અન્ય પક્ષ છે; તે એ છે, કે તેથી વિચારને એકદમ કર્તવ્યપ્રદેશમાં મૂકી શકાય છે. આ પ્રમાણે એક વિશેષ વિચાર પર્યંત પહોંચાય છે. વિવિધ પ્રકારની વૃદ્ધિઓના પગથિયાંના એક ક્રમ રૂપ જીવન છે. આથી ફલિત થાય છે, કે એક વિચારને તેના પરિણામ પર્યંત લઇ જવામાં ના આવે ત્યાં સુધી તમારાથી વિશેષ વિચારપર્યંત જઇ શકાશે નહિ; આ વિશેષ વિચારને પણ કર્મમાં અવતારવો જોઇએ, તથા જીવનની નિઃસરણિ ઉપર ચઢવામાં આગળ ઉપર આ પ્રમાણે વર્તવું જોઇએ.

આપણે જરા વિષયથી દૂર જઇને સ્વાતંત્ર્યના પક્ષમાં આટલો વિચાર ચલાવ્યો છે; પરંતુ એકાદ પુરૂષનું અપમાન કરવું તથા તેની લાગણીઓ દુઃખાવવી, એ વિષે વિચાર ચલાવતાં એ બાબતો હમેશાં એક યથાર્થ ભય સમાન લાગતી નથી. આ સર્વે ઉપરાંત અન્ય સાથેના વ્યવહારમાં આપણે શૌર્ય રાખવાની જરૂર છે; આ ઉપરથી આપણે આપણા બીજા વિભાગ, ઠપકા અને શિક્ષાના ભય ઉપર આવીએ છીએ. આ વિષે આપણે સ્પષ્ટતાથી કહેવું જોઇએ, કે ઠપકો દેવો, કસુર કાઢવી, એ હમેશાં એક ભૂલ સમાન છે, અવલોકનના દોષ સમાન છે, ભૂલ ભરેલું બુદ્ધિ કૌશલ્ય છે; આતો જાણે કે તમને જે કિલ્લામાં પેસવાની મરજી હોય છે તેના દ્વાર સમીપ અતિ મહેનતે એક ઉંચી દીવાલ બાંધવા જેવું છે; આ પછી અંદર ન પેસી શકાવા માટે તમને નવાઇ લાગે છે. આમ થવાની બીલકુલ જરૂર નથી! જો તમારી કિલ્લાના આંતર્ ભાગમાં પ્રવેશવાની મરજી હોય તો તમારાં હથિઆરો હેઠાં નાખીને, શ્રદ્ધા, આશા અને દાનરૂપ સુશીલ સ્ત્રી ત્રિપુટીના સાથમાં તેના દ્વાર સમીપ જાઓ; જો આપણે આ સાથ દૃઢતાથી જાળવી રાખીએ તો આપણા અનેક પ્રકારના સંબંધોમાં અવળે માર્ગે દૂર પગીશું નહિ; આપણે જેમના સાથમાં આવી પડયા છીએ તેમાં આ સંબંધો ગમે તો નજીકના અથવા દૂરના હોય તો પણ ભલે. શ્રદ્ધા અને આશા માર્ગ દર્શાવે છે; આ જેમ થવું જોઇએ તેમજ છે, કારણ કે અનેક દૃષ્ટાંતમાં એમ થવા સંભવ છે, કે દાન—એક પ્રકારના વિશાલ અર્થ વિના યથાર્થ રીતે ઘણા—ખરા દાખલાઓમાં—આપવાની વાત આપણી સત્તામાં નથી. પરંતુ ખાત્રીથી આપણામાં, માનવ પ્રકૃતિ વિષેની તથા આપણામાંના દરેક જણના ઉચ્ચ ભાવિ માટેની શ્રદ્ધાનો વાસ છે. જો આપણામાં આનો સમાવેશ થાય છે તો આપણે તેને માર્ગમાંથી ચળી ગયલા બીન કેળવાયલા બાલકને, કામનો પાર ના લાવે એવા ગૃહ સંભાળનારને, અનિયમિત રસોઇયાને આપી શકીશું, તથા આ પ્રમાણે આપણે તેમનામાં આશાનો ઉદય કરી શકીશું. ગઇ કાલે આધિનમાં વર્તવાની બાબત મંદ હતી, ધુલવાળા ખુણા ખોચરાઓ પ્રત્યે દુર્લક્ષ કરવામાં આવ્યું હતું, રસોઇ ટાઢી થઇ ગઇ હતી તેથી આવતી કાલે પણ નિષ્ફલતાની એવીને એવીજ બાબત બનશે, એવું કંઇ ફલિત થતું નથી, એ દરેકને અનુભવાવવાની જરૂર છે. આપણ દરેકને અનેક અને વારંવાર ભૂલભરેલાં પગલાં ભરવાનાં છે, પરંતુ આશાને આપણા પક્ષમાં રાખીને એકાદ ભૂલભરેલા પગલાને પણ આગળ વૃદ્ધિપામતા પગલામાં ફેરવી

શકીશું, અને તેથી " જ્યાં સુધી આવતી કાલ જીતાય નહિ ત્યાં સુધી ગઇ કાલને ગૂમાવવાની નથી. " આ પ્રમાણે ઉત્તેજનના ઉષ્ણપ્રકાશમાં બેદરકારી અને અવિનયનું કાર્ય પણ ક્રોધ અને કડવાશના પ્રસંગરૂપ બનશે નહિ, પરંતુ માતપિતા અને બાલક વચ્ચે વિશેષ નિકટના પ્રેમાળ સદ્ભાવ રૂપ બનશે, શેઠાણી અને દાસી વચ્ચે ખરા હૃદયના મૈત્રીભાવ રૂપ બનશે. આથી એમ સુચવવાનું નથી કે માતપિતાઓ અને શેઠાણીઓ, દાન દયા વિના અન્ય હેતુઓથી પ્રેરાયાં છે; પરંતુ દંડી અને કડક રીતભાત ઉત્તેજન કરતાં ઠપકાનું વિશેષ સૂચન કરે છે અને તેથી તેના સામે ક્રોધ કરવામાં આવે છે: સત્ય રીતે જોતાં તાણીને બોલાયલા એક તીક્ષ્ણ શબ્દની અસંત સહેલાઇથી માફી આપી શકાય છે તથા બાલકો સાથેના સંબંધવિના તે વિષે કંઇ વિશેષ શોચ કરવા જેવું નથી. તેઓ હજુ અન્યની નિષ્ફલતા માટે સદ્ભાવ દર્શાવવા જેટલાં પોતાની પ્રકૃતિના ભાનવાળાં બન્યાં નથી; આગળ ઉપર તેઓ આ બાબતને આપણ સર્વમાં સામાન્ય રૂપે જોશે; જ્યારે કેટલાક પ્રંગોએ આપણે માટે બનાવો હદ પારના થઇ પડે છે તથા આપણે મનોનિરોધ ગૂમાવી બેશીએ છીએ ત્યારે આમ બને છે.

ખાત્રીથી એવા પણ પ્રસંગો આવે છે, કે જ્યારે એકાદ તીક્ષ્ણ અને મર્મભેદક શબ્દ અસંત જરૂરનો અને અસરકારક નિવડે છે: ઘણી વાર તો અમુક કાર્ય પાર પાડવાનો માત્ર આજ માર્ગ હોય છે. આજ પ્રમાણે વળી શિક્ષા કરવાની બાબતને આવશ્યક ગણવાની છે. ભાન તાબેદારીની સાધારણ બાબતમાં અવિનયના પ્રસંગમાં, અન્યોન્ય સાથે કલહમાં ખાસ કરીને આ બાબત મદદગાર નિવડે છે. કોઇ કોઇ વાર આ બાબતમાં ધ્યાન રોકે એવો માત્ર આજ માર્ગ હોય છે તથા ભાવિના સંબંધમાં તેથી સ્મૃતિ શક્તિને મદદ મળી રહે છે. એકાદ એકાંત આસનમાં અડધો કલાક શાંતિ પૂર્વક ચલાવેલું ધ્યાન, અવયવોને ઘણું લાભ કારક છે. જ્ઞાન તંતુઓને શાંત બનાવે છે.*******

ક્વચિત્ બનતા ખરેખરા ગંભિરબનાવોમાં શિક્ષા ભાગ્યેજ જરૂરની હોય છે; એકાદ બાલકને આંતરામા સંપૂર્ણ સ્પષ્ટતાથી ઉપદેશ આપશે; આવા પ્રસંગમાં જે સર્વ જરૂરનું છે તે તેનાથી ફલિત થતી શરમની લાગણીજ છે. શિક્ષા ગમે તેવું સ્વરૂપ ધારણ કરે અથવા ગમે તેવા ગુનાહ માટે તે કરવામાં આવે તો પણ હું એટલી બાબત સ્પષ્ટતાથી બાલકને ન્હાનપણથીજ સમજાવીશ, કે આથી કંઇ બદલો વાળવાની સુચના અપાતી નથી તેમજ મારા હૃદયમાં તેના માટે ક્રોધની કોઇ પ્રકારની લાગણી નથી. બદલો વાળવાની ભાવના માનવ પ્રકૃતિમાં એટલાં બધાં ઉંડાં મૂલ ઘાલી બેઠી છે, કે તેને વારંવાર આંતર પ્રેરણા સમાન ગણવામાં આવે છે; મારા ધારવા પ્રમાણે હવે તો આ એક સ્વીકૃત વાત સમાન થઇ પડી છે, અને જો કોઇ સહજ વિચાર કરે તો તે એક સ્પષ્ટ બાબત છે; આ બાબત, જાતિ જેમાં વિકાસ પામે છે એવા કાયદા કોર્ટોના જમાનાના માત્ર પરિણામ રૂપ છે. કાયદો કાયદા રૂપે માત્ર એટલાજ માટે હોય છે, કે તે બેઉ બેઉ ઠેકાણે બેસાડવામાં આવે છે—કાયદાને બેઉ બેઉ ઠેકાણે બેસાડવા માટે શિક્ષાનો આશ્રય શોધવો આવશ્યક થઇ પડે છે. ઘણા સમય પૂર્વે ઘોડાઓના ચોરને એક ન્યાયાધિશે કહ્યું હતું તેમ, " તમે ઘોડાની ચોરી કરી છે તેથી હું તમારો તિરસ્કાર કરતો નથી, પરંતુ ઘોડાઓ ચોરાય નહિ તેથી હું તમને સજા કરૂં છું. " બાલકનું હદ પારનું ન્યાયી મન, આપણા કાયદાઓને આધિન વર્તવાની વાતનો એકદમ સ્વીકાર કરશે; જો તે આધિન ના વર્તે તો આપણે

તેને સજા કરીએ છીએ તે ક્રોધને લીધે નહિ પરંતુ તેની સ્મૃતિને ભાવિમાં મદદ મળે એટલા માટે હોય છે. આ વિશે યથાર્થ વિચાર કરવો અત્યંત આવશ્યક છે, તેનાં પરિણામ પણ ઘણો સમય ચાલે તેવાં નિવડે છે,—નિત્યકાલપર્યંત પહોંચે છે. બાલ્યથી માનવ દશા પર્યંત દરરોજના વિકાસમાં બાલકને એટલું સમજવા દો કે કાયદાને બેળે બેળે પળાવવાની આ રીતિઓ માનવજાતના હાથમાં રહેલું માત્ર સાધન છે, તેથી કઠોર અને તાત્કાલિક વિધિઓ સમાન નિવડે છે; વારંવાર આવી વિધિઓનું દ્વેષ અને બદલો વાળવા જેવું સ્વરૂપ હોય છે; આવા માર્ગો માત્ર માનવકૃત છે, ઇશ્વર નિર્મિત નથી. ઇશ્વર તો ક્રોધ તેમજ વૈર એક પણ જાણતા નથી તથા તેની છાયા પણ તેમનામાં નથી. જો તમે ઇશ્વરના કાયદાઓનો તિરસ્કાર કરો, દેહ મન અને આત્માને નિયમતા નિયમોનો તિરસ્કાર કરો તો, આવા ભંગનાં પરિણામ અનિવાર્ય રીતે સ્વતઃજ થવાં જોઇએ; આ પ્રમાણે આપણે દરેક પોતા માટે " સ્વર્ગ " અથવા " નર્ક " ઉપજાવીએ છીએ.

કાયદાની ધાંધલના લાંબા જમાનાઓ દ્વારા માનવજાતે ઉપજાવી કાઢેલી વેર વાળતા ઇશ્વરની ભાવના વ્યાપક અને સ્થાયિ થઇ પડી છે; આથી માનવ અને તેના ઉત્પાદક વચ્ચે અધ્યાત્મિક સંબંધનું નખ્ખોદ વળી જાય છે; બાલકોમાંથી આ ભાવના દૂર કરવાને આપણાથી બને તેટલું કરવાનું છે, કારણ કે વેર વાળતા ઇશ્વરની ભીતિ સાથેજ પ્રેમ, શ્રદ્ધા, વિશ્વાસ શી રીતે સંભવિ શકે ? કાયદાનો ભંગ કરવા માટે સજા કરનાર અથવા ભંગ થતો અટકાવવા માટે સજા કરનાર ઇશ્વરની ભીતિ સાથે પ્રેમ શ્રદ્ધા શી રીતે સંભવિ શકે ? આ તો સ્પષ્ટ રીતે એક માનુષિ જરૂરીઆત છે, દૈવિ ગુણ નથી વૈરી ઇશ્વરની અનીતિ માન બનાવતી ભીતિથી વધતી નિરાશામાંથી તમારા બાળકનું રક્ષણ કરો. પ્રેમમય પરમાત્મા તેના અંતર અને બાહ્યમાં વ્યાપી રહ્યા છે, તેમનો આપણ દરેકમાં વાસ છે, તથા તે આપણને આપણું ભાવિ સંપૂર્ણ કરવા તરફ દોરી જાય છે, આવી બાબતો તેના મનમાં ઠસાવવાની જરૂર છે. જીવન નિઃસરણિમાં ઉપર ચઢવામાં શ્રદ્ધા, આશા, દાનને તમારા બાલકના દરરોજના સાથી બનવા દો—પોતામાં, જીવનની કીંમતમાં, પોતાના ઉચ્ચ નશીબમાં શ્રદ્ધાવાળું થવા દો; પોતે તેને પ્રાપ્ત કરશે એવી જ્વલંત શ્રદ્ધાની આશા વાળું, વિઘ્નો, લાલચો, શોક, આનંદ, નિષ્ફલતા, સફલતા સર્વે નિઃસરણિનાં પગથીઆં સમાન છે એવી માન્યતાવાળું બનવા દો; દરેક જીવતા પ્રાણિ માટે તેના હૃદયમાં પ્રેમનો ઉદય થાય એવી દાન દયાની ભાવના કેળવો. * * * * * * *

યુવાનીઆની કેળવણીના એક તત્વ રૂપ ભયના વિષયને ખલાસ કરતા પહેલાં માનવ પ્રકૃતિમાં સમાવેશ થતી એક પ્રેરણા પ્રત્યે તમારૂં લક્ષ દોરવા માગું છું, જેનો બાલકોમાં અત્યંત આવિર્ભાવ થયલો હોય છે, તેને જો યથાર્થ રીતે સમજવામાં આવે તો સહજમાં જાણે કે ભયનાં કર્તવ્યો દૂર થતાં હોય એમ થશે અથવા ક્રોધ પણ દષ્ટાન્તમાં ભાર હલકો કરશે. હું નાટ્ય સબંધી પ્રેરણા વિશે સૂચવવા માગું છું; બાલકો તમે જેવાં બનાવો તેવાં નિવડે છે—તેઓ અચૂક રીતે પ્રસંગાનુસાર વર્તે છે, પ્રસંગનો ભાગ બરોબર ભજવે છે. જો તમે સત્યની, આધિનતાની આશા રાખતા હો, અન્ય માટે વિચાર કરાવવાની, યથાક્રમ જાળવવાની આશા રાખતા હો તો તમે તે મેળવી શકશો તમારે કદાપિ આશા રાખતા બંધ પડવાનું નથી, માત પિતા રૂપે તમારી આશાના પ્રમાણને અધમ બનાવવાનું નથી. મારી તો એક નવીન પ્રકારનું સુખ બનાવવાની મરજી છે; ઘણી ઘણી આશા રાખનાર સુખી છે, કારણ કે તેને ઘણું ઘણું મળી રહેશે.

અંગ્રેજોના એક તીખાશવાળા ધીક્કારનાર બની ગયા છે. મી. અરવિંદઘોષ એક એવા પુરૂષ છે કે જેઓ પોતાની આધ્યાત્મિકપ્રકૃતિ અને પ્રચંડદેશાભિમાનને લીધે આપણી પ્રશંસાને પાત્ર છે; પરંતુ તેઓ ખુલી રીતે અંગ્રેજોના વિરૂદ્ધ છે તથા તેઓ પોતાની વિશાલ બુદ્ધિપ્રતિભાને હિંદીઓ અને અંગ્રેજો વચ્ચેનો દ્વેષનો ખાડો ખોદવામાં કામે લગાડે છે, તથા તેમનાથી આસપાસ કેવો વિનાશ થશે તે સંબંધી બેદરકાર રહે છે; તેઓ વિચારપૂર્વક એક પ્રજાને અન્યપ્રજા સામે ગુસ્સે બનાવવાનો ઉદેશ રાખે છે; તેઓ તોડી પાડવા માગે છે, બાંધવા માગતા નથી. તેઓ કદાચ એમ માનતા હશે કે સુદ્દઢ બંધારણ બાંધતા પૂર્વે તોડી પાડવાની જરૂર છે, પરંતુ વર્તમાનકાલે તો તેમની અસર માત્ર સ્પષ્ટ રીતે વિનાશકારક છે. નિંદિત અંગ્રેજોના હિંદ માટેના કોઇ પ્રકારના પ્રેમનો, તેના પ્રત્યેની કોઇ પ્રકારની સેવાનો તેઓ સ્વીકાર કરી શકતા નથી. નિંદિત જાતિમાંના કોઇએ પણ કંઇ કર્યું હોય તેને વિકારીવાતાવરણદ્વારા વિરૂપ બની ગયલું જોવામાં આવે છે. આપણામાંના જેઓને હિંદ માટે પ્રેમ છે, તથા જેઓ સામ્રાજ્ય પ્રત્યે વફાદાર છીએ તથા ઇંગ્લેન્ડ અને હિંદને અન્યોન્યની સહકારીતાની જરૂર છે એમ માનીએ છીએ, તેમની આવા સાહેબો કદાચ કેળવણીના કાર્યમાં જોડાયલા હોય છે તો જે કેળવણી સંસ્થાઓ સાથે જોડાયલા હોય છે તેમને તોડી પાડવાને તેમનાં સર્વ પ્રકારના સામર્થ્યથી બની શકે તેટલું કરે છે.

આપણે કેવા પ્રકારની નીતિ ગ્રહણ કરવી જોઇએ ? કેટલાક કહેશે કે, "તેમનાં પત્રોને બંધ પાડો." આવી યુક્તિ આગળથીજ નિષ્ફલતામાં પરિણામવાને સર્જાયલી છે તથા સ્વતંત્ર પુરૂષોને અણછાજતી છે. રોમમાં **ઇન્ડેક્ષએક્ષપરગેટોરીયસ** અને રૂશિયામાં **સેન્સરશીપ** જેવાં બંધનકારક ખાતાં ભલે પ્રવર્તે, આપણે જુલ્મગારોની વિધિની નકલ કરવાની જરૂર નથી. આવી બાબતને દૂર રાખીને વિચારતાં પણ બંધ પાડી દેવાની વાત અસંભવીત છે: આવો હુકમ કરી શકાય પરંતુ તેની વ્યવહારમાં ભાગ્યેજ અસર થઇ શકે તથા પોતાના વડિલોની પેઠે યુવકોને પણ મના કરેલાં પત્રો વાંચવાનો વિશેષ ઉત્સાહ આવશે. આવી યુક્તિથી તો માત્ર જે એક પીડા રૂપે હોય છે તે ભયમાં પલટાઇ જાય છે. બુદ્ધિવાળી અને યોગ્ય યુક્તિ તો માત્ર એટલીજ છે, કે તેમની ઇચ્છાઓ જે જે શુદ્ધ અને શ્રેષ્ઠ હોય તેવા સર્વને ઉત્તેજના વડે બાલકોના સદ્ભાવને જાગ્રત બનાવવો તથા તેમની યુવાનશક્તિઓને વ્યવસ્થાનુરૂપ તથા કાયદાને માન આપનારી દિશાઓમાં વાળવી. તેમને દર્શાવવામાં આવતા લાભોના સ્વીકારની માન-રહિત દશા પછીથી તેમના સમજવામાં આવશે તથા સાથે સાથેજ તેમને પોષતી સંસ્થાઓના ઉપર હુમલા કરનારાઓના અભિપ્રાયોમાં ભાગ લેતા બનશે તથા તેમની મેળેજ વાંચન ગૃહોમાંથી આવા વિનાશ સાધકોને દૂર રાખશે. હમણાંજ સેન્ટ્રલ હિંદ કૉલેજના કેટલાક અયોગ્ય વિદ્યાર્થીઓએ, તેમને માટે કાઢવામાં આવેલી એક નોટીસને અવળી રીતે દર્શાવવું તથા દેશાભિમાનીઓને આ કૉલેજમાં નહિ આવવાની ચેતવણી આપવું કેટલુંક લખાણ **વન્દેમાતરમ્‌માં** કર્યું હતું. આ યુવાનીઆઓના લક્ષમાં એટલું ના આવ્યું, કે પોતાની મેળે કૉલેજમાંથી દૂર થઇને તથા નિંદાતા અનેક અંગ્રેજો સહિત અન્ય કેટલાકના આત્મભોગને લીધે તેમનાથી ભોગવાતા પેઢીઓની કેળવણીના લાભનો ત્યાગ કરીને તેઓ વીરતા યુક્ત દષ્ટાંત બેસાડી શકત.

**મી. અરવિંદઘોષનો** પક્ષ એક પ્રકારે ન્યાયપૂર્વક છે, પરંતુ આપણા કેટલાં વિદ્યાર્થીઓ તેનો સ્વીકાર કરવાને તૈયાર છે ? જેઓ આ પ્રમાણે તૈયાર હોય તેમણે તેમની કેળવણીનું ખર્ચ ઉપાડી લેતા તેમના પિતાઓ સાથે આ બાબતનો પ્રથમ નિર્ણય કરવાની જરૂર છે, તથા સરકારના કાયદાની અસરવાળી કેળવણીની કોઇ પણ સંસ્થામાં તેમણે વધારે વાર વસવું જોઇએ નહિ. દેશમાંની દરેક યુનિવર્સિટી એક પ્રકારની સરકારી

---

R. No. B. 764

આદ્યદ્રષ્ટા.
એક અભેદમાર્ગ પ્રવાસી
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઇ.
દ્વિવેદી

# સુદર્શન.

મન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર. )

"सत्य परं धीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૩, અંક ૭. ] (માસિક) [ એપ્રીલ ૧૯૦૮.]

વિષયાનુક્રમ પૃષ્ઠ.



---

અમદાવાદ યુનિયન પ્રીન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડ.

## લવાજમ.

લવાજમ અગાઉથી લેવાનો અમારો રિવાજ છે એનું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ હશેજ. વ્યવસ્થાપક.

## સુચના.

અમદાવાદમાં પ્લેગને લીધે પ્રેસમાં માણસોની તાણ હોવાથી આ અંક જરા મોડે બ્હાર પડ્યો છે. હવે અંક જલદી બ્હાર પડશે તથા પછીથી નિયમિત પ્રતિમાસે નિકળશે. વ્યવસ્થાપક.

R. No. B. 764

આદ્યસ્થાપક
શ્રી અભેદમાર્ગ પ્રવાસી
મહાનિષ્ઠ મણિલાલ નભુભાઈ. દ્વિવેદી

# સુદર્શન.

મન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર. )

"सत्य परं धीमहि"—भागवतम्

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી

[ પુસ્તક ૨૩, અંક ૭. ] (માસિક) [ એપ્રીલ ૧૯૦૮.]

## सांप्रत आर्य श्रुति.

अथवा

## हालनुं संभाषण.

( મભેદું )

" અરે ! હા આ મ્હારા, કહીં શુ કરીં સારા બની ફરે !
અરે ! શુ જોવાશે, મધુર મુખ એના ઘડી પછે ?! '

અકે લેઇ જગત સઘળુ શાતિનું પૂર રેડી,
નિશા કાળી શમ શમ રવી જોસમા જાય ચાલી,
વ્યોમે તારા અમીંટ મીંટથી ખેલ તે આંખ રાખી,
ઊભા તોયે કઈક ખસતા બોધ છૂપો બતાવી

એ બોધે તો ઈશ હૃદયનો બોધ કૈ આપવાને,
ઊભો છે કો અચળ ચકતો તારકો આભ માંહિ,
ઈષ્ટોપાસી તપ ભજનને અંત શુ આવતું તે,
દાખે પોતે ધ્રુવ હૃદયથી તાકીને એક સ્થાને

સુષુપ્તિને વિરલ કર એ પ્રાણી સૌ સૂતલાં ત્યાં,
ઝીનાં કોઇ રુદિત ઉરનાં ધૂમતાં શ્વાસ મોજાં;
પાસે વ્હેતાં પવન વહને ઝીલવા કાન થાતાં,
હું ઉરોના નયન પડદા ઉપડયા એહ જોવા.

ચીરાતા ત્યાં પવન વહને શાંત રાત્રિ કલાપો,
સાથે કોઇ મૃદુ હૃદયનો ઘોષ ચીરાઈ જાતો;
શ્રુતિ દ્વારા મુજ હૃદયને આંખમાં લાવવાને,
ઊંડાં ઊંડાં દુઃખિત ઉરનાં ગાન કૈં આપતો તે,

આણી પાસે ખળખળ થતાં અશ્રુ એ કાન આવે,
આણી પાસે મુજ હૃદયનાં બાંધવો સર્વ ઘોરે;
કિંતુ ત્હેમાં હૃદય ઝુલતા ધર્મની ચેતનાથી,
મ્હારાં વ્હાલાં કુટુંબ જન હું ત્યાગી ચાલ્યો તહીંથી.

જ્યાંથી ઊડી પવન પર થૈ ઉર એ પાસ આવે,
ત્યાંથી ત્હેને ત્વરિત મળવા ઉર હું કૈંક થાયે;
કાળી જોને મહીં ફુલકિયાં તારલી ભાત વાળી,-
સાડી ઓઢી રજનિ સરતી સાથ હું જાઉં ચાલી.

વાટે ઊભા મુનિ ગણુ સમા વૃક્ષ સૌ શ્વાસ ઘુંટી,
ત્હેમાં થાતા મધુર રવ કૈં ૐ હરિ ઓમ્ રૂપી;
છેટે રાની પશુ યૂથ ઘુમી ઘોરતાં ઘોર વાણી,
તે સંધાને શ્રવણુ ધરતો પંથ હું જાઉં કાપી.

વાંકાં સીધાં ખડક ખૉણુને વ્હેણુ વારિ વિતાવી,-
જાતાં, ગોળો ક્ષિતિજ તટમાં અગ્નિ શો આંખ આવી;
ધીમે ધીમે ગગન ચડતો રક્તતા રંગ ત્યાગી,
દીઠો સુધા કિરણુ કરથી ઓપતો સર્વ સૃષ્ટિ.

સુધા સિંધુ રસદ રસથી ઓપતી સૃષ્ટિ જોતાં,
ઊડેલું હું ઉર વહનમાં 'ક્યાં જવું' એ ભુસાતાં;
ચંદ્રિકાના શીતળ કરમાં ભવ્ય સુસ્નેહ વાહી,
દીઠો કોઇ પથિક સરતો ધર્મ શો વેગ ધારી.

જ્યાંથી ઊડી પવન વહને દુઃખનાં શ્વાસ મોજાં,
રેલાતાં તે સમીપ અટકી પાંથની પંથ ક્રીડા;
હું કૈં છેટો નિકટ ખસતાં કોઈ છાયા છવાઈ,
જેણે મ્હારાં ગમન બળની સર્વ ક્રિયા હરાઇ.

જ્યારે કોઇ અફળ બનતી પ્રાણીની પ્રાણ આશા,
ત્યારે ત્હેના અફળ પણમાં કૈંક સુખો છુપાતાં;
એ ભાવિના મધુર પ્રણયી ભાવને જાણવામાં,
સુણેલા મેં વૃદ્ધ કથનના ભાવ મ્હેં પૂજ્ય માન્યા.

છેટે ઊભો તદપિ તહીંથી દિવ્ય એ પાત્ર તેજે,
ઉલ્લાઇ હું નયન પડમાં દીપ્તિ કો ભવ્ય જોયું;
ગુણાગારી હૃદય હૃદથી ઉર આ ઉર ત્હેનાં,
પાસે પ્હોંચી શ્રવણ કરતું થાય જે શબ્દ ધીરા.

હસ્તાંબુજે નયન મુખ ને ભાલ સૌ છાવરીને,
રોતી કોઇ કરુણ રસના ઓઘ ઉરે ધરીને;
જોઈ ત્હેને પથિક ઉરના પ્રેમ ભાવો વહીને,
સુધા વાણી સદય કરતા નીતર્યા પ્રશ્ન રૂપે.

' દેવિ! ત્હારા કમળ દળ શા દીપતા આર્ય દેશે,
શાને સાશ્રુ બની ધડકને ઉર આ નીર રેડે?
આવ્યો છું હું અહીં નિરખવા દેવિ! તું સૌમ્ય મૂર્તિ,
ત્યાં દુર્ભાગી નયન મુજને ભાગ્ય આ શી પ્રવૃત્તિ!!

ત્હારે ઉરે સતત વહતાં જાહ્નવી તોય આને,
ત્હારે ઉરે રમણ કરવા દેવતા ચિત્ત ચાહે;
ત્હારે ઉરે પરમ સુખદા યોગીઓ યોગ સાધે.
તે તું દેવિ! કવણ દુઃખથી આજ આ અશ્રુ સારે!

જેના રૂડા પ્રકટ સમયે વેદ માતા લખાઇ,
જેના રૂડા પ્રકટ રમણે સામ ગીતા ગવાઈ:
જેના રૂડા પ્રકટ પ્રણયે આદ્યભૂતા ભણાઇ,
તે તું દેવિ! કવણ દુઃખથી આજ રો આંખ છાઇ!

ધર્મશ્રીથી જીવિત સરતા જીવના જીવ આપી,
રાજ્યશ્રીથી સમૃદ્ધ સુખના ધર્મની સીમ સ્થાપી;
પ્રેમશ્રીથી યુગલ ઉરના દિવ્ય ભાવો રસાવી.
રાચી,.તે તું કવણ દુઃખથી આજ રો નેણ ઢાળી!

માંધાતાદિ કૃતયુગભૂષા રાજવી રત્ન દાતા,
સામવ્યાદિ મુનિ ગણ સમા જાણવી પુત્ર માતાઃ
જિષ્ણુ જેવા વિકટ વખતે નાખતા દૃષ્ટિ જેમાં,
તે તું દેવિ! નયન ઝરતાં આજ શેં અશ્રુ ખારાં!

ત્હારે ઉરે નીતિમય રૂપે રામ સાકાર રાચ્યા,
ત્હારે ઉરે પ્રણય પ્રતિમા રૂપથી કૃષ્ણ નાચ્યા:
ત્હારે ઉરે રણધીર રૂપે પાંડવો પૂર્ણ દીપ્યા,
તે તું દેવિ! નયન સદને આજ શે અશ્રુ ઊનાં!

જેના પુત્રે જગત સઘળે તેજનાં તેજ પૂર્યાં,
જેના પુત્રે જગત સઘળે અંગના રંગ રેડ્યા;
જેના પુત્રે જગત સઘળે પ્રાણના પ્રાણ આપ્યા,
તે સુપુત્રિ! તુજ નયનમાં આજ શે અશ્રુ ચાલ્યાં?

દેવો રૂપે ઇચ્છિત ફળદા સ્વામીની સેવ જાણી,
ત્હારી બાળા પતિ યજનમાં હોમતાં પ્રાણ દાંડી,
સંન્યાસ હિ પરમ ધરમો પાળીને પાપ બાળે,
તે તું દેવિ! હૃદય દુઃખ શું હોય જે આંખ લાવે!

સાવિત્ર્યાદિ સુશીલ સતીઓ પ્રેમ નીતિ પ્રભાવે,
મૃત્યુ કેરા ગરવ દહવા જન્મીને દેશ ત્હારે;
કીર્તિ લેખો તુજ હૃદયતા કોરતી સર્વ કાળે,
તે તું દેવિ! કવણ દુઃખ જે આજ આ આંખ સારે!

કીર્તિ ફૂલે અમર ફૂલતી તું રૂડી ફૂલવાડી,
લૂંટી લેવા બહુજ ઉલટી માનવો માન ધારી;
કુદૃષ્ટિથી ગમન કરતાં ધૂળની ધૂળ લેઇ,
જાતાં તે તું વીર તનયની માત! શેં આગ રોતી!

[1]ગ્રીકે ત્હારાં અમિત ગુણનાં ગીતડાં ગ્રંથ ગુંથ્યાં,
[2]ચીને ત્હારા મહત પણને આંક સૌ રીંગ કીધાં;
એવા કૈં કૈં અવર તનુજે તું પરે ઉર ઢોળ્યાં,
તે તું દેવિ! કવણ દુઃખથી રે થયાં નેણ ભીનાં?

રે ના દેવિ! રડવું તજીને કે' મ્હને મર્મ ખોલી,
રે! આ ચારૂ તુજ હૃદયના રોગથી અંગ કોરી;
સીદાતાં તું શરીર સદને જોઇને આંખ મ્હારી,
રોકું ત્હોયે નવ રહી શકી સારતી અશ્રુકારી!!"

રોતી દેવી શ્રવણપુટ એ પાંથના શબ્દ જાતાં,

૧. મેગાસ્થનીસ. ૨. હૈઓએનથ્સાંગ.

રોતું ભાળી નયન ગળતે મુખથી ઉર્ધ્વ જોતાં;
પાસે ઊભો પથિક નિરખી આંખ આંસુ ભરેલો,
રાંભી ઉરે, જરીક વળતી નીતર્યાં આર્ય ન્હેણો

પોતાની સો પીડ વિસરતાં અન્ય પીડે પીડાવું,
ને ત્હેને કૈં મદદ કરવા સ્વાર્પણે સજ્જ ન્હાવું;
એ ગુણે છે અમર વસતી સૃષ્ટિની સર્વ કાંતિ,
તે કાંતિને હૃદય ધરતી દેવી ત્યાં તુર્ત બોલી.

' વ્હાલા પથિ! કવણ દુઃખથી દુઃખી તું આજ આંહી,
ઊભો, બાપુ! ખબર કરી દે વીરતા છોડ નાહિં;
છું દુર્ભાગી તદપિ અતિથિ દુઃખ કૈં જાણવું એ,
સર્જેલો છે સકળ જનનો ધર્મ તે ભૂલવું શેં ?!

મૃત્યુ થાતા જગત સઘળે વ્યર્થ આ છે દમાવું,
ને ના જાણી પળ પછી વળી શું થશે કે થવાનું;
ત્હોયે ઘેલું વિકળ મનડું મારીને ફાળ મ્હોટી,
કાળા ધોળા મમતપણુમાં હોમતું પ્રાણ હાંડી!"

' ના દુઃખાતું સપૂત જતની જ્ઞાનની પૂર્ણ મૂર્તિ!
નીતિવેત્તા પરમ પ્રણયી ધર્મની સૌમ્ય સ્ફુર્તિ!
છો રુદ્ભાગી સતત વહતા યોગ ક્ષેમે તું ત્હારે,
કીર્તિ કાંતિ અમર રસતી વિશ્વમાં સર્વ કાળે!"

' રે પથિ! એ તુજ કથન શું દેખવા વીણ વ્હાલા,
જ્ઞાને સરખું ક્ષીર સમ વદે દુઃખણીને દુઃખાવા;
યોગે મેળવ્યું સતત રસવા ક્ષેમના સાધનોમાં,
જોવું રોવું સહન કરવું, આજ છે ભાગ્ય મ્હારા!"

" રે સુધીરા, અધીર બન ના રો નહિ રાજહંસી!
આ પાસે તું કવણ સૂતશાં કે' મ્હને વાત ત્હારી;
શા દુઃખોમાં કઇ વખતથી આમ સો આ સૂતેલાં?
ને ત્હેં ત્હેનાં જીવન બચવા શા ઉપાયો કરેલા?"

" રાજાઓના હૃદય પટમાં રોજ શી રીત રાજે!
દાંપત્યાદિ પ્રણય વહને વારણાં શાં વિરાજે?
સાધુઓના પુનિતપણમાં પાત્રતા શી પ્રતાપે?
ને સૌ કોનાં ભવિષ વદનો આજ આ આંખ કાટે!"

સોજલી આ પુનિત પ્રતિમા કુમળી દેહ ધારી,
પક્ષાઘાતે પડી વલખતી સૂકલાં હાડ ઢાળી;
સૂતી રોતી નયન પડળે રોગનાં દુઃખ દાબી,
ને સોવાતા મરણ પવને જો અહીં શું રીબાતી !

લુચ્છાય છે અલિકપટથી કુંકુમી રેખ રૂડી,
વીખાય છે કચ અલકની ગુંથલી વેણ કાળી;
ઝંખાય છે શશી ઝૂલવતી કાંતિ શું શાંતિદાયી,
ત્હોયે દેવી મનહર છબી શું નથી મોહકારી ? !

ઊડી ગૈ છે વટકુંપળ શા હોઠની અર્ગ લાલી,
બેસી ગૈ છે કમળ દળશી આંખડી દુઃખ વ્હાતી;
સૂકાઈ છે સુમન કળી શી ખીલતી કાય કુંળી,
ત્હોયે ત્હેના જીવન ગુલની ગંધ આ આંખ વ્હેતી !

છે દૂધાળા અવયવ હજુ ખીલતા પુષ્પ જેવા,
ત્હોયે સાધુ હૃદય ઝરણે આંખનાં પોપચામાં;
બેસી, તીણા કરુણ રવથી ઉર હું આમ જોઉં,
જાણે કે'તી રડવું તજી દે માવડી ! શાન દેહી !

રે ! સૃષ્ટિના સમય વહને વેશ વેશી ! શાના,
રૂપે રંગે હસવું રડવું છે નહિ છે સદાનાં;
આત્મા કેરાં વિનિમય રૂપી ગાન ગુંથી ગુંથાતા,
લીધેલી સૌ પરિચય છબી ઊભસી ઉર જોતાં.

દોસીલો ને જગત દીવડો શંકરનું રત્ન મ્હારો,
ત્હેની વ્હાલી સહચરી દુઃખે જો બળીઆ પીડાતો;
સ્નેહે શો ના જગે પણ ઊંડે ઉરમાં ઉર ઢાળી,
ફાટી આંખે ભવિષ ભડકા દાખવે અશ્રુ સારી !

એ બંનેનો જીવન રસનો જીવનો જીવ મ્હારો,
પોઢેશે આ પરમ પણના દ્વારને ખોલનારો;
મીચાયેલા કમળ નયને ઉરથી કૈંક કે'તો,
ઉંછાળે હું મન તન બધે પ્રેમનો મંત્ર છેલ્લો !

એ રીતે આ તનય ત્રણના દુઃખથી આજ દુઃખી,
રોતી બેઠી ભડ ભડ થતું ઉર હું આંખ રેડી;

ક્યાં ખોલું જે ઉથલી પડતી છાતડી થાય હાલી !
ને ઉંપાયોં ત્વરિત મળતાં ઉમેરે બાળ આંહી !

રે ! અત્યારે વિષમ વખતે ચિત્ત વિશ્રામ વ્હાલો,
શોધુ હું ત્યાં પરમ પ્રણયી પંથી તું ઠીક આવ્યો;
દુઃખી કેરાં દુઃખ નિરખતાં દિલ જેનું દુઃખાયે,
તે પાસે હૈં ઉર ઠલવતાં સો વસા સુખ થાયે !

સૃષ્ટિ વાડી જનન વિટપે જીવના જીવ રૂપે,
વ્યષ્ટિ પુષ્પો મધુર ખીલતાં હર્ષ ને શોક વાને;
ઊંચા નીચી જીવન લહરે ભોગવી ભોગ નિત્યે,
આશા તંતુ શિખર રજની આપતાં ગંધ દીસે.

એ ગંધોનાં હૃદય હૃદયે જામતાં બીજ કોરી,
સંચાયેલાં પરમ પશુદ્ધ નિર્ઝરાં નીર પીને:
પોષાતાં જે તનયૂ સુજનાં તે ત્રણે આ પીડાતાં,
સૂતાં મ્હારાં જનપદ જને નીર એ ભ્રષ્ટ થાતાં ! "

" રે ઓ દેવિ ! ભરત જનનિ ! કેમ શું તું સુવાલો,
ભક્તિ ત્યાગી તુજ ચરણની બાલ લૈ હાથ કાળો;
આ સંસારે જીવિત જીવતાં અન્યથી સુખ લેવા,
છોડી ચાલ્યાં રુદન તુજનું કે કહીં વાટ ભૂલ્યાં ? "

" ના ચાલ્યાં, છે સુજ સદનમાં રાચતાં બાલ મ્હારાં,
કિંતુ પંથિ ! જીવિત વૃત્તના માર્ગથી છેક ન્યારાં;-
ભક્તિ નામે અવર ઉરનાં ઉલટાં મંત્ર પુષ્પો,
મૂકી ત્હેનાં યજન સદને તાપતાં મર્મ તાપો.

સર્વ પ્રાચી પ્રતીચી ઉદીચી ને અવાચી દિશામાં,
હું દેશી હું યજન ગીતડાં બાલ સૌ આજ ગાતાં;
કિંતુ ત્હેના હૃદય રસતા તાલને ઉર લેતાં,
ખોટા ભાને શિશુ ગમત શાં ગાન ગાની જણાતાં ! "

" જેણે તુંથી જનમ ધરીને તું રૂડાં પેય પીધાં,
તે હરોના યજન ગીતમાં ના ઠરે તાલ બીજા;
એવો મ્હારો હૃદય વહતો નિશ્ચયી ભાવ જાતા,
ત્હેને ત્હારા ગીત શ્રવણને રેડ તું ચિત્ત મ્હારા. "

સુણી એવું નયન કરથી પંથીનો પ્રાણ બાંધી,
દેખાડી સૌ નિજ તનયને રાચતાં ભીખ માગી:
બોલી દેવી ઉદીચ્યાં દિશના દેશ મ્હારે ગવાતા,
ગાનો શું થી હૃદય તુજને ગાઇ જો પાંથ વ્હાલા:

" જો ત્યાં આજે યજન મુજને દેવ ઋષિ સમાણે,
ઇંદ્રાદિના નમન ઝીલતો સાધુતા ભાવ વાળો,
પોતાનાથી સકળ નિજના સાથને બોધ દેતો,
ઊભેલો છે અડગ વૃત્તથી પુત્ર મ્હારો પનોતો.

સૌ સાથે શ્રી સદન રસતી એહનું ચિર વાસી,
નોધી પોને અમર તપતી ઉર એને પ્રતાપી;
સ્વાતંત્રીએ સરલ ઉરનું ગાન સુગાન સુણી,
શ્રી ધી સંપે રમણુ ગણુતો હાર રોપી ઊભેલી ! "

' હા ! દેવી, એ સપૂત તુજના દર્શને આજ મ્હારો.
પ્યાગ ખોટાં મલિન ઝરણું સર્વથા શુદ્ધ થાતાં;
એ દિશાના સમષ્ટિ ઉરમાં જે રીતે પ્રાણ ત્હારા,
પૂજાતા તે યજન ગીતના શબ્દ છે આમ થાતા ! '

( આગળ ચાલુ

એક ગુજર્જર આર્ય પુત્ર.

# ॥ पौरुषसर्ग ॥

## ( મળેલું. )

( અનુસંધાન પૃષ્ઠ ૧૩૫ થી. )

( ૬ )

વારાહપુરાણમાં આદિત્યોત્પત્તિ કહેલી છે કે, જ્ઞાનશક્તિ જે પરમાત્મા સનાતન એવા એકજ છે તેને અનેક થવાની ઇચ્છા થઇ ત્યારે તેજ ઉત્પન્ન થયું, તે સૂર્ય કહેવાયા. તેમાંથી શરીર થતાં તે રવિ કહેવાયું. પ્રકાશને લીધે તે ભાસ્કર અને પ્રાકર્ષથી પ્રભાકર કહેવાયા. તેજને લીધે તે દિવસ અને દિવાકર કહેવાયા, સર્વ જગત્‌માં આદિત્વને લીધે આદિત્ય કહેવાયા. તેજના ભિન્ન ભિન્ન પ્રકારથી તે આદિત્ય બાર કહેવાયા, પણ મૂળ એકજ છે. વિષ્ણુ પુરાણમાં સૂર્ય ભ્રમણ વિષે લખેલું છે કે, એકસોએંસી આરોહણ અને ૧૮૦ અવરોહણ એમ બે કાષ્ઠામાં સૂર્ય એક દિવસમાં ફરે છે, તે પોતાના રથમાં ઋષિઓ, ગંધર્વો, અપ્સરા, ગ્રામણી સર્પ, રાક્ષસોને સાથે ફેરવે છે. ધાતા, કૃતસ્થલા, પુલસ્ત્ય, વાસુકિ, ગ્રામણી, હેતિ, અને સાતમો તુંબરુ. એટલાં મધુમાસ ( ચૈત્ર ) માં વસે છે. અર્યમા ( આદિત્ય ), પુલહ ( ઋષિ ), રથૌજા ( ગ્રામણી ), પુંજિકસ્થલા ( અપ્સરા ), પ્રહેતિ, કચ્છનીર, અને નારદ, એ સાત સૂર્ય રથમાં માધવ ( વૈશાખ માસ ) માં વસે છે. મિત્ર, અત્રિ, તક્ષક, મેનકા, હાહા, રથસ્વન, અને રક્ષ. એ સાત જ્યેષ્ઠ માસમાં—અને આષાઢ માસમાં વસિષ્ઠ, વરુણ, રંભા, સહજન્ય, હૂહૂ રથચિત્ર, અને શુક્ર, એ સાત વસે છે. ઇંદ્ર, વિશ્વાવસુ, સ્રોત, એલા. પત્ર, અંગિરા, પ્રમ્લોચા. એ સાત નભસ માસ ( શ્રાવણ ) માં વસે છે; અને નભસ્ય ( ભાદ્રપદ ) માં વિવસ્વાન્, ઉગ્રસેન, ભૃગુ, આપુરણ, પ્રમ્લોચા. શંખપાલ. અને વ્યાઘ્ર વસે છે. પૂષા, સુરુચિ વત, ગૌતમ, ધનંજય, સુષેણ. અને ઘૃતાચી આશ્વિન માસમાં; તથા કાર્તિક માસમાં વિશ્વાવસુ, ભરદ્વાજ, પર્જન્ય, ઐરાવત, વિશ્વાચી. સેનજિત્, અને સંજ્ઞા એક તથા માર્ગશીર્ષમાં અંશુ, કશ્યપ, તાર્ક્ષ્ય, મહાપદ્મ. ઉર્વશી. ચિત્રસેન, અને વિદ્યુત્ વસે છે. ક્રતુ. ભગ, ઊર્ણાયુ. સ્ફૂર્જ કર્કોટક, અરિષ્ટનેમિ, પૂર્વચિત્તિ, એ પોષ માસમાં; ત્વષ્ટા, જમદગ્નિ, કંબલ, તિલોત્તમા, બ્રહ્માપેત, ઋતજિત્, અને ધૃતરાષ્ટ્ર, એ માઘમ: અને ફાલ્ગુન માસમાં વિષ્ણુ. અશ્વતરંગ, રંભા, સૂર્યવર્ચ્ચા, સત્યજિત્. વિશ્વામિત્ર, તથા યક્ષાપેત, એ વસે છે.

કૂર્મ પુરાણમાં કહેલું છે કે બ્રહ્મા પોતે સુગ કાળે ઈશ્વર રૂપ ધરી કાળને નિયત કરે છે, તેની રશ્મિઓ લોકોમાં પ્રકાશ આપે છે. એ રશ્મિઓમાં સાત શ્રેષ્ઠ છે તે ગ્રહોની યોનિઓ છે. સુસુમ્ન હરિકેશ, વિશ્વકર્મા, વિશ્વવ્યચા, સંપદ્વસુ, અર્વાગવસુ, સ્વરાટ, એ સાત છે. સુસુમ્ની નામે રશ્મિ શિશિર દ્યુતિનું પોષણ કરે છે, તે તિર્યગૂર્ધ્વ પ્રચાર કરે છે. વિશ્વકર્મા બુધનું. વિશ્વવ્યચા શુક્રનું, સંપદ્વસુ મંગળનું, અર્વાગવસુ બૃહસ્પતિનું, તથા સ્વરાટ શનૈશ્ચરનું પોષણ સૂર્યથી થાય છે. એ રીતે નક્ષત્રગ્રહાદિ સર્વનું પોષણ સૂર્યથી થાય છે. છંદના, કાતના, અમૃતા, ઇત્યાદિ નામની ચારસો રશ્મિઓ છે તે વૃષ્ટિ કરે છે. એવીજ ત્રણસો રશ્મિઓ શીતોત્પાદક છે, તેઓ મેધ્ય, વૈધ્ય, હ્રાદિન્ય, ઇત્યાદિ કહેવાય છે પીતવર્ણી ચંદ્રા નામની સર્વ રશ્મિઓ શુક્રાદિ નામ વાળી ગરમી કરનારી છે. માઘ માસમાં સૂર્ય વરુણ નામે, ફાલ્ગુનમાં પૂષા નામે, ચૈત્રમાં અંશુ, વૈશાખમાં તાપન, જ્યેષ્ઠમાં ઇંદ્ર, આષાઢમાં સવિતા, શ્રાવણમાં વિવસ્વાન્, ભાદ્રપદમાં ભગ, આશ્વિન માસમાં પર્જન્ય, કાર્તિકમાં ત્વષ્ટા, પ્રણું માર્ગશીર્ષમાં મિત્ર, અને પોષમાં સનાતન વિષ્ણુ કહેવાય છે. વરુણની ૫૦૦૦, પૂષાની ૬૦૦૦, અંશુની ૭૦૦૦, તાપનની (ધાતાની ) ૮૦૦૦, ઈંદ્રની ૯૦૦૦, વિવસ્વાનની ૧૦૦૦૦, ભગની ૧૧૦૦૦, સવિતા ૭૦૦૦, ત્વષ્ટા ૮૦૦૦, અર્યમાની ૧૦૦૦૦, પર્જન્યની ૯૦૦૦, અને મિત્રની ૬૦૦૦, તથા વિષ્ણુની ૫૦૦૦ રશ્મિઓ તપે છે. વસંતમાં સૂર્યનો વર્ણ કપિલ, ગ્રીષ્મમાં કાંચનમય,

વર્ષામાં શ્વેત, શરદમાં પાંડુર, હેમંતમાં તામ્રવર્ણ, અને શિશિરમાં લોહિતવર્ણું હોય છે. બીજા સર્વ ગ્રહો સૂર્યની આસપાસ ફરે છે. કશ્યપમુનિથી અદિતિને આદિત્ય પુત્ર થયેલ છે. તેની ચાર સ્ત્રીઓ સંજ્ઞા, રાજ્ઞી, પ્રભા, અને છાયા છે. સંજ્ઞાનાં મનુ અને યમ પુત્રો તથા યમુના પુત્રી છે, રાજ્ઞી પુત્ર રેવત છે, પ્રભાને પ્રભાત, અને છાયાને સાવર્ણિમનુ તથા શનૈશ્ચરગ્રહ પુત્રો અને તપતી તથા વિષ્ટિ કન્યાઓ છે.

મત્સ્યપુરાણમાં કહેલું છે કે, સૂર્યમંડલનો વિસ્તાર નવહજાર યોજનનો છે (૯૦૦૦×૪×૨=૭૨૦૦૦ માઇલ), અને એથી ત્રણ ગણો (૨૭૦૦૦ યોજન=૨૧૬૦૦૦ માઇલ) તેનો પરિણાહ (પરિધિ) છે. બરોબર મધ્યમાં અમરાવતી છે ત્યાં સૂર્ય આવે છે ત્યારે તે બરોબર શિરોબિંદુ ઉપર આવે છે, વારુણી નગરીમાં તેનો ઉદય થાય છે, વિભાવરીમાં મધ્યરાત્રી, અને માહેંદ્રી નગરીમાં અસ્ત થાય છે. એજ રીતે વારુણીમાં મધ્યાહ્ન હોય ત્યારે સોમપુરી વિભાવરીમાં ઉદય થાય છે; અમરાવતીમાં મધ્યરાત્રી, અને યમપુરીમાં અસ્ત થાય છે. મધ્યાહ્ન હોય ત્યારે અમરાવતીમાં ઉદય સંયમનીમાં મધ્યરાત્રી, અને વારુણીમાં અસ્ત થાય છે.

બ્રહ્માંડપુરાણમાં એમ વાત છે કે, એક દિવસે પ્રસંગ થઇને કૌતૂહલાન્વિતયમદગ્નિ રેણુકા સહિત નર્મદા તટે ગયા. ત્યાં નિર્જનસ્થાન જોઈ જલવિહાર કરવા લાગ્યા તેથી સૂર્યે તેને કહ્યું કે, શાસ્ત્રથી દિવસે મૈથુનવર્જ્ય છતાં તમે વેદથી વિરુદ્ધ કર્મ કરો છો. આથી રમણ ત્યજીને સૂર્ય પાસે મુનિ આવ્યા અને બોલ્યા, કે મ્હારા આનંદનો તમે ભંગ કર્યો માટે તમે રાહુગ્રસ્ત થશો. આથી સૂર્યે પણ તેને શાપ આપ્યો કે તમારો પરાભવ ક્ષત્રિયથી થશે અને ક્ષાત્રયથી તમારૂં મરણ થશે. બંનેની આ વઢવાઢ જોઇને કશ્યપ સહિત વિધાતા બ્રહ્મા ત્યાં આવ્યા અને બંનેને સમજાવીને દૂર કર્યા અને સૂર્યને રાહુગ્રસ્ત થવાનો શાપ હતો તેનું એમ ઠરાવ્યું કે તે અસ્તતા અલ્પકાલ ટકશે અને તે કોઈ કોઈ વાર થશે.

ચોથા જલતત્વનો ગુણ રસ છે, તે જિહ્વેંદ્રિયથી જણાય છે અને તેના દેવતા પ્રચેતા છે. જેથી રસાસ્વાદ જ્ઞાન થાય છે. जलतिजीवयतिलोकान्। जलतिआच्छादयतिभूम्यादीनितिवा). એજ બીજું નામ पानीय છે (पीयतेइति) प्रचेततीतिशुद्धदिस्थानेचीशन्संचिनोतीति। પ્રચેતા નામ વરુણનું છે. પ્રાચીન બર્હિષ્ નામે રાજાએ સમુદ્ર તનયાને વિષે દશ પુત્રો ઉત્પન્ન કર્યા, તે પ્રચેતા કહેવાયા. તેઓએ તપ કરીને મારિષા આથી દક્ષ નામે પુત્ર તથા પ્રજાપતિત્વ મેળવ્યું હતું वृणोति सर्वं म्रियते अन्यैरितिवा। આ ઉપરથી વરુણ શબ્દ છે. કશ્યપ અને અદિતિનો તે પુત્ર હોવાથી સૂર્યનો ભાઇ છે. તેની સ્ત્રી ચર્ષણીને ભૃગુ અને વાલ્મીક પુત્રો થયા હતાં. તે જલનો અધિપતિ છે, પશ્ચિમદિક્પાલ છે.

પાંચમા તત્ત્વ પૃથ્વીનો ગુણ ગંધ નાસિકાદ્વારા જણાય છે તેના દેવતા અશ્વિ છે. ગંધ નાકથી જણાય છે. प्रथते विस्तारंयाति इति। માર્કંડેય પુરાણમાં કહેલું છે કે, પૃથ્વીનો વિસ્તાર ૫૦ કરોડ યોજન (૫૦×૪×૨=૪૦૦૦૦૦૦૦૦ માઇલ) નો છે. આ પૃથ્વીની ઉત્પત્તિ વિષેની કથા વિચિત્ર છે. સર્વે પુરાણોમાં લગભગ તે આવે છે. એ પૃથ્વીનેજ ભૂગોળ પણ કહે છે અને તેની કથા અત્ર કહેવી જરૂરી છે. એ શાની બનેલ છે? જલમાંથી પણ એની કથા આ પ્રમાણે છેઃ—

ભૂગોલ એ શું પદાર્થ છે, તેની રચના શી રીતે થઇ કે થાય છે, ઇત્યાદિ વિષયની ભૂમિના ગર્ભની અંદરની બાબતની વિદ્યા ભૂસ્તર કે ભૂગર્ભ વિદ્યા છે. ભૂમિ મૃત્તિકા, પાષાણ, ઇત્યાદિની રચિત છે, અને તેને આપણાં પુરાણોમાં મધુકૈટભનો મેદ કે ભગવાનનો મલ કહેલ છે. આમાં મધુકૈટભ એ તે દૈત્યો હતા. કાલિકા પુરાણમાં તેમની ઉત્પત્તિની કથા છે કે, દૈનંદિન પ્રલયમાં ભગવાન્ પ્રસુપ્ત હતા તેમના કાનમાંથી મેલ નીકળ્યો તેમાંથી આ બે અસુરો બન્યા હતા. કૂર્મ પૃષ્ઠ ઉપર રહેલી પૃથ્વી જલમાં ડુબી જઈ વિશીર્ણ થઇ ગઇ તે જોઇને ભગવાનની મહામાયા જે યોગનિદ્રા, તેણે તે પાછી દૃઢ શી રીતે થાય, તેનો વિચાર કર્યો. આથી એ દેવીએ ભગવાનને જગાડવા માટે પોતાના ડાબા કરની કનિષ્ઠિકા ભગવાનના કાનમાં ઘોસી, તો તેના નખદ્વારા તેમાંથી મેલ નીકળી આવ્યો.

દેવીએ એ મેલને ચોળીને ચૂર્ણ કરી નાંખ્યો તેમાંથી મધુ નામનો અસુર ઉત્પન્ન થયો. પછી જમણા કાનમાં જમણા કરની અંગુલી નાંખી મેલ કાઢ્યો તેમાંથી કૈટભ નામનો અસુર થયો. મધુએ ઉત્પન્ન થઇને પીવા માટે મધુ માગ્યું તેથી તે મધુ કહેવાયો, અને દેવીના હાથમાં એક કીટ જેવો દેખાયાથી બીજાનું નામ કૈટભ પાડ્યું. મહામાયા ઉપર મુગ્ધ તેઓ થયા તેથી માયાએ તેમને વિષ્ણુ સાથે યુદ્ધ કરવાનું કહ્યું, અને અસુરોએ સૂતેલા વિષ્ણુ તરફ જોયું તો તેની નાભિ કમલ ઉપર બ્રહ્માને બેઠેલા દીઠા. તેને તે અસુરોએ કહ્યું કે, આ વિષ્ણુ સાથે અમારે યુદ્ધ કરવું છે માટે તેને જગાડો, નહિતો તમનેજ મારી નાંખીશું. એથી બ્રહ્માએ મહામાયાની સ્તુતિ કરી, એથી દેવીએ જનાર્દનને જગાડ્યા અને તે અસુરો સાથે યુદ્ધ કરવા લાગ્યા; પણ અસુરો મરાયા નહિ. અને અનંત પણ કંઇ કરી શક્યા નહિ. તેમને લડવા ઉભા રહેવાને જમીન નહોતી તેથી બ્રહ્માએ એક અરધા અરધા યોજનમાં લાંબી, પહોળી શિલા બનાવી. એ ઉપર રહીને તેઓ લડવા લાગતાં ભારથી તે શિલા જલમાં ડુબી ગઇ. પછી જલની અંદર રહીને તેમનું યુદ્ધ પાંચ હજાર વર્ષ પર્યંત ચાલ્યું આખરે દેવી ભગવાનના રૂપમાં એકતાથી મળી ગયાં એટલે તુરત તે અસુરો મરાયા હતા. પછી ભગવાને ડુબેલી પૃથ્વીને ઉપર લીધી અને તે વિશીર્ણ તથા ઢીલી પોચી હતી તેના ઉપર ચારે મેરથી મધુ કૈટભનો મેદ ચોપડીને ભર્યો તેથી તે કઠિણ પણ થઇ. આમ મેદથી રચિત હોવાથી તેનું નામ **મેદિની** પડ્યું છે.

આ કથામાં કંઇ ગૂઢ સાધનનો ભેદ વાર્તારૂપમાં આચ્છન્ન જણાય છે. મહાભારતમાં વળી એમ વાત છે કે ભૂત ગણોને સૃજતા એવા સત્ત્વસ્થ પરમેષ્ઠિપદ્મ ઉપર બેઠા હતા તેણે નારાયણે રચેલાં બે બિંદુઓ (centres) જગ મધ્યે દીઠાં. એમાંનું એક બિંદુ મધના બિંદુ જેવું હતું તેમાંથી તામસ એવો મધુ ઉત્પન્ન થયો, અને બીજું બિંદુ કઠિન હતું તેમાંથી કૈટભ થયો. હવે મધુ શબ્દના અર્થોમાં એક મધ અને બીજો વસંત ઋતુ થાય છે. વસંતઋતુ મેષ રાશિ સમીપ રહી જગતની ઉત્પત્તિનો આદિકાલ સૂચવે છે; અને મધ અતિજીર્ણ થઇ તેમાં કીટોત્પત્તિ થાય તેમ તે ઉત્તમ ગણાય છે, માટે મધુ અને કીટનો સંબંધ પણ કંઇક ગૂઢાર્થ સૂચવે છે. ગમે તેમ હોય, તો પણ તેમાં જલાદિતત્ત્વ રૂપમાંથી સ્થૂલ પૃથ્વીરૂપ બન્યાની વાત રૂપકરૂપે વર્ણન કરેલી જણાય છે. આમાં પુરુષ પ્રકૃતિની એકતા—અભેદ—બતાવેલ છે. પુરુષ વગર પ્રકૃતિ કંઇ કરી શકતી નહોતી તેણે વિષ્ણુને જગાડ્યા, અને વિષ્ણુ પણ પ્રકૃતિના સંયોગ વિના મધુકૈટભને મારી શક્યા નહિ. અર્થાત્ મધુ શબ્દ પ્રવાહી વાચક હોઇ જળ તત્ત્વ સૂચવે છે અને કૈટભ શબ્દ કીટ વાચક હોઇ કઠિન સ્થૂલ પાર્થિવતા સૂચવે છે. અને જલ તથા પૃથ્વી તત્ત્વોમાંથી સ્થૂલ પૃથ્વી રચાઇ, એમ મેદમાંથી થયાનો અર્થ છે.

પૃથ્વી વરાહ ભગવાનની પત્ની છે અને તેનો પુત્ર મંગલ નામનો તથા તેનો પુત્ર ઘટેશ હતો. આ પંચભૂતોના વર્ણનમાં બહુ વિશેષ લંબાણ થયેલું છે, તેમજ તેમના સ્થૂલરૂપોની કથાઓ કહેવામાં આવેલી છે. જેવી રીતે પૃથ્વીની ઉત્પત્તિમાં મધુકૈટભની વાતના અર્થ ઘટાવેલા છે તેવીજ રીતે ઉપરની સર્વ કથાઓના અર્થો પણ રહસ્યરૂપ છે, પણ તે સર્વનો વિસ્તાર અત્ર અપ્રસ્તુત છે. અત્રતો જગતની ઉત્પત્તિ વિષે કહેવાનું છે. આવી રીતે મધ્યબિંદુથી પરિધિ પર્યંત બ્રહ્મગોલ બન્યો તેને પ્રાકૃતસર્ગ કહે છે. અને તેમાં તત્ત્વોનો સંયોગ થઇ ક્રિયા ચાલી અંડસ્ જીવ થયું તેને વૈકૃતસર્ગ કહે છે. આ બે પ્રકારના સર્ગોથી બનેલ આ ગોલ પ્રથમ કલ્પમાં થયો. એ કલ્પ બ્રાહ્મકલ્પ કહેવાય છે. એ ગોલમાં માત્ર વ્યાપ્ત ખરી, પણ અદૃશ્ય અતિ સૂક્ષ્મ બીજરૂપે—અશરીર ગોલ હતો. જેમ તલ મધ્ય બિંદુ વિષ્ણુ કે પુરુષ કહેવાયું, તેમ આ ગોલ બ્રહ્મા કે હિરણ્યગર્ભ કહેવાયા. હવે આગળ સૃષ્ટિ બ્રહ્માની ચાલશે.

અત્યાર સુધીની ઉત્પત્તિનો ઉપસંહાર અત્ર સ્પષ્ટ જ્ઞાનાર્થે કરીશું. નીચેના કોષ્ટકમાં તે બતાવેલ છેઃ—

વિષ્ણુ=પુરુષ. (મધ્યબિંદુ)
|
મહત્=બુદ્ધિ. (વિસ્તાર)
|
અહંકાર=બ્રહ્મા. (સમગ્રગોલ, પરિધિસહિત.)

| વૈકારિક (સાત્વિક). | | તૈજસ (રાજસી). | | તામસ. | |
|---|---|---|---|---|---|
| ૫–જ્ઞાન દેવોઃ | મનસ. | ૫–જ્ઞાનેંદ્રિયોઃ | પ્રાણ. | ૫–તન્માત્રાઓઃ | તત્વો. |
| દિક્. | | શ્રોત્ર. | | શબ્દ. | |
| વાત. | | ત્વક્. | | સ્પર્શ. | |
| અર્ક. | | ઘ્રાણ. | | રૂપ. | |
| પ્રચેતા. | | દગ્. | | રસ. | |
| અશ્વિ. | | જિહ્વા. | | ગંધ. | |
| ૫–કર્મ દેવોઃ | | ૫–કર્મેંદ્રિયોઃ | | ૫–મહા ભૂતો. | |
| વાહ્નિ. | | વાક્. | | નભસ્. | |
| ઇંદ્ર. | | દોસ્. | | વાયુ. | |
| ઉપેંદ્ર. | | મેઢ્ર. | | તેજસ્. | |
| મિત્ર. | | અંઘ્રિ. | | અંભસ્. | |
| કસ્. | | પાયુ. | | પૃથિવી. | |

બ્રાહ્મકલ્પનો જે બ્રહ્મગોલ–બ્રહ્માંડ—રચાયું તેજ બ્રહ્માહોઇને એક મધ્ય બિંદુરૂપ થયા, અને તેમાંથી તેની આસપાસ બીજો ગોલ રચાવા લાગ્યો. તેને બ્રહ્માની સૃષ્ટિ કહે છે. જે બ્રહ્માંડ થયું તેને શરીરરૂપ ગણતાં તેના અવયવોમાં લોકકલ્પના કરવામાં આવી છે. કટિથી નીચેના તમામ ભાગમાં સપ્તલોક અને કટિથી ઉપરના ભાગમાં સપ્તલોક કહાય છે. પગોમાં ભૂર્લોક, નાભિથી ભુવર્લોક, અને હૃદય તે સ્વર્લોક છે. છાતીમાં મહર્લોક, ગ્રીવામાં જનલોક, બંને સ્તનોમાં તપોલોક, અને મૂર્દ્ધાસ્થાનમાં સત્યલોક છે. એ રીને ભાગવતના ૩૮ અને ૩૯ મા શ્લોકમાં છે. તે પછી ૪૦ થી ૪૨ પર્યંત શ્લોકોમાં એમ છે કે, કટિમાં અતલ, સાથળોમાં વિતલ, ગૂંઠણોમાં સુતલ, જંઘાઓ (નળાઓ) માં તલાતલ, ઘૂંટીઓમાં મહાતલ, પગોના પંજાઓમાં રસાતલ, અને પાદતલોમાં પાતાલ છે. પગોમાં ભૂર્લોક, નાભિથી ભુવર્લોક, અને મૂર્દ્ધામાં સ્વર્લોક, એમ પણ છે. આટલો કથા ભાગવત દ્વિતીયસ્કંધના પંચમાધ્યાયાંત સુધીમાં છે. પછી એજ સ્કંધના ૧૦ અધ્યાયમાં ૪૬ મા શ્લોકમાં કહ્યું છે કે, આ જે કહ્યો તે બ્રાહ્મકલ્પ કહ્યો છે, તેમાં પ્રકૃતિકૃત પ્રાકૃતસર્ગ અને મહત્તત્વાદિ વિકૃતિકૃત વૈકૃતસર્ગ થયેલ છે. તે પછી કલ્પાદિકાલમાન કહેલું છે. અત્ર આખા બ્રાહ્મકલ્પમાં રચિત બ્રહ્માંડ–ગોલ–નું વિશેષ સ્પષ્ટીકરણ એકજ કોષ્ટકથી અત્ર બતાવીશું. અને તે પછી બીજા કલ્પની બ્રહ્માની રચિત સૃષ્ટિ વિષે કહીશું એ ગોલની પ્રાકૃતસર્ગની સમજનું કોષ્ટક તો આગળ અપાઇ ગયું છે અને હવે વૈકૃતસર્ગનુંજ બાકી છે તેમાં તત્વોનો

સંયોગ થઈ અંડઉત્પન્ન થયું છે, તે હવે અત્ર નીચે આપેલું છેઃ—

વિષ્ણુ+પ્રકૃતિ.

આધ્યાત્મ ( સત્ત્વ ). — ઓજ ( મનોબલ ).

અધિદૈવ ( રજસ્ ). — સલ ( ઇંદ્રિયબલ ). — પ્રાણ.

અધિભૂત ( તમસ્ ). — બલ ( શરીરબલ ).

પ્રાણ. — ક્ષુધા, તૃષા.

મુખ.

તાલુ. — જિવ્હા. — રસ.

અગ્નિ. વાયુ. — વ્યાકૃત (ભાષણ)+જલ (વાયુ). — નાસિકા.

નાસિકા. — વાયુ. ગંધ.

અંધકાર ( અજ્ઞાન ).

દર્શન. — જ્યોતિ. ચક્ષુ. — ચંદ્ર. સંકલ્પ. કામ.

શ્રવણ. — શ્રોત્ર. દિશા.

સ્પર્શન. — ત્વચા — રોમ. વાયુ.

ગ્રહણ. — હસ્ત. — મલ. કર.

ગમન. — પાદ.

સુખ. — હવ્ય. — શિશ્ન. ઉપસ્થ. — આદાન

ત્યાગ. — ગુદ. — પાયુ. મિત્ર.

ઉત્પત્તિ. — નાભિદ્વાર. — અપાન. મલત્યાગ.

સંગ્રહ. — ઉદર. અંત્ર. નાડી. — સમુદ્ર. તુષ્ટિપુષ્ટિ.

ચિંતન — હૃદય. — મન — ચંદ્ર. સંકલ્પ. કામ.

બ્રહ્મકલાનો ગોલ મધ્ય બિંદુરૂપ બ્રહ્માંડ વિશેષ બીજો ગોલ રચાયો તેની કથા ભાગવતતૃતીય સ્કંધમાં પાંચમા અધ્યાયમાંના ૨૩ મા શ્લોકથી શરૂ થાય છે. નીચે પ્રમાણે શ્લોકો ત્યાંથી આવે છેઃ—

भगवानेक आसेदमग्र आत्मात्मनां विभुः ।
आत्मेच्छानुगतावात्मानानामत्यपलक्षणः ॥

આનો અર્થ એમ છે કે, આત્માઓના આત્મા વીભુ વિવિધ વિચારોથી ઉપલક્ષિત ભગવાન્ આત્મા પૂર્વે એકજ રહેવાની ઇચ્છાથી એકજ હતા. અત્રે આ જે વિભુ કહેલ છે તે મુળ બ્રાહ્માગોલનું અનાદિ મધ્યબિંદુ સમજવું, કેમકે અત્રે ટુંકામાં એ ઉત્પત્તિ પાછી કહેલી છે (૨૩).

सावाएतस्यसंदंष्टुः शक्तिः सदसदात्मिका ।
मायानाममराभाग यमेदंनिर्ममेविभुः ॥

અર્થ કે, એ દૃષ્ટા વિભુની માયા નામની સદસદાત્મિકા શક્તિ હતી તે વડે તેણે આ વિશ્વ રચ્યું. (૨૫) માયા તે મૂલ પ્રકૃતી–બિંદુમાં રહેલી શક્તિ તે સત્ અને અસત્ એમ બે પ્રકારની કહેલી છે, ઉત્પાદક–વિસ્તારક–કે મધ્યોત્થિાતા શક્તિ સત્ (positive) છે અને સંકોચક પ્રતિશક્તિ જે તામસ છે તે અસત્ (negative) છે.

ततोऽभवन्महत्तत्त्वमव्यक्तात्कालचोदितात् ।
विज्ञानात्मात्म देहस्थं विश्वं व्यंजंस्तमोनुदः ॥

પછી કાલથી પ્રેરિત અવ્યક્તમાંથી મહત્તત્વ થયું, અને વિજ્ઞાનાત્માએ પછી સ્વદેહ માંથી પ્રકાશક એવા એ વિશ્વને સૃજ્યું. (૨૭) 'કાલથી પ્રેરિત' એટલે સામ્યાવસ્થા તૂટીને રજોવૃદ્ધિ થઇ. તેમાંથી મહત્તત્વ થયું. મહત્ એટલે બુદ્ધિ–વિજ્ઞાન–એમ પ્રથમ કહેવાઇ ગયું છે. એ પ્રમાણે વિભુરૂપ આત્મા હવે મહત્તત્વરૂપ થયાથી વિજ્ઞાનાત્મા કહેવાયા છે, અને તેણે પછી વિશ્વને પોતામાંથી સ્રજ્યું છે.

सोप्यंशगुण कालात्मा भगवद्दृष्टिगोचरः ।
आत्मानंव्यकरोदात्मा विश्वस्यास्यासिसृक्षया ॥
महत्तत्त्वाद्विकुर्वाणादहंतत्त्वंव्यजायत ।
कार्यकारणकर्त्रात्मा भूतेंद्रियमनोमयः ॥
वैकारिकस्तैजसश्च तामसश्चेत्यहं त्रिधा ।
अहंतत्वाद्विकुर्वाणान्मनोवैकारिकादभूत् ॥
वैकारिकाश्चयेदेवा अर्थाभिव्यंजनं यतः ॥

તેણે આ વિશ્વ સૃજવા માટે આત્માને પોતે વિકૃત કર્યો (૨૮) એ રીતે મહત્તત્ત્વ વિકાર પામવાથી અહંતત્ત્વ થયું, તે કાર્ય કારણ કર્તારૂપ આત્મા ભૂત, ઇંદ્રિય, અને મનોમય થયા. (૨૯). એ અહંતત્ત્વ વૈકારિક, તૈજસ, અને તામસ, એમ ત્રિધા થયું. એ વૈકારિક અહંતત્ત્વ પણ વિકાર પામ્યું તેમાંથી મનસ તથા વૈકારિક દેવો, કે જેનાથી અર્થની અભિવ્યંજના થાય છે તે, થયા. (૩૦) અત્ર જે અંશ ગુણ કાલાત્મા કહેલ છે તે વિજ્ઞાનાત્મા કે મહત્તત્ત્વ છે, અને તે ભગવાન્ એટલે મૂળ વિષ્ણુની દૃષ્ટિ ગોચર–તેની શક્તિથી યુક્ત–છે, તેથી તે પોતે વિકાર પામતાં તેમાંથી અહંતત્ત્વ થયું. હવે કાલ (કર્તા) કર્મ (ક્રિયા), અને સ્વભાવ (કાર્ય) તે શું? અને તેજ કાલ, ગુણ, અને અંશ શી રીતે? એ જરા તપાશિયે.

કાલ નામ બંને ત્રિપુટીમાં સમાન્ય છે, વિકાર તે મૂળ ઉત્પન્ન કરનાર તે હોવાથી તે કર્તા છે. કર્મ તે ગુણ છે. કાલકર્તાથી કર્મ રૂપ ગુણ મૂળ દ્રવ્યમાં આવે છે, માટે કર્મ એ કર્તારૂપ કાલનો ગુણ છે. સ્વભાવ તે અંશ છે. સ્વભાવ રૂપ અહંકાર ગોલ મૂલ મધ્ય બિંદુનો વિકાર હોઇ તે મુળ દ્રવ્યનો અંશ છે–અંશાવતાર છે. વિષ્ણુ કાલ છે, મહત્ કર્મ કે ગુણ છે, અને સ્વભાવ કે અંશ અહંતત્ત્વ છે. મુળ મધ્ય બિંદુરૂપ વિષ્ણુનો પ્રથમાવતાર જે મહત્ છે તે વિસ્તાર રૂપ હોઇને સર્વ મયતા–વિશ્વમયતા–(universality છે, અને બીજો અવતાર જે અહંતત્ત્વ કહેશો છે તે સંકોચક પરિધિરૂપ હોવાથી તે એક વ્યક્તિ તે પૃથકત્વ (individuality) છે.

મહત્તત્ત્વને જે વિજ્ઞાનાત્મા કહેલ છે તે અત્રે અહંતત્ત્વને કાર્ય કારણ કર્તાત્મા કહેલ છે. આ ત્રિપુટીમાં કાલ, કર્મ, સ્વભાવ, અથવા કાલ, ગુણ, અંશ, એમનોજ અર્થ છે. કાલને કર્તા કહેલ છે કર્મ કે ગુણને અત્ર કારણ કહેલ છે, કેમકે કર્મ કે ગુણ રૂપી કારણમાંથી પરિણામ બને છે. એ પરિણામ સ્વભાવ કે અંશ છે અને તેનેજ અત્ર કાર્ય કહેલ છે. અહંતત્ત્વ આ ત્રિપુટીત્વનેલીધે ત્રિધા થયું–ભૂત, ઇંદ્રિય, અને મનોમય. કાલ કે કર્તાપણાથી મનોમય, કર્મ કે કારણ પણાથી ઇંદ્રિયમય, અને સ્વભાવ કે અંશપણાએ કરીને ભૂતમય થયું. વૈકારિક, તૈજસ, અને તામસ, એજ આ ત્રણ રૂપો અહંતત્ત્વનાં છે. વૈકારિકથી મન તથા દસ દેવ થયા, તૈજસથી ઇંદ્રિયો અને પ્રાણ થયો, તથા તામસથી દસ તન્માત્રા સહિત તત્ત્વો રૂપ ભૂત થયાં. હવે ૩૧ મા શ્લોકથી છે.—

तैजसानींद्रियाण्येव ज्ञानकर्ममयानिच ।
तामसो भूत सूक्ष्मादिर्यतः खंलिंगमात्मनः ॥
कालमायांश योगेन भगवद्वीक्षितंनभः ।
नभसोऽनु सृतं स्पर्श विकुर्वन्निर्ममेऽनिलं ॥
अनिलोऽपि विकुर्वाणोनभसोरुबलान्वितः ।
ससर्जरूप तन्मात्र ज्योतिर्लोकस्य लोचनं ॥
अनिलेनान्वितं ज्योतिर्विकुर्वत्पर वीक्षितं ।
आधत्ताम्भोरसमयं कालमायां शयोगतः ॥

ज्योतिषांभोऽनु संसृष्टं विकुर्वद्ब्रह्म वीक्षितम्।
महींगंधं गुणामाधात्कालमायांशयोगतः ॥

તૈજસમાંથી જ્ઞાન અને કર્મની ઇંદ્રિયો થઈ અને તામસથી સૂક્ષ્મભૂતાદિ થયાં, કે જેમાંથી પોતાના લિંગ રૂપ ખ (આકાશ) થયું. (૩૧). નભસ્ (આકાશ) માંથી સ્પર્શ વિકાર થયો તેમાંથી અનિલ કાળ અને માયાના અંશ યોગથી થયો. (૩૨) નભસ સહિત બળવાન વાયુ પણ વિકાર પામ્યો તેથી રૂપ તન્માત્ર સહિત વિશ્વના લોચન રૂપ જ્યોતિ ઉત્પન્ન થયું. (૩૩). અનિલસહિત જ્યોતિ વિકૃત થતાં કાલમાયાંશ યોગથી રસમય અંભસ્ થયું. (૩૪). જ્યોતિ અને અંભસૂથી બ્રહ્મની દૃષ્ટિથી કાલમાયાંશ યોગવડે ગંધ ગુણવાળી મહી (પૃથ્વી ) થઇ. ( ૩૫ ).

અત્ર વૈકારિક દેવો તથા તૈજસ ઇંદ્રિયોનાં નામો આપેલાં નથી, પણ ભૂત સર્ગ પૂર્વે કહેલો છે તે જ પ્રમાણે કહેલો છે. સૂક્ષ્મભૂતોમાં પ્રથમ જે નભસ કહેલ છે તેને આત્માનું ખ નામે લિંગ અત્ર કહેલ છે. *सर्वतिमनोऽस्मिन् खन्यते मनोनेऽनवा।* 'ખ' નો અર્થ બિંદુ તથા આકાશ થાય છે. લીલાવતી ગણિતમાં ક્ષેત્ર વ્યવહારમાં છે કેઃ—

वेदाग्निबाणखाश्वैश्च खखाभ्राभ्ररसैः क्रमात् ॥ એમ બિંદુ રૂપ વિભુ પોતે થાય છે, માટે તે તેનું લિંગ–નામ–છે. આકાશના અર્થ માટે મનુનો ટીકાકાર કુલ્લૂક ભટ્ટ લખે છે કે, खंसंनिवेशयेत्खेषुचेष्टन स्पर्शनेऽनिलम् ॥ આ શ્લોક ઉપર તે લખે છે કે, खंधात्थाकाशंखेषु उदराद्यवच्छिन्नशरीराकाशेषु ॥ એ નભસમાંથી સ્પર્શ ઉત્પન્ન થયો અને તેમાંથી અનિલ (વાયુ) થયો. નભસ સહિત અનિલમાંથી રૂપ ગુણ અને જ્યોતિની ઉત્પત્તિ થઇ. ज्युतृर्दीप्तौयद्वाद्युतदीप्तौ । અગ્નિ, પ્રકાશ, દૃષ્ટિ, તેજતત્ત્વ, અનિલસહિત જ્યોતિમાંથી રસમય અંભસ્ (જલ) થયું; અને જ્યોતિ તથા અંભસમાંથી ગંધવતી મહી (પૃથ્વી) થઇ. महते इतिमही । પૃથિવી, મૃત્તિકા. અહીંઆ સુધી બ્રાહ્મ કલ્પનો પ્રાકૃત સર્ગ પૂરો થયો. પછી તે અંડને સજીવ કરવા માટે વૈકૃતસર્ગ કહેલો છે, તે છઠ્ઠા અધ્યાયમાં કહેલો છે.

कालसंज्ञांतदादेवीं बिभ्रच्छक्तिमुरुक्रमः ।
त्रयोविंशति तत्त्वानांगणं युगपदाविशत् ॥
सोऽनुप्रविष्टो भगवांश्चेष्टा रूपेणतं गणम् ।
भिन्नं संयोजयामास सुप्तंकर्म प्रबोधयन् ॥
प्रबुद्धकर्मा दैवेन त्रयोविंशति को गणः ।
प्रेरितोऽजनयत्स्वाभिर्मात्राभिरधि पूरुषम् ॥
परेण विशतास्वस्मिन्मात्र या विश्वसृग्गणः ।
चुक्षोभान्योन्यमासाद्यर्स्मिल्लोकाश्चराचराः ॥

ઉરુક્રમે પછી કાલસંજ્ઞા દેવીનો આશ્રય કર્યો અને ત્રેવીસ તત્ત્વોના ગણમાં પોતે પ્રવેશ કર્યો. (૨) એ ગણમાં ચેષ્ટા રૂપે તે ભગવાને પ્રવેશ કર્યો અને સુપ્તકર્મને જાગૃત કરીને તેમને ભિન્ન ભિન્ન જોડયાં. (૩) પણ કર્મો દૈવે ત્રેવીશના ગણ પ્રેર્યો અને તેમાંથી પૌરુષ માત્રા વડે તેને પ્રેર્યો. (૪) પોતામાં પરે પ્રવેશ કર્યો એવો એ વિશ્વસર્જ ગણ. કે જેમાં ચરાચર લોકો રહેલ છે, તેમાં ક્ષોભ થયો. (૫) ऊर्णूमहतिहस्वं च । ऊर्णूयते आच्छाद्यते । ઉરુ શબ્દનો અર્થ આમ મહત્ કે હસ્વ, અથવા આચ્છાદન વાચક છે. ક્રમ શબ્દ પદવાચક છે, જેના પદેમાં અખિલ બ્રહ્માંડ સમાયેલ છે એવા મહાન્ પદોવાળા, એમ અર્થ ઉરુ ક્રમનો થાય છે. અથવા સર્વ બ્રહ્માંડના આચ્છાદનરૂપ જેના પદો છે એવા એ ઉરુક્રમ તે મૂળવિભુ છે. તેણે પોતામાં રહેલ કાલ, કર્મ, સ્વભાવ રૂપી શક્તિમાંના વૈકારિક કાલશક્તિને પ્રેરીને પોતે ૨૩ તત્ત્વોમાં પ્રવેશ કર્યો. પુરુષ, મહત્, અહંકાર, એ ત્રણ—તથા ૧૦ ઇંદ્રિયો અને ૧૦ માત્રાયુક્ત ભૂતો. એમ ૨૩ છે; અથવા ત્રણ પ્રકારનો અહંકાર અને ઇંદ્રિયો તથા ભૂતો મળીને ૨૩ છે. ૧૦ વૈકારિક દેવોને ઇંદ્રિ. તર્ગત ગણી અત્ર જૂદા ગણ્યા નથી,

નહિ તો ૩૩ તત્ત્વો થાય. ભગવાનના પ્રવેશથી એ સર્વ તત્ત્વોમય અંડમાં ચેષ્ટા–ગતિ–આવી, તે સજીવ થયું અને તેને કરવાનું કર્મ જે સુપ્ત હતું તે જાગૃત થયું અને અંડપો તે કર્મ કરે એવું થયું. મહત્‌રૂપ–બુદ્ધિરૂપ–હોવાથી દૈવને મગુણકર્મો કહેલ છે. તેણે આમ ૨૩ તત્ત્વોમય અંડને સજીવ કરતાં તે વિરાટ નામે થયું તે પોતામાં ભગવાન્ હોવાથી આગળ સૃષ્ટિ રચતા ગયું, અને ક્ષોભ પામ્યું–વિકાર પામ્યું. એ રીતે બ્રહ્મગોલ જે હિરણ્યગર્ભ,—બ્રહ્મા-વિરાટ કહેવાતો હતો તેણે હવે પોતે મધ્યબિંદુ બનીને આગળ સૃષ્ટિ કાર્ય શરુ કર્યું. એ પાદ્મકલ્પની બીજી સૃષ્ટિ છે. તે હવે કહે છે.

ઉપર બીજીવાર કહેવાયલી બ્રાહ્મકલ્પની સૃષ્ટિ પ્રથમ કહેલી એજ રીતે પ્રાકૃત વૈકૃત રૂપ છે, એટલે તેના હવે વિશેષ વિવેચનની જરૂર અત્ર નથી. હવે બ્રહ્માની પાદ્મકલ્પની સૃષ્ટિ બને છે તેમાં વિશ્વસ્થાને મધ્યબિંદુ તરીકે બ્રહ્મગોલ–બ્રહ્મા–પોતે છે. એ સૃષ્ટિ હવે સાતમા શ્લોકથી કહેવાય છે. તેમાં બ્રહ્મા બિંદુ–ગોલ–પોતે વિકાર પામીને એકધા, ત્રિધા, અને દશધા બન્યા.

ચમનરાય શિવશંકર વૈષ્ણવ.

# । श्राद्धतत्व ।

( મળેલું )

( અનુસંધાન ગતાંકથી, )

વળી તે પ્રસંગે વિશેષમાં કહેલું છે કે—આકાશીય શરીરમાંથી મૃતકનો જીવ મુક્ત થયા પછી, તે કામ લોક અથવા ભુવર્લોકમાં પોતાના અંતઃકરણને શુદ્ધ કરવાને માટે જાય છે, ત્યારે તેના તૈજસ ( Astral ) શરીરની પુનઃરચના થાય છે. આ પ્રસંગે જીવનાવસ્થામાં તેણે પોતાના તૈજસ શરીરમાં, જે પ્રકારનાં પરમાણુઓ એકઠાં કર્યાં હોય, તેવું શરીર બંધાય છે. દુષ્ટ કર્મો અને દુષ્ટ કામનાઓથી અતિસંઘટ્ટ શરીર બંધાય છે; તેને યાતના અથવા ધ્રુવ શરીર કહે છે. આ યાતના અથવા ધ્રુવ શરીરથી તે તૈજસ ભૂમિકાના પ્રથમ ભાગમાં જાય છે; જ્યાં તેના પોતાનાજ દુષ્ટ મનોરથો અનેક રૂપો ધારણ કરી બહુ બહુ કષ્ટ આપે છે. જ્યાં સુધી તેના અંતઃકરણ ઉપરથી અનિષ્ટ સંસ્કારો ઘસાઇ જાય છે, ત્યાં સુધી તેને આ યાતના શરીરમાં રહીને આ ભૂમિકાના પ્રથમ ભાગમાં રેહેવું પડે છે. બીજા વિભાગમાં સામાન્ય રીતિએ સઘળાં માણસોને જવું પડે છે. એ પ્રમાણે ચોથા વિભાગ સુધી જીવને સામાન્યતઃ દુઃખોજ ભોગવવાં પડે છે.૧ આપણા શાસ્ત્રમાં જેને પ્રેત લોક કહે છે, તે આ ચાર વિભાગો છે. પુરાણોમાં અઠ્ઠાવીશ નરકોનું વર્ણન કરેલું છે. ઉપર્યુક્ત ચાર વિભાગોમાંના પ્રત્યેકના સાત સાત ઉપવિભાગો કરીએ તો આ ચાર વિભાગોના કુલ અઠ્ઠાવીશ ઉપવિભાગો થાય છે; અને વસ્તુતઃ તેજ અઠ્ઠાવીશ નરકો છે. અવશિષ્ટ ત્રણ અમૂર્ત અથવા અરૂપ વિભાગો પિતૃ લોક કહેવાય છે. તે વિભાગોમાં જીવને અનેક પ્રકારની શાંતિ અને સુખનો અનુભવ થાય છે. આપણા શાસ્ત્ર પ્રમાણે પણ પિતૃ લોકના ત્રણ વિભાગો છેઃ કેમકે શ્રાદ્ધ ક્રિયામાં પિતાને વસુરૂપ, પિતામહને રુદ્રરૂપ અને પ્રપિતામહને આદિત્યરૂપ કહે છે. તૈજસ ભૂમિકાનો પાંચમો વિભાગ વસુલોક, છઠ્ઠો વિભાગ રુદ્ર લોક અને સાતમો વિભાગ આદિત્ય લોક છે. કૌષીતકી બ્રાહ્મણોપનિષદ્‌માં ચંદ્રને સ્વર્ગનું દ્વાર કહેલ છે. તે ચંદ્ર લોક અથવા સ્વર્ગદ્વાર આ સાતમો વિભાગ છે.૨ ત્યાં નાના પ્રકારનાં સુખો અને વૈભવો જીવો અનુભવે છે.

મૃત્યુથી મનુષ્યના અંતઃસ્વભાવમાં કંઈ ફેરફાર થતો નથી. એક લોકમાંથી બીજા લોકમાં પ્રસાર થતાં, જે ફેરફાર થાય છે, તે ફેરફારથી તેનું સ્થૂલાદિ શરીર માત્ર જાદું પડે છે, પરંતુ અન્ય સર્વ વિષયોમાં તે જેવી સ્થિતિમાં હોય છે, તેવીજ સ્થિતિમાં રહે છે.૩ ભુવર્લોકનો બીજો, ત્રીજો અને ચારમો વિભાગ જે પ્રેત લોક કહેવાય છે, તે લોકમાં મરનાર જી-

---

૧ જુઓ, The Ancient Wisdom. પૃ. ૧૧૨ થી ૧૩૫:

૨ જુઓ, કૌષીતકી બ્રાહ્મણોપનિષદ્ ૧-૨ તેમજ ૬-૨-૧૬.

૩ જુઓ, The Ancient Wisdom- પ્ર. ૨ પૃ. ૧૦૮.

વનો પૃથ્વી સાથે નિકટ સંબંધ રહે છે. તેથી મરનારનાં સ્નેહી સંબંધીના ક્લેશ અથવા પ્રીતિથી કેટલીક વખ્તે તે પૃથ્વી પ્રતિ આકર્ષાય છે. મરનારની ક્ષુલ્લક વિષયોમાં દૃઢ વાસના રહી ગઈ હોય તો વિભાગોમાંથી તે ભૂત અથવા પિશાચરૂપે આવી સ્વાનુકૂળ સ્નેહી સંબંધીઓનાં શરીરોમાં પ્રવેશ કરી, અથવા પોતે જ દૃશ્ય સ્વરૂપો ધારણ કરી અનેક ચેષ્ટાઓ કરે છે. તેટલા જ માટે મરનારની પાછળ ક્લેશ નહિ કરતાં તેની મનોવૃત્તિને અનુકૂળ થાય તેવી ક્રિયા કરવાની શાસ્ત્રમાં આવશ્યક્તા દર્શાવી છે.૪ અખિલ ભુવર્લોકમાં મનુષ્યે જીવનાવસ્થામાં ઉત્પન્ન કરેલ મનોવૃત્તિ અથવા ઇચ્છાનાં રૂપો જે કૃત્રિમ રૂપો ( Artificial Forms ) કહેવાય છે, તે રૂપો તેમજ ઇંદ્ર, અગ્નિ, વરૂણ તથા ક્ષિતિ દેવતાઓ જે ભૌતિક દેવો ( Elemental gods ) કહેવાય છે તે દેવતાઓ, તે સાથે તે દેવતાઓની આજ્ઞામાં રેહેનારા સૃષ્ટિ સાધન યોગ્ય દેવો ( Nature Spirits ) રહેલા હોય છે. આ ભૂમિકામાં માનસિક વિદ્યાના પ્રયોગ કરનારા ( Psychics ) ના તેમ જ ગુપ્ત મંડળના અભ્યાસીઓના તૈજસ દેહો, તે સાથે હિમાલય અથવા ટિબેટમાં વસતા મહાત્માઓ અને પુનર્જન્મ ધારણ કરવાને તત્પર થયેલા તેઓના શિષ્યો પણ નજરે પડે છે. મરનાર જીવની ભૌતિક વાસનાઓ વિશુદ્ધ થાય છે ત્યારે તેનું તૈજસ શરીર પીગળી જાય છે; અને માનસિક શરીર સહિત સ્વર્ગમાં જઇને તે સ્વર્ગનાં સુખો ભોગવે છે. ત્યાં તેના ભોગ પૂર્ણ થયે તેની પુનરાવૃત્તિ એટલે પુનર્જન્મ થાય છે.

પિંડોપનિષદ્‌માં કહ્યું છે કે—મૃત્યુ પછી વાસના યુક્ત જીવનું સૂક્ષ્મ શરીર ત્રણ દિવસ અપસ્તત્વમાં, ત્રણ દિવસ અગ્નિ તત્ત્વમાં, ત્રણ દિવસ આકાશ તત્ત્વમાં અને એક દિવસ વાયુ તત્ત્વમા રહે છે. થીયોસોફીનાં ચાર પ્રકારનાં પાર્થિવ આકાશો ( Ether ) છે, તેઓની સાથે આ તત્ત્વોને સરખાવીએ તો દશ દિવસ સુધી જીવ તે આકાશીય શરીરમાં રહે છે, એમ કહી શકાય. મરણ તિથીથી આરંભીને નવ દિવસ સુધી શ્રાદ્ધાદિક ક્રિયા કરવાથી ઇંદ્રિયો સહવર્તમાન તેને નૂતન શરીર પ્રાપ્ત થાય છે, અને દશમે દિવસે તેને ક્ષુધા તૃષાની લાગણી થાય છે. બૃહદારણ્યકોપનિષદ્‌માં કહ્યું છે કે—

तद्यथा तृणजलायुका तृणस्यान्तं गत्वाऽन्यमाक्रम
माक्रम्यात्मानमुपसंहरत्येवमेवायमात्मेदं शरीरं
निहत्याऽविद्यां गमयित्वाऽन्यमाक्रममाक्रम्यात्मानमुपसंहरति
ब्र..४ मं. ॥ ३ ॥

तद्यथा पेशस्कारी पेशसो मात्रामुपादायान्यन्नवतरं
कल्याणतरं रूपं तनुत एवमेवायमात्मेदं शरीरं निहत्या

---

૪ જુઓ, તેજ પૃ. ૧૧૯ થી ૧૩૦,

ઽविद्यां गमयित्वान्यन्नवतरं कल्याणतरं रूपं कुरुते
पित्र्यं वा गान्धर्वं वा दैवं वा प्राजापत्यं वा ब्राह्मं वाऽन्येषां वा भूतानाम्॥
ब्रा. ४ मं. ।४॥

" પછી જેમ ખડમાંકડી એક ખડની સળીને છેડે જઇને બીજા ખડની સળી ઉપર આગલો પગ મુક્યા પછી જ પગ પ્રથમની સળી ઉપરથી ઉપાડે છે, તેમ આ જીવ આ સ્થૂલ શરીરનો ત્યાગ કરીને અભાનાવસ્થામાંથી સચેત થઈ પોતાનું બીજું પગલું ભરવું શરૂ કરીનેજ સ્થૂલ શરીરમાંથી જૂદો પડે છે."

" જેવી રીતે એક સોની સોનાનો કકડો લઇને તે કકડામાંથી નવો સુંદર ઘાટ ઘડે છે, તેવી રીતે જીવ સ્થૂલ શરીરનો ત્યાગ કરીને અભાનાવસ્થામાંથી સચેત થઇને પિતૃ લોકને, ગંધર્વ લોકને, દેવ લોકને, પ્રજાપતિના લોકને અથવા અન્ય કોઈ પણ લોકને યોગ્ય બીજું વધારે નૂતન અને વધારે સુંદર સ્વરૂપ ધારણ કરે છે."

ઋગ્વેદની સંહિતામાં પણ તેને જ મળતો વિચાર જોવામાં આવે છે.

ये अग्निदग्धा ये अनग्निदग्धा
मध्येदिवः स्वधया मादयन्ते ॥
तेभिः स्वराळसुनीतिमेतां
यथावशं तन्वं कल्पयस्व ॥ मं. १० सू. १६ मं. १९.

" જે પિતૃઓ અગ્નિદગ્ધ છે, અને જેઓ અગ્નિદગ્ધ નથી, સ્વર્ગમાં સ્વધાથી તૃપ્ત થાય છે. પોતાની જ્વાળા પ્રકાશમાન હે અગ્નિ ! તું તે પિતૃઓને પ્રાણ વહન કરનાર ( Vehicle ) યથાયોગ્ય દિવ્ય શરી આપ ! " અર્થાત્ મરણ પછી જીવ જે લોકમાં જાય છે, તે લોકના તત્ત્વનું નવીન શરીરની પ્રાપ્તિ તેને અગ્નિ દેવ તરફથી થાય છે. અગ્નિ દેવ તેને આ લોકમાંથી પરલોકમાં લઈ જાય છે. વેદમાં પરલોકમાં જવાના બે માર્ગો કહ્યા છે. ફળની ઇચ્છાથી જેઓ માત્ર સત્કર્મ કરનારા છે, તેઓ પ્રેત લોકમાં થઇને પિતૃ લોકમાં જે માર્ગે જાય છે, તે માર્ગને પિતૃયાણ કહે છે. દેવની ઉપાસના કરનાર અને નિષ્કામ કર્મ કરનાર યોગીઓ જે માર્ગે સ્વર્ગમાં અથવા દેવલોકમાં જાય છે, તે દેવયાન કહેવાય છે. શુક્લ યજુર્વેદની સંહિતામાં કહ્યું છે કેઃ—

द्वे सृती अशृणवं पितृणा
महं देवानामुत मर्त्यानाम् ॥
ताभ्यामिदं विश्वमेजत्समेति
यदन्तरा पितरं मातरं च ॥ अ. १९ मं. ४७ ॥

" મરણશીલ પ્રાણીઓના બે માર્ગો વિષે અમે સાંભળ્યું છે; એક પિતૃયાણ અને બીજો દેવયાન. દ્યૌ રૂપ પિતા અને પૃથ્વીરૂપ માતાની મધ્યમાં તે બે માર્ગે થઈને ક્રિયાશીલ પ્રાણીઓ જાય છે."

છાંદોગ્યોપનિષદ્‌ના અધ્યાય ૫ ખંડ ૯ અને ૧૦ માં આ બન્ને માર્ગોનું વર્ણન કર્યું છે. તેમાં આ લોકમાંથી જીવને લઈ જનાર અગ્નિ દેવ છે, એમ કહ્યું છે. દેવયાનને માર્ગે જનારા જીવોને અગ્નિ પાસેથી અર્ચિષો સંભાળી લઈને અહર્દેવતા સોંપે છે. અહર્દેવતાઓ શુક્લપક્ષના દેવતાઓને, તેઓ ઉત્તરાયણના દેવતાને, તેઓ સંવત્સરને, તેઓ આદિત્યને, આદિત્યો ચંદ્રમાને, ચંદ્રમા વિદ્યુતને સોંપે છે. વિદ્યુત્પુરૂષ તેને બ્રહ્મ લોકમાં લઈ જાય છે. આ દેવયાન કહેવાય છે. પિતૃયાણમાં ધૂમ્ર, રાત્રિ, કૃષ્ણપક્ષ, દક્ષિણાયન, પિતૃલોક, આકાશ અને ચંદ્ર દેવતાઓ જીવને એક પછી એક પોતાના લોકમાં લઈ જાય છે. ચંદ્ર લોકમાં તે જીવનું શરીર ચંદ્ર તત્ત્વનું બને છે; તેથી તે સોમ રાજા કહેવાય છે. ત્યાં દેવોની સેવા કરવાથી દેવો તેની ઉપર બહુ પ્રસન્ન રહે છે. અર્થાત્ વિદુષી આનીબીસેંટ કહે છે તેમ ધૂમાદિ પિતૃયાણના દેવતાઓ કૃષ્ણ વર્ણના કલ્પ્યા છે; તેનો અર્થ એવો છે કે—જેઓના અંતઃકરણમાં ભૌતિક વાસનાઓ પ્રબળ હોય છે, તેઓનો સંબંધ તેવાજ લોકો અને દેવો સાથે થાય છે, જેથી તેઓનો પુનર્જન્મ થાય છે. પરંતુ અર્ચિષાદિ દેવો તેજસ્તત્ત્વના હોઇને તેના સંબંધમાં આવનારા જીવો આત્માના નિકટ સંબંધમાં આવે છે, તેથી તેઓનો પુનર્જન્મ થતો નથી.૫ વાસ્તવિક રીતે જોતાં દેવયાનના અર્ચિષાદિથી આરંભી વિદ્યુત્પર્યંત દેવોના જે સાત લોકો કહેલા છે, તે થીયોસોફીની માનસિક ભૂમિકાના અથવા સ્વર્ગ લોકના સાત વિભાગો છે. તેમજ પિતૃયાણના ધૂમથી આરંભી ચંદ્રપર્યંત દેવોના સાત લોકો કહેલા છે, તે તૈજસ ભૂમિકા અથવા ભુવર્લોકના સાત વિભાગો છે. આ સાત વિભાગોમાંથી પ્રથમના વિભાગમાં જતાં જીવોને બે શ્વાનોના સંબંધમાં આવવું પડે છે તે વિષે ઋગ્વેદ સંહિતામાં કહ્યું છે કે:—

अतिद्रव सारमेयौ श्वानौ चतुरक्षौ शबलौ साधुना पथा ॥
अथा पितॄन्त्सुविदत्राँ उपेहि यमेन ये सधमादं मदन्ति ॥ १०–१४–१० ॥
यौ ते श्वानौ यम रक्षितारौ चतुरक्षौ पथिरक्षी नृचक्षसौ ॥
ताभ्यामेनं परिदेहि राजन् स्वस्ति चास्मा अनमीवं च धेहि॥ १०-१४-११॥
उरूणसा वसुतृपा उदुंबलौ यमस्य दूतौ चरतो जनाँ अनु ॥
तावस्मभ्यं दृशये सूर्याय पुनर्दातामसुमद्येह भद्रम् ॥ १०–१४–१२ ॥

' હે અગ્નિ ! આ પ્રેતને તું યમદેવના સરમાના બે પુત્રો જે કર્બુરવર્ણના છે, અને જેઓને ચાર ચક્ષુઓ છે, તે બે શ્વાનોનું ઉલ્લંઘન કરી ઉત્તમ માર્ગે લઇજા. જે પિતૃઓ હર્ષથી યમની સાથે તૃપ્તિ પામે છે, તેવા યોગ્ય ચિન્હવાળા પિતૃઓ પાસે તેને લઇજા." ૧૦

૫ જૂઓ આનીબીસેંટકૃત The Wisdom of the Upnishats. પૃ. ૯૩.

"હે યમ રાજા ! તે પ્રેતને ચાર ચક્ષુવાળા, માર્ગનું રક્ષણ કરનાર, મનુષ્યોના કર્મને જાણનાર તે બે શ્વાનને સોંપ; અને તેને કલ્યાણ અને આરોગ્ય આપ." ૧૧

"દીર્ઘ નાસિકાવાળા, પરકીય પ્રાણોના અંગીકારથી તૃપ્તિ પામનારા અને મહાબળવાળાં તે યમના દૂતો મનુષ્યોની પાછળ ફરે છે. તેઓ અમને આજે આ કર્મમાં સૂર્યનાં દર્શન માટે સમીચીન પ્રાણ આપો !" ૧૨.

પ્રેતરૂપ જીવને અગ્નિ પ્રથમ વિભાગમાં પોહોચાડે છે. આ સ્થળે તેઓને શ્વાનનો સંબંધ થાય છે; તે શ્વાન કોઇ નહિ પણ થીયોસોફીનાં ભૌતિક રૂપો (Elemental forms) અથવા વિચાર રૂપો (Thought forms) હોય એવું અનુમાન થાય છે; જે રૂપો જીવને ઘેરી લઇ અતિ કષ્ટ આપે છે. ઉપર્યુક્ત મંત્ર ૧૦ માં શ્વાનને શબલ એટલે રંગ બે રંગી અને ચતુરક્ષ એટલે ચાર ચક્ષુંવાળો અર્થાત્ તિક્ષ્ણ દૃષ્ટિથી જીવની સમીપ રહેનાર અને (મંત્ર ૧૧ માં) નૃચક્ષસ એટલે મનુષ્યનાં કર્મો અથવા ઇચ્છા અથવા વિચારને જાણનાર તેમજ (મંત્ર ૧૨ માં) ઉરૂણસ એટલે તિક્ષ્ણ ઘ્રાણ શક્તિથી પોતાના ઉત્પાદકને શોધી કાઢવામાં કુશળ, અને અસુતૃપ એટલે જીવને કષ્ટ આપી તૃપ્તિ પામનાર કહે છે. તે ઉપરથી ભૌતિક રૂપો સાથે તે શ્વાનોનું સાદૃસ્ય સિદ્ધ થાય છે. કદાચ એમ પણ કહી શકાય કે-મનુષ્યનાં કર્મ, ઇચ્છા અને વિચારને તૈજસ ભૂમિકાના સૂક્ષ્મ ભૂતો (Elements) માંથી અમુક સ્વરૂપ ઘડનાર જે દેવો છે, તે આ શ્વાન્ શબ્દથી ઉપલક્ષિત થાય છે. ગમે તેમ હો પણ આ શ્વાનના સંબંધમાંથી મુક્ત કરવાને યમદેવની પ્રાર્થના કરવામાં આવી છે. યમદેવ પણ જીવને શ્વાન (ભૌતિક વિચાર રૂપો)ના સંબંધમાંથી મુક્ત થયા પછીજ ઉપરના લોકમાં એટલે પિતૃલોકમાં લઇ જાઇ શકે છે.૬ એ રીતે વેદમાં ભુવર્લોકના જે બે વિભાગો ક-

૬સીક્રેટ ડોક્ટ્રીન નામના ગ્રંથમાં મેડમ બ્લેવ ટસ્કી બુધને આ શ્વાનની સાથે સરખાવે છે. બુધ ગૃહના અધિષ્ઠાતા બુધ દેવને તેઓ પારસીઓના મિથ્ર એટલે સૂર્ય અને ચંદ્રની વચ્ચેના એક દેવની બરાબર ગણે છે. પારસીઓજ ધર્મ ગ્રંથમાં આ દેવને Sun-wolf પણ કહેલ છે. ગ્રીક પુરાણમાં પણ શ્વાનની કથા આવે છે. તેના સંબંધમાં લખતાં તેઓ કહે છે કે—

"He (Mercury or Buddha) is symbolized in Grecian" "mythology by one of the dogs (vigilance), which watch over" "the celestial flock (occult wisdom), or Hermes Anubis, or" "again Agathodaemon."

* * * *

"The Hermes of the Greeks is closely related to the Hindu' "Sarmâ and Sarmeyâ, the divine watchman who watches over" "the golden flock of stars and solar rays." પુ. ૨ પૃ. ૩૧. ૩૨.

થા છે, તેમાંના પ્રથમ વિભાગ (પ્રેત લોક) નો અધિષ્ઠાતા યમદેવ અને બીજા વિભાગ (પિતૃ લોક) નો અધિષ્ઠાતા વરુણદેવ કહેલ છે. કહ્યું છે કે—

---

"ગ્રીક પુરાણમાં બુધને શ્વાન (સાવધતા) નું રૂપ આપેલું છે, જે શ્વાન સ્વર્ગીય સત્ત્વો (ગુપ્ત જ્ઞાન) ની રક્ષા કરે છે એમ કહેલું છે. અથવા હરમીસ એનુબીસ અથવા એ-ગેથેડીયનનું પણ તે બુધને રૂપ આપેલું છે."

* * * *

"હિંદુશાસ્ત્રની સરમા અથવા સારમેય નામનો શ્વાન જે કે-દેવના રક્ષક તરીકે સુવર્ણ-મય તારાગણ અથવા સૂર્ય રશ્મિઓનું રક્ષણ કરે છે, તેની સાથે ગ્રીકોનો હરમીસ બહુ મળતો આવે છે."

પરંતુ ઋગ્વેદમાં ઉપર્યુક્ત મંત્રો શિવાય શ્વાન સંબંધીના સાતમા મંડળમાં પણ મંત્રો છે. તે મંત્રોના દેવતાનું વર્ણન કરતાં શૌનકાચાર્યે બૃહદ્દેવતા નામના ગ્રંથના અધ્યાય ૬ માં લખે છે કે:—

वरुणस्य गृहाद्रात्रौ वसिष्ठः स्वप्न आचरत् ॥११॥
प्रविवेशाथ तं तत्र श्वानदन्नभ्यवर्तत ॥
क्रन्दन्तं सारमेयं स धावन्तं दष्टुमुद्यतं ॥ १२ ॥
यदर्ज्जुनेति च त्रिभिः सान्त्वयित्वा व्यसुष्वपत् ॥

"રાત્રીએ સ્વપ્નમાં વસિષ્ઠઋષિ વરૂણને ઘેર ગયા. જેવા તે ઘરમાં તેઓએ પ્રવેશ કર્યો કે તુરત એક શ્વાન ભસતો ભસતો તેઓને સામે મળ્યો. તે શ્વાનને ભસતો તથા કરડવાને દોડતો આવતો જોઇને તેઓએ यदर्ज्जुन् એવા ત્રણ મંત્રો વડે તે શ્વાનનું સાંત્વન કર્યું; અને પછી તેઓ સુખથી સુતા."

તેજ પ્રમાણે ઋગ્વેદ મંડળ, સૂક્ત ૫૫ મંત્ર ૪ માં શ્વાનની પ્રાર્થના કરતાં કહેલું છે કે-

त्वं सूकरस्य दर्दृहि तव दर्दर्तु सूकरः
स्तोतॄनिन्द्रस्य रायसि किमस्मान्
दुच्छुनायसे निषुस्वप ॥

"તું સૂકરને વિદારે છે; સૂકર તને વિદારે છે. ઇંદ્રની સ્તુતી કરતા એવા અમોને તું *ધન પ્રાપ્તિમાં શા માટે અડચણ કરે છે? શાંતિથી નિંદ્રા કર!"* વળી પૃ. માં કહ્યું છે તેમ પ્રાચીન ગ્રીકોની માન્યતા પણ એવી હતી કે, હેડીસ (Hades–પિતૃ લોક) માં જતાં જીવોને ચેરન (Charon) ની નૌકામાં બેશી ત્રણ મુસ્તકવાળા શ્વાનના રક્ષણ નીચે એક નદી ઉતરવી પડતી હતી. આ સઘળા ઉપરથી પિતૃલોકના પેહેલાંના લોકમાં એટલે પ્રેતલોકમાં જ શ્વાનનું અસ્તિત્વ મનાય છે. બૃહદ્દેવતામાં પણ સ્વપ્નની સાથે શ્વાનનો સંબંધ કહેલો છે. અર્થાત્ તૈજસ ભૂમિકામાં જ, અને તે પણ યમ અને વરૂણના રક્ષક તરીકે જ તેનું

प्रेहि प्रेहि पथिभिः पूर्व्येभि
र्यत्रा नः पूर्वे पितरः परेयुः ॥
उभा राजाना स्वधया मदन्ता
यमं पश्यासि वरुणं च देवम् ॥ मं. १०. सू. १४ मं ७

"પૂર્વે જે માર્ગે થઇને આપણા પિતૃઓ જે સ્થાને ગયા છે, તે માર્ગે થઇને તે સ્થાને તું જા. ત્યાં સ્વધારૂપ અમૃતાન્ન વડે યમદેવ અને વરૂણદેવએ બે રાજાઓ તૃપ્તિ પામે છે, તેઓને જો."

પિતૃયાણે જનારા જીવોને અગ્નિ પાસેથી યમ દેવ પાસે પ્રેત લોકમાં જવું પડે છે. પ્રેત લોકમાંથી પિતૃ લોકમાં પૂષા દેવ પોહોચાડે છે. દેવયાને જનારાઓને અગ્નિ પાસેથી પૂષા દેવ પાસે, અને ત્યાંથી સવિતા દેવ પાસે જવું પડે છે. સવિતાતદેવ તે જીવોને સ્વર્ગમાં લઇ જાય છે. ઋગ્વદમાં કહ્યું છે કે—

संगच्छस्व पितृभिः स यमेने
ष्टापूर्तेन परमे व्योमन् ॥
हित्वा यावद्यं पुनरस्तमेहि
संगच्छस्व तन्वा सुवर्चाः ॥ मं. १० सू. १४ मं. ८.

"ઇષ્ટાપૂર્તકર્મના યોગથી તું યમદેવની સાથે આપણા પિતૃઓના સંગમાં જા. ત્યાં જઇને પાપથી મુક્ત થઇને નિયમાન નામના ગૃહ પાસે આવ. ત્યાર પછી તેજસ્વી શરીર ધારણ કરીને ત્યાં જા."

पूषा त्वेतश्च्यावयतु प्रविद्वान
नष्टपशु र्भुवनस्य गोपा ॥
स त्वैतेभ्यः परिददात्पितृभ्यो
ग्निर्देवेभ्यः सुविदित्रियेभ्यः ॥ मं. १० सू. १७ म.३.

---

વર્ણન કરવામાં આવ્યું છે. તેથી બુધ જેવા ઉત્કૃષ્ટ દેવ કરતાં જીવનાં ભૌતિક રૂપોનો અધિષ્ઠાતા કોઇ એક દેવ તરીકે તે વધારે બંધ બેસતો આવે છે. ઉપરના ઋગ્વેદના મંત્રમાં શ્વાનનો પ્રતિસ્પર્ધિ સૂકર કહેલ છે. ભૌતિક વિચાર રૂપોમાંનાં કેટલાંક રૂપો શ્વાન જેવાં અને કેટલાંક સૂકર જેવાં અને કેટલાંક એવાંજ બીજાં વિકાળ પ્રાણીઓ જેવાં હોય છે, એવાત થીઓસોફીના અભ્યાસીઓને તો સુવિદિત જ છે.

" ઉત્તમ લોકને જાણનાર, જીવ માત્ર જેમાં પ્રવેશ કરે છે તેવા, અને પ્રાણી માત્રનું રક્ષણ કરનાર, પૂષા દેવ આ લોકમાંથી તને લઇ જાઓ. વળી તે પૂષા તે પિતૃઓને તને સોંપો. તેમજ અગ્નિ પણ જ્ઞાનવાન્ દેવોને તને સોંપે."

आयु र्विश्वायुः परिपासति त्वा
पूषा त्वा पातु प्रपथे पुरस्तात् ॥
यत्रासते सुकृतो यत्र ते ययु
स्तत्र त्वा देवः सविता दधातु ॥ ,, ,, ४.

" વિશ્વમાં ગમન કરનાર વાયુદેવ તારૂં રક્ષણ કરો. ઉત્કૃષ્ટ માર્ગમાં પ્રથમથી જ રહેનાર પૂષાદેવ તારૂં રક્ષણ કરો. જ્યાં પુણ્યશાળીઓ છે અને જ્યાં તેઓ ગયા છે, તે સ્થાને તને સવિતા દેવ પોહોચાડે."

प्रपथे पथामजनिष्ट पूषा
प्रपथे दिवः प्रपथे पृथिव्याः ॥
उभे अभि प्रियतमे सधस्थे
आ च परा च चरति प्रजानन् ॥ ,, ,, ६.

" અંતરિક્ષ માર્ગોમાંના ઉત્કૃષ્ઠ માર્ગમાં, સ્વર્ગના ઉત્કૃષ્ટ માર્ગમાં, અને પૃથિવીના ઉત્કૃષ્ઠ માર્ગમાં પૂષાદેવ રહેલો છે, તે પૂષાદેવ અત્યંત પ્રિય અને નિવાસયુક્ત સ્વર્ગ મૃત્યુ લોકના બન્ને માર્ગોમાં મનુષ્યનું કર્મ જાણનાર હોવાથી અનુકૂળપણે તેમજ પ્રતિકૂળપણે વર્તે છે." અર્થાત પુણ્યશાળીઓને અનુકૂળ માર્ગે અને પાપીઓને પ્રતિકૂળ માર્ગે લઇ જાય છે.

આ સર્વ ઉપરથી સિદ્ધ થાય છે કે—મરણ પછી જીવોને ભુવર્લોકમાં જવું પડે છે. ભુવર્લોક અને દેવલોક અથવા સ્વર્ગમાં તેઓને અમુક અમુક દેવો જ લઇ જાય છે. તે તે લોકમાં પણ તે તે લોકના દેવોજ તેઓનું રક્ષણ કરે છે, અને તે દેવોની આજ્ઞામાં તેઓને રહેવું પડે છે. ભુવર્લોકના બે વિભાગો છે; એક પ્રેત લોક, અને બીજો પિતૃ લોક. જ્યાં સુધી જીવોને પ્રેત લોકમાં રહેવું પડે છે, ત્યાં સુધી તેઓને બહુ કષ્ટ ભોગવવું પડે છે; એટલુંજ નહિ પણ તે સ્થાનેથી તેનો ભૂત પિશાચાદિ યોનિમાં જવાથીઅધઃપાત થવાનો વારંવાર ભય રહે છે. ખરી રીતે તો આ સઘળી અવસ્થામાંથી ઉત્તમોત્તમ ગતિ પામવાને તેઓનાં કર્મો જ તેઓને ઉપયુક્ત થાય છે. તો પણ બહિઃસાહાય્ય પણ તેઓને અતિ ઉપકારક થઇ પડે છે. સ્વર્ગાદિ લોકમાં તેઓને બહિઃસાહાય્ય વિના ચાલી શકે છે. પરંતુ ભુવર્લોકમાં તેઓ બહુ નિરાધાર હોવાથી બહિઃસાહાય્યની તેઓને સંપૂર્ણ આવશ્યકતા છે. આ બહિઃસાહાય્ય તેઓને શી રીતે આપી શકાય અને કેવી રીતે તેઓને ઉપકારક થઇ શકે તેનો હવે પછી વિચાર કરીશું. (ચાલુ).

માનશંકર વિ. પિતાંબરદાસ મેહેતા.

# । दा. बोसकृत "सजीव अने निर्जीव सृष्टिमां प्रत्युत्तर।

(મળેલું)

સુવિખ્યાત ડાર્વિનના ઉત્ક્રાન્તિવાદે મનુષ્યની વિચારદૃષ્ટિમાં જે ફેરફારો કર્યો છે તેવા જ ભાગ્યેજ બીજી કોઈ શોધથી થયા છે. સાધારણ મનુષ્યની સ્થૂલ દૃષ્ટિએ વિશ્વના વસ્તુ સંભવાદિ અવ્યવસ્થિત અને સ્થાવર દેખાય છે અને તેમના નિયમનો અભવાજ હોય છે. તેથી ઉચ્ચતર દૃષ્ટિએ સર્વ પદાર્થ સંભવાદિ ગતિમાન જણાય છે અને તેમને કાર્ય કારણની ભાવના સાથે સંકલવામાં આવે છે. આ વિચારને પરિણામે પ્રાણી પદાર્થ સંભવાદિની એકતા કેટલેક અંશે સિદ્ધ થાય છે પણ પ્રાણી વસ્તુના દરેક વર્ગ અસંબદ્ધ અને સ્વતંત્ર ગણવામાં આવેલા હોવાથી ઇશ્વરના અનિયંત્રિત કર્તૃત્વની કલ્પના પ્રાધાન્ય હોય છે ડાર્વિનનો ઉત્ક્રાન્તિવાદ પ્રથમ વનસ્પતિ અને પ્રાણીઓના વિકાસ સમજવામાં લાગુ પાડ્યો હતો. આ સિદ્ધાંત પ્રમાણે દરેક પ્રાણી મૂળ બીજરૂપ સાદા પ્રાણીમાંથી ક્રમેક્રમે તેની શારીરિક રચના અને ધર્મમાં પ્રભેદન (Differentiation) અને એકીકરણ (Integration) થવાથી ઉત્તરોત્તર વૃદ્ધિ પામતાં વિકસ્યો છે. અને તેમની શારિરિક રચના અને ધર્મ વધારે ગુફિત થતા ગયા છે. ડાર્વીને જે એકતા સર્વ પ્રાણી વર્ગ પ્રત્યે સિદ્ધ કરી તે હરબર્ટસ્પેન્સરે વિશ્વના સર્વ વસ્તુ સંભવાદિ અને આપણી સર્વ સંસ્થાઓ અને વ્યવહારમાં લાગુ પાડી છે. જેમ ન્યુટને કેપલરના ખગોળ શાસ્ત્રના નિયમની મદદથી ગુરૂત્વાકર્ષણ જેવા સર્વ સામાન્ય નિયમથી સર્વ દિગ્વિચ્છિન્ન વસ્તુ સંભવાદિની એકતા સિદ્ધ કરી તેમ સ્પેન્સરે ડાર્વિનની શોધથી સર્વ કાળ વિચ્છિન્ન વસ્તુ સંભવાદિની એકતા સાબીત કરી.

**મહાન્ જર્મન તત્વવેત્તા કેન્ટના મત પ્રમાણે**—વિશ્વની એકતા એ આપણી બુદ્ધિના એક ઉચ્ચ ગ્રાહ રૂપ છે પણ વાસ્તવિક નથી સાધ્યરૂપ છે પણ સિદ્ધ થઇ નથી જ્યાં સુધી વિશ્વની એકતા રૂપી સાંકળના દરેક અંકોડાનો અન્યોન્ય સંબંધ વિગતવાર હકીકતથી સિદ્ધ થયો નથી, ત્યાં સુધી વિશ્વની એકતા ઉચ્ચ ગ્રાહ રૂપ રહે એમાં સંદેહ નથી. હાલની વિજ્ઞાનની શોધથી આ વિશ્વની એકતા કેટલે અંશે સિદ્ધ થઇ છે તે આપણ હવે જોઇશું.

વિશ્વના સર્વ વસ્તુ સંભવાદિના ચાર મ્હોટા વિભાગ કરવામાં આવ્યા છે. પ્રાકૃતિક પદાર્થ વનસ્પતિ પ્રાણી અને મનુષ્ય, જ્ઞાનેન્દ્રિય વિભાજક ધર્મને અનુસરી આ ચાર વિભાગને સેન્દ્રિય અને નિરિન્દ્રિય એવા બે વર્ગમાં વેહચવામાં આવ્યા છે. પદાર્થ ધાતુ વિગેરે વસ્તુને નિરિન્દ્રય વર્ગમાં મૂકવામાં આવ્યા છે અને વનસ્પતિ પ્રાણી અને મનુષ્યને સેન્દ્રિય વર્ગમાં ગણવામાં આવ્યા છે કારણ કે તેમનામાં આંતર્ લાગણી—વિક્રિયા દર્શાવવાને માટે ઇન્દ્રિયકરણ છે. આચાર વિભાગ મુખ્યત્વે કરીને તેમના જણાઇ આવતી ખાસીયતને આધરે કરવામાં આવ્યા છે. પદાર્થ સ્થાવર છે તેનામા સ્વતઃગતિ કરવાની શક્તિ નથી તેમજ તેનું

જીવન સમષ્ટિરૂપ નથી (organic life) કારણ કે કોઇ એક પત્થરના જુદા જુદા કકડા કરવાથી મૂળ પત્થર રૂપી એકત્વ નાશ પામતું નથી. તે પત્થરના દરેક અંશને જુદુ અસ્તિત્વ મળે છે તેમજ પ્રાકૃતિક પદાર્થ આત્મ પોષક નથી. એટલે સ્વતઃબળથી જમીનમાંથી જોઇતા તત્વ ખેંચી પોતાની વૃદ્ધિ કરી શકતા નથી. જે આત્મ પુષ્ટિ આત્મ વિકાસ, વંશ વૃદ્ધિ અને નાશ વનસ્પતિ પ્રાણી અને મનુષ્ય વર્ગમાં જોઇએ છીએ તે પ્રાકૃતિક પદાર્થમાં જોવામાં આવતા નથી. તેની તેમને નિરિન્દ્રિય-ઇન્દ્રિય વગરના પદાર્થ કહેવામાં આવ્યા છે. જેને સેન્દ્રિય વસ્તુ કહીએ છીએ તેમાં સમષ્ટિ રૂપ જીવન માલમ પડે છે. સમષ્ટિ રૂપ જીવન એટલે રચના હેતુ—એવા મૂળ ભૂત વિચારથી. તેના સર્વ અવયવ અને ઇન્દ્રિયનું જીવન નિયમાય છે. સર્વ અવયવ એ મૂળ એકતા રૂપ જીવનના અંશ છે સમષ્ટિ રૂપ જીવન એ દરેક અવયવ અને ઇન્દ્રિયના જીવનના સરવાળા રૂપ નથી પણ તેથી કાંઇક અધિક છે તેથી. સમષ્ટિરૂપ જીવન સર્વ અંશરૂપ જીવનનું નિયામક છે.

પણ દરેક અવયવને લીધે સમષ્ટિરૂપ જીવન છે અને સમષ્ટિરૂપ જીવન એ દરેક અંશરૂપ જીવનને નિયમે છે અર્થાત તેમનો સંબંધ સમષ્ટિ અને વ્યષ્ટિરૂપ છે. આવી રીતે સેન્દ્રિય અને નિરિન્દ્રિયનો જાતિભેદ નિર્મિત થયો છે તેથી સેન્દ્રિય વસ્તુ સજીવ છે. અને નિરિન્દ્રિય નિર્જીવ છે. અદ્યાપી સુધી કલ્પવામાં આવ્યું હતું પણ આપણા દેશ સુવિખ્યાત ડા. બોસે તેમના " સજીવ અને નિર્જીવ સૃષ્ટિમાં પ્રત્યુત્તર " નામના પુસ્તકમાં શાસ્ત્રીય રીતે સેન્દ્રિય અને નિરિન્દ્રિય સજીવ અને નિર્જીવની એકતા સિદ્ધ કરી છે. એટલે આબે સૃષ્ટિ વચ્ચે જે અમુક જાતિનો ભેદ કલ્પવામાં આવ્યો હતો તે મિથ્યા છે એમ એમણે સાબીત કર્યું છે. આટલા ઉપોદ્ઘાત પછી તેમની સિદ્ધતાનું દિગ્દર્શન કરીશું.

પ્રાકૃતિક પદાર્થ સ્થૂલ દૃષ્ટિએ નિર્જીવ માલમ પડે છે એટલે આગળ બતાવી ગયા તેમ તેમાં સ્વતઃ બળથી આત્મપુષ્ટિ અને આત્મવિકાસ કરવાની શક્તિ જણાતી નથી તેથી તે મૃત-નિર્જીવ છે એવું ધારવામાં આવે છે પણ પ્રાકૃતિક પદાર્થ વાસ્તવિક રીતે નિર્જીવ-મૃત છે એ બાબતનો નિશ્ચય આપણા ઉપરચોટીઆ જ્ઞાનથી એકદમ થવોજ જોઇએ. આપણે સર્વ સારી રીતે જાણીએ છીએ કે ઇશ્વર એક છે. તે ચેતનરૂપે સર્વ વ્યાપક છે. જ્યારે વસ્તુ સ્થિતિ આવી છે ત્યારે ઇશ્વરનો ચેતનરૂપે આવિર્ભાવ સર્વ વસ્તુ સંભવાદિમાં ઓછા વત્તા પ્રમાણમાં થવો જોઇએ.. સર્વ વસ્તુ ચેતનમય છે એવો આવી રીતે ચૈતન્યવાદ અથવા અદ્વૈતવાદનો સિદ્ધાંત છે પણ ઉપર આપણે જોઇ ગયા તેમ સર્વ પ્રાકૃતિક પદાર્થમાં ચેતનનો આવિર્ભાવ જણાતો નથી તેથી જ્યાં સુધી શાસ્ત્રીય રીતે પ્રાકૃતિક પદાર્થમાં ચેતન સિદ્ધ કર્યું નથી ત્યાં સુધી ચૈતન્યની સર્વવ્યાપકતાની ભાવના સાધ્યરૂપ-ઉચ્ચગ્રાહરૂપ છે એમ આપણે કબુલ કરવું પડશે; આવી ધાર્મિક અને તાત્વિક ભાવના અને સામાન્ય સ્થૂલ દૃષ્ટિ વચ્ચેના વિરોધનો નિર્ણય તો સ્પષ્ટ રીતે શાસ્ત્રીય પુરાવાથી જ થઇ શકે છે. પ્રાકૃતિક પદાર્થમાં ચેતન—સમષ્ટિરૂપ જીવન નહી હોવાથી તેને નિર્જીવ-મૃત ગણવામાં આવે છે.

R. No. B. 764

આદ્યતંત્રી
શ્રી અભેદમાર્ગ પ્રવાસી
મણિલાલ નભુભાઈ
દ્વિવેદી

# સુદર્શન.

મંત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલ્. એલ્. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર. )

"सत्य परं धीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૩, અંક ૮. ] (માસિક) [ મે ૧૯૦૮. ]

વિષયાનુક્રમ પૃષ્ઠ.

## લવાજમ

લવાજમ અગાઉથી લેવાનો અમારો રિવાજ છે એનું અમારા સુગ્ન ગ્રાહકોને સ્મરણ હશેજ.

વ્યવસ્થાપક.

## સુચના.

અમદાવાદમાં પ્લેગને લીધે પ્રેસમાં માણસોની તાણ હોવાથી આ અંક જરા મોડો બહાર પડયો છે. હવે અંક જલદી બહાર પડશે તથા પછીથી નિયમિત પ્રતિમાસે નિકળશે. વ્યવસ્થાપક.

R. No. B. 764

સ્થાપક.
શ્રી અભેદમાર્ગ પ્રવાસી.
મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

મન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

"सत्य परं धीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

પુસ્તક ૨૩, અંક ૮. ] (માસિક) [ મે. ૧૯૦૮. ]

॥ ॐ श्री ॥

## हिन्दी वीर प्रबोध.

( मळेलुं. )

### श्लोक.

रे रे शाने सत्त्वहीना, हिन्दी आपण सर्वथा;
बनी ऊभा जगत्क्षेत्रे, देश वीर्य लजावता ! !

### वसन्ततिलका.

वीरो उठो डर कशो भीरु भाव त्यागो,
आ देश भारत सहु डर ले सुहावो; ।
छो सत्त्ववान् मगजे मन सत्त्व लावो,
सौ हिन्द हित रणमां वीर वीर थाओ. ॥ १ ॥
आ हिन्द हिन्दी सहुनो सुखसाज थावा,
लोहाङ्ग धारी उछळो हुक हिन्द छाता, ।

आ देह गेह विभवो हृदिना विकासो,
हिन्दे थयां निज हिवे सहु वे ळगाडो; ।
रे अन्यने उर दई न कुपुत्र थाओ,
सौ हिन्द हित रणमां वीर वीर थाओ. ॥१६॥

शाळा विशे शिशु उरे भूमि भक्ति साथे,
सौ भ्रातृता सदयता वीरता विकासे; ।
धिक्कार भीख परसेवननो शिखाडो,
सौ हिन्द हित रणमां वीर वीर थाओ. ॥ १७ ॥

जातीय मूळ रमणी उर देश ज्ञाता,-
थावा करो नगर गाम दरेक शाळा; ।
त्यां देश काज सघळे दुहिता भणावो.
सौ हिन्द हित रणमां वीर वीर थाओ. ॥१८॥

वीराङ्गना विण वीरो नहि वीर थाशे,
विद्या विना वीर गुणो नहि नार लेशे; ।
माटे भणावी वनिता वीरसू बनावो,
सौ हिन्द हित रणमां वीर वीर थाओ. ॥ १९ ॥

उदारता कसरता उभये प्रजाना,-
अभ्युदये अगतना कहीं क्या समामां; ।
ए मन्त्रसार समजो समज्युं जणावो,
सौ हिन्द हित रणमां वीर वीर थाओ. ॥२०॥

व्यापार नीति नवळी हरिफी भरेली
लावी शीखी जणवीं साहस हृदि तेवी; ।
वित्ताढ्य वीर वितना कंई लाभ आपो,
सौ हिन्द हित रणमां वीर वीर थाओ. ॥ २१ ॥

केवा गुणे पुरवदेश प्रजा दीपी ते,
अभ्यासमां नित मची मनने मथीने; ।

कै न्याय जाज दुःखने तरी सुख माणो,
सौ हिन्द हित रणमां वीर वीर थाओ. ॥ ९ ॥
हुं–पारसी–मुसलमान–ज्यु–हिन्दु एवुं,
सौ देशहित विषये भूंली भान लेवुं; ।
हिन्दी बनी रसविहङ्गम हिन्द तारो,
सौ हिन्द हित रणमां वीर वीर थाओ. ॥१०॥
बन्धु बधुं हृदयथी घन हिन्द राखो,
सौ हिन्दी चीज निजनी निजथी सुहावो; ।
ना अन्यदेश चीजमां निजता डुबावो,
सौ हिन्द हित रणमां वीर वीर थाओ. ॥ ११ ॥
छे आपणुं प्रिय सहु निज चीजमांहे,
जुओ रही सहु जीवाइन रोजी त्यांहे; ।
माटे सुदान पथ ए ममता धरावो,
सौ हिन्द हित रणमां वीर वीर थाओ.॥ १२ ॥
विदेश वाट विचरी हित हिन्द माटे,
विद्या–कला–चतुरता–शीखो लक्ष्मीघाटे;– ।
ऊभी वधा हृदयथी घन हिन्द राखो;
सौ हिन्द हित रणमां वीर वीर थाओ. ॥ १३ ॥
जापान जाग्युं जगमां सहुए वखाण्युं,
ईरान जागी करवा कंइ काम मांड्युं; ।
एवे पडोश वसतां वीर कां न जागो ?
सौ हिन्द हित रणमां वीर वीर थाओ ॥१४॥
आ हिन्द भक्ति भजने निजने सुहावी,
कीर्ति खरी वरी उभो अहिं जे सुहागी; ।
ते वीर लाली प्रभुको भरी उर चालो.
सौ हिन्द हित रणमां वीर वीर थाओ. ॥१५॥

आ देह गेह विभवो वृत्तिना विकासो,
हिन्दे थयां निज हिवे सहु ते लगाडो; ।
रे अन्यने डर दई न कुपुत्र थाओ,
सौ हिन्द हित रणमां वीर वीर थाओ. ॥१६॥

शाळा विशे शिशु उरे भूमि भक्ति साथे,
सौ भ्रातृता सदयता वीरता विकासे; ।
धिक्कार भीख परसेवननो शिखाडो,
सौ हिन्द हित रणमां वीर वीर थाओ. ॥ १७॥

जातीय मूळ रमणी उर देश ज्ञाता,–
थावा करो नगर गाम दरेक शाळा; ।
त्यां देश काज सघळे दुहिता भणावो.
सौ हिन्द हित रणमां वीर वीर थाओ. ॥१८॥

वीराङ्गना विण वीरो नहि वीर थाशे,
विद्या विना वीर गुणो नहि नार लेशे; ।
माटे भणावी वनिता वीरसू बनावो,
सौ हिन्द हित रणमां वीर वीर थाओ. ॥ १९ ॥

उदारता कसरता उभये प्रजाना,–
अभ्युदये अगतना कहीं क्या समामां; ।
ए मन्त्रसार समजी समज्युं जणावो,
सौ हिन्द हित रणमां वीर वीर थाओ. ॥२०॥

व्यापार नीति नवली हरिफी भरेली
लावी शीखी जणवी साहस वृत्ति तेवी; ।
वित्ताढ्य वीर विणना कंई लाभ आपो,
सौ हिन्द हित रणमां वीर वीर थाओ. ॥ २१ ॥

केवा गुणे युरपदेश प्रजा दीपी ते,
अभ्यासमां नित मची मनने मथीने; ।

तेवा सुगुण गृहणे वृत्तिने वसावो,
सौ हिन्द हित रणमां वीर वीर थाओ.॥२२॥
सौ खानपान विषये शुभ गानताने,
व्हेवार कार्य वमळे वृत्ति शान्ततायेः ।
जातीय भावि निजनुं भूमिनुं सुहावो,
सौ हिन्द हित रणमां वीर वीर थाओ. ॥ २३ ॥
दादा-सुरेन्द्र-सर-तिलक-गोखलेना,
विचार चारपट भारत उन्नतिना;
उरे धरी उर वीरो सहु ते रमाडो,
सौ हिन्द हित रणमां वीर वीर थाओ.॥२४॥
हुं हिन्दी हिन्द मुज भुवन स्वर्ग जेवुं;।
तेमां रह्यां मनुज ए हुं कुटुम्बी एवुं; ।
मानी रति मति थका कृतिमां वतावो,
सौ हिन्द हित रणमां वीर वीर थाओ. ॥ २५ ॥

श्लोक.

हिन्द हिन्दी जनो म्हारां, प्रिय गृह कुटुम्बी छे ।
उरे एवुं गणी लागो, सौभाग्य तेनुं ज्यां वसे ॥

कहान चकु गांधी.

---

# । श्राद्धतत्व ।

( મળેલું )

( અનુસંધાન ગતાંકથી. )

## પ્રકરણ ૬ ઠું.

### દેવો.

પ્રાચીન ચાર્વાકો, આધુનિક જડવાદીઓ, બ્રહ્મસમાજીઓ અને આર્યસમાજીઓ દેવ યોનિનો પૃથક્ સ્વીકાર કરતા નથી. તેઓમાં પણ ચાર્વાકો અને જડવાદીઓને તો જ્યારે ઇશ્વરજ અમાન્ય છે, ત્યારે તેઓને માટે કંઈપણ શ્રમ કરવાનો અત્ર પ્રસંગ નથી. પરંતુ જેઓ આ અનંત, અગાધ બ્રહ્માંડના અધિપતિ તરીકે કોઇપણ સર્વવ્યાપક, સર્વશક્તિમાન્ અને સર્વજ્ઞ, એવા કંઇક સચેતન સત્ત્વનો સ્વીકાર કરી શકે છે, તેઓને માટે યોગવિદ્યા વિશારદ બુલ્વર લિટનના શબ્દો ઓછા અસરકારક થશે નહિ. તેઓ કહે છે કે —

" મનુષ્ય જેટલો વધારે અજ્ઞાન હોય છે તેટલો વધારે મગરુર હોય છે. અહંપણું, એ મનુષ્યનો સ્વાભાવિક ધર્મ છે. જ્ઞાનની બાલ્યાવસ્થામાં મનુષ્ય ધારે છે કે, અખિલ બ્રહ્માંડ તેને પોતાને માટેજ સરજાયેલું છે. આપણી પૃથ્વી જેવા અમાપણત તારાઓ, જે અપાર સાગરમાં બુદ્‌બુદની પેઠે સર્વદિશામાં ચળકી રહેલા છે. તે તારાઓ માત્ર ક્ષુદ્ર દીપકરૂપ છે; પરમેશ્વરે રાત્રીને વધારે સાનુકૂળ કરવાની ઇચ્છાથી તે દીપકોને પ્રકટ કરવાની કૃપા કરી છે, એમ મનુષ્યોએ વર્ષોનાં વર્ષો સુધી માની લીધું હતું. પરંતુ ખગોળવિદ્યાએ મિથ્યાભિમાની મનુષ્યના આ ભ્રમને દૂર કરેલ છે; અને હવે મનુષ્યને પોતાની ઇચ્છા નહિ છતાં પણ માનવાની જરૂર પડી છે કે-આ સઘળા તારાઓ જૂદાં જૂદાં જગતો છે; તેમજ જે પૃથ્વી ઉપર તે ઘસડાતો ચાલે છે, તે પૃથ્વી કરતાં તે તારાઓ ઘણા વિશાળ અને દેદીપ્યમાન છે; એટલુંજ નહિ પણ તેની પૃથ્વી સૃષ્ટિચિત્રમાં માગ્યેજ દેખી શકાય તેવું એક નાનું સરખું બિંદુ છે. પરંતુ ઇશ્વર જેમ નાની વસ્તુમાં અસંખ્ય જીવો સમાવે છે, તેવીજ રીતે મોટી મોટી વસ્તુને પણ અસંખ્ય જીવોથી ભરી દે છે. એક પ્રવાસી જ્યારે એક વૃક્ષને નિહાળે છે તે એમ ધારે છે કે, તે વૃક્ષની શાખાઓ ગ્રીષ્મ ઋતુના તાપમાં આશ્રય આપી અને શીતઋતુના હિમમાં ઇંધન પુરાં પાડી પોતાનું રક્ષણ કરવા માટેજ સરજાયેલી છે. પરંતુ તે જાણતો નથી કે, આ શાખાઓના પ્રત્યેક પર્ણમાં વિધાતાએ એક આખું જગત સમાવી દીધું છે. એક રાજ્યમાં મનુષ્યની જેટલી વસતિ હોય છે, તે કરતાં ગંદાપાણીના ખાડામાં રહેલ જળના એક બિંદુમાં વધારે વસતિ હોય છે. ઇશ્વરના નિરવધિ કૌશલ્યમાં વિજ્ઞાનશાસ્ત્ર ( Science ) સર્વત્ર નવી જીવન શક્તિને પ્રકાશમાં લાવે છે. જીવન શક્તિ એક સર્વ વ્યાપી તત્વ છે; અને જે શરીર મરણ પામેલ અથવા સડી ગયેલ હોય છે, તે શરીર પણ નવું જીવન ઉત્પન્ન કરે છે, તેમજ જડ પદાર્થના નૂતન-

રૂપો પ્રકટ કરે છે. તેવાં દૃષ્ટાંતો સાથે સરખાવીને વિચાર કરીશું તો સહજ જણાશે કે, માત્ર પર્ણજ નહિ, તેમજ જળનું એક બિંદુજ નહિ પણ આપણી સામેચળકી રહેલો તારો જેમ પ્રાણીઓથી ભરેલું એક જગત છે. તેવીજ રીતે મનુષ્યોનું શરીર પણ અન્ય સહસ્રાવધિ જીવજંતુઓને વાસ કરવાનું આશ્રયસ્થાન છે; મનુષ્યો જેમ પૃથ્વી ઉપર વાસ કરે છે તેમ હજારો અને કરોડો જીવો તેના રક્તની નદીઓમાં વાસ કરે છે. તે ઉપરથી જો તમારા તર્કશાસ્ત્રના અનુયાયીઓને સામાન્ય સમજ હોતતો તેવી સામાન્ય સમજથીજ તેઓની ખાત્રી થઇ શકી હોત–આપણી આસપાસ વ્યાપી રહેલો અનંત પ્રદેશ, જે પૃથ્વી ને ચંદ્ર તથા તારાઓથી જૂદી પાડે છે, તે નિરવધિ પ્રદેશમાં પણ આ લોકોના જેવા છતાં તે લોકમાં નિવાસ કરવાને યોગ્ય શરીરો ધારણ કરીને અસંખ્ય જીવો રહેલા છે. ત્યારે શું એમ ધારવું તે કેવળ અયોગ્યજ નથી કે–પ્રત્યેક પર્ણ જીવસમૂહથી પૂર્ણ છતો અનંત વિશાળ પ્રદેશ કેવળ શુન્યજ છે ? આ વિશ્વરચનાનો મહાન્ નિયમ સ્પષ્ટરીતે સ્થાપિત કરે છે કે, એક પરમાણું પણ નિરર્થક નથી, એવું કોઇપણ સ્થળ નથી કે જ્યાં કોઇપણ પ્રકારનું જીવન ન રહ્યું હોય. એક રસોડું પણ જીવની ઉત્પત્તિ કરવાનું અને જીવને સચેત કરવાનું સ્થાન હોય છે જો તે વાત સત્ય હોય તો તમે માની શકશો કે, આવી અનંત વિશાળ દિશા (Space) કેવળ નિરર્થક ચૈતન્યશૂન્ય, અને એક શ્વાનના મૃતશરીર કરતાં, જીવજંતુથી ભરેલ એક પર્ણ કરતાં, અથવા ખીચોખીચ ભરેલી પૃથ્વી જેવા એક ક્ષુદ્રક ગૃહ કરતાં વિરાટ પુરૂષ વિધાતાની રચનાને ઓછી ઉપયોગી છે? તમારૂં સૂક્ષ્મદર્શકયંત્ર પર્ણ ઉપર રહેલ જંતુઓને દૃષ્ટિગોચર કરે છે; અદ્યાપિપર્યંત એક પણ એવું યંત્ર બનાવી શકાયું નથી કે જેથી તમે તમારા કરતાં વધારે બુદ્ધિશાલી અને નિરવધિ અવકાશમાં ભ્રમણ કરનારાં ભાગ્યવાન્ સત્વોને જોઈ શકો. તેમ છતાં પણ આવાં સત્વો અને મનુષ્યો વચ્ચે ઘણો ગુહ્ય અને ગંભીર સંબંધ છે. અને તેજ કારણથી જેમાં સંપૂર્ણસત્ય તેમજ સંપૂર્ણ અસત્ય નથી તેવી કેટલીક વર્તાઓ અને કથાઓને લીધે ભૂત તથા પિશાચની માન્યતા ઉત્પન્ન થઇ છે. આધુનિક જડના વિશેષ સમય કરતાં પ્રાચીનકાળમાં આવી વાર્તાઓ અને કથાઓનો વધારે પ્રચાર હતો તે સત્ય છે; પરંતુ તેનું કારણ એટલુંજ છે કે–પ્રાચીન કાળના મનુષ્યોની ઇન્દ્રિયો વધારે ચંચળ હતી. જેવી રીતે સુધરેલા મનુષ્યની સ્થૂલદૃષ્ટિ કરતાં એક જંગલી મનુષ્યની સ્થૂલદૃષ્ટિ હજારો કોશથી પોતાના શત્રુને ગન્ધથી પરખવાને વધારે સમર્થ હોય છે, તેવી રીતે પ્રાચીનકાળના મનુષ્યોને માટે તેઓની અને વાતાવરણમાં ફરતાં સત્વોની વચેનો વાયુ ઓછો આધારદર્શક અને ઓછો સ્થૂલ હતો એમાં કઇ સંશય જેવું નથી "*

સુજ્ઞવર લિટન યોગીના આ શબ્દો કંઈ ઓછા અસરકારક નથી. આપણી આસપાસના પવનમાં, સૂર્યતેજના એક બિંદુમાં, પૃથ્વી ઉપર, જળમાં, સમુદ્રની સપાટી તેમજ અગાધ ઉંડાણમાં પણ સૂક્ષ્મદર્શકથી પણ દૃષ્ટિગોચર ન થઇ શકે તેવાં અતિસૂક્ષ્મ તેમજ મોટામાં મોટી નૌકાને પણ ગળી જનાર દીર્ઘકાયવાન જંતુઓ અને પ્રાણીઓનું અસ્તિત્વ

* હિરેન્દ્રનાથદત્તકૃત Phylosophy of Gods નામના પુસ્તકમાં જનોનીનું અવતરણ પૃ. ૧૩-૧૪-૧૫.

જ્યારે આપણે સ્વીકારી શકીએ છીએ, ત્યારે મનુષ્ય કરતાં વધારે ઉચ્ચ કોઇ જીવજાતિ હોઇ શકે નહિ, અથવા પૃથ્વીવિના અન્ય પ્રદેશમાં જીવોનો ઉદ્ભવ થઇ શકે નહિ તેવા વિચારો કેવળ હાસ્યાસ્પદ જ ઠરે છે. બ્રહ્મોસમાજના સંસ્થાપક રાજારામમોહનરાય ઇશ્વરના ગુણોને દેવનું રૂપક આપેલું છે એમ કહે, અથવા આર્યસમાજના અગ્રણી સ્વામી દયાનંદ સરસ્વતી જૂદી જૂદી શક્તિ ધારણ કરનાર એકજ ઇશ્વર છે, એમ મનાવવાને આગ્રહ કરે, છતાં મનુષ્ય અને ઇશ્વરની વચ્ચે ઉપર્યુપરિ ઉચ્ચ ઉચ્ચ યોનિઓનો સ્વીકાર કર્યાવિના ચાલી શકે તેમ નથી.

આપણા વેદાદિશાસ્ત્રોમાં અખિલ બ્રહ્માંડને વિરાટ્ પુરૂષરૂપ ઇશ્વરનું સ્થૂલ શરીર કહેલું છે. વિરાટ્ પુરૂષરૂપ ઇશ્વર અથવા નારાયણમાંથી ચૌદલોકરૂપ બ્રહ્માંડ ઉત્પન્ન થઇ તે બ્રહ્માંડમાંથી બ્રહ્મદેવની ઉત્પત્તિ કરી છે. તે અને બ્રહ્મદેવે ભૂર્લોક, ભુવર્લોક અને સ્વર્ગલોક ઉત્પન્ન કરવાને પ્રથમ પોતાના શરીરમાંથી પ્રજાપતિ અને દેવો ઉત્પન્ન કર્યા છે. ભૂઃ,ભુવઃ અને સ્વર્ગ, જેઓની સાથે આપણો નિત્યનો સંબંધ છે, તે ત્રિલોકી કહેવાય છે. ત્રિલોકી ઉત્પન્ન થયા પછી એક કલ્પ સુધી રહે છે. અને ત્યાર પછી જ્યારે તેનો લય થાય છે ત્યારે તેમાં રહેલા જીવો તેથી ઉપરના લોકમાં એટલે મહર્લોકમાં જાય છે. એકકલ્પના કાળસુધી એ પ્રમાણે ત્રિલોકી પ્રલય અવસ્થામાં રહે છે. આવા બે કલ્પનો કાળ બ્રહ્માનો રાત્રીદિવસ કહેવાય છે. તેટલો કાળ પૂર્ણ થતા બીજા કલ્પમાં બ્રહ્મદેવ ત્રિલોકીને પુનઃઉત્પન્ન કરે છે. એવા ૩૬૦ રાત્રીદિવસનું એક વર્ષ ગણતાં ૧૦૦ વર્ષનું બ્રહ્માનું આયુષ્ય કહેવાય છે. બ્રહ્માનું આયુષ્ય પૂર્ણ થતાં ચૌદલોકનું બનેલું બ્રહ્માંડ પણ નષ્ટ થઇ જાય છે. હાલમાં બ્રહ્માના આયુષ્યનો અર્ધભાગ એટલે ૫૦ વર્ષ જેને પરાર્દ્ધ કહે છે, તે વ્યતીત થયો છે; તેઓના આયુષ્યના દ્વિતીયપરાર્દ્ધ અથવા ૫૧ મું વર્ષ ચાલે છે. બ્રહ્મદેવના પરાર્દ્ધનો પ્રથમ કલ્પ બ્રાહ્મ અને અંતનો કલ્પ પાદ્મ કહેવાય છે. એ પ્રમાણે બ્રાહ્મ અને પદ્મ મળી ૧૮૦૦૦ કલ્પો વ્યતીત થઇ ગયા છે. વાયુપુરાણમાં એવા કેટલાક કલ્પોનાં નામ પણ આપેલાં છે. હાલમાં શ્વેતવારાહ નામનો કલ્પ ચાલે છે. તે કલ્પનાં પણ ૧૯૭૨૯૪૯૦૦૮ વર્ષો વ્યતીત થઇ ગયાં છે. પ્રત્યેક કલ્પના ચૌદવિભાગો કરવામાં આવ્યા છે; તે ચૌદમન્વંતરો કહેવાય છે. હાલમાં સાતમો વૈવસ્વત નામનો મન્વંતર ચાલે છે. એક મન્વંતરમાં ૭૧ મહાયુગો અને એક મહાયુગમાં સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ-એવા ચાર યુગો હોય છે. તે પ્રમાણે ગણતાં હાલમાં સાતમા મહાયુગનો અઠ્ઠાવીશમો કલિયુગ ચાલે છે. ‡

દેવો અને ઇશ્વર વચ્ચેનો ભેદ એટલોજ છે-પ્રત્યેક દેવનો જીવ નીચની નિમાંથી વિકસિત થઈ ઉત્તરોત્તર ઉચ્ચતર યોની પામેલો હોય છે; જ્યારે ઇશ્વર સ્વેચ્છાથીજ માયા·

---

* જૂઓ ઋગ્વેદ મંડળ ૧૦ સૂ. ૬ મં. ૫
* જૂઓ શ્રીમદ્ભાગવત સ્કંધ ૩ અ. ૨૦
* જૂઓ તેજ અ. ૧૧
* જૂઓ માર્કંડેય પુરાણ અધ્યાય ૪૩ શ્લો. ૩૮ થી ૪૪ સુધી.
* જૂઓ શ્રીમદ્ભાગવત સ્કંધ ૩ અ. ૧

માં પોતાની સત્તાનું આરોપણ કરી સગુણ અથવા સવિશેષ સ્વરૂપ ધારણ કરે છે. અર્થાત માયામાં જ્યારે ઇશ્વરનું ચૈતન્ય પ્રાપ્ત થાય છે ત્યારે, માયા પરિણામ પામી નાના પ્રકારનાં રૂપો પ્રકટ કરે છે. તેથીજ માયાને ઇશ્વરની ઇચ્છાને અનુસરનાર તેની પત્ની રૂપ કહેલ છે. મનુષ્ય કરતાં દેવોની અધિક શક્તિ છતાં જ્યાં સુધી તેઓનો અત્યંત મોક્ષ થતો નથી ત્યાંસુધી તેઓ થોડે ઘણે અંશે પણ માયાના પાશથી વિવશ થયેલા હોય છે. ઉપનિષદમાં દેવોના ગંધર્વ, દેવગંધર્વ, પિતૃ, આજાન, કર્મદેવ, મુખ્યદેવ, ઇન્દ્ર, બૃહસ્પતિ અને વિરાટ એવા ભેદો કહેલા છે. વસ્તુતઃ અખિલ બ્રહ્માંડ પૃથ્વી જળ તેજસ, વાયુ, આકાશ અનુપપાદક અને આદિ-એ સાત તત્ત્વોનું બનેલું છે. આ સાતતત્ત્વો ના સાત લોકો અથવા સાત ભૂમિકા (planes) બ્રહ્માંડમાં ઓત પ્રોત રહેલા છે. પ્રત્યેક તત્ત્વના અધિષ્ઠાતા એક મહાન દેવ હોય છે, અને તે મહાન દેવને અધીન અનેક દેવો હોય છે; તેઓ દેવગણ કહેવાય છે. જે દેવગણ જે તત્ત્વની ભૂમિકા અથવા લોકમાં હોય તે દેવગણનાં શરીરો તે તત્ત્વનાં બનેલાં હોય છે પાતંજલ યોગમાં આ વિષે સંક્ષેપમાં પણ અતિ રૂચિર વર્ણન આપેલું છે. તે ગ્રંથના વિભૂતિપાદમાં " સૂર્યમાં સંયમ કરવાથી ભુવનનું જ્ઞાન થાય છે-એ સૂત્ર (૨૫) નું વિવરણ કરતાં તે ગ્રંથના ટીકાકાર વ્યાસમુનિ કહે છેકે: " અખિલ બ્રહ્માંડમાં સૌથી અધમાધમ અવીચીનામનો સમુદ્ર છે. ને અવીચિની ઉપર પાપકર્મનું ફલ ભોગવવાના સ્થાન રૂપ નરકો આવેલ છે. તેની ઉપર મહાતલ રસાતલ અતલ, સુતલ, વિતલ, તલાતલ અને પાતાલ નામના સાત પાતાલનો એક સમગ્ર લોક આવેલ છે. તે સાત પાતાલ ઉપર જંબુદ્વીપાદિ સાત દ્વીપસહ વર્તમાન ભૂર્લોક આવેલો છે. ભૂર્લોકની મધ્યમાં સુમેરૂ નામનો પર્વતરાજ આવેલો છે. પ્રથમ કહેલ અવીચિ નામનો જલધિ, સાતપાતાલ અને સુમેરૂમાં દેવોનાં સરખાં જેઓના શરીરો છે, તેવાં શરીર ધારણ કરનારના અસુર ગંધર્વ કિન્નર, કિંપુરૂષ યક્ષ, રાક્ષસ ભૂત, પ્રેત. પિશાચ, અપસ્માર, અપ્સરા, બ્રહ્મરાક્ષસ, કુષ્માંડ અને વિનાયક નામનાં સત્ત્વો વસે છે. સપ્તદ્વીપ ભૂર્લોકમાં દેવ મનુષ્યો વસે છે. સુમેરૂ પર્વતની ઉપર માહેન્દ્ર અથવા સ્વર્ગલોક આવેલો છે. તે લોકમાં વસુ રૂદ્ર, આદિત્ય, મરૂતાદિ દેવો, અગ્નિષ્વાત્તાદિપિતૃઓ તેમજ યામ્ય, તુષિત અપર નિર્મિત અને વશવર્તી દેવો વસેછે. તેઓ સિદ્ધસંકલ્પ એટલે સંકલ્પ ( Thoughts) થીજ ઐચ્છિક વિષયો પ્રાપ્ત કરનારા, અણિમાદિ ઐશ્વર્યવાન એટલે ઇચ્છામાં આવે તેવું સ્વરૂપ ધારણકરનારા અને ઇચ્છાનુસાર ગતિ કરનારા એક કલ્પનું આયુષ્ય ભોગવનારા, યથેષ્ટ વિલાસના ભોગ ભોગવનારા ઔપપાતિક દેહી એટલે સ્ત્રીપુરૂષના સંયોગ વિના ઉત્પન્ન થનારા તેમજ અતિ સુંદર અપ્સરાઓનું સુખ ભોગવનારા હોય છે. સ્વર્ગ લોકની ઉપર પ્રાજાપત્ય અથવા મહર્લોક આવેલો છે. તે લોકમાં પણ કુમુદ, ઋભુ, પ્રતર્દન, અંજનાભ અને પ્રતિનાભ-એવાં પાંચ દેવગણો વસે છે. તેઓ ધ્યાનથીજ તૃપ્ત થનારા આકાશાદિ પંચમહાભૂતને વશ કરનારા એટલે તે પંચમહાભૂતોમાંથી ઇચ્છાનુસાર પદાર્થો ઉત્પન્ન કરનારા અને ૧૦૦૦ કલ્પોનું આયુષ ભોગવનારા હોય છે. તેની ઉપરના જનલોક, તપો-

---

* જુઓ તૈત્તિરીયોપનિષદ બ્રહ્મવલ્લી અનુવાક ૨ મંત્ર ૮

* જુઓ બૃહદારણ્યકોપનિષદ અ. ૩. બ્રા. ૬.

* જુઓ બ્યાની બી સેંટકૃત Evolution of Life and form પૃ. ૫૫.

થયેલ બ્રહ્મદેવ અથવા પ્રજાપતિનો ભૂર, ભુવર અને સ્વર્ગલોક સાથેનો નિકટનો સંબંધ હોય છે. તેઓ પ્રત્યેક કલ્પમાં આ ત્રણ લોકોની અને ત્રણ લોકના જીવોની કર્માનુસાર વ્યવસ્થા કરે છે.

વિદુષી આનીબીસેંટ કહે છે કે, પરમેશ્વર એટલે એક પરમ પુરૂષમાંથી નાના પ્રકારનાં રૂપો ઉત્પન્ન થાય છે. તે રૂપોમાંથી, પ્રથમ ઉત્પન્ન થયેલ રૂપો જગતના ઇશ્વર અથવા વિધાતા થાય છે. એવા અનેક ઇશ્વિરોની સમષ્ટિને હિરણ્યગર્ભ કહે છે. બ્રહ્મદેવ અંડમાંથી અથવા કમળમાંથી ઉત્પન્ન થાય છે. થીયોસોફીએ પુરૂષ (Logii) શબ્દનો અર્થ તેવા અનેક ઇશ્વરોના અર્થમાં વાપર્યોછે.

( ચાલુ. )

માનશંકર. વિ. પિતાંબરદાસ.

---

# ॥ जड अने चेतन ॥

( મળેલું. )

**सर्वं खल्विदं ब्रह्म. नेहनानास्ति किंचन ।** શ્રુતિ અવબોધિત આ સચરાચર જગત્ બ્રહ્મરૂપ, એટલે કેવળ ચેતનમય છે. જે નામરૂપનાનાદિકપણે જણાય છે તે કંઇપણ નથી, કેવળ બ્રહ્મજ સર્વરૂપે વિલસી રહ્યો છે.

આ વિષય કેવળ શ્રદ્ધા માત્રથી માનવા કરતાં તેના ઉપર સુનર્કથી થતાં શંકા સમાધાનનો બુદ્ધિપુરઃસર વિચાર કરી પશ્ચાત્ ઉત્તમ સાત્વિક શ્રદ્ધાવડે સિદ્ધાન્તરૂપે હૃદયે સ્થાપન કરવું એ અત્યુત્તમ્ છે. જીવનમાં એવા અનેક વિરોધ પ્રસંગો આવે છે તે સમયે એ દૃઢ શ્રદ્ધા વડે એ કલ્યાણ કર સત્ય સિદ્ધાન્ત પ્રતિ વળગી રૂહેવામાં એ વિશુદ્ધ બુદ્ધિ અતિ ઉત્તમ પ્રતિની સાહાના અર્પે છે; સંસારરૂપ તોફાની સમુદ્રમાં આપણા જીવન રૂપી નૌકા જ્યારે ડુબવાની અણીપર આવે છે ત્યારે પણ આ બુદ્ધિરૂપી સુકાનીની સાહ્યતા વડે બચી પાર-સુખરૂપ કિનારે ઉતરીએ છીએ.

જગદ્દમાં જેટલા જેટલા ધાર્મિક કલહો ઉદભવ્યા છે તથા જેટલા જેટલા નાસ્તિક વાદો ઉપસ્થિત થયા છે તે સર્વેનું કારણ કેવળ એકલી શ્રદ્ધા કિંવા કેવળ શુષ્ક કુતર્ક છે શ્રદ્ધા માત્ર અંધ છે તેને દૃષ્ટિ નથી અને તેથી તે અવળે માર્ગે સહજે દોરાઇ જાય છે કેવળ તર્ક પાંગળો છે ને આગળ વધી શકતો નથી કોઇપણ વિષયને સિદ્ધાન્તરૂપે માની શકતો નથી તેમ જીવનનો કંઇ ઉદ્દેશ પણ બાંધી શકતો નથી. આથી શ્રદ્ધા અને તર્ક ઉભયનો આશ્રય લેવો અધિક લાભપ્રદ હોઇ અપેક્ષિત છે.

. તર્ક એટલે બુદ્ધિથી વિષયની યથાર્થતા સમજાય છે; અને શ્રદ્ધા એટલે હૃદયથી તે ધારણ થાય છે. આ ઊભયથી પ્રાપ્ત કરેલ વસ્તુ વિજ્ઞાન જેટલું કલ્યાણકર નીવડે છે તેટલું એકથી નીવડતું નથી; અને વિચારથી જગતના ઇતિહાસ તરફ દૃષ્ટિ ફેંકીશું તો તેની સત્યતા આપણને જણાઇ આવ્યા વીના રહેશે નહિં.

અત્રત્ય ચાર્વાકાદિક તથા પશ્ચાત્ સાંપ્રત વિજ્ઞાનવિદોની એવી માન્યતા છે.કે જગતનું મૂળતત્ત્વ જડત્વ છે જે જ્ઞાનધર્મે ચેતનરૂપ જણાય છે, તે કેવળ જડની શક્તિરૂપ હોઇ જડથી ઊદ્દભવે છે. જેવીરીતે પાનમાના કાથાનો અને ચુનાનો સંમિશ્ર થવાથી એક પ્રકારનો લાલ રંગ ઊદ્દભવી આવે છે તદવત આ જીવન શક્તિ જડના અમુક પ્રકારના સંયોગરૂપ સંમિશ્રથી ઊદ્દભવી આવે છે. પુનઃ એ સંયોગાભાવ થતાં જીવન શક્તિ જતી રહે છે. જડના સંયોગ વીના ક્યાં પણ જીવન શક્તિ દૃષ્ટિપથમાં આવી શક્તી નથી. જીવન કંઇપણ વસ્તુ હોય એવું દૃષ્ટિથી દર્શાતુ નથી જડથી અતિરિક્ત એકલી ક્યાં પણ જણાતી નથી. જડરૂપ વીર્ય અને રજમાંથીજ જીવન શક્તિ ઊદ્દભવે છે અને તેથી સ્પષ્ટપણે દર્શાય છે કે એ માત્ર જડનીજ શક્તિ છે. તે તેઓના અમુક પ્રકારના સંયોગથી વ્યક્ત થાય છે. જેવી રીતે કાષ્ટમાં ઘર્ષણરૂપ ક્રિયાથી પ્રકાશ અને ઉષ્ણરૂપ અગ્નિ સ્વરૂપ પ્રકટ થાય છે,. તેવીરીતે જીવનરૂપ શક્તિ પણ પ્રકટ થાય છે. જીવન જેવી સ્વતંત્ર વસ્તુ કંઇપણ છે નહિ.

આ પૂર્વ પક્ષના ઉત્તર પક્ષને હવે વીલોકીએ બાદ રાયણ કૃત વેદાંત દર્શનાના બીજા અધ્યાયના બીજા પાદમાંના અઠાવીશ સુત્રમાં नाभावउपलब्धेतेः અને શ્રીમદ્ ભગવદ્ ગીતાના બીજા અધ્યાયના સોળમા શ્લોકમાં नासतो। विद्यतेः भावोनाभावो विद्यते सतः એ આ પૂર્વ પક્ષનો ઊત્તર પક્ષ છે.

કોઇપણ વસ્તુની અપૂર્વ રીતે ઉત્પત્તિ થઇ શક્તી નથી વસ્તુમાત્ર વ્યક્તાવ્યક્તા હોય છે જે વસ્તુ કેવળ હોયજ નહિ એટલે કે માત્ર શૂન્ય રૂપે હોય અત્યંતાભાવ રૂપે હોય તો તેની ઊત્પત્તિ થવી સંભવતી નથી. વસ્તુ માત્ર હોય .પણ તે અવ્યક્ત.રૂપે હોય એટલે કે સૂક્ષ્મરુપે આપણી દૃષ્ટિમાં આવી શકે નહી તેવા રુપે હોય તે વ્યક્ત થાય એટલે આપણી દૃષ્ટિ સમીપ આવી શકે તો તેની ઉત્પત્તિ કરવી સંભવે છે. કિંતુ જે વસ્તુ હોયજ નહિં તેની ઉત્પત્તિ થવી એ સર્વથા અસંભવનીય છે. અને તેથીજ સુત્રમાં અને શ્લોકમાં સ્પષ્ટપણે કથન કરવામાં આવ્યુ છે કે કેવળ અભાવમાંથી ભાવરૂપ વસ્તુની ઉત્પત્તિ થઇ શક્તી. નથી. આમ વિચારદૃષ્ટિથી વિલોકતાં સિદ્ધ થાય છે કે જીવન–ચેતનતત્વ–વસ્તુત્વ છે કિંતુ નથી એમ નથી.

જડવાદીઓ એમતો નથી કહેતા કે ચેતન વસ્તુ નથી તેઓ એમ કહે છે કે એ સ્વતંત્ર વસ્તુ નથી જડની શક્તિ છે. એટલે જડનો ગુણ કિંવા ધર્મ છે. જડરુપ ધર્મીનો કિંવા ગુણીનો ધર્મ રુપ ગુણ એ ચેતન છે. અને તેનો ખુલાસો ઉપરના સુત્રથી કે શ્લોકથી થયો નહી.

જડવાદીઓની આ દલીલ કેટલી બધી નીરાધાર છે, તે નીચેના વિચાર રુપ ચિત્રપ્રતિ દૃષ્ટિ ફેંકતાં સહજેજ જણાઈ આવે એમ છે. જડના સ્વરુપનું અસાધારણ લક્ષણ શું ? જ્ઞાન ધર્મ રહિતતા. જો કે આ લક્ષણમાં અવ્યાપ્તિ દોષ આવી જાય છે. કારણકે વૃક્ષાદિકો ચેતન ધર્મ વાળા કહેવાય છે. અને તેઓમાં જ્ઞાન ધર્મ નથી. મનુષ્ય પ્રાણી અને ઇતર પ્રાણીઓ પણ સષુપ્તિકાળે જ્ઞાનરહીતપણે હોય છે. છતાં તેઓ ચેતન ધર્મવાળા કહેવાય છે. આટલુ છતાં તે લક્ષણ ક્ષણભર. સ્વીકારી તેનાપરે વિચાર કરીએ. જડનું સ્વરુપ "જ્ઞાન રહિતપણું" ત્યારે એ આથી સિદ્ધ થાય છે કે જડમાં જ્ઞાન ધર્મ

અત્યંતાભાવરુપે છે. જે વસ્તુ અત્યંતાભાવરુપે હોય તેનો સદ્ભાવ કદી થઇ શકે નહિ અર્થાત કે વસ્તુની અપૂર્વ રીત્યા ઉત્પત્તિ થવી એ સર્વથા અસંભવિત છે. જ્યારે આવી રીતે છે ત્યારે ચેતન-જ્ઞાનધર્મ-આવ્યું ક્યાંથી? આપ્રશ્નનેર તેઓ હજી આવી રીતે પરિહાર કરે છે કે જીવન શક્તિ એ કંઇ સ્વતંત્ર દ્રવ્ય પદાર્થ નથી પણ જડરુપ ગુણીનો તેના અનેક પ્રકારના ગુણમાંનો એક ગુણ છે, અને તે અમુક ક્રીયા શક્તિથી વ્યક્ત થાય છે. આ પરિહારથી પ્હેલાંતો તેઓ જે જડના સ્વરુપ ભૂત તત્ત્વનાં લક્ષણ ઉપર સ્થાપે છે તેજ ખોટુ પડે છે. કારણ કે ગુણ અને ગુણી સર્વથા એકજ રુપે હોય છે. એટલે કે ગુણી છે તે ગુણ સ્વરુપે જ છે અને આથી જડનો, સ્વરુપ જ્ઞાન ધર્મ રહીત થાય એવું થયું નહિ; કારણકે જ્ઞાન ધર્મની તેમાંથી ઉત્પત્તિ થાય છે. ત્યારે હવે પ્રશ્ન એ આવી પડે છે કે જડના સ્વરુપનું લક્ષણ શું? જ્ઞાન અજ્ઞાન ઊભય રુપ! કે કેવળ જ્ઞાન? આ બે વિકલ્પનો હવે વિચાર કરીએ. આ પરોક્ષ્યમાન જગતમાં જડ એમ સ્પષ્ટ પણે દર્શાય છે. તેથી જડરુપ એકજ તત્ત્વના આ ઊભય ગુણો છે; એ અને ચેતન ઊભય વસ્તુઓ ગોચર થાય છે. તો એકજ વસ્તુના બે ગુણ છે: એ વાસ્તવિક છે, જેમ કાષ્ટમાં અનૌષ્ણતા તથા અંધકાર અને ઔષ્ણતા તથા પ્રકાશ એમ ઉભય ગુણો સમાન પણે છે, તેમ આ જડરુપ પદાર્થમાં પણ જ્ઞાન અને અજ્ઞાન ઉભય ગુણો સમાવિષ્ટે થયેલા છે.

ઉક્ત વિકલ્પનો પરિહાર આ પ્રમાણે થાય છે એકજ ગુણીમાં તેના પરસ્પર વિરોધ બે ધર્મોનો સમાવેશ થઇ શકે નહિ. કાષ્ટનું જે દ્દષ્ટાંત છે તે આને લાગુ પડી શકતે નથી કારણ કે ઉષ્ણતા અને અનૌષ્ણતા તથા પ્રકાશ અને અપ્રકાશ એ ચારે વસ્તુઓ જડાત્મક છે જડ ધર્મવાળા છે. તેઓમાં એ ચેતનત્વ નથી એટલે આ દ્દષ્ટાંત અનુરુપ નથી. જ્ઞાન અને અજ્ઞાન એ પરસ્પર વિરોધ ધર્મો એકજ ધર્મિરુપ પદાર્થમાં રહી શકે નહિ. આથી એ સિદ્ધ થાયછે કે જડના એ ઊભય ગુણો અથવા એ અસંભવનીય છે. ત્યારે હવે બીજા વિકલ્પનો વિચાર કરીએ.

બીજો વિચાર કેવળ જ્ઞાનનો છે. આમાં જેમ જ્ઞાનથી અજ્ઞાનની ઊત્પત્તિ અર્થે જેટલી આપત્તિઓ છે તેટલીજ આપત્તિઓ જ્ઞાનમાંથી અજ્ઞાનની થવા માટેની થશે માટે આ વિચાર પણ દોષગ્રસ્ત છે. ત્યારે હવે સિદ્ધ શું? એ પ્રશ્નનો પ્રત્યુત્તર એજ કે જગતમાં બે સ્વતંત્ર પદાર્થો છે. એક જડાત્મક અને અન્ય ચેતનાત્મક. કારણ વસ્તુ સદૈવ પોતાના સ્વ સ્વ રુપે રહે છે; તેમાં કદીપણ અન્યથા ભાવ થતો નથી.

જેવસ્તુ જડરુપે છે તે કદીપણ ચેતનરુપે થઇ શકે નહિ. તેમ જે ચેતન છે તે કદીપણ જડરુપે થઇ શકે નહી એ ઊભય વસ્તુઓ પોતપોતાના સ્વરુપે રહે છે જડનું ગુણ ચેતન થવું કે ચેતનનુ ગુણ જડ થવું એ કદીપણ બની શકે એમ નથી એતો જડનો ગુણ જડરુપેજ હોય અને ચેતનનો ગુણ ચેતનરુપ હોય. માટે જડ તેમ ચેતન એ ઊભય પદાર્થો ભિન્ન ભિન્ન સ્વતંત્રરુપે છે. એ યુક્તિ યુક્ત છે ને તે મનાયે છે. એકજ પદાર્થમાંથી એની ઉત્પત્તિ થઇ શકે એમ નથી.

આ સિદ્ધાન્ત કોટીમાં આવતા સાંખ્યદર્શનોક્ત પ્રતિપાદીત પુરુષ-ચેતન-અને પ્રકૃતિ-જડ-એ તત્ત્વોને અવલંબીએછીએ. તો હવે એ ઉભય તત્ત્વના દધીરુપ સ્વરુપનું વિચારરુપ વલોણાવડે મથન કરી કોઈ શુદ્ધતર કેવળ ચિતિશક્તિરુપ નવનીત કાઢીએ. (અપૂર્ણ.)

પુરૂષોત્તમ હરિકિશનદાસ.

---

# । बहिर दुनियामां थीऑसॉफीनी असर ।

## પ્રોબેશનસીસ્ટમ.

થીઓસોફીની ભાવનાઓનો બાહ્ય દુનિયામાં થયેલા પ્રચારનો અભ્યાસ વર્તમાનમાં પ્રવૃત્તિના લગભગ કોઈ પણ ક્ષેત્રમાં થઈ શકે એમ છે; સર્વ કરતાં શિક્ષાશાસ્ત્ર (Penology) ના ક્ષેત્રમાં આ અભ્યાસ વિશેષ લાભકારક નિવડવા સંભવ છે. ગમે તો આપણે શિક્ષાની વિધાનો, અપરાધી અને સમગ્ર સમાજ ઉપર તેની અસરને લક્ષમાં લઇને નૈતિક બિંદુથી વિચાર ચલાવીએ,—અથવા આપણે આનો, સર્વે સરકારો તથા કાર્યભારવાહક મંડલો તરફથી આવા પ્રશ્નો માટે હમેશાં મળી આવતા ખરા હૃદયના ટેકામાં જણાઈ આવતા વિદ્વત્તા ભર્યા સંબંધોને લક્ષમાં લઇને વિચાર ચલાવીએ, ઉભયમાંના ગમે તે દૃષ્ટિબિંદુથી એટલું સરખાન રીતે સ્પષ્ટ છે—શિક્ષા શાસ્ત્ર એક એવું ક્ષેત્ર પુરૂં પાડે છે કે જેમાં વિદ્વત્તા ભર્યા વિચારો પ્રવર્તે એ અસંત અગત્યનું છે.

તેથી થીઓસોફીસ્ટને તો આ ક્ષેત્રના અભ્યાસમાં લાભ વિના અન્ય કંઈ મલવાનું નથી. વર્તમાન વર્ષોના અનેક પ્રકારના શિક્ષા વિષેના સુધારાઓમાં, **પ્રોબેશનસીસ્ટમ**ના જેટલો લાભકારક રીતે અન્ય કોઈ પણ આપણું લક્ષ ખેંચતો નથી. અનિશ્ચિત શિક્ષા (Indeterminate Sentence), યુવાનીઆઓને સીધા કરવાની કોર્ટો (Juvenile Courts) સંસ્થાનો વસાવવાના (Colonies) જેવા અન્ય સુધારાઓ થીઓસોફીના સિદ્ધાંતોનો થોડો ઘણે અંશે સ્વીકાર કરે છે, પરંતુ **પ્રોબેશનસીસ્ટમમાં** જણાઈ આવે છે તેટલી સ્પષ્ટતા પૂર્વક આ બાબતનો અન્ય કોઈ પણ સુધારાએ સ્વીકાર કર્યો નથી.

આ સંસ્થા (સીસ્ટમ) શું છે,—તેની પ્રકૃતિ, ઉત્પત્તિ અને વિકાસ વિષે આપણે ટુંકામાં વિચાર ચલાવીએ.

આધુનિક જમાનાની જડવાદપરાયણ કેદખાનાંની રૂઢિયોનાથી વિરૂદ્ધ રીતે તેનું વલણ સ્પષ્ટતાથી ભાવનાત્મક છે. બાહ્યથી કાર્ય કરવા કરતાં આંતરમાંથી કાર્ય કરવામાં તેનો વિશેષ શ્રદ્ધા છે. તેનો એવો સિદ્ધાન્ત છે, કે દેહોને ચાર દિવાલોમાં પૂરીને તથા તેમનાં શરીરોને સખ્ત નિયમને આધિન બનાવીને કોઈ કાલે પણ સુધારી શકાશે નહિ. તે ઉપદેશે છે, કે સામાજીક સુરક્ષિતતા જળવાય તેવી રીતે શરીરને સ્વતંત્ર રહેવાં દેવું જોઇએ તથા ચારિત્રને, વર્તનને નિયમને આધિન બનાવવું જોઇએ એમ દેહ ઉપર આધિપત્ય ભોગવતાં શિખવવું જોઇએ.

**પ્રોબેશનસીસ્ટમનું** (કસોટી કરીને સુધારવાની સંસ્થા) આવા પ્રકારનું વલન છે. આશરે ત્રીશ વર્ષો પૂર્વે **માસાચુસેટ્સ**ના રાજ્યમાં અમેરિકામાં તેનો જન્મ થયો. વર્તમાનમાં પ્રવર્તતી બાબતોને ખોટી ગણનાર તથા તેમ કહેનાર એક માયાળુ હૃદયના વૃદ્ધ-પુરૂષવડે તેનો આરંભ થયો. વારંવાર વડિલોથીજ સુઝવાતા ગુનાહો માટે, તથા જો તેમ નહિ તો ઓછામાં ઓછા એવાં ગુનાહો કે જેનાથી થતા નુકશાનને વારંવાર સમજી શકાતું નહિ તે માટે

બાલકોને કેદમાં મોકલા સામે, તેમણે વાંધો ઉઠાવ્યો. બાલકોને તો કેળવવાં જોઇએ, શિક્ષા કરવી જોઇએ નહિ, એમ તેમનું કહેવું હતું. તેમના વિચારોને "બુદ્ધિવાળા" ગણવામાં આવ્યા તથા થોડાંક છોકરાંઓ સાથે તેમને પ્રયોગ આરંભવાની રજા મળી. આ આરંભનું પગલું હતું. સાંના રાજ્યોમાંનાં ઓગણીશમાં :આ સંસ્થા કાયદા રૂપ થઈ પડી છે, તથા તેને પુખ્ત ઉમ્મરના માટે તેમજ બાલકો માટે ઉપયોગમાં લેવામાં આવે છે, તથા વારંવાર ગંભિર ગુનાહો માટે પણ આમ કરવામાં આવે છે. એથી એમ સૂચવવાનું છે, કે જુના કાયદા પ્રમાણે કેદખાનાંઓને ઉભરાવી નાખે એવા હજારો લોકોને વર્ષો વર્ષ " પ્રોબેશન ઉપર " રાખવામાં આવે છે. રાજ્યના ઉપર ખર્ચના આવી પડતાં તેમને તેમની સ્વતંત્રતા જાળવવા દેવામાં આવે છે તથા તેઓ તેમનું પોતાનું તથા કુટુમ્બોનું પોષણ કરવાનું ચાલુ રાખે છે. એકાદ દાહ્યા અને સંભાળ પૂર્વક પસંદ થયલા પ્રોબેશન ઓફિસરની દેખરેખમાં તેમને રાખવામાં આવે છે; તે તેમની મૂલાકાત લે છે તથા તેમનાં વર્તનો ઉપર એવા પ્રકારની અસર કરી શકે છે, કે જે કોઈ પણ કેદખાનું કદાપિ કરી શકે નહિ. તેઓ તેને આધિન રહેવાને બન્ધાયલા છે–તેમને આ બાબતનું ભાન હોય છે; જો આમ ના થાય તો આના ઉપાય રૂપે કેદખાનું તૈયાર હોય છે. પરંતુ પ્રોબેશન ઓફિસરો સંભાળપૂર્વક પસંદ કરવામાં આવ્યા હોય છે, કેલવણી પામેલાં સ્ત્રી પુરૂષો હોય છે તથા સામાન્ય રીતે જીંદગીના ઉંડા જ્ઞાનવાળા હોય છે. તેઓ પોતાના નિયમોને પોતાની દેખરેખમાં રહેલા દરેકની જરૂરીઆતોને બંધ બેસતા બનાવે છે તથા કોઈ પણ કેદખાનાનું નિયમપાલન ભાગ્યે જ પૂરાં પાડી શકે એવાં અનેક પ્રકારનાં વર્તનો યોજી કાઢે છે.

પોતાની જન્મભૂમિ અમેરિકામાં પ્રોબેશનનો આવો અર્થ છે. આ સંસ્થા એટલી બધી વિજયવંત નિવડી છે, કે યુરોપના અનેક ખાસ અભ્યાસિયો પોત પોતાના દેશોમાં તેની યોજના કરવાના ઉદ્દેશથી તેનો અભ્યાસ કરવા માટે વર્તમાનમાં યુનાઇટેડ સ્ટેટ્સની મૂલાકાત લેવા લાગ્યા છે. કોઈ કોઈવાર તો આ લોકો પોતપોતાની સરકારોના પ્રતિનિધિઓ રૂપે જાય છે–કોઈ કોઈ વાર ખાનગી રીતે જાય છે. આ લોકો, પ્રોબેશનનો શો અર્થ થાય છે તે જોવાની ઉંડી દ્રષ્ટિવાળા હોય છે. આ સર્વે સમાન રીતે યુરોપમાં આ સુધારાનો પ્રચાર કરવામાં મદદ કરી રહ્યા છે. આ યુરોપીય વિકાસનાં એકાદ બે એવાં લક્ષણો છે, કે જેનો થીઓસોફીસ્ટે વિચાર ચલાવવો આવશ્યક છે.

સપ્ટેમ્બર ૧૯૦૫ માં બુડાપેસ્ટમાં મળેલી ઈન્ટરનેશનલ પ્રીઝન કોન્ગ્રેસમાં, વિવિધ સરકારોને પ્રોબેશનનો સ્વીકાર કરવાની ભલામણ કરતો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. પ્રોબેશનની હીલચાલ માટે આ વોટ અત્યંત અગત્યનો હતો, કારણ કે આ હિલચાલને પ્હેલાં માત્ર અમેરિકા જેવા એકાદ નવીન દેશ માટે ઉપયોગની ગણવાનું વલણ ઉભરાયું હતું. બુડાપેસ્ટ કોન્ગ્રેસે દર્શાવેલા અભિપ્રાય પછી, આવી સ્થિતિ જાળવી રાખવી સહેલી નહતી, કારણ કે કોન્ગ્રેસમાં આવેલા ડેલીગેટો સર્વે લગભગ યુરોપના ખાસ અભ્યાસિયો હતા, યુરોપની શિક્ષા સંબંધી દશાઓમાં ઉસ્તાદ તથા તે વિશેનો વિચાર ચલાવનારા હતા. વર્તમાન વર્ષમાં ઇગ્લેન્ડમાં પ્રોબેશન એક કાયદો થઈ પડ્યો છે: હોમ સેક્રેટરી મી. ગ્લેડસ્ટને એક વર્ષ

પૂર્વે તૈયાર કરેલું બીલ ઓગસ્ટમાં પસાર કરવામાં આવ્યું, તથા ૧૯૦૮ ના જાન્યુઆરીની પહેલી તારીખથી "ધ પ્રોબેશન ઓફ્ ઓફેન્ડર્સ એક્ટ" નો કાયદો અમલમાં આવ્યો છે. સર. એ વેલિયા રગલ્સ-બ્રીસ, જેઓ બુડાપેસ્ટ કોન્ગ્રેસના ઓફિશિયલ ડેલીગેટ હતા, તેમણે બુડાપેસ્ટમાં મળેલા વોટને લીધે ઇંગ્લેન્ડમાં આ કાયદો પસાર થવામાં શીઘ્રતા થઈ છે, એમ કહેવામાં આનાકાની કરી નથી. અન્ય દેશોનો પત્ર વ્યવહાર પણ ત્યાં તેવીને તેવી જ અસર દર્શાવે છે. બુડાપેસ્ટમાં મળેલો વોટ એક પ્રોત્સાહક બલ સમાન નિવડયોઃ એટલી વાત સત્ય છે, કે પ્રોબેશનની હીલચાલ યૂરોપમાં ક્યારનીએ જાણીતી હતી પરંતુ એક ઇન્ટરનેશલ કોન્ગ્રેસના વોટે એક પ્રકારનાં નવીન ઉત્સાહ અને ખાત્રી પૂરાં પાડયાં; આથી આ હીલચાલના યૂરોપીય વિકાસમાં એક ભૂમિકા દર્શાવાય છે.

થીઓસોફીસ્ટો માટે એટલું જાણવું આનંદદાયક થશે, કે આ વોટ થીઓસોફી મારફતે મેળવવામાં આવ્યો હતો. પ્રોબેશનની કાર્યપદ્ધતિના બે રીપોર્ટો કોન્ગ્રેસમાં મોકલવામાં આવ્યા હતાં—એક, યુનાઇટેડ સ્ટેટ્સના ઓફિશીયલ ડેલીગેટ તરફથી આવ્યો હતો, તે સંપૂર્ણ વીગત તથા આંકડા-શાસ્ત્રની દૃષ્ટિથી અતિ અગત્યનો હતો. અન્ય એક થીઓસોફીસ્ટે મોકલેલું એક ટુંકું ટુકડા ટુકડા જોડેલા જેવું ચોપાનીયું હતું, તેમાં આંકડા શાસ્ત્રને રહેવા દેવામાં આવ્યું હતું તથા કારણો દર્શાવવામાં આવ્યાં હતાં. થીઓસોફીદ્વારા દર્શાવાયલા સિદ્ધાંતોની આ સુચના એજ કોન્ગ્રેસના ઓનરરી સેક્રેટરીનું ધ્યાન દોર્યું હતું. વાદવિવાદના પ્રોગ્રામમાં પ્રોબેશનનો સમાવેશ થતો નહોતો, પરંતુ તેના એકાદ વિભાગ આગળ આ ચોપાનીયું લાવતાં તેણે ભલામણ કરી કે તેમણે પ્રોગ્રામથી દૂર જઇને આનો વિચાર ચલાવવાની જરૂર છે. પછીથી વોટ લેવામાં આવ્યા. લક્ષમાં લેવા યોગ્ય આનંદજનક વાત છે, કે આ વોટ મેળવવા માટે થીઓસોફીની સંપૂર્ણ જરૂર પડી હતીઃ આ ભાવનાને થીઓસોફીના સિદ્ધાંતોદ્વારા દર્શાવવામાં આવી હતી, જેને આ શિક્ષાશાસ્ત્રીઓ તરફથી ખાત્રીભર્યો ટેકો મળ્યો, જ્યારે આંકડાશાસ્ત્રની સંપૂર્ણ વીગતો નિષ્ફલ નિવડી.

આ પ્રોબેશનની હીલચાલના જે વિવિધ ઉપયોગો કરવામાં આવ્યા છે તે વિષે હવે વિચાર ચલાવતાં આપણને હમેશાં એકની એક બાબત જ સ્પષ્ટ રીતે જણાઈ આવે છે—તે એકે તેના વિજય માટે આંતરદૃષ્ટિની, ઉંડી બુદ્ધિની અત્યંત જરૂર છે. આપણે ઉપર કહી ગયા તેમ આ હીલચાલ અમેરિકાનાં ભિન્ન ભિન્ન ઓગણીશ રાજ્યોમાં પ્રવર્તે છે, પરંતુ ભિન્ન ભિન્ન સ્થલોના તેના ઉપયોગમાં ઘણો મોટો ભેદ પડી જાય છે, તથા થતાં પરિણામોની શ્રેષ્ઠતાના સંબંધમાં પણ ભેદ પડી જાય છે. આવો ભેદ, રાજ્ય અને રાજ્ય વચ્ચેના કાયદાના ભેદને થોડો ઘણો આભારી છે; જ્યાં જ્યાં અસ્તિત્વમાં છે ત્યાં સર્વે રાજ્યોમાં પ્રોબેશનનો કાયદો લગભગ સમાન સ્વરૂપનો હોય છે. તેનો ઉપયોગ કરનાર લોકની ઉંડી સમજ વડે સંપૂર્ણ રીતે તેના ઉપયોગની શ્રેષ્ઠતાનો ભેદ પડી આવે છે. પ્રોબેશનની હીલચાલની, સાથે સાથે જ નિબલતા અને બલ સમાન બાબત છેઃ બીજા ઘણા ખરા કાયદાઓ કરતાં આ કાયદો એટલો બધો સ્થિતિ સ્થાપક છે,—તેનો ઉપયોગ કર્તા જજ્જ અને અન્ય ઓફિસરોની વિવેક બુદ્ધિ

પડનાર એક મહાન્ હીલચાલ સમાન થઈ પડી હોય તો તે તેમણે ઇન્ડીયાનો પોલીસમાં કરેલા કાર્યને ઘણે ભાગે આભારી છે. તેમણે હમેશાં વિગતોના પૂર્વે ભાવનાને મૂકી છે—સફાઈ અને નરમાશ-ઉભયે ન્યાયના સમાન વિભાગો છેઃ પ્રોબેશન એક નવીન પ્રકારની હીલચાલ છે તથા આ ભાવનાનો તેમાં સમાવેશ થવા માટે જ તે મહાન્ છેઃ આ ભાવનાને વિશ્વાસ પૂર્વક જેટલી સંપૂર્ણતાથી પાર પાડવામાં આવશે તેના પ્રમાણમાં હમેશાં વિજય પણ થશે. ઇન્ડીયાનોપોલીસમાં ચાલતા કાર્યને સતેજ બનાવતી આવા પ્રકારની ભાવનાઓ આપણને જડી આવે છે; આને લીધે જ માત્ર એક પ્રયોગની ભૂમિકામાંથી આકાર્ય એક મહાન્ સુધારાના મોભાએ પહોચ્યું છે. આંતરદષ્ટિ, ઉંડી સમજથીજ આ ભેદ પડી આવે છે—માત્ર આંતર દૃષ્ટિથીજ.

હવે જો આપણે યુરપ તરફ નજર ફેરવીએ તો ત્યાં પ્રોબેશનનો એક અન્ય ઉપયોગ જોવામાં આવે છે, તેનો સર્વ પ્રકારનો વિજય આંતર દષ્ટિમાંથીજ થયો છે—અત્રેનો સ્થાપક માનપૂર્વક એક થીઓસોફીસ્ટ હતો.

૧૯૦૬ ની ૧૦ મી મેએ **રોમમાં** "ધસોસાયટી ફોરમાઇનોર્સ કન્ડીશનલી કન્ડેમ્ડ" નામની (અમુક શરતોએસજા પામેલા સગીરો માટેની મંડલી) મંડલી અસ્તિત્વમાં આવી એમ સૂચવાય છે, કે આ મંડળ "કન્ડીશનલ કન્ડેમનેશન" નામના કાયદાને પોતાના કાર્યના આધાર રૂપે સ્વીકારે છે. ૧૯૦૪ ના જુનમાં ઇટાલિમાં આ કાયદો પસાર કરવામાં આવ્યો હતો, તથા તે થોડો ઘણો ઇંગ્લેન્ડના "ફર્સ્ટઓફેન્ડર્સએક્ટ" સાથે, ફ્રાન્સના "બીરેન્જરલો" સાથે, તથા અન્ય દેશોના સમાન કાયદાઓ સાથે મલતો આવે છે. તેની સરતો પ્રમાણે એક સગીર (૧૮ વર્ષની અંદરનો માનવિ) કે જેણે એક વર્ષ કરતાં વધારે કેદને યોગ્ય નહિ એવો ગુનાહ કર્યો હોય તેને જો તે પ્રથમ જ ગુનાહ હોય તો છુટો રહેવા દેવામાં આવે છેઃ પુખ્ત ઉમ્મરનાને, જો તેમનો ગુનાહ છ માસ કરતાં વધારે કેદને પાત્ર ના હોય તો તથા હમેશાં જો તે પ્રથમ જ ગુનાહ હોય તો ઉપરના જેવીજ છૂટ આપવામાં આવે છે. બીજા ગુનાહ વખતે સજાનો કોઈ પ્રકારે ઘટાડો થઈ શકતો નથી. યુરપના શિષ્ટ દેશોમાં આવા પ્રકારનો એક કાયદો અસ્તિત્વમાં છે, પરંતુ આ વર્ષ સુધી કે જ્યારે બ્રીટીશ પાર્લામેન્ટે પોતાનો "પ્રોબેશન ઓફ ઓફેન્ડર્સ એકટ" નામનો કાયદો પસાર કર્યો છે, ત્યારે યુરપના કોઈ પણ દેશને, કાયદાથી આ પ્રમાણે અપાતી છૂટમાં પ્રોબેશન ઓફિસરની દેખરેખને ઉમેરવાની જરૂર જણાઈ નથી. તથાપિ આવા પ્રકારની દેખરેખ અને મદદ વિના આ પ્રમાણે આપવામાં આવતી છૂટ વારંવાર નિરર્થક નિવડે છે. તમે પ્રમાણિકતાથી જીવન ગાળી શકાય એવું કાર્ય પણ પૂરૂ પાડતા નથી તેમજ તેવું કરવાની ઇચ્છા થાય એવી પ્રેરણા પણ પૂરી પાડતા નથી, તો એક બાલકને ફરીથી ગુનાહ ના કરીશ એમ કહેવાનો શો ઉપયોગ છે? મદદ વિના, પૂર્વ દશામાં આવી પડવાની બાબત બીલકુલ અનિવાર્ય છે; બીજા ગુનાહ વખતે સર્વ પ્રકારનાં અશુભોવાળું કેદખાનું તૈયાર હોય છે. જો આને દૂર કરવું હોય તો સહાયની બાબત અત્યંત જરૂરની છે; રોમમાં સ્થપાયલી મંડલિ આવા પ્રકારની મદદ આપવા માંગે છે. દરેક અઠવાડીયે ન્યાયની કોર્ટમાંથી તે અઠવાડીઆમાં કન્ડીશનલ કન્ડેમનેશનની સજા પામેલા

સગીરોનાં નામ તથા વીગતવાર વર્ણનનું પત્રક તેને પૂરૂ પાડવામાં આવે છે. આ યાદીનો સંભાળપૂર્વક વિચાર કરવામાં આવે છે, તથા યોગ્ય લાગતા સગીરોને પસંદ કરીને મૂલાકાત આપવામાં આવે છે. મૂલાકાત લેનારાઓ યુવાનીઆ હોય છે, ઘણે ભાગે યુવાન એડવોકેટો હોય છે, તેમણે આ કાર્ય ઇચ્છાપૂર્વક ઉપાડ્યું હોય છે,—આટલે સુધી આ મંડલનું સર્વ કાર્ય વોલંટીઅરોથી થાય છે. મૂલાકાત લેવાતા છોકરાઓને રોજી મેળવવામાં મદદ આપવામાં આવે છે, અથવા તેમની બાબતમાં જે અન્ય માર્ગે જરૂર હોય તેવી રીતે મદદ આપવામાં આવે છે. સાહજીક રીતે આ કાર્ય આટલા સુધીની હદ વાળું બન્યું છે, કારણ કે આ મંડલ તેના બાલ્ય કાલમાં છે, તેનાં સાધનો થોડાં છે. પરંતુ આ છેલ્લા મહિનાઓમાં તેને એક સરકારી મદદ આપવામાં આવી છે, ઇટાલિયન ચેમ્બરમાં આ કાર્યની વિગત પૂરી પાડવામાં આવી છે, તથા એમ માનવાને સર્વ પ્રકારે કારણ છે, કે તે દૃઢ પાયા ઉપર ખડી છે. આટલું બંધારણનું કાર્ય ઘણું વિકટ હતું તથા તે ટુંકામાં વિચાર ચલાવવા યોગ્ય છે.

આરંભના સમયમાં શંકા અને અસ્થૈર્ય રૂપી બે મહાન્ સંકટો સામે બાથ ભીડવી પડી હતી. આવા યુદ્ધ અને વિજય માટે સામાન્ય કરતાં શ્રેષ્ઠ પ્રકારની જરૂર હતી—કોઇક કવિએ ગાયું છે તેમ "પ્રકાશિત આશા" રૂપ નહિ, પરંતુ સિદ્ધાંતોના આધારવાળાં જ્ઞાન રૂપ શ્રદ્ધાની જરૂર હતી. આવા પ્રકારની શ્રદ્ધા સાથે ત્રણ વર્ષ પૂર્વે રોમમાં પ્રોબેશનની હીલચાલનો આરંભ કરવામાં આવ્યો હતો. માત્ર આ પ્રકારની શ્રદ્ધા એ જ આવા યુદ્ધમાં વિજય મેળવ્યો હતો. કારણ કે વિઘ્નો અને વિરોધો ઉપસ્થિત થઇને વધવા લાગ્યા. ઘણી વિરોધી સલાહ આપવામાં આવી હતી તથા જો પ્રોબેશનના સિદ્ધાંતને સ્પષ્ટતાથી સ્વીકારવામાં આવ્યો ના હોત તો તથા માત્ર સિદ્ધાન્તમાં જ શ્રદ્ધા રાખવામાં ના આવી હોત તો નિર્ણય ઉપર આવવાની બાબત લગભગ અશક્યવત થઈ પડત. પ્રયત્ન કરનારાઓ માનતા હતા કે તેમણે માનવ વિકાસમાં મદદ કરવી જોઇએ—આજે નહિ, કાલે નહિ, પરંતુ કદાચ કોઇક દિવસે—આંતરમાંથી કેલવણી આપવાની હીલચાલ સ્થાપવાનો તેઓ પ્રયત્ન કરે છે ત્યાં સુધી તો નહિ જ. આને જ તેઓ પ્રોબેશનના "સંદેશ" રૂપે સ્વીકારી બેઠા. તેનું અદ્ભૂત યંત્ર કામ—ઇન્ડીયાનોપોલીસમાં જડી આવતું સપ્લાઈ અને નરમાશનું સંભવિત મિશ્રણ—ઈટાલિમાં અસ્તિત્વમાં નહોતું. અત્રે પ્રોબેશનની હીલચાલ કાયદા રૂપે નહતી. તથા તે પ્રમાણે કાર્ય પણ થતું નહિ. પરંતુ હજુએ એ "સંદેશ" પ્રવર્તતો હતો,—એ સંદેશને સ્થાપકો વળગી રહ્યા; આ પ્રમાણે વર્તવામાં તેઓ તે ક્ષણે અમુક પ્રકારની નિષ્ફલતામાં આવી પડતા હતા એમ લાગ્યું તો પણ તેઓ વળગી રહ્યાં. સ્થાપના પૂર્વે એક એવો સમય હતો જ્યારે એક ડેપ્યુટીએ કહ્યું, કે આ કાર્યના આધારમાં ફેરફાર કરવો જોઇએ અથવા તે પોતાનો ટેકો પાછો ખેંચી લેશે.

આમને જે ફેરફાર પસંદ હતો તેથી તો "સંદેશ"નું મરણ પણ નિપજ્યું હોત—તેની યુક્તિ ઘણા સમયથી ઉપયોગમાં લેવાતી, જડપરાયણ હતી. તેની સાથે વાદવિવાદ કરવામાં આવ્યો તથા જ્યારે એમ લાગ્યું કે તે એકમત થઈ શકવાનો નથી ત્યારે તેને પાછા હઠી જવાની રજા આપવામાં આવી. શ્રદ્ધાની આ સખ્ત કસોટી હતી, કારણ કે તે સમયે અનારંભાયલા કાર્યનો તે સર્વથી બલવાન્ સહાયક હતો. પરંતુ આ નિર્ણય એક મોટો ફેરફાર

કરનારી બાબત થઈ પડી. આ ક્ષણથી કાર્ય જલદીથી આગળ વધવા લાગ્યું-અન્ય સહાય કે આવી મળ્યા; દૂર થયેલા કરતાં પણ બલવાન્ મળ્યા, તથા એક વર્ષમાં જ, તેની સાથે બંધ થયલી જણાતી સરકારની મદદ અન્ય મારફતે મળવા લાગી. વ્યક્તિઓ કરતાં સિદ્ધાંતો વિશેષ બલવાન્ છે, એ બાબતનું આ એક સ્પષ્ટ દૃષ્ટાંત છે-પરંતુ આવી બાબતો વારંવાર બનાવના પહેલાં નહિ પરંતુ પછીથી જ સમજવામાં આવે છે; તથા આ બાબતમાં તો અવલોકનની અને રાહ જોવાની ઉભયે શક્તિયો, સ્થાપક એક થીઓસોફિસ્ટ હોવાને આભારી છે.

સમાપ્તિમાં હું એટલું પૂછીશ કે, શું થીઓસોફીસ્ટોને બાહ્ય દુનિયામાં કાર્ય કરવાનો વિશાલ પ્રદેશ નથી-કાર્ય કે જે ખાસ કરીને થીઓસોફિક પ્રકારનું હોય છે-જીવનનાં ઉપયોગી ક્ષેત્રોમાં થીઓસોફીના સિદ્ધાંતોને વ્યાવહારિક બનાવવાની સૂચના કરવા માગું છું. પ્રોબેશનની હીલચાલમાં જ આ જરૂરનો સમાવેશ થતો નથી. સર્વે ક્ષેત્રોમાં, સર્વે પ્રકારના સુધારાઓમાં, જો નવીન વિચાર પ્રવાહને ના ગુમાવવો હોય તો આંતર દૃષ્ટિવાળા કાર્ય વાહકોની આવશ્યકતા છે. આવું કાર્ય કરવામાં, આપણે થીઓસોફીને વ્યાવહારિક બનાવીએ છીએ એટલા જ્ઞાનથી આપણે સંતોષી બનવાનું છે તથા દુનીયાને જતી કરવાની છે, એ કદાચ ઉત્તમ હોય. પરંતુ નિયમને ઉલટાવી નાખવા કરતાં શું તે ઉત્તમ નથી? ખરેખર ઉભયના મિશ્રણમાં જ ભાવનાનો સમાવેશ થાય છે-કાર્ય રૂપ શબ્દમાં-પરંતુ આપણ સર્વ માટે આવો બેજે બેજેનો ઉચ્ચાર સંભવિત નથી; આપણી શક્તિયોના સંપૂર્ણ વિકાસ માટે આપણે પ્રયત્ન પરાયણ થઈએ છીએ તેવામાં, "નામનું પુનરાવર્તન કરનાર નહિ, પરંતુ ઇચ્છાને કાર્યમાં અવતારનાર" એવા એકવાર મળેલા મહાન્ ઉપદેશને સ્મરણમાં લાવતાં આનંદ થાય છે.

[ Theosophist—July 1908. ]

નોટ—ઉપરનો લેખ લખાયા પછી રોમની સગીરો માટેની મંડલિની મેમ્બરોની સંખ્યા ત્રણસેની થઈ છે તથા મીલન, ટુરીન અને ફ્લોરેન્સમાં તેના જેવી મંડલિઓ ઉભી થઈ છે તથા તે દરેકમાં સો કરતાં વધારે મેમ્બરોની સંખ્યા થઈ છે. મીનીસ્ટર આફ જસ્ટીસે એક સક્યુલર બહાર પાડયો છે, સગીર અને પુખ્ત ઉમ્મરના ઉપર ચલાવવાના કેસોને જુદા પાડયા છે-ઇટાલિમાં જુવેનાઇલ કોર્ટોની સ્થાપના પ્રત્યેના પ્રથમ પગલા રૂપ આ કાર્યને ગણી શકાય. આ સર્ક્યુલરનો લેખ, મીનીસ્ટરની માગણીથી રોમ સોસાયટી ફોર બાઇનોર્સ કન્ડીશન લીક-ડેમ્ડના પ્રેસિડેન્ટે તૈયાર કર્યો હતો.

---

# । स्कुलो अने कोलेजोमां चालती अशांत्ति ।

( અનુસંધાન પૃષ્ઠ-૧૫૨ થી. )

વિદ્યાર્થિઓની તથા સ્કુલો અને કોલેજોના કાર્યવાહકોની સ્વતંત્રતા ઉપર "રીઝલી સર્ક્યુલર" કેટલી હદ સુધી એક પ્રકારના અયોગ્ય બંધન રૂપ છે? "શિક્ષકો તથા વિદ્યાર્થિઓ ઉભયેના રાજ્યદ્વારી હીલચાલમાં પોતાની જાતે જોડાવાના તથા રાજ્યદ્વારી ઉશ્કેરણીનાં સાર્વજનિક કાર્યો પાર પાડવામાં તથા ઉભાં કરવામાં આગળ પડતો ભાગ લેવાના વલનની" સૂચના કરતો સર્ક્યુલરનો આરંભ થાય છે. પોતાનું ભાન ઠેકાણે હોય એવો કોઈ પણ માનવિ આવા પ્રકારના વલનને ઇચ્છવા યોગ્ય ગણશે, તથા જ્યાં શિક્ષકો અને વિદ્યાર્થિઓ પોતાની જાતે વ્યાવહારિક રાજ્યદ્વારી ઉશ્કેરણીનાં વમળમાં પડે એવી શાલા પાઠશાલાઓમાં કેલવણીના હેતુઓને સારી રીતે પાર પાડવાનું સંભવિ શકે? એવા પણ સમયો હોય છે કે જ્યારે આ પ્રમાણે વર્તવું પડે છે, પરંતુ આવા સમયો રાજ્ય-વિપ્લવના હોય છે. યુવક-રાજ્યનીતિના હિમાયતીઓ શું રાજ્યવિપ્લવની ઇચ્છા રાખે છે? કદાચ એમ પણ હોય. પરંતુ શું આ બાબત માટે હિન્દ ઉત્સુક છે? હું એમાં શંકા કરવાની રજા લઉં છું. પાક્ષિક રાજનીતિ સાથે સંબંધ ધરાવતો આ કોઈ પ્રકારનો પ્રશ્ન નથી. આ એક એવા પ્રકારનો પ્રશ્ન છે છે કે જે વિષે દરેક વફાદાર પૌરજનને પોતાનો નિશ્ચિત મત દર્શાવવાનીજ જરૂર છે.

શાલાના વિદ્યાર્થિઓને "રાજ્યદ્વારી સભાઓમાં" ભાગ લેતા "અથવા કોઈ પણ પ્રકારની રાજ્યદ્વારી ઉશ્કેરણીમાં જોડાતા" અટકાવવામાં આવ્યા છે. ઘણું ખરૂં આ અટકાવ સામે ગણ્યાં ગાંઠ્યાં માબાપ જ વાંધો ઉઠાવશે.

પાઠશાલાના અભ્યાસિયો "શાલાના વિદ્યાર્થિઓને આપવામાં આવે છે તેના કરતાં કાર્ય કરવાની કંઈક વિશેષ છૂટ માટે યથાર્થ રીતે પોતાનો હક દર્શાવી શકે." "સામાજીક સભાઓમાં, વ્યાવહારિક ભાગ લેવાથી ભિન્ન રીતે ભાગ લેવાની" તેટલા માટે તેમને છૂટ આપવામાં આવી છે; પરંતુ જો વિદ્યાર્થિઓ એવી રીતે વર્તે, કે "તેમની કોલેજને ન ઇચ્છવા યોગ્ય કલંક લગાડે," અથવા તેઓ "રાજ્યદ્વારી ઉશ્કેરણીમાં એવી રીતે" ભાગ લે કે જેથી "સમગ્ર જીવન તથા તે સ્થાનના કેલવણીના કાર્યમાં ખલેલ પડે," અથવા જો તેઓ "પીકેટીંગ તથા ઉધાડા સાહસમાં" ભાગ લે, તો તેમની કોલેજને ચેતવણી આપવાની છે, તથા જો તે પ્રત્યે દુર્લક્ષ્ય કરવામાં આવે તો યુનિવર્સિટી સાથેનો તેનો સંબંધ તોડી નાખવામાં આવશે.

નિંદાયુક્ત ટીકા વ્હોરી લેવાના જોખમે પણ મારે એટલું કહેવું જ જોઇએ, કે આ બંધનો અને તો ઘણાંજ બુદ્ધિ પૂર્વક યોજાયલાં લાગે છે. રાજ્યદ્વારી સભાઓમાં ભાગ લેવાની છૂટ સ્પષ્ટ રીતે આપવામાં આવી છે, પરંતુ કોલેજના કોઈ ક્રમમાં ખલેલ કરે એવા વર્તન માટે મના કરવામાં આવી છે. કોઈ પણ સરકાર જબરજસ્તીની રજા આપી શકે નહિ, સામાજીક સલાહ શાંતિ જાળવવાં એ સરકારનું પ્રથમ કર્તવ્ય છે. માત્ર વિદ્યાર્થિઓને જ આ

બાબતની મના કરવામાં આવી છે એમ નથી, પરંતુ દરેક જણના સંબંધમાં તે માટે કાયદાપૂર્વક શિક્ષા થઈ શકે એમ છે.

સર્ક્યુલર આગળ ચાલતાં જણાવે છે, કે હાઇસ્કુલના માસ્તરોને પોતાના રાજ્યદ્વારી અભિપ્રાયો ધરાવવાનો હક છે, પરંતુ તેમના ઉપર કેટલીક ખાસ જવાબદારીઓ છે તથા તેમના વિચારોને દર્શાવવાનો વિસ્તાર આવડે હદવાળો બને છે. જો તેઓ અભ્યાસિયોને સત્તા માટેના માનને ઉથલાવી પાડે એવા સિદ્ધાન્તોનો ઉપદેશ આપે, અથવા તેમને રાજ્યદ્વારી સભાઓમાં લઈ જાય, અથવા તેમના પોતાના રાજકીય વિચારો અનુસાર તેમને કેળવવામાં તેમની સંમતિ માટે ઉત્તેજન આપે, તો તેમને માસ્તરો તરીકેના તેમના કર્તવ્યનું ઉલ્લંઘન કરેલા ગણવામાં આવ્યા છે. ઇગ્લેન્ડમાં પણ ખાત્રીથી આ આમ જ ગણવામાં આવે; હેરો અથવા ઇટનની શાલાનો કોઈ પણ માસ્તર પોતાના દરજ્જાનો આ પ્રમાણે દુરૂપયોગ કરવાનું સ્વપ્નમાંએ લાવશે નહિ.

કોલેજોના પ્રોફેસરોને આથી વધારે છૂટ આપવામાં આવી છે, પરંતુ તેમને પણ પોતાના અભ્યાસિઓને રાજ્યદ્વારી પક્ષાવલંબનમાં દોરવાના નથી અથવા તેમના કોલેજના જીવનને છિન્નભિન્ન કરવાનું નથી.

આ વિચારોમાં એવું કંઈ પણ નથી કે જે ઈંગ્લેન્ડના સ્કુલ અને કોલેજના જીવન સાથે સાધારણ રીતે મળતું આવતું ના હોય; કોઈ પણ દેશ પોતાનાં કેલવણીનાં કેન્દ્રો રાજ્યદ્વારી આવેશનાં વમળોમાં પલટાઈ જાય એવું ઇચ્છશે નહિ. માત્ર વર્તમાન ક્ષણની ઉશ્કેરાયલી લાગણીઓજ વિચારવંત લોકોને સામાન્ય સામાજીક જીવનની આવી સ્પષ્ટ રીતે સત્ય બાબતોને ધિક્કારતા બનાવી શકશે.

દેશમાંની યુનિવર્સિટીની સાથે જોડાયલી દરેક કોલેજને તથા સરકારી મદદ મેળવતી દરેક સ્કુલને આ પત્ર બંધનમાં મૂકે છે; આથી દૂર જઇને વિચાર કરતાં પણ પૂર્વે કહ્યું હતું તેમ આ બાબત સાધારણ રૂપ છે. જો સરકારે આ કાયદા ના ઘડ્યા હોત તો કોલેજોને પોતાને માટે તે બનાવવા પડત, કારણ કે તેમની પાસે કેલવણી લેવા આવતા અભ્યાસિયોનાં માબાપોને તેઓ જવાબદાર છે. હિન્દીઓના રાજ્યદ્વારી અભિપ્રાયો અંગ્રેજોનાં જેટલા જ ભિન્ન ભિન્ન છે; એક પ્રકારના અભિપ્રાયનાં માબાપોને પોતાનાં બાલકોને કેળવવા માટે પોતાના કરતાં વિરૂદ્ધ રાજ્યદ્વારી અભિપ્રાયોમાં કેળવનારા માસ્તરો અને પ્રોફેસરોની જરૂર નથી. કોલેજોમાં વિનિત પક્ષવાળાઓના પુત્રોને ઉદ્દામ પક્ષના વિચારવાળા પ્રોફેસરો પોતાના અભિપ્રાયાનુસાર કેળવે એ ચાલી શકશે નહિ, તેમ જ **મી. તિલક** અતિવિનિત પક્ષના વિચારવાળા પ્રોફેસર વડે પોતાના પુત્રોને તેમના પિતાને ધિક્કારવાનું શિખવાતું જોઇને પ્રસન્ન થશે નહિ- મિજાજ સહજ વિશેષ શાંત પડવા સાથે દરેક જણ જોઈ શકશે તેમ બાલકોને આ પ્રમાણે રંગવાં, એ મોટામાં મોટા વિશ્વાસઘાત સમાન ગણાશે.

આ અરસામાં મારી જ્યાં સુધી લાગવગ ચાલે છે ત્યાં સુધી, સેન્ટ્રલ હિંદુ કોલેજ

કેલવણીના સ્થાન રૂપે ચાલુ રહેશે; રાજ્યદ્વારી ખળભળાટના એક ક્ષેત્રરૂપ તે બનશે નહિ. મી. તિલક અને મી. ઘોષ તેમની મરજીમાં આવે તેટલી મારી નિંદા કરે, પરંતુ જ્યાં સુધી હું આ કોલેજના પ્રેસિડેન્ટના પદમાં છું ત્યાં સુધી તો, તેમના પ્રાદમાં ના નમતી હિંદમાંની દરેક ઉપયોગી બાબતને તેઓ તોડી પાડવાનો પ્રયત્ન કરે છે તેમ આને તોડી પાડવાના તેમના પ્રયત્નો સામે મારે તેનો બચાવ કરવો પડશે. ગણ્યાં ગાંઠયાં માનવિઓનો બલાત્કાર, વિચારહીન માનવિઓનાં મન ઉપર પ્રજાકીય ઇચ્છાના એક ચિન્હરૂપે વારંવાર અસર કરે છે, કારણ કે શાંત પ્રકૃતિનાં માનવિઓનો વિશાલ સમૂહ સ્પષ્ટ વક્તા થવાથી પોતા ઉપર તેમની નિંદા વહોરી લેવાની ભીતિમાં હોયછે. સામાજીક જીવનના લાંબા અનુભવે મને આ ભીતિમાંથી છૂટી કરી છે, અને તેથી હું આટલું બોલું છું.

એનિ. બેસંટ.

( C. H. C. Magazine. )

---

# ॥ धर्मोमां गुरुओनुं स्थान ॥

( અનુસંધાન–પૃ૪–૧૫૬ થી. )

પોતે માનવશાલા રૂપે સ્થાપેલો ધર્મ અથવા સંપ્રદાય જ્યાં સુધી દુનિયામાં અસ્તિત્વમાં છે ત્યાંસુધી કોઈ પણ ગુરુથી આપણી માનવજાતનો ત્યાગ કરી શકાવાનો નથી. કેટલાક આવા સંબંધમાંથી દૂર થઈ ગયા છે, તેમને હવે ગુરુઓના નામથી વ્યવહરી શકાય એમ નથી– ગુપ્તસૃષ્ટિમાં તેમને આપવામાં આવતાં નામ ભિન્ન પ્રકારનાં છે–જેઓ દૂર થયા છે તેઓ એટલા માટે એમ દૂર થયા છે, કે તેમના ધર્મો મરણ શરણ થયા છે: પ્રાચીન ઈજીપ્ત અને ખાલ્ડીયાના ગુરુઓ આ દુનિયામાંથી એવાઓના સાથમાં ગયા છે, કે જેઓ હવે દેહભાર વહન કરતા નથી. પરંતુ દરેક જીવતા જાગતા ધર્મના ગુરુઓ દુનિયામાં વાસ કરી રહ્યા છે તથા તે તે ધર્મના લોક માટે, ઈશ્વર અને માનવિ વચ્ચેનો સંબંધ કરાવનાર રૂપ છે; ગુરુ એક દિવ્યપુરુષ સમાન છે, તેમની પાસે સહાય માગતા બંધુઓ સાથે અભેદભાવ પામેલા હોય છે, ઉપર નીચે સર્વ પાસા વ્યાપેલા ઈશ્વર સાથે તન્મય બનેલા હોય છે, તથા તેમના દ્વારા આધ્યાત્મિકજીવન હમેશાં વહ્યાં કરે છે. ક્રિશ્ચનશાસ્ત્રોમાં ક્રાઈસ્ટને માટે યોજવામાં આવતો “મધ્યસ્થ” શબ્દ એક પ્રકારના યથાર્થ અને જીવંત સબંધને દર્શાવે છે. ઈશ્વર અને માનવિ વચ્ચે આવા મધ્યસ્થો હોય છે, તે સર્વે ઈશ્વરી–પુરુષ સમાન હોય છે, યથાર્થ ક્રાઈસ્ટભૂમિકાને પામેલા હોય છે. બાહ્ય ઈશ્વર અને આંતરઈશ્વર વચ્ચેના આવા સંબંધો, એક તરફથી સહાય મળવા માટે તથા અન્યના આવિર્ભાવ થવા માટે જરૂરના છે. પોતાની

શક્તિઓને વિકસાવતો આપણો આંતરનો ઈશ્વર, આપણી બાહ્યના ઈશ્વરને પ્રતિઉત્તર આપે છે તથા દિવ્યતાની આવિર્ભાવ પામેલી પ્રકૃતિને ભોગવનાર ઈશ્વરી-પુરુષ એ ઉભયને જોડનારી સાંકળ સમાન છે, તથાપિ તે પોતાના દેહધારી બંધુઓ સાથે અભેદ ભાવ પામેલા રહે છે. હા, આ એક પ્રકારનું બંધન છે. પરંતુ આ એક ઈચ્છા પૂર્વક સ્વીકારેલું બંધન છે-એક નવીન ઈશ્વરાદેશનો પ્રચાર કરવાને, દુનિયામાં નવીન દિવ્ય સામ્રાજ્ય સ્થાપવાને જે સમયે દિવ્ય ધવલશાલામાંથી એક સંદેશહારક આવેલા તે સમયે સ્વીકારાયલું આ એક બંધન છે. દુનિયાને દિવ્યઈશ્વરાદેશનો એકાદ નવીન સિદ્ધાન્ત ઉપદેશવાનો મહા ભારે બોજો ઉઠાવનાર દિવ્યપુરુષની જવાબદારી અતિ મોટી છે. તેમાંથી જેની જેની વૃદ્ધિ થાય છે તે સર્વ તેના ભાવિના બોજાને ભારે બનાવે છે. પોતે કેન્દ્રરૂપ છે એવી ધર્મ સંસ્થામાં જે જે થાય છે તે સર્વનું તેના ઉપર પ્રતિકાર્ય થવું જ જોઇએ તથા આખરે પણ તે જાતે જ જવાબદાર છે; અપૂર્ણ, પાપી, અજ્ઞાની સ્ત્રીપુરૂષોના એક સંઘમાં હમેશાં આ દિવ્યસિદ્ધાન્ત ઉપદેશાતો હોવાથી, એ આડા અવળો થવો જ જોઇએ, મારી ફૂટીને તેના ગમે તેમ અર્થ ઉઠવાજ જોઇએ, કારણ કે જે સાધનો દ્વારા તે પ્રવર્તે છે તે અપૂર્ણ છે. આથી જ આવા દરેક ગુરુને એક "યજ્ઞ" રૂપે વર્ણવવામાં આવે છે-તેઓ સાથે સાથે જ હોતા અને હવન રૂપે હોય છે, માનવિ માનવિ માટે કરી શકે તેવો આ મોટામાં મોટો યજ્ઞ હોય છે; આવા પ્રકારનો યજ્ઞ એટલા બધા સામર્થ્યવાળો હોય છે કે જેનામાં માનવબંધુતાનો આવિર્ભાવ નથી થયો તેવા કોઈ પણ આવો એક યજ્ઞ કરવાને જોઇએ તેટલા બલવાળા નથી, તેનો ભાર વહન કરવાને જોઇએ તેટલા સામર્થ્ય વાળા નથી. ક્રાઇસ્ટનો યથાર્થ યજ્ઞ આવા પ્રકારનો છે; મરણ પામવાની થોડાક કલાકની વેદના રૂપ નથી, પરંતુ તેના આશરા નિચેના લોક મોક્ષ ના પામે અથવા કોઈ અન્ય પ્રભુના આશરો નિચે ના જાય ત્યાં સુધી જડના ક્રોસ ઉપર ઝમાનાઓના ઝમાનાઓ પર્યંત મરણ અનુભવવા રૂપ છે. આથી હમેશાં આ માર્ગને "પ્રતિરોધના માર્ગ" ના નામથી વ્યવહરવામાં આવે છે. ક્રિશ્ચિયાનીટીનો જન્મ થવાનાં ઘણાં વર્ષો પૂર્વથી આ "પ્રતિરોધનો માર્ગ" દરેક દીક્ષિતના જાણવામાં હતો; તે સમયની દુનિયાના કર્ણમાં પ્રાચીન સંદેશને પુનઃ સંભળાવવાની મહાન સેવાને ખુશીથી ઉઠાવી લેનારાઓજ એ માર્ગે પળતા ગણાતા હતા. એક મહાન યજ્ઞઃ કારણ આ મહાસેવા ખુશીથી ઉઠાવનાર કોઈ પણ રહી શકતા નહિ, કે તેમણે સ્થાપેલા ધર્મના આગામિકકાલમાં શાનો સમાવેશ થાય છે, તેમણે દુનિયામાં આરંભેલા મંદલનોત્પત્તિ કાર્યો કેવાં થશે. આવા ધર્મ અથવા મંદિરનાં દરેક પાપ તથા દોષ, સ્થાપકના નામની છાપ સાથે કર્મના કાંટા ઉપર ચઢે છે. આ માટે તે જવાબદાર છે, તથા આ જવાબદારી ઉઠાવવી એ જ તેનાથી થતો મહાયજ્ઞ છે, આવું પરિણામ અનિવાર્ય છે; કારણ કે એક અપૂર્ણ દુનિયામાં કોઈ પણ પ્રકારની પૂર્ણતાને સંપૂર્ણતાથી પ્રતિબિંબિત કરી શકાશે નહિ. જેમ પાણી ઉપર પડતું સૂર્ય કીરણ મરડાય છે, આડું અવળું થાય છે તેમ અપૂર્ણ માનવિઓની જાતિમાં પડતાં સંપૂર્ણ સત્યનાં કીરણોનું પણ થાય છે; આ લોકમાં કોઈ પણ પ્રકારનું કાર્ય એક સંપૂર્ણ કાર્ય રૂપે હોતું નથી એક પ્રાચીન ગ્રંથમાં "કર્મ" વિષે ઉપદેશાયું છે, "જેમ ધૂમવડે અગ્નિ આવૃત થાય છે તેમ દોષવડે સર્વ આરંભો આવૃત થયલા હોય છે." અગ્નિ સમાન દરેક ઉપદેશની આસપાસ, સત્યના દરેક શબ્દની આસપાસ મધ્યસ્થ વ્યક્તિના દોષ રૂપ ધૂમ વિંટાઈ રહે છે. સ્થાપકે જો અગ્નિ સમાન ઉપદેશને પ્રવર્તાવવાની ઈચ્છા હોય તો ધૂમની તીવ્રતા સહન કરવી

જ જોઇએ. ગમે તેટલો ઝાંખો, ગમે તેટલો અપૂર્ણ પણ આ બાબતનો સ્વીકાર, માનવિના હૃદયમાં તેમના દોષોને સહન કરનાર તથા તેમને માટે ઇશ્વિરનો માર્ગ ઉઘાડી આપનાર આવા પુરૂષો ઉપકારની ભાવના પ્રકટાવશે.

લોકમાન્ય ક્રિશ્ચાનિટિનાં કેટલાંક સ્વરૂપોમાં ક્રાઇસ્ટના યજ્ઞ વિષે બોલતાં આ બાબતને વિરૂપ બનાવી દેવામાં આવી છે; પાપી અને મૂર્ખ માનવિઓ માટે આ યજ્ઞ કરવામાં આવ્યો નથી પરંતુ સમગ્ર સંપૂર્ણતાના પ્રભુ માટે તે કરવામાં આવ્યો છે, જેમને પોતાના જીવનમાંથી ઉદ્‌ભવેલાં બાલકોને પોતાનામાં એક સ્વરૂપ બનાવવા માટે કોઈ પ્રકારના દુઃખ રૂપ યજ્ઞની આવશ્યકતા નથી. માનવ અજ્ઞાનની વિકૃતિઓમાંની આ એક છે; ધર્મના નામે બોલવામાં આવતી અસત્ય બાબતે પ્રભુ માટેના સંપૂર્ણ પ્રેમને ઝાંખો બનાવી દીધો છે; અવતાર ધારી દરેક દિવ્યપુરૂષ, દિવ્યહૃદયના એક પ્રકારનો આવિર્ભાવ રૂપ હોય છે તથા માનવિઓ પ્રત્યે ઇશ્વિરના એક પ્રકારના આવિષ્કરણ રૂપ હોય છે. એમ શી રીતે સંભવે, કે પોતાના પ્રેમની કોમલતાથી માનવ હૃદયોને જીતી લેનાર દયામય ગુરૂ, જો તેના કરતાં પ્રબલ પ્રકારનો દયા ભાવ ઇશ્વિરમાં ના હોય, તથા માનવિ કરતાં ઇશ્વિર મહાન્ હોવાથી તેની માનવજાત કરતાં તે વિશેષ ગંભિર ના હોય તો, ઇશ્વિરના એક પ્રકારનાં આવિષ્કરણ કર્તા રૂપ સંભવિ શકે? સત્યના પ્રકાશે, જેમને તે દર્શાવવામાં આવતું હતું તેમનાં ચક્ષુઓને ઝાંખવી નાખ્યાં તથા તેમનાં અજ્ઞાન, ભીતિ અને સંકોચે, એક સંપૂર્ણ યજ્ઞને, ઇશ્વર પ્રત્યેના યજ્ઞનું એક પ્રકારનું ભયંકર સ્વરૂપ આપ્યું; તેણે આ સ્વરૂપ ક્રિશ્ચિયન ધર્મમાં જ ધારણ કર્યું એટલું જ નહિ પરંતુ અન્ય ધર્મોમાં પણ આમજ બન્યું. પ્રાચીન ધર્મોમાં હમેશાં નહિ પરંતુ મોટે ભાગે જન્મ અને મરણનો વૃત્તાંત એક રૂપકરૂપ હતો, તેમના કહેવા પ્રમાણે એક "પુરાણ કથા" રૂપ હતો, એક પ્રકારના ઉંડા સત્યને સ્પષ્ટ દર્શાવતો હતો. સિદ્ધાન્તના સાદા ખુલાસાઓ સામે થવાનો કેળવાયલા માનવિઓનાં આંતરમાં ક્ષોભ ઉપજાવનાર દુઃખનો તથા વિરક્તિની ભાવનાનો તેમણે ત્યાગ કર્યો; યજ્ઞનું મહાન્ સત્ય યથાર્થ છે, પરંતુ તે કંઈ માનવિના પ્રતિનિધિ અને ઇશ્વિર વચ્ચે કરવામાં આવતા એક પ્રકારના કાયદાપૂર્વક કરાર રૂપ નથી; પરંતુ દિવ્ય સત્તા સ્વતઃપ્રદર્શિત થવાના પ્રયત્ન રૂપ છે, પોતાના લોક છૂટા ના થાય ત્યાં સુધી જડના ક્રૉસ સાથે યજ્ઞના ઇચ્છિત બંધન રૂપ છે.

પૂર્વે મેં કહ્યું તેમ પછીથી તે અન્ય સૃષ્ટિયોમાં જાયછે, અન્ય કાર્ય કરે છે તથા તેને હવે વધારે વાર પ્રજ્ઞાનના એક ગુરૂ તરીકે ગણવામાં આવતો નથી.

આપણે આ ભાવના પ્રત્યે લક્ષ આપીને હવે આટલો પ્રશ્ન મૂકીએઃ "દુનિયાના ધર્મોમાં આવા ગુરૂઓને કેવા પ્રકારનું કાર્ય કરવાનું છે, તથા શા માટે ગુરૂઓની આ ભાવનાને અનેક વર્ષોની પરંપરા કરતાં વર્તમાન દુનિયામાં આટલી બધી સજીવન બનાવવામાં આવી છે તથા એક રીતે આટલી બધી વધારે જીવતી જાગતી બનાવી છે?" પૂર્વે મેં કહ્યું તેમ ક્રિશ્ચન ધર્મના આરંભના દિનોમાં આ ભાવના તમારા જોવામાં આવે છે; પરંતુ એક જીવતા જાગતા સત્તરૂપે તે દેવલોકમાંથી વિશાલતાથી વિનાશ પામી છેઃ ક્રિશ્ચન ધર્મના ગુરુ જીસસને તેઓ મૃતમાંથી સજીવન બનીને સ્વર્ગમાં આરોહણ પામેલા માને છે. અજ્ઞાનની જડવાદનું રૂપ

ધારણ કરતી ભાવનાએ આરોહણને દૂર નાસી જવા રૂપ બનાવ્યું છે, તથા દિવ્ય પુરૂષ તો ગયા છે, તથાપિ ઇશ્વર તો હજુ છે. પરંતુ આ તો પ્રાચીન સત્યને માત્ર સ્થૂલ રૂપ આપવા સમાન છે; કારણ કે યથાર્થ સિદ્ધાન્ત પ્રમાણે સ્વર્ગ કંઇ એક એવું દૂર આવેલું સ્થાન નથી કે જ્યાં લોકને જવું પડે છે. કોઇને પણ ત્યાં જવું પડતું નથી; તેમને માત્ર તેમનાં ચક્ષુઓ ખોલવાનાં હોય છે તથા તેને તેમની આસપાસ સર્વ પાસા અવલોકવાનું હોય છે. સ્વર્ગ, એ એક પ્રકારના સૂક્ષ્મજીવનની એવી દશા છે, કે જે માનસિકભુવનના ઉચ્ચ દેહોમાં અનુભવી શકાય છે, તેને માટે અહિં તહિં ભટકવાની જરૂર પડતી નથી, તેને શોધવાને ઉત્તર, દક્ષિણ, પૂર્વ અથવા પશ્ચિમમાં જવું પડતું નથી. એક સમર્થ મહાત્માએ ઉપદેશ્યું છે;—"નિહાળો! સ્વર્ગના સામ્રાજ્યનો સમાવેશ તમારા આંતરમાં જ થાય છે!"—ચંદ્ર અથવા સૂર્ય અથવા તારાઓની પાર દૂર દૂરના પ્રદેશમાં તેનો સમાવેશ મતો નથી. ઇગ્લન્ડનું ચર્ચ દર્શાવવા માગે છે તેમ જીસસનું સ્વર્ગારોહણ—વર્તમાન કાલનાં માનવિઓને અત્યંત વિચિત્ર લાગે એવા શબ્દોમાં, કારણ કે તેમના ગૂઢ અર્થનો વિનાશ થયો છે, તથા જેને સંત–પૉલ "સ્થૂલ" ખુલાસા રૂપ ગણતા હતા તેવો જ તેમનો અર્થ થવાને લીધે—ઇગ્લેન્ડના ચર્ચની ચોથી કલમમાં એવા પ્રકારે વર્ણવવામાં આવ્યું હતું કે તેમનું સ્વર્ગારોહણ થયું, તથા તેમની સાથે તેઓ તેમનાં "માંસ, અસ્થિ, તથા માનવ પ્રકૃતિની સંપૂર્ણતા સાથે સંબંધ ધરાવતા સર્વને" લેતા ગયા. હવે જો તમે આનો અક્ષરશઃ તથા સાદા રૂપમાં જ ખુલાસો આપશો તો સ્વાભાવિક રીતે વિચારવંત પુરૂષો તેના સામે વિરોધ દર્શાવશે. સ્થૂલ દેહ, અને સ્થૂલ અસ્થિઓ હવા મારફતે આકાશમાં પાર જાય એ વિષે આ શું કહેવાનું, સૂચવવાનું છે? અને તે જાય છે પણ કયા પ્રદેશમાં? વર્તમાન કાલનાં માનવિઓ આ બાબતને આવા અર્થમાં માની શકતાં નથી, અને તેથી તેઓ ચિન્હ અને રૂપકરૂપ શબ્દોમાં દર્શાવાયલા આધ્યાત્મિક સત્યને સમજી શકતા નથી. જીસસ ગુરુ જતા રહ્યા પરંતુ સ્થૂલમાં હજુ પૃથ્વીમાં વસે છે, એટલી સત્ય બાબત છે, ઉપરની કલમમાં આ સત્યને દર્શાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે; દૂર દૂર પ્રદેશમાં આવેલા સ્વર્ગમાં ઇશ્વિરના જમણે હાથે બેસવા માટે તે જતા રહ્યા છે તથા ત્યાંથી તે ફરીથી ન્યાય ચલાવવાને આવવાના છે, એવો અર્થ સૂચવવાનો નથી. તેમનો દેહમાં વાસ છે તથા દેવલના મધ્યમાં પણ વાસ છે, કે જે તેમના યથાર્થ ગૂઢ દેહ સમાન છે; જ્યાં સુધી આ દેવલ અસ્તિત્વમાં છે, જ્યાં સુધી આચર્ચ દુનિયામાં મળી આવે છે, ત્યાં સુધી તેના ગુરુનો તેમાં નિવાસ રહેશે તથા એક માનવ દેહમાં પણ વાસ રહેશે. તેઓ કંઈ દૂર દૂર જતા રહ્યા નથી, અક્ષરશઃ અર્થમાં તેઓ ઉંચે ઉંચે કોઈ પણ સ્થાને ચઢયા નથી, પરંતુ પોતાના સમગ્ર સંદેશમાં, ધર્મમાં વ્યાપી રહ્યા છે, તથા છેલ્લામાં છેલ્લો ક્રિશ્ચન ધર્માનુયાયી મોક્ષ ના પામે અથવા અન્ય ધર્મમાં ના જન્મે ત્યાં સુધી પૃથ્વીમાં નિવાસ કરવો પડે છે. રહસ્ય આવા પ્રકારનું છે. તેઓ જીવે છે તથા તેમની પાસે જઈ શકાય છે. જો અધ્યાત્મમંડલના સિદ્ધાંતની ક્રિશ્ચન ચર્ચને કોઈ પ્રકારની કીમત હોય તો તે એટલી જ છે, કે તેથી તેમના મધ્યમાં ક્રાઇસ્ટની શારીરિક હમેશની હાજરીના જીવતા જાગતા સત્યને ક્રિશ્ચન ધર્માનુયાયીઓનાં હૃદયમાં પુનઃ સજીવન બનાવે છે. ક્રિશ્ચન ધર્માનુયાયી તથા તે ચર્ચની હદમાં રહેનારા થીઓસોફીસ્ટોને જીસસની આવા પ્રકારની યથાર્થ માનુષતાનુ યથાર્થ

ભાન થયું છે. તેમના સમજવામાં આવે છે, કે જ્યારે તેઓ ગેલિલિના સમુદ્ર પાસે ફરતા હતા અથવા જેરૂસાલેમના માર્ગમાં ઉપદેશતા હતા ત્યારે જેમ તેમની પાસે જઈ શકાતું હતું તેમ યથાર્થ રીતે વર્તમાનમાં પણ થઇ શકે એમ છે; તે સમયની તેની હાજરીના ભાનની યથાર્થતાપૂર્વક તેઓ તેમને જાણી શકે; ભૂતકાલમાં કોઈ પણ શિષ્ય અથવા મહંત તેમની પાસેથી શિખિ શકયો હતો તેમ તેઓ તેની પાસેથી વર્તમાનમાં યથાર્થ રીતે શિખિ શકે; તેઓ એક જીવંત અને યથાર્થ અસ્તિત્વ સમાન છે;–રોમન કેથાલિક ચર્ચ કહે છે તેમ માત્ર વેદીના પવિત્ર સ્થલમાંજ નહિ પરંતુ ક્રિશ્ચયન ધર્માનુયાયીઓના હૃદયના અનુભવમાં આ બાબત કદાપિ સાક્ષિ વિનાની રહી નથી. ક્રિશ્ચ્યન ચર્ચના સમગ્ર ઈતિહાસને અવલોકો, તથા ગુરુ જીસસ સાથે એક પછી એક મહંતો કેવી રીતે જીવતા સંબંધમાં આવ્યા છે તે નિહાળો. દરેક મહાન્ સંત પુરૂષે પોતાના પ્રભુ સાથેના પોતાના સંબંધ વિષેના સ્વાનુભવનો ઉદ્‌ઘોષ કર્યો છે. માત્ર સરખામણીના વર્તમાન દિનોમાંજ, તથા ક્રિશ્ચન ચર્ચના કેટલાક વિભાગોમાં જ આ મહાન્ અને પ્રોત્સાહક સત્યને દૃષ્ટિપથમાંથી દૂર કરવામાં આવ્યું છે. ગ્રીક ચર્ચમાંથી તેનો કદાપિ વિનાશ થયો નથી; રોમનકૅથોલિક ચર્ચમાંથી તેનો કદાપિ નાશ થયો નથી. એ પ્રાચીન સંસ્થાઓના સંત પુરૂષોનો પુરાવો, ક્રિશ્ચન ધર્માનુયાયી અને ક્રાઈસ્ટ વચ્ચે હમેશાં ચાલતા આવતા સંબંધની સાક્ષિ આપે છે. હદપારના પ્રોટેસ્ટંટ પંથોમાં પણ તેમને આ માલૂમ પડી આવશે, જ્યાં જાતિય સંબંધની યથાર્થતાની જીવતી જાગતી સાબિતી આપવામાં આવે છે. માત્ર પુસ્તકો અને દેવલો દ્વારા જ નહિ પરંતુ માનવોનાં જીવંત હૃદયોમાં, કોઈ કોઈવાર સ્થૂલ ચક્ષુઓને પણ દૃશ્ય થતો, સંતપુરૂષના આંતર્ દર્શનમાં પ્રકાશતો, પયગંબરની આંતર્ પ્રેરણામાં બોલતો–તે કદાપિ ક્રિશ્ચન ધર્મની હદની બહાર પસાર થયો નથી. વર્ષોવર્ષ તે વિશેષ બલવાન્ બનીને પાછો આવે છે, વિશેષ આંતર્ બલ પૂર્વક આ ભાવના પુનઃ પ્રવર્તે છે, તથા તેને વિશેષ યથાર્થતા અને સામર્થ્યનો આધાર હોય છે; આ ભાવનાનો પાછો ઉદય થાય છે કારણ કે ચર્ચમાંના ક્રાઈસ્ટને એમ માલૂમ પડ્યું કે વર્તમાન કાલનાં માનવિઓમાં વિસ્મૃતિ ઉભરાવતી જાય છે તેથી તેમણે પ્રાચીન દિનોની પેઠે, માત્ર પ્રેમના અવાજને બદલે ચાબુકનો ઉપયોગ કરવા માંડયો છે. કારણ કે જેટલા પ્રમાણમાં પ્રેમના અવાજને સાંભળવામાં આવ્યો નહતો તથા તેની હાજરીની યથાર્થતાને વિસારે પાડવામાં આવતી હતી તેટલા પ્રમાણમાં તેણે ઉચ્ચ દૃષ્ટિબિંદુથી કરાતી ટીકાના ચાબુકનો માનવિઓને પુસ્તકોમાંથી હાંકી કાઢીને ક્રિશ્ચન ધર્મના જીવતા ગુરુ પ્રત્યે પાછાં વાળવાને ઉપયોગ કર્યો છે. જ્યારે તમે પુસ્તકો, હસ્ત લેખો સભાઓ, દંત કથાઓના આધારે તમારા ધર્મ રૂપી શ્રદ્ધાનું ગૃહ બાંધો છો ત્યારે તમે તે રેતિ ઉપર બાંધો છો; તોફાન આવી લાગ્યું છે,–ટીકાનું, શોધનું, તટ્ટીકાઓનું તોફાન આવી લાગ્યું છે, શ્રદ્ધાનું ગૃહ ધ્રુજવા લાગ્યું છે કારણ કે તેનો પાયો રેતમાં નાખવામાં આવ્યો છે. પરંતુ તમારા ધર્મ રૂપ શ્રદ્ધાના ગૃહને માનવ અનુભવના ખડક ઉપર બાંધો, જેના ઉપર દરેક સત્ય મંદિર સ્થાપવામાં આવે છે તેના ઉપર બાંધો, માનવ અને દિવ્ય ચૈતન્ય વચ્ચેના વ્યક્તિવાચકસ્પર્શરૂપ ખડક ઉપર, પૃથ્વી ઉપરના માનવ પુરૂષના જાતિય અનુભવ સહ તથા નજીક અને આસપાસના સ્વર્ગપ્રદેશના દિવ્ય પુરુષના સહિત બાંધો, તો તમે તમારી શ્રદ્ધાનું ગૃહ એક એવા ખડક ઉપર બાંધશો કે જેને કશાથી પણ ડગાવી શકાશે અથવા વિનાશ કરીશ કાશે નહિ, તેની બહાર ગમે તેટલાં તોફાન ચાલતાં હોય તો પણ તે તમારૂં રક્ષણ કરશે.

આ પ્રમાણે દેવલોમાં, મિત્રોના જેવા શબ્દોમાં આપવામાં આવતા નરમ ઉપદેશથી જે તેઓ ના શિખિ શક્યા તે માનવિઓને શિખવવા માટે ચાબુકનો ઉપયોગ કરવામાં આવે છે. તેને માટે શત્રુઓને કામે લગાડવામાં આવ્યા છે, હુમલાખોરોનો, વિરોધિયોનો ઉપયોગ કરવામાં આવ્યો છે, તેમણે પોતાનાં હથિયારો તીક્ષ્ણ બનાવીને, અનેક જુના હસ્ત લેખોના ટુકડે ટુકડા કરી નાખ્યા છે; આનું પરિણામ એ થયું કે ક્રિશ્ચન ચર્ચને ક્રાઇસ્ટનો પોતાનો પુનઃ આશ્રય શોધવો પડયો છે, તેને વધારેવાર ઇતિહાસ મારફતે ઝાંખો ઝાંખો જોવામાં આવતો નથી પરંતુ ક્રિશ્ચન ધર્માનુયાયીનાં હૃદયચક્ષુ સમીપ એક જીવતી યથાર્થતા રૂપે જોવામાં આવે છે, તથા તેજ ક્રિશ્ચન ધર્મને નવ જીવન પૂરૂ પાડશે. રહસ્યની માન્યતા પુનઃ સજીવન બનશે તથા અક્ષરશઃ ખુલાસો કરવાની બાબત દૂર થશે. જ્યારે આમ થશે ત્યારે ક્રિશ્ચન ધર્મે પોતાની યુવાવસ્થા અને શક્તિને પુનઃ નવીન બલ આપ્યું હશે તથા તેના દેવલમાં ગુરુનો નિવાસ છે એટલું જાણ્યું હશે, તથા પ્રાચીન દિનોની પેઠે હજુ પણ તેઓ જીવન અને મરણના ગુરુ સમાન છે, એટલું અનુભવ્યું હશે.

એક યથાર્થ પ્રેરણા રૂપ તમને જડી આવશે, કે ઘણા ચુસ્ત ક્રિશ્ચન ધર્માનુયાયીઓ, જીસસની માનુષતામાં શ્રદ્ધાપૂર્વક માને છે; ગુરુની ભાવનાની આપણે માટે આવા પ્રકારની કીમત છે; તેના અસ્તિત્વની સત્ય બાબત હૃદયમાં કોરાવાની જરૂર છે. જો માત્ર આપણા જેવાં માનવિઓ અને ઇશ્વરજ અસ્તિત્વમાં હોય તો, એ ઉભય વચ્ચેનો ગર્ત અતિ વિશાલ બનશે, એ ઉભય વચ્ચેનો વિરોધ અતિ ભયંકર સ્વરૂપ ધારણ કરશે—આપણા આંતરૂમાં દિવ્ય સત્તાનો સમાવેશ થાય છે, એવું માનવામાં ઉત્તેજન આપનાર કંઈ પણ રહેશે નહિ. આપણને આપણી જાત એટલી બધી માલ વિનાની, એટલી બધી મૂર્ખ, એટલી બધી બાલિશતા ભરેલી લાગે છે, કે આપણે યથાર્થ રીતે ઇશ્વિર સ્વરૂપ છીએ એવું માનવાની પણ આપણે કોઈ કોઈવાર હિંમત ધરી શકતા નથી. આપણા વર્તમાનકાલમાં જીવનમાં, જે જે સર્વ પ્રકારનાં મૂર્ખાઈ ભરેલાં કાર્યોમાં આપણી જાતનો વ્યય થાય છે તે સહિત, આપણે જેથી આનંદ લઇએ છીએ અથવા ભીતિ પામીએ છીએ એવી સર્વ પ્રકારની બાલિશતા ભરી આશાઓને ભીતિઓ સહિત આપણને આ બાબત તદન અસંભવિત લાગે છે. આપણું સંકુચિત વર્તમાન જીવન એટલું બધું ક્ષુલ્લક તથા ગ્રામ્ય છે, કે આપણી જાતને દિવ્ય માનવાની આપણે ભાગ્યે જ હિંમત કરી શકીએ છીએ. આપણે પ્રાચીન વીરતા ભર્યા દિનોની વાતો કરીએ છીએ, તથા ધારીએ છીએ કે જો આપણે પણ તે ઝમાનામાં જીવતા હોવ તો પૂર્વ કાલના વીર પુરુષો, સંતો, મહંતો જેવા આપણે પણ વીરતા ભર્યા બન્યા હોત. પરંતુ સત્ય કહેવા માગીએ તો, માનવજાત ભૂતકાલમાં કોઈ પણ કાલે હતી તેટલી જ આજે વર્તમાન કાલમાં પણ દિવ્યતા વાળી છે. ભૂત કાલના મહંતોમાં હતી તેમ આપણામાં દિવ્ય સત્તા જો ઉદય થાય તો આપણે પણ તેમના જેવા જ વીરતાભર્યા નિવડીએ; બનાવોને લીધે આ ભેદ ઉપજી આવતો નથી, પરંતુ પૂર્વકાલના મહા પુરુષોના કરતાં આપણામાં ઇશ્વરી અંશ હજુ બાલ્યકાલમાં જ છે, તેથી જ માત્ર આ ભેદ સંભવે છે; પૂર્વ કાલના મહા પુરુષોમાં આ ઇશ્વિરીઅંશ, દિવ્યમાનુષતાની દશા પર્યંત પહોંચ્યો હતો. જ્યારે આપણે ગુરુઓ વિષે વિચાર ચલાવીએ છીએ તથા તેઓ છે એમ અનુભવીએ છીએ; કદાચ આથી

પણ વધારે, જ્યારે એકાદ સુખી ક્ષણે આપણને આવા દિવ્ય પુરૂષોની સહેજ સાંજ ઝાંખી થાય છે, અથવા એકાદ માનવ મિત્રના કરતાં **તેમની** હાજરીને વધારે નજીકમાં અનુભવીએ છીએ; અહા ! ત્યારે જ જેમ એક અખૂટ ભંડારમાંથી હોય તેમ **તેમના** તરફથી વહન થતી આંતર્ પ્રેરણા, આપણા આંતર્ જીવનને ઉત્તેજીત બનાવે છે, સતેજ કરે છે. એટલું આપણા અનુભવવામાં આવે છે, કે ઘણા થોડાજ જમાનાએ પૂર્વે, **તેઓ** આપણા જેવા જ હતા, દુનિયાદારીની ક્ષણિક બાબતોમાં લપટાયલા હતા; આંતર્માંના ઇશ્વરના આવિર્ભાવ, વિકાસ વડે **તેઓ** તેમની પારની દશાએ પહોચ્યા છે. તેમણે જે કર્યું છે, તે તમે અને હું પણ કરી શકીએ. **તેઓ** માનવ જાત માટે હમેશની આંતર્ પ્રેરણા તથા ઉત્સાહક બલ સમાન છે: તેઓ માનવિઓ છે તથા આપણે ઇશ્વિર છીએ તેટલાજ તેઓ માત્ર ઇશ્વિર છે; આપણામાં છે તેના કરતાં **તેમનામાં** ઇશ્વિર વિશેષ પ્રકટીકરણ પામ્યો છે, એટલો જ ભેદ છે: **તેઓ** પણ તેમના આરંભના દિનોમાં મૂર્ખ અને નબળા હતા; આપણે જેમ વર્તમાનમાં મહેનત કરીએ છીએ, પ્રયત્નપરાયણ બનીએ છીએ તેમ **તેઓ** પણ પ્રયત્ન, પ્રવૃત્તિ પરાયણ બન્યા હતા; આપણે વર્તમાનમાં જેમ નિષ્ફલ નિવડીએ છીએ તેમ **તેઓ** પણ નિષ્ફલ નિવડ્યા હતા; તેઓ આ સર્વને તરી પાર ઉતર્યા છે, સામર્થ્ય ઉપર સામર્થ્ય **તેમનામાં** પ્રકટ બનતું ગયું છે, આત્મજ્ઞાન, સત્તા અને પ્રેમ હમેશાં વધારે ને વધારે દિવ્ય બનતાં ગયાં છે. **તેમણે** જે જે કર્યું છે, તે તમે અને હું પણ કરી શકીએ. **તેઓ** માત્ર માનવ જાતનાં પ્રથમ ફ્લો સમાન છે, ઉત્તમોત્તમ દષ્ટાંતો સમાન છે; **તેઓ** કંઈ એક વિચિત્ર, ચમત્કારિક, દૂર દૂર વસનાર રૂપે નથી. ક્રિશ્ચ્યન ધર્માનુયાયીઓ જીસસની માનુષતામાં એટલામાટે માને છે, કે "તેમણે લલચાવાને લીધે દુઃખ સહન કર્યું છે, તેથી તેઓ લાલચમાં ફસાયલાઓને બચાવવાને શક્તિવાન્ છે." આ એક પ્રકારની યથાર્થ આંતર્ પ્રેરણા છે,' બુદ્ધિયુક્ત શ્રદ્ધા છે, કારણ કે માનવજાત અને ઇશ્વર વચ્ચેના આવા પ્રકારના સંસર્ગોના સંબંધમાં આવવા વડે જ તમે અને હું સમય જતાં દિવ્ય બની શકીએ છીએ. **તેનામાં** એ પરમાત્મ સત્તાનું દિવ્ય બિજક, પુષ્પ અને ફલમાં ફાલ્યું છે. જ્યારે તમે તમારા બાગની ભૂમિમાં એકાદ બિજ રોપો છો ત્યારે તે ઉગશે એવી સંપૂર્ણ આશાથી રોપો છો, તે એક વૃક્ષ, પત્ર, પુષ્પ, ફ્લ રૂપ બનશે એમ સારી રીતે માનો છો. આવાં પ્રકારનાં બિજમાંથી આવા પ્રકારનાં પુષ્પો ઉગે છે એમ સાબિત કરી આપનાર સર્વ પ્રકારના અનુભવ વડે તમે તે વાત માનો છો; તમારી શ્રદ્ધાને, બુદ્ધિયુક્ત શ્રદ્ધા બનાવવા માટે તમારી પાસે આ સર્વ બાબતનો આધાર છે. ટાંકણીના માથા કરતાં સહેજ મોટી એકાદ નજીવી ચીજને તમે વાવો છો તથા દષ્ટિની બહાર પૃથ્વીના અંધારામાં સંતાડો છો તે સમયે તમારા અંતરમાં જીવતી જાગતી શ્રદ્ધા હોય છે, કે એ બિજમાંથી સંપૂર્ણ પુષ્પ ખીલી નિકળશે. ગમે તો તમારા હૃદયના અંધકારમાં રોપાયલું હોય તો પણ તમારા અંતરમાં રોપાયલા દિવ્ય સત્તાના બિજમાં તેના જેવી જ શ્રદ્ધા રાખો. ગમે તો વર્તમાનમાં પ્રથમ ન્હાનો ફણગો જેમાં દટાયો છે; તે ભૂમિના અંધકારની ઉપર આવી શક્યો નથી તથાપિ તે બિજ ત્યાં છે એ તો નિઃશંય વાત છે; તે વધશે અને સંપૂર્ણ ફ્લ રૂપે પરિપક્વ બનશે. આ આમ થવું જ જોઇએ. દિવ્ય **ખેડૂતનામાં** કોઈ પ્રકારની નિષ્ફલતા સંભવતી નથી, જમીનમાં **તેના** હાથથી સજીવન ના હોય એવું એક પણ બિજ પડતું નથી. આપણા નિકટનાં પ્રદેશમાં **ગુરુઓ** હમેશાં

વસેલાં હોય છે, માનવિઓ કેવાં થઈ શકે, તેનાં જીવતાં જાગતાં દૃષ્ટાંત રૂપ છે–એટલું જ નહિ પરંતુ માનવિ ભાવિનાં શતકોમાં કેવા પ્રકારનાં બનવાનાં છે તેના નમુના રૂપ છે. તમે અને હું કેવા પ્રકારનાં બનીશું, તેની **તેઓ** જીવંત સાબિતી રૂપ છે; આપણી માનવ જાત રૂપ આરસપહાણમાં હજુ આટલાં બધાં ખાબચડાં, આટલાં બધાં ઘડાયા વિનાનાં રહેલાં પૂતલાંઓમાંના **તેઓ** સંપૂર્ણ તૈયાર બનેલા નમુના રૂપ છે. સર્વે માનવિઓ માટે **તેમની** આવા પ્રકારની કીમત છે, આપણને **તેઓ** જેવા છે તેવા બનવામાં મદદ આપવી, આધ્યાત્મિક જીવનના દરેક કણગાને આપણામાં વૃદ્ધિશીલ બનાવવો, એ પ્રકાશ પામવા માટેના આપણાં દરેક પ્રયત્ન અને પ્રવૃત્તિને બલવાન બનાવવાં, એ **તેમના** કાર્ય ક્રમનો એક વિભાગ છે. માત્ર મહાન્ ધાર્મિક સંસ્થાઓ બાંધવાનું જ નહિ પરંતુ તેમાં વસવાનું તથા એ સંસ્થાઓમાં પ્રવેશનાર દરેકના હૃદયમાં આધ્યાત્મિક જીવનનો પ્રવાહ રેડવો, એ **તેમનું** કીર્તિવંત કાર્ય છે. આ **તેમનું** શ્રેષ્ઠ-કર્તવ્ય છે; જો અધ્યાત્મવિદ્યા, દુનિયાના સર્વે ધર્મોમાં તે તે ધર્મના અનુયાયીઓને **તેમના** અસ્તિત્વની બાબત વિશેષ યથાર્થ બનાવવાનો તથા તેમની ભાવનાને નવીન ઉત્સાહ, બલ, સામર્થ્ય આપવાનો આટલો બધો પ્રયત્ન ચલાવી રહી છે તે એટલા જ માટે છે, કે પ્રજ્ઞાનના ગુરુઓ તરફની તે છેલ્લામાં છેલ્લી આંતર્ પ્રેરણા છે, તેથી દુનિયાના સર્વે ધર્મોમાં એ જીવન વહેવરાવવાના સાધન રૂપ તેજ વિશેષ સુગમ થઇ પડે એમ છે. આ આંતર્ પ્રેરણા માત્ર છેલ્લામાં છેલ્લી જ છે. આવા પ્રકારની એક આંતર્ પ્રેરણામાંથી સર્વે ધર્મોનો જન્મ થયો છે, તથા આ અને પૂર્વકાલની આવી પ્રેરણાઓમાં એટલો જ ભેદ છે, કે પૂર્વ કાલની પ્રેરણાઓએ દરેકે એકેક ધર્મની સ્થાપના કરી તથા તે ધર્મની આસપાસ એક દિવાલ બાંધી લેવામાં આવી તેથી દિવાલની અંદર માનનારા શ્રદ્ધાળુઓ રહ્યા તથા તેની બહાર અશ્રદ્ધાળુઓ રહ્યા; વર્તમાન કાલની પ્રેરણાના આધ્યાત્મિકઝરણની આસપાસ કોઇ પ્રકારની દિવાલો બાંધવામાં આવવાની નથી પરંતુ હદ વિના, કોઇ પ્રકારના બાધ વિના આ વારિને તો સઘળે વ્હેવરાવવાનું છે. થીઓસોફીના ( અધ્યાત્મ વિદ્યા ) સંદેશનું આ એક ખાસ લક્ષણ છે. તેની સાથે સર્વનો સમાન રીતે સંબંધ છે. તમે તેને તે નામથી નહિ બોલાવતા હો પરંતુ કદાચ જેઓ તેને જે નામથી બોલાવે છે તેમના જેટલું જ તે તમારૂં છે. તે સર્વે ધર્મોમાં જીવે છે તેથી જ તે માત્ર જીવે છે. નિત્ય જ્ઞાનના તેના તેજ **ગુરુઓ** પાસેથી તે આવે છે, સમાન રીતે તે સર્વની છે, તેણે પુનઃ ઘોષ મચાવેલા કોઇ પણ એકાદ સત્ય માટે દરકારવાળા દરેક ધર્મની છે તેથીજ તે માત્ર સત્ય છે આ આનંદી સંદેશ સમગ્ર દુનિયા ઉપર પસરી રહ્યો છે. વર્તમાનમાં જીવતો જાગતો એવો એક પણ ધર્મ નથી કે જેના અનુયાયીયોમાં થીઓસોફી પ્રચાર ના પામતી હોય તથા તેઓ પૂર્વે હતા તેના કરતાં તેમને ઉત્તમ અનુયાયીઓ ના બનાવતી હોય. પૂર્વ અને પશ્ચિમમાં સમાન રીતે એવાં અનેક સ્ત્રીપુરૂષો છે કે જેઓ પોતાના જન્મના ધર્મમાંથી દૂર ખસી ગયાં હતાં કારણ કે તેમાંથી રહસ્ય તત્વ દૂર ખસી ગયું હતું, સિદ્ધાંતોનો અક્ષરશઃ અર્થ ઘટાવવામાં આવતો હતો તે યથાર્થ રીતે જોતાં કાળા અક્ષરને કૂટિ મારવા જેવું હતું. જીવન રૂપ આંતરાત્મા તો દૂર નાસી ગયો હતો. પૂર્વ અને પશ્ચિમમાં આવા પ્રકારનાં અનેક સ્ત્રી પુરૂષો, પોતાનો ધર્મ, દિવ્યજ્ઞાનના માત્ર એક આવિર્ભાવ રૂપ છે તથા પ્રજ્ઞાનના ગુરુઓ આપણા મધ્યમાં વસે છે તથા હરેફરે છે, એટલી ખાત્રી થતાં આનંદથી પોતાના જન્મના ધર્મમાં પાછાં દાખલ થયાં છે.

કદાચ એવું સંભવે કે દુનિયા વધારે આધ્યાત્મિક બનતી જાય, એમ પણ થાય કે જડ ઉપર આત્માનો પુનઃ વિજય સંભવે, બુદ્ધિ સંપૂર્ણ વિકાસ પામવા માટે જરૂરના અંધકારમાંથી પસાર થયા પછી આમ થાય, તથા બુદ્ધિ શક્તિ પોતાની સત્તા અને બંધનને ઓળખે; ભાવિનાદિનોમાં વર્તમાનદિનો કરતાં, પુનઃ ઉચ્ચતા તરફ પ્રયાણ કરતી હોવાથી દુનિયા વિશેષ આધ્યાત્મિક બનતાં દુનિયાના ધર્મોના આ જીવંત ગુરુઓ પૂર્વ દિનોની પેઠે આપણા મધ્યમાં પુનઃ ખુલ્લી રીતે આવશે. તેઓ કાંઈ જાતે આ પ્રમાણે શાંતતામાં પાછળ પડ્યા રહેતા નથી. આપણે જ તેમને દૂર સંતાડી દઇએ છીએ, તથા તેમની હાજરીને એક પ્રકારના ઉત્તેજન અથવા આંતર્ પ્રેરણા રૂપ બનાવવાને બદલે આપણે એક ભીતિના સ્થાન રૂપ બનાવીએ છીએ. તમારામાંના દરેક જણ—તમારો ધર્મ, ક્રિશ્ચિયન, હિંદુ, બુદ્ધ, થીઓસોફી અથવા ગમે તે હોય તેનો કંઈ હિસાબ નથી તેથી શું ?—તમારામાંના દરેક જણ, જેઓ પોતાના ધર્મના ગુરુને એક જીવંત યથાર્થતા રૂપ માને છે, પોતાના જીવનના એક વિભાગ રૂપ બનાવે છે, પોતાના મિત્ર ભ્રાતાદિના કરતાં નજીકના સંબંધિ રૂપ બનાવે છે, એવા દરેક માનનાર અને કાર્ય કરનાર એવા આનંદિ દિનનો શીઘ્ર ઉદય કરનાર છે, કે જ્યારે ગુરુઓને ખુલ્લો આવકાર દેવાને દુનિયા તૈયાર બની હશે, કે જેથી તેઓ માનવ જાતના મધ્યમાં ફરીથી ખુલ્લી રીતે હરતા ફરતા થાય. આમ થવા માટે, તમારા હૃદયને સત્યના દરેક પ્રશ્વાસ પ્રત્યે ખુલ્લું રાખો; આ આમ થવા માટે એક નિત્ય સૂર્યનાં દરેક કીરણ પ્રત્યે તમારાં ચક્ષુઓ ખુલ્લાં રાખો, ભૂતકાલમાં દુનિયાને ગુરુઓમાંના કોઈની પણ જરૂર નહોતી. તેમણે ક્રાઇસ્ટને મારી નાખ્યો; તેમણે સંત મહંતોને ટોળા બ્હાર મૂક્યા. આપણા હૃદયમાં ગુરુ માટેના પ્રેમનો ઉદય થતા સુધી, રાગી કામના પૂર્વક, સતત આગ્રહ પૂર્વક, જે વિના તેઓ આવે વા ના આવે તેવો આવકાર ના આપીએ તો તેમણે છૂપા જ વસવું જોઇએ. જ્યારે માત્ર દરેક હૃદયમાંથી ભક્તિ અને આજીજીનું એક વિસ્તૃત સ્તોત્ર સંભળાશે ત્યારેજ તેઓ ગણ્યાં ગાંઠ્યાં માનવિઓની પાસે જેમ આવ્યા છે તેમ અનેક માનવિઓની પાસે આવશે તથા દુનિયા ઉપર તેમની દિવ્યતાની કીર્તિ હમેશાં જેવી છવાઈ રહી છે તેવી રીતે તેમની માનુષતાની દસ્ય કીર્તિ પણ દુનિયામાં છવાઈ રહેશે.

એનિ. બેસંટ.

---

# ग्रंथ स्वीकार.

**શ્રીમદ્ ભગવદ્‌ગીતા*—**( સુલભ ગુજરાતી લિપિમાં.) આ પુસ્તકની જાત ઘણા વખતથી પડ્યું છે, તેનો ઉપક્રમ કંઈ વિચિત્ર પ્રકારનો છે. ગીતાના મૂળ શ્લોકો ગુજરાતી લિપિમાં છાપવામાં આવ્યું છે. ગીતા જેવા સર્વમાન્ય ગ્રંથનો અનેક સ્ત્રી પુરૂષો પાઠ કરે છે એ સુવિદિત છે, તેમાં સંસ્કૃતના વાંચી શકે એવાં સ્ત્રી પુરૂષો ઉપર આ ગ્રંથમાંથી અત્યંત ઉપકાર થયો છે.

વર્તમાનમાં સમગ્ર દેશની લિપિ બાલબોધ બનાવવાનો ઝઘડો ચાલી રહ્યો છે, તેમાં સંસ્કૃતને બાલબોધને બદલે ગુજરાતી લિપિમાં છાપવાનો પ્રયત્ન ઘણાને વિચિત્ર લાગશે. પણ આપણા ગુજરાતમાં બાલબોધ લિપિ ના વાંચી શકનારનો એક વિશાલ વિભાગ છે તેમના ઉપર આથી એક પ્રકારનો ઉપકાર થશે તથા આ ગ્રંથના સંપાદકોએ અર્થાવબોધ માટે ભિન્ન પુસ્તક પ્રકટ કર્યું છે તથાપિ અહિં તહિં ભટકવું પડશે. અર્થ સમજ્યા વિનાના પોપટીયા પાઠથી કોઈ પ્રકારનો ફાયદો નથી એ વિચારતાં અર્થાવબોધની ગોઠવણ સાથે સાથે જ હોવી અતિ જરૂરની લાગે છે.

સદ્‌ગત સાક્ષર શ્રીમતઃસુખરામભાઈના સંસ્કૃતમયી ગુજરાતી લખવાના પ્રયત્નોને લક્ષમાં લેતાં, તેમના ભાષાન્તર નહિ પરંતુ પ્રસંગાન્તર માટેના આગ્રહને અવલોકતાં, આવા પ્રકારનો પ્રયત્ન સહજ લક્ષમાં લેવા યોગ્ય લાગે છે. આર્ય ધર્મ પ્રકારો સહેજ બીતિ બતાવે છે તેમ આથી લેશ પણ ભડકવાનું કારણ નથી. આવા ગ્રંથો સમાજ સમસ્તના ઉપયોગના ભાગ્યે જ હોય છે, તથા આવા ઉપક્રમની અન્યથા આવશ્યકતાને લક્ષમાં લેતાં આ પ્રયત્નની અપેક્ષા સહજ સ્પષ્ટ થાય છે.

અન્ય શાસ્ત્રીય ગ્રંથો આ પ્રમાણે છાપવાથી લાભ વા હાનિ છે, એ મહા વિચારવા યોગ્ય પ્રશ્ન છે. પાઠ કરવાના નિત્ય નિયમમાં કામ લાગે એવા ગ્રંથો આમ છપાય એ ઇષ્ટ છે. બાલબોધ લિપિ જ્ઞાન માટે પ્રયાસ કર્યા છતાં નિરાશ બનનારા ભાવિકોને લાભપ્રદ છે. તેમને પણ એટલું લક્ષમાં રાખવાનું છે, કે વગર સમજ્યે ભરડી જવાથી કંઈ પણ વળતું નથી. પ્રથમથી જેઓ થોડો ઘણો ગીતાર્થમાં પ્રવેશ પામ્યાં હોય છતાં બાલબોધ વાંચી ના શકતાં હોય તેમને માટે આ ઉપક્રમ યથાર્થ છે. ઘણાઓ બાલબોધ વાંચવાની અશક્તિને લીધે, મૂલનો પાઠ કરવાની મરજી છતાં, તેમ નહિ કરી શકતા અમારા જોવામાં આવ્યા છે. પાઠ કરવો કે કેમ અથવા શા માટે કરવો એ પ્રશ્નો અત્રે અસંગત છે. આવા વાચકો ગુજરાતિ લિપિમાં સંસ્કૃતનો પાઠ કરવામાંથી, બાલબોધ વાંચવાનો દૃઢ આગ્રહ ઉદય થાઓ તથા તે પછી ક્રમે તેનું અર્થજ્ઞાન પામવાની તેમની વૃત્તિ બલવતી બનીને સફલ નિવડો, એમ પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

પુસ્તક નિર્ણયસાગર પ્રેસમાંથી નિકળ્યું છે એટલે તેની છાપ કાગળ વિશે બોલવાનું બાકી રહેતું નથી, કદના પ્રમાણમાં કીંમત પણ ઠીક મૂકી છે. તે પ્રેસના માલિકોનો આ નવિન પ્રકારનો પ્રયત્ન છે. પરંતુ તેને વિશાલ વર્ગ તરફથી આવકાર મળશે એમ અમારી ખાત્રી છે. સપ્તશત્યાદિ નિત્યપાઠમાં ઉપયોગમાં આવે એવાં ગ્રંથસ્તોત્રાદિ આ પ્રકારે કાઢવાની અમારી તેમને ભલામણ છે તથા આ એક એવું ક્ષેત્ર છે કે તેમાં આવાં પુસ્તકોનો સારો ઉઠાવ થશે.

---

* પ્રકાશક—નિર્ણય સાગર પ્રેસ—મુંબઈ—કીં—૦–૪–૦.

---

R. No. B. 764

આદ્યતન્ત્રી
શ્રી અભેદમાર્ગ પ્રવાસી.
સાક્ષર મણિલાલ નભુભાઈ
દ્વિવેદી

# સુદર્શન.

મન્ત્રી.
પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

"सत्य परं धीमहि"—भागवतम्.

તન્ત્રી—આધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૩, અંક ૯. ] (માસિક) [ જુન ૧૯૦૮. ]

વિષયાનુક્રમ પૃષ્ઠ.



---

અમદાવાદ—યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડ.

## લવાજમ

લવાજમ અગાઉથી લેવાનો અમારો રિવાજ છે એનું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ હશેજ.

વ્યવસ્થાપક.

## સુચના.

આ અંક જરા મોડે બહાર પડયો છે. હવે અંક જલદી બહાર પડશે તથા પછીથી નિયમિત પ્રતિમાસે નિકળશે. વ્યવસ્થાપક.

R. No. B. 764.

આધારદાતા.
શ્રી અભેરામ પ્રભાસી.
મહાશય મણિલાલ નભુભાઈ
દ્વિવેદી.

# સુદર્શન.

મન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર. )

"सत्य परं धीमहि"—भागवत.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૩, અંક ૯. ] (માસિક) [ જુન ૧૯૦૮. ]

## बालक पंखीनेः—

( मळेलु. )

माफ करो ! म्हारां बालक पखी !
डखी कुसुम तणी स्हेजलडी !
वेरण थई हसती आखडली !
क्रूर थयोः लूटी म्हें ऊघडली !
ए भूल्यो म्हारी !
व्हाला ए भूल्यो म्हारी !
तेड्या विना तम घेर हू आव्यो !
पंखी गणो मुज घेर हू लाव्यो !
धर्म गणी प्रणये ललचायो !
राखी कई ऊची आशाओ !
ए भूल्यो म्हारी !
व्हाला ! माफ करो ! पखी !

सागर.

# वर्षा बत्रीशी.

( मळेलुं )

सृष्टिथी ना दूर समिपमां छे, नीरे मर्या अभ्र नमी रह्यां छे;
रुडी रीते ज्ञानज पामवाथी, नमे जनो सद्गुण आववाथी. १

वायुथकी दोड विशेष थाअे, अभ्रो बीजा एक महिं भराए;
शुं मंदिरे दर्शण काज दोडे, समायना श्वासज लेश मोढे. २

गर्जे अतिशे घनकर्ण फाडे, कडाक फाटे कंड आभ पाडे;
तेवेदी मुखे श्रुति शब्द थाए, गर्जे बहु वादविवाद मांहि. ३

पामेज पंथी पथ वीज थातां, नेत्रे वळी तिमिर मूलवातां;
ते जेम कामांध परस्त्री पेखी, निर्वंशी थाए निजनी उवेखी. ४

सृष्टी वधी वृष्टी नीरे नहाई, हती अति उष्णज ग्रीष्मनाथी;
ठरेज पामी सत संग ज्ञानी, जतां कुसंगी मन वृत्ति कामी. ५

माळे ठर्यां छे सहु पक्षधारी, जवायना ब्हारज वृष्टी भारी;
ते ज्ञानीने आतम तत्व जोतां, थाकी रहे इंद्रिय सर्व तो त्यां. ६

हेली रहे बे त्रण दिन केरी, लीधां घरोमां जनवृंद घेरी;
आनंद हेली मन ज्ञान लेता, मुमुक्षुओने गुरु बोध देता. ७
पुं. चढी. नीर. भरी. नदीओ., ते. पासथी. सागर. ले लई सौ.,
ते जेम बुद्धि मत संत पासे, ले छे लूंटी तत्वज जेह पासे. ९

तणाय झाडो नदी पुर मांही, वेळो बचे छे नमी जाय त्यांही;
मदे वह्यो मानवी खाय गोथां, बचेज साधु निज गर्व खोतां. ८

नाळां वहेळा उभराई जाए, डो'ळायलां नीर नहि समाए;
ते अल्प ज्ञाने उग्म दंभी राजा, न जाणतो जेह विवेक माझा. १०
पडे पहाडे वरसाद भारी, न हालतो तोय लगार कांइ;
आत्मा विषे लेपन कै न थाए, दुखो सुखो सौ सरखुं जणाए. ११

चुला विषे श्वान जई भराए, उठे न मारे पण ते जराए,
ते जेम तत्वो तणी देह-एमां, भराइ पोतारुप मानी छे ज्यां. १२

छुपा रहे कंटक कादवे ज्यां, भागे पगोमां भच पंथीने त्यां;
मनुष्य शुं ते बकवृत्तिवाळा, नडे ठगो अंतर मेल वाळा. १३

खेडूत खेडी उरवी रसाळी, ने वेरता धान्य सुमुदवाळी;
पामीशुँ झाझुं भत्र आवतामां, दातार धारी उयम दान देता. १४

गाडां छूट्यां ने अटक्यां वहाणो, वेपारी वेपार करेज शानो;
थाकी जने शुं विश्रांति ले छे, ताजा थवा शुं दिल शांति ले छे. १५

कादि गशी तो जळ कुंड बुडे, अश्रो फरी चोगम तेनां कुडे;
सुभक्तना जेम कुडा कुटुंबी, दे दुःख तेने बहु झुबी रुंधी. १६

डराउ डाउं हृदमां अवाजे, नीशी बधी मेडकयुथ गाजे;
ते जेम यज्ञे वरणी बधारे, स्वाहा स्वधा शब्दथकी उचारे. १७

सुकी हती जे रस भूमीमांथी, बनी लताओ लीली नेत्रे ठारी;
गिर्वाण गिरा मडदा हवाल, हती गणाई निजरूप हाल. १८

तरशो छउं चातक बूम पाडे, जतां छतां बूंदज पेट मांहे;
ते प्यारथी आतम तत्व माटे, शिष्यो अंश दुरथी बूम पाडे. १९

कळा करी नृत्य करे कलापि, अपार खुशी दिल मध्य व्यापी;
सौने थवे सुख संपुन खुशी, अधिक देवा सुख जेनी रूची- २०

उमंगी उंचे पूंछ गौ कुदे छे, महीशी दोडे नीर छोल्छवे छे;
उमंगी शुं रुप महालनारी, घेली फटाणा गीत बोलनारी. २१

भां शब्द गाजी मद मस्त सांढ. मारी भुमी ले शिर किचगाढ;
ते शुं धनिको मदमा महाले, ले धूळ जीव्ये अवसान काळे. २२

सुए न सुखे वन सिंह त्राडे, क्रोधे भर्यो कारमी चीस पाडे;
ते शुं प्रसंशा परनी शुणीने, गाजे अदेखो मनमां बळीने. २३

કપિ મરાતા પર ધામમાં તો, લડે ધણી શું કકડાવી દાંતો;
અંગ્રેજ આદિ પર ધર્મવાળો, પેસી ગયા ગૌયુપ વાઢનારા. ૨૪
ચોબાજુ અંગ્રો અગણ્ય વધે છે, ઘને છવાઈ રવિરાય રહે છે;
તે શાં વધ્યાં હાલ સમાજ પુર, તેણે છુપ્યો આતમ દર્શ સૂર. ૨૫
અર્કે જવાસે નિજ પત્ર ખોયાં, ને અન્ય વૃક્ષો શિર પત્ર સોહ્યાં;
ઇર્ષાળુ ખોતા ઉપમ ઇરશાથી, ને લાભ લેતા સુપરોપકારી. ૨૬
ખદ્યોત ઉડે ચળકી વધારે, વિધુથી વિશેષ હું દિલધારે;
તે જેમ એ બી સી ડી એફવાળા, પવિત્ર લેતા કર મેય પ્યાલા. ૨૭
વિવિધ સૃષ્ટીપર જીવ જંતે, વધી પડયા સૂક્ષમ ને અનંત;
તે જેમ વાધ્યા મહિ પંથ શાખાં, ઇસુ મુસાદિ ન ગણાય માઝા. ૨૮
પશ્ચિમ કે પૂરવ દિશ ભાળું, રાતા પીળા રંગનું વાણ તાણ્યું;
ગણી અનીતિ મત શત્રુ જેવા, ધર્યું દિસે શું ધનું જીવ લેવા. ૨૯
ભીંતે ચઢી જીવ ત્રિધારવાળા, મહાલતા તાર રુપેરીવાળા;
ભાવિક ભક્તો શું સુપંથ ગામી, ઇલાયદો પંથ પ્રપંચનામી. ૩૦
વૃક્ષે વિહંગો મન મેપ્રમાં છે, કલ્લોલ કર્તા મધુરા ઉચારે;
તે જેમ પુત્રોત્સવ પામવાથી, આનંદ વાધે ગીત ગાય સાથી. ૩૧
કપાસને કર્ષણ કેવું સંઘે, ઉગેલ દીસે સમહાર બંધે;
આંકો લીટો ચોરસ કેવી જાણે, તે જેમ ભૂમાપક માપ આણે. ૩૨
બત્રીશી હાલે બહુ ટાઢ વાતાં, બત્રીશવાળા પણ હારી જાતા;
બત્રીશીથી આ નીકળેલી મારી, બત્રીશી વર્ષા મનલો વિચારી.

પ્રાચીન.

# બ્રાહ્મસર્ગ.

( મળેલું. )

૧.

બ્રહ્મા થયા તે બ્રાંહ્મગોલ છે. એ પૌરુષસૃષ્ટિને **બ્રાહ્મકલ્પ** કહે છે. **કલ્પ** એટલે બ્રહ્માનો એક દિવસ. જે પૌરુષ સર્ગ થયો તે સર્વ બ્રહ્માના એક દિવસમાં થયો હતો. **कल्पते स्वक्रियायै समर्थो भवति ।** દેવતાઓના બે હજાર યુગનો આ બ્રહ્માનો ૧ દિવસ કે કલ્પ થાય છે. એ કાલમાન આગળ જોઇશું. આવા બ્રહ્માના ૩૦ કલ્પ થાય ત્યારે બ્રહ્માનો એક માસ થાય છે. એ પ્રત્યેક કલ્પના નામો જુદાં જુદાં નીચે પ્રમાણે પ્રભાસખંડમાં ક્રમસંદર્ભમાં આપેલાં છે—

| | | |
|---|---|---|
| (૧) શ્વેતવારાહ. | (૧૧) ધ્યાન. | (૨૧) સોમકલ્પ. |
| (૨) નીલલોહિત. | (૧૨) સારસ્વત. | (૨૨) ભાવન. |
| (૩) વામદેવ. | (૧૩) ઉદાન. | (૨૩) સુપ્રમાલી. |
| (૪) ગાથાંતર. | (૧૪) ગરુડ. | (૨૪) વૈકુંઠ. |
| (૫) રૈરવ. | (૧૫) કૌર્મ* | (૨૫) આર્ચિષ. |
| (૬) પ્રાણ. | (૧૬) નારસિંહ. | (૨૬) વલ્મીકલ્પ. |
| (૭) બૃહત્કલ્પ. | (૧૭) સમાધિ. | (૨૭) વૈરાજ. |
| (૮) કંદર્પ. | (૧૮) આગ્નેય. | (૨૮) ગૌરીકલ્પ. |
| (૯) સત્ય. | (૧૯) વિષ્ણુજ. | (૨૯) માહેશ્વર |
| (૧૦) ઈશાન. | (૨૦) સૌર. | (૩૦) પિતૃકલ્પ.× |

આવા બાર માસ થાય ત્યારે બ્રહ્માનું એક વર્ષ થાય છે, અને એવાં સો વર્ષનું બ્રહ્માનું આયુષ્ય છે. હાલ બ્રહ્માને ૫૦ વર્ષ પૂરાં થઈ ૫૧ મું ચાલે છે, તેમાં હજી પ્રથમ શ્વેતવારાહકલ્પ ચાલે છે; એમ મહાભારતમાં કહેલું છે. બ્રહ્મપુરાણમાં કહેલું છે કે, ચૈત્ર માસને પ્રથમ

* બ્રહ્માની પૂર્ણિમા છે.

× બ્રહ્માની અમાવાસ્યા છે.

દિવસે બ્રહ્માએ જગત્ સર્જ્યું. એ પ્રથમ દિવસ ચૈત્ર શુકલ પ્રતિપદા છે. એ જ દિવસે સૂર્યોદયથી કાલની ગણના શરુ થાય છે. વળી જ્યોતિષના બ્રહ્મ સિદ્ધાંતમાં પણ છે કે, ચૈત્ર શુકલ પક્ષની પ્રતિપદાને રોજ સર્વનાં વર્ષ, ઋતુ, માસ, કલ્પ એ શરુ થાય છે. સૃષ્ટિના આદિમાં એ રીતે લંકામાં કાલ હતો. સૂર્ય સિદ્ધાંત પ્રમાણે સૌરવર્ષની ગણત્રી કરતાં તો નિરંતર કલ્પારંભ એકજ તિથિએ થવાનો સંભવ નથી. જુદી જુદી તિથિઓ આવે, અને એને માટે સાત કલ્પની તિથિઓ વારાહપુરાણમાં કહેલી છે તે નીચે પ્રમાણે છે:—

૧. માઘ શુકલ તૃતીયા. ૨. ફાલ્ગુન કૃષ્ણ તૃતીયા. ૩. ચૈત્ર શુકલ પંચમી.
૪. ચૈત્ર કૃષ્ણ પંચમી. ૫. માઘ શુકલ ત્રયોદશી. ૬. કાર્તિક શુકલ સપ્તમી.
૭. માર્ગશીર્ષ શુકલ નવમી.

ઉપર કલ્પોની ટીપ આપી છે તેમાં બ્રાહ્મકલ્પ કે પાદ્મકલ્પ ગણાવેલા નથી, તેનું કારણ સમજાતું નથી; તો પણ બ્રાહ્મકલ્પમાં તો બ્રહ્માની પોતાની જ ઉત્પત્તિ થઈ છે, તેથી તે ગણેલ ન હોય, અને પાદ્મકલ્પમાં પણ એમ જ છે. બ્રાહ્મ કલ્પાંત રચિત ગોલ તે બ્રહ્મા ખરા, પણ તે હજી અખિલ ગોલ અવ્યક્ત રૂપે હતો, પણ પછી પાદ્માંતે કમલયોનિ બ્રહ્મા ખરેખર થયા છે. કદાચ એ કારણને લીધે એ બે બ્રહ્માની પૂર્વના કલ્પો ગણાયા હોય. હાલ શ્વેતવારાહકલ્પ ચાલે છે તેથી તેને જ પ્રથમ ગણેલો લાગે છે. પાદ્મ સૃષ્ટિના આરંભના શ્લોકો નીચે પ્રમાણે છે:—

*સર્વે વિશ્વસૃગાંગર્ભો દેવ કર્માત્મશક્તિમાન્ ।*
विभागात्मनात्मानमेकधा दशधात्रिधा ॥ ७
एषह्यशेषसत्त्वानां आत्मांशः परमात्मनः ।
आद्योऽवतारो यत्रासौ भूतग्रामो विभाव्यते ॥ ८
साध्यात्मः साधिदैवश्चसाधिभूत इतीत्रिधा ।
*विराट् प्राणो दशविध एकधा हृदयेन च ॥ ९*

દેવ, કર્મ, અને આત્મશક્તિમાન્ તે વિશ્વસર્જ્યો ગર્ભે પોતાને એકધા, દશધા, અને ત્રિધા કર્યો. (૭) આ અશેષ સત્ત્વોનો પરમાત્માનો આત્માંશ એવો આદ્ય અવતાર છે તેમાં સર્વ લોક માત્ર છે. (૮) આધ્યાત્મ, આધિદૈવ, અને આધિભૂત, એમ ત્રિધા; દશ પ્રકારના પ્રાણો, અને એક હૃદય રૂપે એ વિરાટ્ થયો. (૯) વિશ્વસર્જ્યો ગર્ભ તે આ વિરાટ્—બ્રહ્મા—બ્રાહ્મ ગોલ, તે દેવ, કર્મ, અને આત્મશક્તિમાન્ છે. દેવ તે વૈકારિક કાલરૂપ વિભુ, કર્મ તે તૈજસ ગુણ રૂપ મહત્, અને આત્મ એટલે અહંત્ત્વ પોતે, એ ત્રણે શક્તિઓ એ ગોલમાં છે. એ ગોલ પ્રથમ ત્રિધા થયો. દેવત્વાંશમાંથી (વૈકારિકમાંથી) આધ્યાત્મ રૂપ થયો; કર્મત્વાંશ (તૈજસ) માંથી અધિ દૈવ રૂપ થયો, અને અહંત્વાંશ (તામસમાં) થી અધિભૂત રૂપ થયો

**आत्मानमधिकृत्य मवं अधि+आत्मन्।** આત્મા સંબંધી. **अधि+देव ।** દેવ સંબંધી. **अधि+भूत ।** ભૂત સંબંધી. વૈકારિક દેવ સંબંધી તે આધ્યાત્મિક, તૈજસેંદ્રિય સંબંધી તે આધિદૈવિક, અને તામસ ભૂત સંબંધી આધિભૌતિક છે.

એ પછી એ ગર્ભ દશધા-દશ પ્રાણરૂપ-થયો. એ પ્રાણ આ પ્રમાણે છેઃ—

(૧) પ્રાણ. (૨) અપાન. (૩) સમાન. (૪) વ્યાન. (૫) ઉદાન.
(૬) નાગ. (૭) કૂર્મ. (૮) કૃકલ. (૯) દેવદત્ત. (૧૦) ધનંજય.

**प्राणिति जीवति बहु कालमिति** । ધણા, હૃદયસ્થ વાયુ, નાથાગ્રસ્થાનવર્ત્તી વાયુ. યોગાવર્ણમાં તેને માટે કહેલું છે કે,

> इंद्रनील प्रतीकाशं प्राणरूपं प्रकीर्त्तितं ।
> आस्यनासिकयोर्मध्ये हृन्मध्येनाभिमध्यगे ॥
> प्राणालय इति प्राहुः पादांगुष्ठेऽपि केचन ॥

(=પ્રાણનું સ્વરૂપ ઇંદ્રનીલ કહેલું છે, તે મુખ, નાસિકા, હૃદય, અને નાભિમાં રૂહે છે. કેટલાક પ્રાણનું સ્થાન પગના અંગુષ્ઠને પણ કહે છે.) માર્કંડેયપુરાણમાં રુદ્રસર્ગાધ્યાયમાં પ્રાણની ઉત્પત્તિ લખી છે કે, મહાત્મા મેરુની બે કન્યા આયતિ અને નિયતી હતી તેને વિધાતાથી બે પુત્રો પ્રાણ અને મૃકંડુ થયા હતા. મત્સ્યપુરાણમાં કહેલું છે કે, દ્રવિણ અને હવ્યવાહ નરના પુત્રો હતા. પછી હતની પુત્રી મનોહરા કલ્યાનિનીને વિષે પ્રાણ, રમણ, શિશિર, એ પુત્રો ધરથી થયા. પ્રાણવાયુનું કર્મ અન્ન પ્રવેશન છે. નાડીઓમાં રક્તનું ભ્રમણ કરાવે છે અને પોતામાંના અગ્નિ તત્વને લીધે તે રક્તને મલ રહિત શુદ્ધ કરે છે. એ પ્રાણજીવન જાળવે છે. પ્રજાપાલન પ્રશ્નને વિષે પ્રાણ તથા અપાનને પ્રાણાપાનૌ કહેલ છે અને તે અશ્વિનીકુમારો છે એમ તેમાં કહેલું છે. હાલના સાયન્સ પ્રમાણે બહારનો શુદ્ધ વાયુ નાસિકાદ્વારા અંદર લેવાય તે પ્રાણ (Oxigen) છે અને તે અંદર જઈ અન્નનું રક્ત બનાવી તેને શુદ્ધ કરી ફેરવે છે અને જીવન જાળવે છે, તથા પચેલા અન્નના મલનો જે સુધારો કરતાં શેષ વધેલો બગડેલો પ્રાણ વાયુ રૂહે છે તે અપાન છે અને તે નાસિકાદ્વારા બહાર નીકળી જાય છે. એ અપાન (Carbonic acid gas) ઝેરી છે. આમ શુદ્ધ પ્રાણ વપરાઇને અશુદ્ધ બને છે તે જ અપાન છે. એમ નાસિકામાં પેસનાર તથા નીકળનાર વાયુઓને નાસિકા ઇંદ્રિયના અધિદેવતા અશ્વિનૌકે નાસત્યૌ કહેલ છે. જીવન જાળવનારા હોવાથી તે દેવ વૈદ્ય કહેવાયા છે. વારાહપુરાણમાં પણ પ્રાણાપાનને અશ્વિનૌ-સૂર્ય-પુત્રો-કહેલા છે.

**अपानिति अपोदेशाग्निः सरति** । ગુદસ્થ વાયુ. તે અન્નાદિને મલ રૂપ થયા પછી નીચે ઉતારે છે, મૂત્ર શુક્રાદિને વહન કરાવે છે. આ નીચે ગતિ કરનાર વાયુનાં મુખ્યસ્થાનો કૃકાટિકા (પીઠમાં ગરદનનો સંધિ,) પીઠ, પડખાં, ગુદ, ઉપસ્થ. તેમાં પણ પ્રાણનું મુખ્ય સ્થાન હૃદય છે, તેમ અપાનનું મુખ્ય સ્થાન ગુદ છે. અપનયન એટલે નિઃસરણ-બહાર નીકળવું, એ ઉપરથી અપાન શબ્દ છે. અપાનનો વર્ણ ઇંદ્રગોપ સમ છે.

**समंताद् नित्यमे नेति** । નાભિસ્થ વાયુ. તેનો વર્ણ ગાયના દૂધ જેવો સ્ફટિક છે. પ્રાણ વાયુ મુખ કે નાસિકાદ્વારા અંદર લેવાય છે તેમ અપાન વાયુ ગુદસ્થાનેથી ઉપર ચડા-

વાય છે, એ બંનેનું સંમેલન નાભિ સ્થાનમાં થઈ તે બંને મળીને સમાન વાયુ બની જાય છે તે અન્નનું પાચન અગ્નિ વધારીને કરે છે. પ્રાણાયામ એટલે પ્રાણ અપાનનો નાભિમાં સંયોગ કરી પાળનાર સમાન વાયુ કરવો. આ વાયુતો અતિસૂક્ષ્મ તન્માત્રા રૂપ છે અને હાલના સાયન્સમાંના ઓક્સિજનાદિ વાયુઓ સ્થૂલ છે, તો પણ તે આનાં જ સ્થૂલ રૂપો હોય એમ કંઈક લાગે છે. ઓક્સિજન પ્રાણ વાયુ અને કાર્બોનિકએસિડ અપાનવાયુ, એ તો નક્કી છે. સમાન વાયુને પાચક કહેલો છે અને સાયન્સ પ્રમાણે પાચનમાં મુખ્ય કામ લાગતો વાયુ નાઇટ્રોજન કહેલો છે; માટે તે સમાન હોય! પરંતુ વળી વ્યાન પણ નાઇટ્રોજન હોઈ શકે એવો વાયુ છે, તો પછી એ બેમાંથી ખરો નાઇટ્રોજન કિયો ઠરી શકે? આ પ્રશ્નના નિરાકરણ પૂર્વે વ્યાન વિષે વિવેચન જોઇએ, અને પછી આગળ વિચાર ચલાવી શકાય.

**व्यानिति सर्वं शरीरं व्याप्नोतीति।** સર્વ શરીરમાં રહેલો વાયુ. અન્ન પચ્યા પછી જીવન જાળવનાર દેહ વ્યાપી વાયુ વ્યાન છે. હલન ચલનાદિ સર્વ અવયવોની ક્રિયા એથી થાય છે. શ્રીધરે તેનો ધર્મ આકુંચન પ્રસારણ કહેલો છે. હલન ચલનાદિ કરાવનારા સ્નાયુઓ છે તે સંકોચ વિકાસ પામવાથી અવયવો કર્મ કરી શકે છે. એ સંકોચ વિકાસ સ્નાયુઓમાં વ્યાન વાયુ કરાવે છે. મહારજત જેવો તેનો વર્ણ છે. આ વાયુ સર્વ દેહમાં વ્યાપી રહેલો છે, અને સાયન્સ પ્રમાણે વાતાવરણમાં વ્યાપક વાયુ નાઇટ્રોજન છે. હવે મુખ્ય જોવાનું એ જ છે કે વાતાવરણમાં નાઇટ્રોજનનો ઘણો ભાગ છે, પણ કંઈ એકલો તે જ નથી, ઘણું કરી સર્વ વાયુઓ તેમાં મિશ્ર હોય છે; માટે આ વ્યાનવાયુ પણ કેવલ નાઇટ્રોજન નહિ, પણ મિશ્ર વાયુ હોવાનો સંભવ વિશેષ છે; અને સમાનવાયુ તો પાચનકામ કરનાર હોવાથી તે નાઇટ્રોજન હોવાનો સંભવ વિશેષ છે.

**उदूर्ध्वेन आनिति अनेन।** કંઠવાયુ ઉદાન છે, તે નિરંતર ઊર્ધ્વ ગતિ જ કરનારો છે. ભાષણ, નાદોત્પત્તિ, ગાન, ઇત્યાદિ પણ એથી થાય છે. આ ભાષણાદિ કર્મ જલ તથા વાયુના મિશ્રણનું કાર્ય છે, તેમ જ ઊર્ધ્વ ગમનાદિ અત્યંત હલકાઈ બતાવે છે. એ સર્વ ઉપરથી ઉદાન વાયુ તે હાઇડ્રોજન હોય એમ માની શકાય તેમ છે. ઓક્સિજન પ્રાણ, કાર્બોનિક એસિડ અપાન, નાઇટ્રોજન સમાન, હાઇડ્રોજન ઉદાન, અને મિશ્રવાયુ વ્યાન, એમ ઠરી શકે છે, તો પણ એ એમ જ છે એમ સિદ્ધ કહેવાનો ભાવ અત્ર નથી. સંભવ બતાવેલો છે. અત્ર જોવાનું એટલું જ છે કે સમાન વાયુને પ્રાણ તથા અપાનનો સંયોગ કહેલો છે અને નાઇટ્રોજનને તો મૂળતત્ત્વ માનેલ છે, પરંતુ મૂળતત્ત્વ ગણાતા પદાર્થો બધા મૂળતત્ત્વ જ નથી, પણ મિશ્ર પદાર્થો છે, એમ હાલ સાયન્સ પણ કબૂલ કરવા લાગ્યું છે. આ પાંચ વાયુ મુખ્ય છે. બીજા પાંચ ગૌણ છે.

**नगेभवः यद्वा दहत्यस्माद्भिर्वाग्नि नेति।** પર્વત ઉપર વસનારા સર્પ, અથવા દાહક વિષમય સર્પ. પરંતુ અત્ર પર્વતની લક્ષણા કરી ઊંચાઇનો અર્થ લેતાં **उत्** એટલે ઊંચું અને **गर** એટલે ચાલવું. ઉંચે ચાલનાર **उद्गार** કે ઓડકાર, એમ અર્થ થાય છે. ઉદ્ગાર લાવનાર વાયુ **नाग** છે. **उद्गारेनागः।** એમ શારદાતિલકમાં છે. ઊર્ધ્વ ગતિથી ઓડકાર થાય છે અને તેથી તે ઉદાનનો જ ભેદ હોય એમ લાગે છે.

**कुत्सितः ईषद्वाऊर्मिः वेगोयस्य। के जले ऊर्मियस्यवा पृषोदरात्साधुः** મિત્રાંજન સરખો ઉન્મીલન કરાવનાર વાયુ કૂર્મ છે. કુત્સિત કે ઈષત્ ઊર્મિવાળો છે. ઉન્મીલન કર્મમાં ઊર્મિ અલ્પ જોઇયે. આ સ્નાયુ કર્મ હોઈ કૂર્મ વાયુ વ્યાનાંશ હોય એમ જણાય છે.

**कृकरणं सृप्रयादि कार्यं करोतीति कृकरः।** શિવનું નામ છે. વળી **कृइति क्षुतादि शब्दं करोतीति।** ઉધરસ, છીંક, વગેરે કાર્ય કરાવનાર, એમ અર્થ છે. તેનો વર્ણ જપાકુસુમ જેવો છે, અને તે કૃકરકે કૃકલવાયુ છીંક ઉધરસાદિ કર્મ કરાવે છે, તેથી તે બહાર નીસરનાર અપાનવાયુનો અંશ હોય એમ લાગે છે, અને ઊર્ધ્વગામી ઉદાનનો અંશ હોય તો પણ સંભવે, અથવા એ બંનેનું મિશ્રણ પણ હોય।

**देवाएनंदयासुरीति।** શુદ્ધ સ્ફટિક જેવો વિજૃંભણ કરાવનાર વાયુ. એ પણ સ્નાયુ કર્મ હોઈ વ્યાનાંશ અથવા શ્વાસ લેવા કાઢવા રૂપ ક્રિયા વિજૃંભણમાં હોવાથી પ્રાણાપાનનો વિકૃતાંશ હોય, એમ જણાય છે.

**धनंजयति संपादयति।** ધન એટલે સુખ આપનાર **ધનંજય** છે. પોષણકર વાયુ છે. પોષણ એ જ ખરૂં સુખ કે ધન છે. સુબોધનીમાં તેને સર્વ વ્યાપી કહેલો છે, એ ઉપરથી તે જીવન જાળવનાર સર્વાંગ વ્યાપી વ્યાનાંશ જણાય છે. એનો વર્ણ મહારજત જેવો કહેલો. છે. તેનાં મુખ્ય સ્થાનો લલાટ, છાતી, ખભા, હૃદય, નાભિ, ત્વચા, અને અસ્થિ છે. તાત્પર્ય સર્વાંગ વ્યાપી વ્યાનાંશ છે.

એ રીતે દશધા પ્રાણાત્મક થયો. પછી એ ગોલ એકધા થયો તે હૃદય રૂપ થયો—મન રૂપ થયો. તે પછી દેહસ્થ સર્વ અવયવો એ ગોલમાં બન્યા તે અવયવોમાં તેના અધિષ્ઠાતા દેવો વસ્યા.

| અવયવો. | અધિષ્ઠાતા. | અંશ. | અવયવો. | અધિષ્ઠાતા. | અંશ, |
|---|---|---|---|---|---|
| મુખ. | અગ્નિ. | વાચા. | તાલુ. | વરુણ. | જિહ્વા. |
| નાસા. | અશ્વિનૌ. | ઘ્રાણ. | નેત્રો. | ત્વષ્ટા. | ચક્ષુ. |
| ચર્મ. | અનિલ. | પ્રાણ. | કર્ણ. | ખ. | શ્રોત્ર. |
| ત્વક્. | ઓષધી. | રોમ. | મેઢ્ર. | ક. | રેતસ. |
| ગુદ. | મિત્ર. | પાયુ. | હસ્ત. | ઇંદ્ર. | વાર્તા. |
| પાદ. | વિષ્ણુ. | ગતિ. | હૃદય. | ચંદ્રમા. | મનસ્. |
| આત્મા. | અભિમાન. | કર્મ. | સત્વ. | વિજ્ઞાન | ચિત્ત. |

એ રીતે થયાં, તે વાત ૧૨ થી ૨૫ મા શ્લોક પર્યંતમાં કહેલી છે. પછી મસ્તકમાં દ્યૌસ્ (આકાશ), પદથી ધરા (પૃથ્વી), નાભિથી ખ (આકાશ) થયું. તે ૨૬ મા શ્લોકમાં છે. અત્ર મસ્તકાકાશને દ્યૌસ્ અને નાભ્યાકાશને ખ કહેલ છે. એ બે આકાશો શી રીતે? આમ પ્રશ્ન થાય છે. **द्योततेदेवायत्र।** સ્વર્ગ તે દ્યૌસ્, અને **खन्यतेक्षुभ्यते।** ખ તે ની-

ચેનું આકાશ. એમ બંનેના અર્થમાં ફેર છે. ઉપરનું આકાશ તેજોમય દેવસ્થાન અને નીચેનું આકાશ અસુર સ્થાન.

આટલે સુધી બ્રહ્માનો પ્રાકૃત વૈકૃત સર્ગ થયો. બ્રાહ્મ ગોલનાં જે તત્ત્વો સૂક્ષ્મ આકાશ રૂપ હતાં, તે આ પાદ્મ કલ્પમાં વાયુ રૂપ સૂક્ષ્મ રૂપે થયાં. અત્ર પ્રાકૃત સર્ગનું કોષ્ટક આપિયે છિયેઃ—



ઉપર પ્રાકૃત સર્ગમાં બ્રહ્મ ગોલ રૂપ મધ્યબિંદુને એકરાટ્ અને પરિણામી પાદ્મગોલને વિરાટ્ કહેલ છે, એ ધ્યાનમાં રાખતાં વિરાટ્નો વિકૃત સર્ગ નીચે પ્રમાણે છે:—




( ચાલુ )

ચમનરાય શિવશંકર વૈષ્ણવ

# श्राद्धतत्त्व.

## ( મળેલું. )

( અનુસંધાન ગતાંકથી )

આ ઈશ્વિરોનાં સામ્રાજ્યો વિસ્તારમાં ન્યૂનાધિક છતાં, તે શબ્દનો શબ્દાર્થ 'અમુક મર્યાદાવાળા પ્રદેશનો શાસક,' એટલો જ થાય છે. એ પ્રમાણે પરમેશ્વર અથવા સગુણ બ્રહ્મ અને ગૃહમંડળના ઈશ્વિર વચ્ચે મુખ્ય ભેદ રહેલો છે. ગૌણ ઈશ્વિર અસંખ્ય બ્રહ્માંડો અથવા સૂર્યમંડલોમાંના એક સૂર્યમંડળનો અધિપતિ છે. તે જ પ્રમાણે સૂર્યમંડલાન્તર્ગત એક ગૃહચક્રનો* અધિપતિ ગૃહદેવ કહેવાય છે.+

ત્યારે આપણી સૂર્યમાળા જેમાં સાત ગૃહચક્રો આવ્યાં છે, તેનો અધિપતિ કોણ છે? ઉપર જેને ઈશ્વિર, અથવા બ્રહ્મદેવ અથવા તૃતીય પુરૂપ કહેલ છે, તે આપણી સૂર્યમાળાનો અધિપતિ છે. ગુપ્ત જ્ઞાન ( Secret Doctrine ) નામના ગ્રંથમાં મેડમ બ્લેવસ્કી કહે છે કેઃ-

" પોતાના દૃશ્યમાન પ્રતિબિંબમાં સૂર્ય સાતમી ભૂમિકાની પ્રથમ અથવા અંતિમ અવસ્થા અથવા સૂર્યમાળાના અસ્તિત્વની ઉત્કૃષ્ટ અવસ્થા પ્રકટ કરે છે. તે સૂર્ય અતિ અશુદ્ધ અને અભિવ્યક્ત સત્નો મુખ્ય પ્રાણરૂપ થાય છે." પુસ્તક ૧ પૃ. ૩૦૯.

અર્થાત્ ભૂર્, ભુવર્ અને સ્વર્ગનો આત્મા સૂર્યમાં રહેલો આત્મા જ છે.× સૂર્યનામનો ગૃહ તેનું સ્થૂલ શરીર છે; ત્રણ લોકની નાના પ્રકારની સ્થાવર જંગમસૃષ્ટિ એ સૂર્યમાં જ ઉત્પન્ન થાય છે, સૂર્યથી જ તેનું પોષણ થાય છે, અને કલ્પાંતે પ્રલય સમયે અખિલ સૃષ્ટિ તે સૂર્યમાં જ સમાઈ જાય છે. દેવ મનુષ્યાદિ સર્વ ઉત્કૃષ્ટ નિકૃષ્ટ પ્રજા તે સૂર્યરૂપ પ્રાણની જ વિભૂતિ છે. શૌનકાચાર્ય બૃહદેવતા નામના ગ્રંથમાં કહે છે કેઃ—

---

* સૂર્યમાંથી સાત ગૃહો જૂદા પડે છે, તેથી તે સાત ગૃહો સવર્તમાન સૂર્યમંડલ કહેવાય છે. જે ગૃહ આપણી સ્થૂલ દૃષ્ટિએ દેખાય છે, તે સ્થૂલ છે; પરંતુ પ્રત્યેક ગૃહનાં બીજાં ૭ સૂક્ષ્મ સ્વરૂપો હોય છે. સ્થૂલ રૂપ સહિત સપ્તરૂપને થીયોસોફીમાં ગ્લોબ ( Globes ) અને પુરાણોમાં દ્વીપ કહે છે. સપ્તદ્વીપ યુક્ત એક ગૃહને ગૃહ ચક્ર ( Planetary Chain ) અથવા ભુવન કોશ કહે છે. પ્રત્યેક ગૃહચક્રનો ચારમો દ્વીપ સ્થૂલ હોય છે. પ્રત્યેક ગૃહ ચક્રના સાતે દ્વીપો ઉપર સાત વાર ભ્રમણ કરવું પડે છે. એવા પ્રત્યેક ભ્રમણને રાઉન્ડ ( Round ) કહે છે. એક કલ્પમાં સાત રાઉન્ડનો કાળ પૂર્ણ થતાં બીજા કલ્પમાં તે જીવોને બીજા ગૃહ ચક્રમાં પ્રવેશ કરવો પડે છે. જૂઓ આની બીસેંટ કૃત The Pedigree of man

\+ જૂઓ આની બીસેંટ કૃત The Wisdom of the Upnishats પૃ. ૪૦-૪૧-૪૨.

× જૂઓ,

ॐ । चित्रं देवाना मुदगादनीकं चक्षुर्मित्रस्य वरुणस्याग्ने
आ प्राद्यावापृथ्वी सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॥

भवद्भूतं भविष्यच्च जङ्गमं स्थावरं च यत् ।
अस्यैके सूर्यमेवैकं प्रभवं प्रलयं विदुः ॥ ६१ ॥
असतश्च सतश्चैव योनिरेष प्रजापतिः।
यदक्षरञ्चा व्ययञ्च यच्चैतद्ब्रह्म शाश्वतम् ॥ ६२ ॥
कृत्वैव हि त्रिधात्मानमेषु लोकेषु तिष्ठति ।
देवान् यथायथं सर्वान् निवेश्य स्वेषु रश्मिषु ॥ ६३ ॥
एतद्भूतेषु लोकेषु अग्निभूतं स्थितं त्रिधा ।
ऋषयो गीर्भिरर्चन्ति व्यञ्जितं नामभिस्त्रिभिः ॥ ६४ ॥

"ભૂતકાળમાં જે સ્થાવર જંગમ પદાર્થો ઉત્પન્ન થયા હતા, વર્તમાનકાળમાં જે દૃશ્યમાન છે, અને ભવિષ્યકાળમાં જે ઉત્પન્ન થશે, તે સર્વ પદાર્થોનું ઉત્પત્તિ સ્થાન અને પ્રલય આ સૂર્ય જ છે. એમ ઋષિઓ કહે છે. જગત્ અને જીવનું મૂળ આ સૂર્યરૂપ પ્રજાપતિ છે. તે પ્રજાપતિ અક્ષર, અવ્યય અને શાશ્વત જે બ્રહ્મ છે, તે રૂપ જ છે. પોતાના આત્માના ત્રણ ભાગો કરીને દેવોને પોતાના કિરણોમાં રાખીને તે સૂર્ય ત્રણ લોકમાં વ્યાપી રહેલો છે. આ પંચમહાભૂતના બનેલા લોકોમાં પણ સ્વરૂપથી વ્યાપી રહેલ અને પ્રકટ થયેલ સૂર્ય દેવનું ઋષિઓ વૈદિક મંત્રોથી ત્રણ નામો વડે અર્ચન કરે છે."

વળી આગળ ચાલતાં કહે છે કેઃ—

इहैष पवमानोऽग्नि र्मध्यमोऽग्निस्तु पावकः।
अमुष्मिन्नेष विप्रैस्तु लोकेऽग्निः शुचि रुच्यते ॥ ६६ ॥
इहाग्नि भूतस्त्वृषिभि र्लोके स्तुतिभिरीडितः ।
जातवेदाः स्तुतो मध्ये स्तुतो वैश्वानरो दिवि ॥ ६७ ॥
रसान् रश्मिभिरादाय वायुनायं गतः सह
वर्षत्येष च यल्लोके तेनेन्द्र इतिमस्मृतः ॥ ६८ ॥
अग्निरस्मिन्नथेन्द्रस्तु मध्यमो वायुरेव च ।
सूर्यो दिवीति विज्ञेया स्तिस्त्र एवेह देवताः ॥ ६९ ॥

"આ લોકમાં તે સૂર્યનું જે સ્વરૂપ વ્યાપી રહ્યું છે, તેને પવમાન, અંતરિક્ષ અથવા ભુવર્લોકમાં વ્યાપી રહેલ અગ્નિને પાવક અને સ્વર્લોકમાં વ્યાપી રહેલને શુચિ કહે છે. આ

* જુઓ,

एतत्सत्यं ब्रह्म प्राणाख्यम् ॥ एष एकोदेवः ।
एतस्यैव प्राणस्य सर्वे देवा विभूतयः ॥

ઐતરેયોપનિષદ્ ઉપર શાંકરભાષ્યનો ઉપોદ્ઘાત.

લોકના સ્વરૂપને અગ્નિના નામથી, અંતરિક્ષના સ્વરૂપને જાતવેદના નામથી અને સ્વર્ગના સ્વરૂપને વૈશ્વાનરના નામથી ઋષિઓએ સ્તુતિ કરી છે. આ સૂર્ય પોતાનાં કિરણો વડે વાયુની સાથે પૃથ્વી ઉપરના જળમાંથી રસનું આકર્ષણ કરી, તે રસની વૃષ્ટિ કરે છે, તેથી તે ઇન્દ્ર કહેવાય છે. એક જ દેવને આ લોકમાં અગ્નિ, અંતરિક્ષમાં વાયુ (અથવા ઇન્દ્ર) અને સ્વર્ગમાં સૂર્ય–એ રીતે ત્રણ દેવો કહેવામાં આવે છે.

અર્થાત્ સૂર્ય રૂપ પ્રજાપતિ અથવા બ્રહ્મમાંથી સર્વ દેવો ઉત્પન્ન થયા છે. સામવેદના ષડ્વિંશ બ્રાહ્મણના ચતુર્થ પ્રપાઠકમાં કહ્યું છે કેઃ–

ॐ ॥ प्रजापतिस्तपोऽतप्यत । तस्य ह वै तप्यमानस्य मनः
प्राजायत । देवांत्सृजेय मिति ॥ त इमे देवा असृजन्त ।
दिवा देवान सृजत नक्तमसुरान् ॥
यद्दिवा देवानसृजत तद्देवानां देवत्वं । यदसूर्य्य तदसुराणामसुरत्वम् ॥
यत्पीतत्वं तत्पितॄणां पितृत्वम् ॥

"પ્રજાપતિએ તપ કર્યું; તપ કરીને 'દેવોને સરજું' એમ સંકલ્પ કર્યો. તેઓએ વર્ણન દેવોને સરજ્યા. પોતાના દિવસ રૂપી શરીરમાંથી (અર્થાત્ સત્ત્વ ગુણમાંથી) દેવોને અને રાત્રીમાંથી (તમો ગુણમાંથી) અસુરોને સરજ્યા. દિવસમાંથી (પ્રકાશમાંથી) દેવોને સરજ્યા માટે તેઓ દેવો (પ્રકાશ રૂપ) કહેવાયા; રાત્રીમાંથી (અંધકારમાંથી) અસુરોને સરજ્યા, માટે તેઓ અસુરો (અંધકાર રૂપ) કહેવાયા. પિતૃઓને પોતાના સંધ્યા રૂપ પીત શરીરમાંથી સરજ્યા માટે તેઓ પિતૃઓ કહેવાયા."

માર્કંડેય પુરાણ (અધ્યાય ) માં સર્ગ–મૂલ સૃષ્ટિ અને વિસર્ગ–બ્રહ્મદેવકૃત સૃષ્ટિનું વર્ણન કર્યું છે. તેમાં બ્રહ્મદેવે રાત્રીમાંથી અસુરોને, દિવસમાંથી દેવોને, સાયંકાળની સંધ્યામાંથી પિતૃઓને અને પ્રાતઃકાળની ઉષામાંથી મનુષ્યોને–એ રીતે ચાર પ્રકારની પ્રજા સરજી એમ કહેલું છે. આપણી સૂર્યમાલાનો ઉદ્ભવ, ઉદ્ઘાટન અને વિકાસ કરવામાં આ અસુરો, દેવો અને પિતૃઓ પ્રથમથી જ મુખ્ય ભાગ લેતા આવે છે. તેઓના તે કાર્યને વેદમાં યજ્ઞ કહ્યો છે.

આ યજ્ઞ કરનાર દેવોના 'આજાન અને કર્મ, એવા મુખ્ય બે ભેદ છે. બૃહદારણ્યકોપનિષદ્ના અધ્યાય ૪ બ્રાહ્મણ ૩ મંત્ર ૩૩ ઉપર શ્રીમચ્છંકરાચાર્યે ભાષ્યમાં કહ્યું છે કે–અગ્નિહોત્ર અને ઉપાસનાથી દેવલોકમાં જનારા કર્મ દેવો કહેવાય છે; જેઓ કલ્પ સુધી સ્વર્ગ અથવા બ્રહ્મલોકમાં જઈ કલ્પાન્તે નૂતન સૃષ્ટિ કાળમાં પુનઃ દેવપણું પ્રાપ્ત કરે છે, તેઓ આજાન દેવ કહેવાય છે. ઋગ્વેદીય પુરુષ સૂક્તનું બંગાળી ભાષામાં પરમ વિદ્વતાયુક્ત વિવેચન કરનાર વિદ્વદ્વર શ્રી બ્રહ્મવ્રત સાંમાધ્યાયી સરસ્વતી કહે છે કે–મનુષ્ય જાતિની પેઠે અમુક લોકમાં જન્મ લેનાર દેવ જાતિને આજાન દેવ, અને જેઓ કર્મ વિશેષદ્વારા વિદેહ કૈવલ્ય પ્રાપ્ત કરીને બ્રહ્મલોકમાં બ્રહ્માના શરીર સાથે સાયુજ્ય મુક્તિ મેળવીને મુક્ત પુરૂષો રૂપે રહ્યા છે, તેઓ કર્મદેવો કહેવાય છે. વેદમાં એ કર્મદેવોને પ્રજાપતિ કહે છે. તેનું કારણ એ છે કે સૃષ્ટિ કર્યા પેહેલાં બ્રહ્મદેવ પોતાના શરીરને કંપાયમાન કરીને એવા મુક્ત પુરૂષોને તેમાંથી

ઉત્પન્ન કરે છે; જેઓ જિતેન્દ્રિય પ્રજાપતિ ગણ કહેવાય છે.* સૃષ્ટિ રૂપ યજ્ઞ કરવામાં બ્રહ્મદેવને સાહાય્ય કરનાર જે સાધ્ય ગણ કહેલ છે, તે સાધ્ય ગણ અન્ય કોઈ જ નહિ પણ આ દક્ષ કશ્યપાદિ પ્રજાપતિ ગણ જ છે.x રામાયણના ટીકાકાર રામતીર્થ સ્વામી કહે છે કે—આજાન દેવો વૈદિક યજ્ઞ મંત્રોમાં કહેલા અને તે મંત્રો સાથે સંબંધ ધરાવનારા કર્મદેવોથી પ્રાચીન દેવો છે. યજ્ઞાદિનો અધિકાર આ આજાન દેવોને નથી.+

શ્રીમદ્ ભાગવતમાં દેવોના બે વિભાગો કહ્યા છે; એક વૈકારિક અને બીજો વૈકૃત. વસુ, રૂદ્ર, આદિત્ય, મિત્ર, વરૂણ, અશ્વિનીકુમાર, અગ્નિ, વાયુ, ઇન્દ્ર, દિશાદિ ઇન્દ્રિયોના અધિદેવો અથવા લોકપાળો વૈકારિક કહેવાય છે. સનકાદિકકુમારો વૈકારિક અને વૈકૃત બન્ને વર્ગમાં આવી જાય છે. વૈકૃત દેવોના આઠ ભેદ ૧ વિબુધ, ૨ પિતૃ, ૩ અસુર, ૪ ગંધર્વ અને અપ્સરા, ૫ યક્ષ અને રાક્ષસ, ૬ ભૂત, પ્રેત અને પિશાચ, ૭ સિદ્ધ, ચારણ અને વિદ્યાધર, ૮ કિન્નર.§ વૈદિક દેવો વૈકારિક દેવો છે; અને આ ત્રિલોકીની પૃથક્ જીવ સૃષ્ટિ ઉત્પન્ન થયા પેહેલાં તેઓ ઉત્પન્ન થાય છે. થીયોઓફીમાં જેઓને ભૌતિક દેવો ( Elementals ) કહે છે, તે વૈકૃત દેવો કહેવાય છે. તે વૈકૃત દેવો પૂર્વ કલ્પના કર્માનુસાર અન્ય કલ્પમાં જન્મ ધારણ કરી તે આખા કલ્પમાં ઉન્નતિ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે.† અર્થાત્ કર્મદેવો અથવા સાધ્ય ગણ પ્રજાપતિઓ છે; વસુ રૂદ્ર આદિત્યાદિ દેવો આજાન દેવો અથવા વૈકારિક છે; અને અસુરો, પિતૃઓ વિગેરે વૈકૃત દેવો છે. ત્રિલોકીની સ્થાવર જંગમ સકળ સૃષ્ટિ કર્મદેવોથી ઉત્પન્ન થાય છે; આજાન દેવો તે સૃષ્ટિનો વિકાસ કરે છે; વૈકૃત દેવો પણ મનુષ્ય જાતિના વિકાસ ક્રમમાં ભાગ લેનાર હોવા છતાં પણ નિકૃષ્ટ શ્રેણીના હોવાથી કામાદિક અનિષ્ટ ગુણોથી પ્રતિહત થયેલા છે.

બૌદ્ધ ધર્મમાં જેઓને ધ્યાનબુદ્ધ અને થીઓફીમાં જેઓને ધ્યાનચુહાણ કહે છે, તેઓ વેદ મંત્રોમાં કહેલા વૈકારિક અથવા આજાન દેવો છે.÷ થીયોસોફીની સાત ભૂમિકામાંની નિર્વાણ અથવા બુદ્ધિકા ભૂમિકામાં આ ધ્યાનચુહાણ દેવો જેઓએ પૂર્વકલ્પમાં પોતાનો વિકાસ ક્રમ પૂર્ણ કર્યો છે, તેઓ રહે છે. લોગોસ ( પુરૂષ અથવા બ્રહ્મા ) પોતાની સાથે જ સૃષ્ટિના આરંભકાળમાં તેઓને ઉત્પન્ન કરે છે. તેઓ બ્રહ્મ દેવના સામ્રાજ્યના મંત્રીઓ અથવા તેની ઇચ્છા પરિપૂર્ણ કરનારા પ્રતિનિધિઓ છે. આ દેવગણોના અધિષ્ઠાતાનું તેમ જ નિકૃષ્ટ ભૂમિકામાં કાર્ય કરનાર નિકૃષ્ટ દેવો ( વૈકૃતો ) નું પણ આશ્રય સ્થાન આ નિર્વાણ ભૂમિકા છે; કેમકે નિર્વાણ ભૂમિકા અખિલ બ્રહ્માંડનું હૃદય છે, જેમાંથી જીવન પ્રવાહ વહ્યા કરે છે. તેથી જ પદાર્થ માત્રના જીવન રૂપ મુખ્ય પ્રાણ આવિર્ભાવ પામે છે; અને બ્રહ્માંડનું આયુષ્ય પૂર્ણ થાય છે ત્યારે તે આ મુખ્ય પ્રાણમાં જ સમાઈ જાય છે. યોગીઓ જે મુક્ત દશાના આનં-

* જૂઓ મંત્ર ૫ ઉપરનું વિવેચન પૃ. ૯.

x જૂઓ મંત્ર ૭ ઉપરનું વિવેચન પૃ. ૧૩.

+ જૂઓ બાલકાંડ સર્ગ ૨૯ ઉપરની તેઓની ટીકા.

§ જૂઓ સ્કંધ ૩ અધ્યાય ૧૦.

† જૂઓ પૂર્ણેન્દુ નારાયણસિંહ કૃત A Study of tbe Bhagvat Puran પૃ. ૧૬.

÷ જૂઓ Secret Doctrine પુ. ૨ પૃ. ૯૪—૯૬.

દની કલ્પના કર્યા કરે છે, તે આનંદ–તે પ્રકટ મહિમા–તે પરમ પ્રયોજન આ નિર્વાણપદમાં જ રહેલ છે. એટલું જ નહિ પણ થીયોસોફીમાં કહેલ મહાત્મા ગુરૂ દેવોનું મંડળ પણ આ ભૂમિકામાં રહે છે.×

એ પ્રમાણે દેવોની ઉત્પત્તિ, સ્વરૂપ, સ્થાન અને ભેદ જાણ્યા પછી તેઓનાં શરીરો કેવાં છે, તે જાણવાની સહજ ઇચ્છા થાય છે. તે સંબંધમાં મહાત્મા ભગવાન વ્યાસજી "**मन सैतान्कामान्पश्यन्रमते ब्रह्मलोके**" એટલે "તેઓ બ્રહ્મ લોકમાં જઇને કેવળ મનદ્વારા એ જ સકળ અભિલષિત વસ્તુઓનો ઉપભોગ કરે છે," એ શ્રુતિનું તાત્પર્ય મનમાં રાખીને કહે છે કે–"**अभावं बादरिराह ह्येवम्**+;" અર્થાત્ મુક્ત પુરૂષો (કર્મ દેવો અથવા સાધ્યો અથવા પ્રજાપતિઓ) નાં શરીરો મનોમય હોય છે. પરંતુ "**सएकधा भवति त्रिधा भवति**" એટલે "ઉપર્યુક્ત દેવો કોઈ સમયે એક (મનોમય માત્ર) અને કોઈ સમયે ત્રણ (શરીર, ઇંદ્રિય, અને મન યુક્ત) થાય છે." ઈત્યાદિ શ્રુતિઓને અનુસરીને સર્વ વેદમીમાંસક અપૂર્વવાદી મહર્ષિ જૈમિનિ કહે છે કે–"**भावं जैमिनिर्विकल्पामननात् §**"

એટલે "જે પ્રમાણે તેઓને મન છે તે પ્રમાણે તેઓને શરીર અને ઇન્દ્રિયો પણ છે." આ સર્વ શ્રુતિઓનું સમાધાન કરતાં વ્યાસ મહાત્માં એવા નિશ્ચય ઉપર આવે છે કે–"**द्वादशाहवदुभयं बादरायणोऽतः =**" એટલે જ્યારે બે પ્રકારની શ્રુતિઓ પ્રાપ્ત થાય છે ત્યારે એવી મીમાંસા કરવી યોગ્ય છે કે–કર્મ દેવો અથવા પ્રજાપતિ ગણ કોઈ સમયે મનોમય અને કોઈ સમયે શરીર, ઇંદ્રિયો અને મન યુક્ત હોય છે. તેઓનું સંકલ્પ બળ અમોઘ અને વિચિત્ર હોય છે. યોગ શક્તિથી યોગીઓ વિવિધ શરીરો ધારણ કરવાનું સામર્થ્ય મેળવી શકે છે, ત્યારે આ દેવો તો મુક્ત પુરૂષો છે; તેઓના સામર્થ્યનો તો વિચાર કરવાની આવશ્યકતા પણ ક્યાં રહે છે? તેઓ જે કંઈ સંકલ્પ કરે તે તુરત તેઓને પ્રાપ્ત થાય છે. અર્થાત્ કર્મદેવો અત્યુચ્ચ એટલે નિર્વાણ ભૂમિકામાં હોવાથી તેઓનાં શરીરો કેવળ વિજ્ઞાનમય હોય છે, અને તેથી તેઓ ઇચ્છાનુસાર શરીરો ધારણ કરી શકે છે. સામાન્ય રીતે મનુષ્યનાં શરીરો જે પરમાણુઓથી બંધાયેલાં હોય છે, તે પરમાણુઓમાં આકાશાદિ પાંચે ભૂતો અમુક અમુક પ્રમાણમાં રહેલ છે. પરંતુ દેવો પાર્થિવ ભૂમિકાથી ઉચ્ચતર ભૂમિકામાં હોવાથી તેઓનાં શરીરોનાં પરમાણુઓમાં પાર્થિવ તત્ત્વ અતિ ન્યૂન પ્રમાણમાં હોવાથી, મનુષ્ય શરીરની અપેક્ષાએ તેઓનાં શરીરો ઘણાં તેજસ્વી હોય છે, અને તેથી નિકૃષ્ટ તેમજ ઉત્કૃષ્ટ ભૂમિકામાં રહેનારા સઘળા પુરૂષો દેવો જ કહેવાય છે.

એ પ્રકારના દેવોમાંથી કર્મ દેવો અથવા પ્રજાપતિઓમાંથી સર્વ સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. વાયુ પુરાણમાં કહ્યું છે કે—

× જૂઓ આની બીસેંટ કૃત The Ancient Wisdom પૃ. ૨૨૨–૨૨૩.

+ જૂઓ બ્રહ્મસૂત્ર અ. ૪ પા. ૪ સૂત્ર ૧૦.

§ જૂઓ તે જ. સૂ. ૧૧.

= જૂઓ તે જ. સૂ. ૧૨.

अथान्यान्मानसान्पुत्रांन्सदृशानात्मनोऽसृजत
भृगुं पुलस्त्यं पुलहं क्रतुमांगिरसं तथा ॥ ६८ ॥
मरीचिं दक्षमत्रिं च वासिष्टं चैव मानसम्
नव ब्रह्माण इत्येते पुराणे निश्चयं गता. ॥ ६९ ॥

અધ્યાય—૯.

" બ્રહ્મદેવે પંચમહાભૂતાદિક સૃષ્ટિ રચીને પોતાના સરખા 'ભૃગુ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ; આંગિરસ, મરીચિ, દક્ષ, અત્રિ, અને વસિષ્ઠ નામના માનસપુત્રો ઉત્પન્ન કર્યા. તેઓ નવ બ્રહ્મા અથવા પ્રજાપતિ કહેવાય છે; અને તેઓએ કર્મ તથા ઉપાસનાનો માર્ગ ગૃહણ કર્યો."

ત્યાર પછી તે બ્રહ્મદેવે સનન્દન, સનક, સનાતન અને સનત્કુમારને સરજી કુમાર સૃષ્ટિ ઉત્પન્ન કરી. તેઓ કેવળ બ્રહ્મવાદી હોવાથી તેઓએ પ્રજોત્પત્તિ કરવાની ના કહી: તે કારણથી બ્રહ્મદેવે અતિ ક્રોધમાં આવી જઈ પોતાની ભ્રકુટિમાંથી રૂદ્રો ઉત્પન્ન કર્યાં. આ રૂદ્રોમાંના શંકરના મુખમાંથી એક દેવી ઉત્પન્ન થઈ. તે દેવીએ સકળ સૃષ્ટિ રચી. તે પ્રસંગે બ્રહ્મદેવે ફરીથી પોતાના મનમાંથી રૂચિનામનો માનસપુત્ર ઉત્પન્ન કરી ઇન્દ્રિયો અને પ્રાણમાંથી ભૃગ્વાદિ પ્રજાપતિયોને અને નિલલોહિત નામના રૂદ્રને ફરીથી સરજ્યા. એ પ્રમાણે પ્રજાપતિઓની બે વખ્ત ઉત્પત્તિ કહ્યાં પછી તેઓની ત્રીજી વખ્ત વરૂણદેવના યજ્ઞમાંથી ઉત્પત્તિ કહી છે.*

( ચાલુ )

માનશંકર વિ. પિતાંબરદાસ મહેતા.

---

# ॥ સ્થૂલપારની સૃષ્ટિનું જ્ઞાન. ॥

( અનુસંધાન ગત વર્ષ–પૃ૪–૩૭૭ થી. )

## ઉચ્ચ સૃષ્ટિયોનું જ્ઞાન શી રીતે મેળવી શકાય?

દરેક માનવિનામાં એવા પ્રકારની શક્તિયો ગુપ્ત દશામાં હોય છે, કે જે વડે પોતાની જાતે તે ઉચ્ચ સૃષ્ટિયોનું જ્ઞાન મેળવી શકે છે. ભાવના યોગી, અધ્યાત્મવાદી, અથવા જ્ઞાનવાદી, એક પ્રકારની આત્મસૃષ્ટિ, ચૈતન્યસૃષ્ટિ વિષે ઉપદેશે છે; તેમને માટે તો આ સૃષ્ટિયો, આપણાથી સ્થૂલ ચક્ષુઓ વડે જોવાતી અથવા સ્થૂલ હસ્તો વડે સ્પર્શ કરાતી સ્થૂલ સૃષ્ટિના જેટલી જ યથાર્થ છે. શ્રોતાઓ દરેક ક્ષણે આ પ્રમાણે પોતાની મેળે વિચાર ચલાવે છે: "વર્તમાનમાં મારામાં ઉંઘતી દશામાં પડેલી અમુક શક્તિયોનો મારી જાતે વિકાસ કર્યા પછી,

* જુઓ વાયુ પુરાણ અ. ૯ શ્લો. ૬૯ થી ૧૦૫ તથા અ. ૬૫.

જે વિષે તે ઉપદેશે છે, તેનો હું પણ અનુભવ કરી શકું.” માત્ર એટલો જ પ્રશ્ન અવશેષ રહે છે, કે પોતાના અંતરમાંની આવા પ્રકારની શક્તિયોને વિકસાવવાને અભ્યાસિએ કેવા પ્રકારનો આરંભ કરવો જોઇએ. જ્યાં સુધી માનવજાતનું અસ્તિત્વ પ્રતિપાદન થયું છે ત્યાં સુધી તો એવી શાલાઓ હમેશાં હયાતીમાં હતી કે જેમાં આવી ઉચ્ચ શક્તિવાળા અભ્યાસિયો, આવી શક્તિયોનો શોધ ચલાવનારાઓને ઉપદેશ આપતા હતા. આવી સંસ્થાઓને ગુપ્ત શાલાઓના નામથી વ્યવહરવામાં આવે છે, તથા તેમાં આપવામાં આવતા ઉપદેશને ગુપ્ત વિદ્યાના નામથી વ્યવહરવામાં આવે છે. આવા પ્રકારના નામથી સ્વાભાવિક રીતે એક પ્રકારના વિરૂદ્ધ અભિપ્રાયનો ઉદય થાય છે. આવું નામ સાંભળનારાઓ એવી માન્યતામાં સહજમાં અવળા દોરાઈ જાય છે, કે આવી શાલાઓમાં કાર્ય કરનારાઓની એક અમુક ખાસ વર્ગ દર્શાવવાની મરજી છે, તેઓ પોતાના જ્ઞાનને પોતાના જાતિભાઇઓથી ઘણા સખ્ત પ્રકારે છુપાવી રાખે છે. કદાચ તેઓ એમ માનવામાં પણ દોરવાઈ જાય છે, કે આવા પ્રકારના જ્ઞાનની પાછળ કોઈ પ્રકારની ઉપયોગી બાબતનો સમાવેશ થતો નથી. તેઓ એમ માનવાને પણ લલચાય છે, કે જો તે યથાર્થ સત્યજ્ઞાન હોય તો તેને એમ મ્હોટું રહસ્ય બનાવી દઈ ગુપ્ત બનાવવાની કોઈ પણ પ્રકારની જરૂર હોવી જોઇએ નહિ: આવા જ્ઞાનવાળાઓએ તેનો જાહેર રીતે પ્રચાર કરવો જોઇએ તથા સર્વે માનવિઓને તેનો લાભ મળે એમ કરવું જોઇએ.

ગુપ્તજ્ઞાનની પ્રકૃતિમાં દીક્ષા પામેલાઓ, અદીક્ષિતો આ પ્રમાણે વિચાર ચલાવે તેથી લેશ પણ નવાઈ પામતા નથી. જીવનનાં ઉચ્ચ રહસ્યો વિષેની આવા પ્રકારની દીક્ષાને અમુક અંશે અનુભવનાર માનવિજ, એ દીક્ષાના રહસ્યને સમજી શકશે. તો પણ આ પ્રમાણે પ્રશ્ન સંભવિ શકે: “આમ છે તો સર્વે બાબતોને લક્ષમાં લેતાં, અદીક્ષિત માનવિઓ, આવા પ્રકારના કહેવાતા ગુપ્તજ્ઞાનમાં કોઈ પણ પ્રકારનો લાભ શી રીતે જોઈ શકે? એવું કંઈક કે જેની પ્રકૃતિ વિષે તેઓ કોઈ પ્રકારનો વિચાર કરી શકતા નથી તેને માટે તેમણે શોધ ચલાવવાની શી જરૂર છે?” પરંતુ આવા પ્રકારના પ્રશ્નોનો આધાર, ગુપ્તજ્ઞાનની યથાર્થ પ્રકૃતિની તદ્દન ભૂલ ભરેલી ભાવના ઉપર હોય છે.

સત્ય રીતે કહેવા માગીએ તો “ગુપ્ત જ્ઞાન” તથા અન્ય સર્વ પ્રકારનાં માનવિનાં જ્ઞાન અને શક્તિ વચ્ચે કોઈ પણ પ્રકારનો ભેદ નથી. જે કોઈ કદિ વાચવાનું શિખ્યો નથી તેને માટે લખવાની બાબત એક રહસ્ય રૂપે છે, તેના કરતાં આ ગુપ્તજ્ઞાન, એક સામાન્ય માનવિ માટે પણ કોઈ પણ પ્રકારના વિશેષ રહસ્ય રૂપે નથી. જેમ યથાર્થ માર્ગ પસંદ કરનાર દરેક જણ લખતાં શિખિ શકે છે, તેમ યથાર્થ માર્ગ માટે શોધ ચલાવનાર દરેક જણ એક શિષ્ય બની શકે, ગુરુ, ઉપદેશક પણ બની શકે. આમાં બાહ્યની વિચાર-પ્રવૃત્તિયોના સંબંધમાં હોય છે તેના કરતાં દશાઓનો માત્ર એક બાબતમાં જ ભેદ હોય છે. દારિદ્ર્યને લીધે અથવા અમુક પ્રકારનાં કેલવણી, શિષ્ટાચારમાં જન્મ થવાને લીધે, લેખનકલા શિખવાનો સંભવ કેટલાંક માનવિઓથી દૂરનો દૂરજ રહે છે; પરંતુ ઉચ્ચ સૃષ્ટિયોના જ્ઞાનની પ્રાપ્તિમાં તો ખરાજીગરથી શોધ ચલાવનાર માટે કોઈ પણ પ્રકારનાં વિઘ્ન સંભવતાં નથી.

ઘણાઓ માને છે, કે આવાં પ્રકારનું જ્ઞાન મેળવવા માટે અહિં તહિંથી ઉચ્ચ જ્ઞાનના ગુરુઓને શોધી કાઢવા પડે છે. પ્રથમ તો ઉચ્ચ જ્ઞાન માટે જીજ્ઞાસા પૂર્વક પ્રયત્ન કરનાર દરેક અભ્યાસીને, સૃષ્ટિનાં ગંભિર રહસ્યોમાં દોરનાર દીક્ષિત ગુરુ માટેની શોધ ચલાવવામાં કોઈ પણ પ્રકારના વિઘ્ન માટે ભીતિ રાખવાની નથી. આથી ઉલટી રીતે જો તેનામાં આ પામવા માટેનો તીવ્ર અને યોગ્ય પ્રયત્ન જોવામાં આવે છે તો એકાદ દીક્ષિત ગમે તેવી દશાઓમાંથી પણ તેને શોધી કાઢશે, આ બાબની તેને ખાત્રી રાખવાની છે. કારણ કે દીક્ષિતોમાં એક એવા પ્રકારનો સખ્ત નિયમ છે, કે જે જ્ઞાન માટે જે યોગ્ય હોય તે જ્ઞાન તેનાથી દૂર નહિ રાખવાને તેઓ બંધાયલા છે. પરંતુ તેમનામાં આના જેવો જ સમાન રીતે સખ્ત નિયમ છે, કે જ્યાં સુધી યોગ્ય ના થાય ત્યાં સુધી કોઇને પણ કોઈ પ્રકારનું ગુપ્ત જ્ઞાન આપવામાં આવશે નહિ. જેમ તે આ ઉભયે નિયમોને સખ્ત રીતે પાળે છે તેમ તેમ તે વિશેષ સંપૂર્ણ પ્રકારનો એક દીક્ષિત ગણાય છે. સર્વે દીક્ષિતોને લાગુ પડતી સંસ્થાની આસપાસ જાણે કે એક પ્રકારની ભીંત આવી રહી છે તથા અત્રે વર્ણવાયલા ઉભયે નિયમો, આ દિવાલને એકઠી જોડી રાખનાર વિવિધ તત્વોમાંનાં બે બલવાન્ તત્વો સમાન છે. તમે એકાદ દીક્ષિતની સાથે નિકટની મૈત્રીમાં વસો તથાપિ જ્યાં સુધી તમે તમારી જાતે એ દીક્ષિત બન્યા નથી ત્યાં સુધી આ દિવાલ તમને તેનાથી જુદા પાડશે. કદાચ તમે એકાદ દીક્ષિતના હૃદયનો શબ્દના સંપૂર્ણ અર્થમાં ઉપભોગ કરો, તેના પ્રેમને અનુભવો તથાપિ જ્યારે તમે જાતે તૈયાર બનશો ત્યારે જ માત્ર તે પોતાનું રહસ્ય તમને દર્શાવશે. ગમે તો તમે ખુશામત કરો; ગમે તો તમે તેને દુઃખી કરો: કશાથી પણ, જે બાબતને તે ખુલ્લી નહિ રાખવા જેવી જાણે છે તેને કોઈ પણ પ્રકારે તમારા આગળ ખુલ્લી કરવાને લલચાશે નહિ; આ જ પ્રમાણે તમે પણ તમારા વિકાસ ક્રમની તમારી વર્તમાન ભૂમિકામાં આ રહસ્યનો તમારે કેવી રીતે અનુભવ કરવો તે પણ સમજી શકતા નથી.

એકાદ માનવિને રહસ્યાનુભવ પામવા માટે યોગ્ય બનાવવાના માર્ગો સ્પષ્ટ રીતે દર્શાવવામાં આવ્યા હોય છે. જ્યાં દીક્ષિતો ઉચ્ચરહસ્યોની રક્ષા કરી રહ્યા હોય છે એવાં મંદિરોમાં કદાપિ ના ભુસાય એવા નિત્યઅક્ષરોમાં આ દર્શાવવામાં આવ્યા હોય છે. "ઇતિહાસ" પૂર્વના પ્રાચીન સમયોમાં આ મંદિરો બાહ્યસૃષ્ટિમાં દશ્ય હતાં; વર્તમાનકાલમાં આપણું જીવનો આત્મ વિદ્યાથી એટલાં બધાં વિમુખ બની ગયાં છે, કે ઘણે ભાગે બાહ્ય દૃષ્ટિને તેઓ તદન અદશ્ય બન્યાં છે. તથાપિ તેમનું અસ્તિત્વ સઘળે હોય છે તથા શોધ ચલાવનાર સર્વને તે જડી પણ રહે છે.

એકાદ અભ્યાસીને માત્ર પોતાના આંતરાત્મામાંથી જ એકાદ દીક્ષિતને બોલાવાની ફરજ પાડનારાં સાધનો મળી આવે. તેણે અમુક ઉચ્ચ ભૂમિકા પર્યંત પોતાના આંતરમાં અમુક ખાસ શક્તિયોને સાધવી જોઇએ તથા પછીથી આત્માના મોટામાં મોટા ખજાનાઓ તેના પોતાના બને છે.

અભ્યાસીયે જીવાત્માનાં અમુક પ્રકારના મૂલ વલન સહિત આરંભ કરવાનો છે; ગુપ્ત

વિદ્યાનો અભ્યાસી, તેને ભક્તિમાર્ગના, પૂજામાર્ગના નામથી વ્યવહરે છે. માત્ર આવા પ્રકારનું વલણ ધારણ કરનાર જ ગુપ્તવિદ્યામાં એક શિષ્ય બની શકે છે, આ બાબતોના અનુભવવાળાઓ એકાદ બાલકનામાં પણ ભાવિની શિષ્ય વૃત્તિનાં ચિહ્નો સ્પષ્ટ રીતે જુએ છે. પૂજ્ય બુદ્ધિનાં પાત્રો પ્રત્યે ધાર્મિક ભીતિ પૂર્વક જોનારાં બાલકો પણ હોય છે. આવાં લોક માટે તેમને એટલું બધું માન હોય છે, કે જેથી તેમના હૃદયના અંદરમાં અંદરના ભાગમાં પણ તેમને માટે કોઈ પ્રકારનો ટીકા અથવા વિરોધનો ભાવ જોવામાં આવતો નથી. આવાં બાલકો યુવાન પુરૂષો અને કુમારિકાઓ રૂપે વિકાસ પામતાં, પૂજ્યતા દર્શાવાય એવું કંઈ પણ મળી આવતાં સુખનો અનુભવ કરે છે. આવાં બાલકોની સંખ્યામાંથી અનેક શિષ્યોને નવીન તરીકે ગ્રહણ કરવામાં આવે છે.

તમે કોઈ કાલે એકાદ પૂજ્યપુરુષના ગૃહ બહાર અટકીને ઉભા છો, તથા તમારી આ પ્રથમ વારની મૂલાકાતે તેના દ્વારમાં પેસતાં, તમારે માટે પવિત્ર સ્થાન રૂપ તેના ઓરડામાં પ્રવેશતાં તમને એક પ્રકારની ધાર્મિક ભીતિનો અનુભવ થયો છે? જો આમ થયું હોય તો તમારામાં એક એવા પ્રકારનો અંતર્ભાવ જણાઈ આવ્યો છે, કે જે તમારી ભાવિ શિષ્ય વૃતિના એક બિજ સમાન નિવડે. વિકાસ પામતી દરેક વ્યક્તિ માટે ચારિત્રનું બંધારણ બાંધવાના આધાર રૂપે આવા પ્રકારની ઉર્મિઓ હોવી, એ એક પ્રકારના આશિર્વાદ સમાન છે. માત્ર એમ માનવાની જરૂર નથી કે આવા પ્રકારના ગુણો આધિનતાનાં, ગૂલામીનાં બિજકો રૂપે છે. જ્યાં પૂજ્યભાવ જણાવવાની જરૂર હોય ત્યાં પૂજ્ય બુદ્ધિ દર્શાવવાનુ શિખેલાઓ જ માત્ર પોતાનાં મસ્તકો ટટાર રાખી શકે છે, એમ આપણને અનુભવ શિખવે છે. જ્યારે જ્યારે હૃદયના ઉંડાણમાંથી ઉદય થાય છે ત્યારે પૂજ્ય ભાવ હમેશાં તેના યોગ્ય સ્થાન પ્રત્યે જ દોરાયો હોય છે. આપણા કરતાં કંઈક અમુક પ્રકારની ઉચ્ચ સત્તા અસ્તિત્વમાં છે, એવી આપણામાં ઉંડાં મૂલ ઘાલી બેઠેલી ભાવનાનો આપણે વિકાસ ના સાધિએ તો કંઈક ઉચ્ચ દશામાં વિકાસ પામવાનું જોયતું બલ આપણને કોઈ કાલે મળી શકશે નહિ. પોતાના હૃદયને પૂજ્ય ભાવ અને ભક્તિના ઉંડાણમાં દોરવા વડે જ્ઞાનની ઉચ્ચ ભૂમિકાઓ પર્યંત પોતાની બુદ્ધિને વિકસાવવાની શક્તિજ દીક્ષિતે મેળવેલી હોય છે. નરમાશ, વિનયના માર્ગોએ ચાલવા વડે જ આત્માની ઉચ્ચ ભૂમિકાઓનો અનુભવ બની શકે છે. માત્ર ત્યારેજ તમે યથાર્થ જ્ઞાન મેળવી શકશો કે જ્યારે તમે તેની કીંમત કરતાં શિખ્યા હશો. ખાત્રીથી, માનવિનો યથાર્થતાની ઝાંખી પામવાનો હક છે, પરંતુ પ્રથમ તેણે આ હકસંપાદન કરવાનો છે. સ્થૂલ જીવનમાં છે તેમ આધ્યાત્મિક જીવનમાં પણ અમુક પ્રકારના નિયમોનું અસ્તિત્વ છે, એક કાચના ટુકડાને યોગ્ય પદાર્થ સાથે ઘસો ને તેનામાં વૈદ્યુતિક શક્તિ આવશે એટલે તેનામાં નાના પદાર્થોને આકર્ષવાની શક્તિ આવશે. આથી પ્રાકૃતિક નિયમનું દૃષ્ટાંત પુરૂ પડે છે. થોડા ઘણા સ્થૂલ વિજ્ઞાનનો અભ્યાસ કરનાર આ બાબતને જાણે છે. આ પ્રમાણે જો કોઈ ગુપ્ત વિદ્યાના મૂલ સિદ્ધાંતોથી ભોમિયો હોય તો તેના સમજવામાં આવશે, કે જીવાત્મામાં ઉદય થતી સત્ય ભક્તિની દરેક ભાવના, વ્હેલે અથવા મોડે જ્ઞાન માર્ગમાં દોરી જતી એક પ્રકારની શક્તિનો વિકાસ કરે છે.

જેના અંતરમાં આવા પ્રકારની ભક્તિની ભાવનાનો સમાવેશ થાય છે અથવા પોતાની કેલવણીમાંથી તે મેળવવાને જે સદ્‌ભાગી થયો છે તે પોતાના ભાવિના જીવનમાં આગળ ઉપર ઉચ્ચ જ્ઞાનમાં પ્રવેશ શોધવાના સમયે પોતાની સાથે ઘણું ઘણું સાધન રૂપે લાવેલો હોય છે. પરંતુ જેની આવી કોઈ પ્રકારની તૈયારી નથી તેને તો જો તે તીવ્રસ્વાત્મ—કેલવણી વડે અંતરમાં ભક્તિનું વલન ઉત્પન્નવવાનો પ્રયત્ન ના કરે તો જ્ઞાન માર્ગના પ્રથમ પાદમાં પણ વિઘ્નોના સામે થવું પડશે. આપણા જમાનામાં આ બાબત ઉપર સંપૂર્ણ લક્ષ આપવામાં આવે એ ખાસ અગત્યનું છે. આપણાં શિષ્ટાચાર કેલવણીનું વલન ભક્તિ તરફ હોવાને બદલે, ટીકા કરવા તરફ, ચુકાદાઓ આપવા તરફ, તથા સ્વહિત પૂજ્યભાવ તરફ વધારે છે. આપણા યુવાનીઆઓ પૂજ્યભાવ દર્શાવવા કરતાં ટીકા કરવાનું વલન ઘણું જ વધારે દર્શાવે છે. પરંતુ નિંદાયુક્ત ટીકાની દિશાનું દરેક નિરાકરણ, ઉચ્ચજ્ઞાન પામવા માટેની જીવાત્માની શક્તિયોને છિન્ન ભિન્ન બનાવે છે; આજ પ્રમાણે હૃદયથી અનુભવાતા સર્વ પ્રકારના ભક્તિભાવવડે એ શક્તિયોનો વિકાસ થાય છે. આ બાબતમાં આપણે આપણાં શિષ્ટાચાર કેલવણીના સામે કંઈ પણ કહેવા માગતા નથી. તેના ઉપર ટીકા કરવાનો આ કોઈ પ્રકારનો પ્રશ્ન નથી. આવા પ્રકારની ટીકા ચલાવવાની શક્તિને, આ સ્વભાનવાળા માનવ નિરાકરણને, આ "સર્વ બાબતો સાબિત કરો અને પછીથી સારાનો આશ્રય કરો" એવા પ્રકારના વલનને આપણાં શિષ્ટાચાર, કેલવણીની મહત્તા આભારી છે. જો આપણે આપણા વિવેચક શક્તિનો સબળે ઉપયોગ ના કર્યો હોત, જો આપણે આપણા નિરાકરણના માપને સબળે ના લગાડ્યું હોત તો આપણા જમાનાનાં પદાર્થવિજ્ઞાન, વ્યાપાર, ઉદ્યોગ તથા કાયદાશાસ્ત્ર પર્યંત ભાગ્યેજ આવી શક્યા હત પરંતુ આવડે બાહ્ય શિક્ષણમાં જે જે મળ્યું છે તે સર્વનો બદલો, આધ્યાત્મિક જીવનના ઉચ્ચ જ્ઞાનની એક પ્રકારની પ્રમાણાનુસાર ખોટ વડે ભરી આપવો પડે છે.

હવે એક બાબત દરેક જણે સ્પષ્ટ રીતે સમજવાની જરૂર છે, કે આપણા જમાનાના બાહ્ય શિક્ષણના કેન્દ્રમાં જે યથાર્થ છે તેને માટે ઉચ્ચ સૃષ્ટિયોના જ્ઞાનમાં આગળ વધવાની બાબત અત્યંત મુશ્કિલ થઈ પડે છે. જો તે ઉત્સાહ પૂર્વક પોતાના આંતરમાં કાર્ય કરે તો જ તે તેમ કરી શકે છે. બાહ્ય જીવનની દશાઓ સાદી હતી તે સમયે આધ્યાત્મિક વિકાસ પામવાની બાબત સહેલી હતી. જીવનની દશાઓજ એવા પ્રકારની હતી, કે જેના જેના પ્રત્યે પૂજ્યભાવ દર્શાવવાની જરૂર હતી, જેને જેને પવિત્ર રાખવાની જરૂર હતી તે સહજમાં તેમ જોવામાં આવતું હતું. ટીકાના, વિવેચક બુદ્ધિના જમાનામાં આ ભાવનાઓનો અધોપાત થયો છે; પૂજ્ય ભાવ, માન, પ્રાર્થના અને નવાઈનું સ્થાન અન્ય ઉર્મિઓએ રોક્યું છે. આપણો વર્તમાન જમાનો જ આવી ઉર્મિઓને હમેશાં દૂરને દૂર પાછળ હઠાવે છે તેથી લોકનાં દરરોજનાં જીવનમાં તેમનો ઘણો થોડો જ ભાગ ભજવાતો જોવામાં આવે છે.

ઉચ્ચ જ્ઞાન માટેનો શોધ ચલાવનારે તેને પોતાના જીવાત્મામાં પોતાની મેળે જ વ્હેવરાવવું જોઇએ. અભ્યાસ વડે આમ થઈ શકતું નથી; માત્ર જીવન વહનદ્વારા જ તે થઈ શકે છે. જેને એક શિષ્ય બનવાની મરજી હોય તેણે ખંતપૂર્વક આ ભક્તિભાવનું વલન કેલવવું જોઇએ. પોતાની પરિસ્થિતિમાં સબળે જ્યાં જ્યાં તેનામાં પ્રેમ અને પૂજ્ય ભાવનો ઉદય થાય

એવા સર્વ માટે તેણે અવલોકન ચલાવવું જોઇએ. જ્યાં જ્યાં તેનાં કર્તવ્યો અથવા બનાવોમાં બની શકે ત્યાં કોઈ પણ પ્રકારની ટીકા કરવાનો, અભિપ્રાય આપવાનો તદ્દન ત્યાગ કરવાનો તેણે અભ્યાસ રાખવો જોઇએ. જો હું એક માનવિને મળું અને તેની નબળાઈ માટે તેને ઠપકો આપું તો ઉચ્ચ જ્ઞાન પામવાની મારી શક્તિને હું ગૂમાવું છું; પરંતુ જો હું તેના સદ્‌ગુણોમાં પ્રેમ પૂર્વક પ્રવેશવાનો પ્રયત્ન કરૂં તો આવી શક્તિનો મારામાં વિકાસ થાય છે. શિષ્યે હમેશાં આ શિક્ષાને અનુસરવાનો પ્રયત્ન કરવાની જરૂર છે. સર્વે બાબતોમાં હમેશાં શુભ જોવાની વૃત્તિને તથા સર્વ પ્રકારની નિંદાત્મક ટીકામાંથી દૂર રહેવાની બાબતને તેઓ કેટલા બધા આભારી છે તે અનુભવી ગુપ્તવિદ્યાનુયાયીઓ સારી રીતે સમજે છે. માત્ર જીવનના એક બાહ્ય નિયમ રૂપે જ આમ રહેવાની જરૂર નથી; આપણા જીવાત્માના આંતરમાં આંતરના વિભાગમાં તેનો સમાવેશ થવાની જરૂર છે. આપણી જાતને સંપૂર્ણ બનાવવી એ આપણી સત્તામાં છે તથા આપણી જાતને ધીમે ધીમે પલટાવી નાખવાની બાબત આપણા જ હાથમાં છે. પરંતુ આ ફેરફાર જીવાત્માના આંતર વિભાગમાં, માનસિક જીવનમાં થવાની જરૂર છે. અમુક માનવિ પ્રત્યેના મારા બાહ્ય વર્તનમાં જ હું માન દર્શાવું એટલું સંપૂર્ણ નથી; મારે મારા વિચારમાં પણ આ પ્રમાણે માન હોવું જોઇએ. શિષ્યે પોતાના માનસિક જીવનમાં આવા પ્રકારની ભક્તિનો ઉદય કરવાનો આરંભવાની જરૂર છે. તેણે પોતાના હૃદયમાંથી અપમાનના, ટીકાના સર્વ પ્રકારના વિચારોને તદ્દન દૂર કરવા જોઇએ તથા સીધે માર્ગે ભક્તિના વિચારો કેળવવાનો પ્રયત્ન કરવો જોઇએ.

એવી દરેક ક્ષણ કે જ્યારે આપણે આપણા અંતરમાંથી આપણા જાતિ ભાઈ વિષેનો સર્વ પ્રકારનો નિંદાત્મક, શંકાત્મક અભિપ્રાય દૂર કરવાનો પ્રયત્ન કરીએ છીએ ત્યારે આવી દરેક ક્ષણ આપણને ઉચ્ચ જ્ઞાનના સમીપમાં લાવી મૂકે છે. જ્યારે આવી ક્ષણોમાં આપણા અંતરમાં માનવિઓ અને પદાર્થો માટે પ્રેમ, માન અને પૂજ્ય બુદ્ધિ ઉપજાવે એવા વિચારો ઉભરાવી નાખીએ છીએ ત્યારે આપણે જલદીથી આગળ વધી શકીએ છીએ, આવી દરેક ક્ષણે માનવિનામાં એવા પ્રકારની શક્તિયો વિકસિત બને છે કે જે અન્યથા સુપ્ત દશામાં જ પડી રહેત, એવું આ બાબતોના અનુભવવાવાળા સારી રીતે જાણે છે. આ પ્રમાણે માનવિનાં આધ્યાત્મિક ચક્ષુઓ ખુલતાં જાય છે, અત્યાર સુધી તે જોવાને અશક્ત હતો એવા પદાર્થો પોતાની આસપાસ જોવાનો આરંભ કરે છે. અદ્યાપિ પર્યંત તેણે પોતાની આસપાસની સૃષ્ટિનો માત્ર એક વિભાગ જ જોયો હતો, એમ તેના સમજવામાં આવે છે. તેની સાંથે સંબંધમાં આવનારાં માનવિઓ પણ હવે તેને પૂર્વે જણાતાં હતાં તેના કરતાં તદ્દન ભિન્ન સ્વરૂપે જણાય છે. હજુ પણ તે જીવનના માત્ર આ નિયમ દ્વારાજ ખાત્રીથી, અન્ય સ્થલે માનવ ઓજસના નામથી વ્યવહરવામાં આવ્યું છે તેને જોવાને બીલકુલ શક્તિવાન્ થઈ શકશે નહિ, કારણ કે તે માટે તો આથી પણ એક ઉચ્ચ પ્રકારના અભ્યાસની જરૂર છે. પૂર્વે જો તે ભક્તિની સંપૂર્ણ કેલવણી પામ્યો હશે તો તે આવા પ્રકારના ઉચ્ચ અભ્યાસ પર્યંત પણ પહોંચી શકશે.

ધાંધલ વિનાનું તથા બહિર દુનિયાના લક્ષમાં આવ્યા વિનાનું " શિષ્ય વૃત્તિના માર્ગમાં "

ચાલવાનું છે. શિષ્યમાં કોઈ પ્રકારનો ફેરફાર કોઈના જોવામાં આવે, એમ કંઈ આવશ્યક નથી. અત્યાર સુધી કરતો હતો તે, પ્રમાણે જ હજુ પણ તે પોતાનાં કર્તવ્યો કર્યાં જાય છે; પૂર્વની પેઠે જ હજુ પણ તે પોતાનો ધંધો ચલાવ્યાં જાય છે. જીવાત્માના માત્ર આંતરવિભાગમાં જ ફેરફાર થયાં કરે છે, બાહ્યદૃષ્ટિથી છૂપાયલો રહે છે. પ્રથમ તો માનવિનું સંપૂર્ણ આત્મીય જીવન, જે જે યથાર્થ રીતે પૂજ્ય હોય તે માટે ભક્તિના આવા પ્રકારના મૂલ ભાવથી ઉભરાઈ જાય છે. તેના સમગ્ર આત્મીયજીવનને આવા પ્રકારના મૂલ ઉભરામાં એક પ્રકારનું આશ્રય સ્થાન માની રહે છે. જેમ સૂર્ય પોતાનાં કીર્ણોદ્વારા સર્વે જીવંત પદાર્થોને સજીવન બનાવે છે તેમ શિષ્યના જીવનમાં આ પૂજ્ય બુદ્ધિવડે જીવાત્માનાં સર્વ પ્રકારનાં દર્શનો (અનુભવો) સતેજ બને છે.

પૂજ્ય બુદ્ધિ, માન અને એના જેવી અન્ય ભાવનાઓને વિવિધ પ્રકારના અનુભવો સાથે કોઈ પ્રકારની લેવા દેવા છે, એમ માનવું એ જ પ્રથમ તો લોક માટે સહેલું નથી. આમ થવાનું કારણ એટલી સત્ય વાત ઉપર છે, કે અભ્યાસી અનુભવને એક પ્રકારની સ્વતંત્ર શક્તિ રૂપે માની લે છે, જીવાત્મામાં અન્ય પ્રકારે જે જે થાય છે તે સાથે કોઈ પ્રકારના સંબંધ વિનાની ધારી લે છે. આમ વિચારવામાં આપણે એટલું યાદ નથી રાખતા, કે દર્શન પામનાર, અનુભવ કરનાર તો જીવાત્મા છે. દેહને માટે જેમ અન્ન છે તેમ જીવાત્માને માટે ભાવનાઓ છે. જો આપણે દેહને ખોરાકને બદલે પથરા ખવરાવીએ તો તેની પ્રવૃત્તિ અટકી પડશે. જીવાત્માનું પણ આમજ છે. પૂજ્યબુદ્ધિ, પ્રણય, ભક્તિ, તેને આરોગ્ય તથા બળવાન્ બનાવીને પોષે છે, તથા દર્શનની, અનુભવની શક્તિ માટે તો ખાસ કરીને બલવાન્ બનાવે છે. અનાદર, વિદ્વેષ, અને અવમાનની ભાવનાઓ વડે આ પ્રવૃત્તિ શુષ્ક બનીને કરમાઈ જાય છે. ગુપ્ત વિદ્યાનુયાયીને તો આ બાબત ઓજસ્મંડલમાં સ્પષ્ટ જણાઈ આવે છે—ભક્તિ અને પૂજ્ય ભાવનાઓનો સંચય કરનાર જીવાત્માના ઓજસ્ મંડલમાં એક પ્રકારનો ફેરફાર થઈ જાય છે. અમુક પ્રકારના રક્ત–પિત અથવા ભૂરા–લાલ પ્રકારના રંગો અદૃશ્ય થાય છે તથા તેમનું સ્થાન અમુક પ્રકારના નીલ–રક્ત વર્ણો રોકે છે. પછીથી દર્શનનું, અનુભવનું અવયવ વિકાસ પામે છે. તેના સાંનિધ્યનીજ કેટલીક યથાર્થ બાબતોની તેને એવા પ્રકારની ખબર મળે છે, કે જેનું તેને અદ્યાપિ પર્યંત કાંઈ પ્રકારનું જ્ઞાન નહતું. પૂજ્ય બુદ્ધિવડે જીવાત્મામાં અન્યોન્યની દાઝ જાણવાની એક પ્રકારની શક્તિનો ઉદય થાય છે તથા આ વડે આપણી આસપાસનાં પ્રાણીઓમાં રહેલા સમાન ગુણોનું જ આકર્ષણ થઈ શકે છે; આમ ના થયું હોય તો આ ગુણો છૂપાયલા જ રહે છે. ભક્તિમાં એક અન્ય ભાવનાનો ઉમેરો થતાં પ્રાપ્ત થતી શક્તિ આના કરતાં પણ વધારે અસરકારક નિવડે છે. બાહ્યદુનિયાના સંસ્કારોમાં પોતાની જાતને ખોઈને ઓઢી તણાવા દઈને તેને બદલે એક પ્રકારના જીવંત આંતર જીવનને વિકસાવવાનું અભ્યાસી શિખે છે. જે બાહ્યદુનિયાના એક સંસ્કારમાંથી અન્ય સંસ્કારમાં ભટક્યાં કરે છે, વારંવાર અનેક દુરાચાર શોધ્યાં કરે છે, તેને ગુપ્તવિદ્યાનો માર્ગ જડી શકતો નથી. શિષ્યે બાહ્યદુનિયા પ્રત્યે પોતાની જાતને બુઠ્ઠી બનાવી દેવાની નથી; પરંતુ તેના સંસ્કારોમાં તેણે પોતાની જાતને કેટલી પરોવવી તેની દિશા તેનું ઉચ્ચ આંતર જીવન તેને દર્શાવશે. સુંદિર ગિરિશ્રેણીઓવાળા પ્રદેશમાંથી પસાર થતાં, જીવાત્માના ઉંડાણવાળા તથા ઉર્મિઓના ઉભરાવાળા

એક માનવિને, ગણીગાંઠી ઉર્મિઓવાળા એક માનવિ કરતાં વિવિધ પ્રકારના અનેક અનુભવો થશે. એકાદ માનવિ સમુદ્રની આરપાર હંકારે છે તથાપિ તેના જીવાત્મામાં માત્ર ગણ્યા ગાંઠ્યા આંતર અનુભવોનો ઉદય થાય છે; પરંતુ અન્ય માનવિને તો તે સમયે સૃષ્ટિ–ચૈતન્યની નિત્ય ભાષાનું શ્રવણ થાય છે તથા તેને માટે સૃષ્ટિનાં રહસ્યો ખુલ્લાં થઈ જાય છે.

અભ્યાસિને બાહ્ય દુનિયા સાથે કોઈ પ્રકારનો નિકટનો સંબંધ બાંધવાની ઈચ્છા હોય તો તેણે પોતાની ભાવનાઓ અને વિચારોનો નિરોધ સાધવાની ખાસ જરૂર છે. બાહ્ય દુનિયામાંનો દરેક બનાવ દિવ્ય સૌંદર્યથી ભરપૂર છે, પરંતુ બાહ્ય સૃષ્ટિમાં આવા પ્રકારની દિવ્યતા શોધી કાઢવાની આશા રાખતા પૂર્વે અભ્યાસિને દિવ્ય સત્તાનો આંતરમાં અનુભવ કરવાની ખાસ જરૂર છે. પોતાના દરરોજના જીવનની અમુક ક્ષણો જુદી કાઢીને તે સમયમાં શાંતિથી અને એકલા પોતાની જાતમાં પ્રવેશ પામવાનો શિષ્યને ઉપદેશ આપવામાં આવ્યો છે. પરંતુ આવા સમયોમાં તેણે પોતાની જાતને પોતા સંબંધી બાબતોમાં રોકી રાખવાની નથી. આથી તો તેનો જે ઉદ્દેશ છે તેનાથી ઉલટા પ્રકારનું પરિણામ આવશે. આવી ક્ષણોમાં તો તેણે આને બદલે, જે અનુભવ્યું હોય તેના પડઘાઓ પ્રત્યે, બાહ્યદુનિયાએ જે કહ્યું હોય તે પ્રત્યે ધ્યાન આપવાનું છે. પછીથી આવા શાંતિના સમયોમાં દરેક પુષ્પ, દરેક પ્રાણી, દરેક કૃત્ય, તેના સ્વપ્નમાંએ ના હોય તેવાં રહસ્યો તેના સમક્ષ ખુલ્લાં કરશે તથા આ પ્રમાણે તે પોતાની જાતને, જાણે કે ભિન્ન પ્રકારનાં ચક્ષુઓથી જોતો હોય તેમ બાહ્ય દુનિયાના નવીન સંસ્કારોનો અનુભવ પામવાને તૈયાર બનાવશે. કારણ કે જે માત્ર સંસ્કાર ઉપર સંસ્કારનો ઉપભોગ કરવાની ઈચ્છા રાખે છે તે દર્શન શક્તિને દિવાની જ બનાવે છે; પરંતુ જે ઉપભોગને પોતા માટે પછીથી કોઈક પ્રકારનું આવિષ્કરણ કરવા દે છે તે આ પ્રમાણે તેને વિશાલ બનાવે છે તથા કેલવે છે. પરંતુ માત્ર ઉપભોગનો જાણે કે પ્રતિધ્વનિ થતાં અટકાવવાની તેને સંભાળ રાખવાની છે. વિશેષ ઉપભોગનો ત્યાગ કરીને, આંતરપ્રવૃત્તિપૂર્વક તેણે પોતાના આનંદી અનુભવોમાં કાર્ય કરવાનું છે. આ સ્થલે મહાન્ ભીતિનો સમાવેશ થાય છે. પોતાના આંતરમાં કાર્ય કરવાને બદલે, પછીથી ઉપભોગને સંપૂર્ણ ખૂટવવાની વિરૂદ્ધ ટેવમાં પડી જવાની બાબત સહજ થઈ પડે છે. અત્રે શિષ્યના માર્ગમાં આવી પડતા આગળથી નહિ જોઈ શકાયલા ભૂલના પ્રસંગોને આપણે કંઈ પણ હિસાબ વિનાના ગણવાના નથી. તેને અવશ્ય કરીને લાલચોના એક વિશાલ સમૂહમાંથી પસાર થવું પડે છે; તે દરેક તેના જીવાત્માને સખ્ત બનાવે છે તથા પોતામાં કેદી બનાવે છે. તેણે તો તેને સમગ્ર દુનિયા માટે વિશાલતાથી ખુલ્લો બનાવવાની જરૂર છે. તેણે ઉપભોગની શોધ ચલાવવી પણ જરૂરની છે કારણ કે માત્ર આ માર્ગે જ બાહ્ય દુનિયા તેના ઉપર અસર કરી શકે છે. જો તે ઉપભોગ પ્રતિ પોતાની જાતને બુઠ્ઠી બનાવી દે છે તો તે પોતાની આસપાસના પ્રદેશમાંથી વધારેવાર પોષણ નહિ મેળવતા એક વૃક્ષ સમાન થઈ પડે છે. તથાપિ જો તે ઉપભોગમાં જ અટકી જાય છે તો પોતાની જાતમાં જ પૂરાઈ જાય છે અને તે માત્ર પોતાની જાત માટે કંઈક રૂપે રહે છે પરંતુ દુનિયા માટે તો શૂન્ય સમાન જ થઈ પડે છે. તે ગમે તેટલો પોતાના અંતરમાં વાસ કરે, તે પોતાના જીવાત્માને ગમે તેટલી તીવ્રતા પૂર્વક કેળવે તથાપિ દુનિયા તો તેનો બહિષ્કારજ કરશે. તે દુનિયા માટે, મરણ પામેલાના જેવો છે–પરંતુ એક શિષ્ય તો ઉપભોગને પોતાની જાતને દુ-

નિયા માટે શ્રેષ્ઠ બનાવવાના એક સાધન રૂપે જુએ છે. આનંદ તેને માટે એક શુભ દૂત સમાન છે, જે તેને દુનિયા સંબંધી ખબર આપે છે; આનંદવડે આ પ્રમાણે શિક્ષણ મળ્યા પછી તે કાર્યના ક્ષેત્રમાં પ્રવેશ કરે છે. તે એટલા માટે શિક્ષણ મેળવતો નથી કે તે શિક્ષણનો તે પોતાને માટે સંગ્રહ કરી રાખે; પરંતુ દુનિયાની સેવામાં પોતાના શિક્ષણનો ઉપયોગ કરવા માટે તે શિખે છે.

ગુપ્ત વિદ્યાનાં સર્વ પ્રકારનાં સ્વરૂપોમાં એક એવો મૂલ સિદ્ધાંત છે કે કોઈ પણ પ્રકારનો ઉદ્દેશ જરા પણ પ્રાપ્ત કરવો હોય તો તેનું ઉલ્લંઘન થવું જોઇએ નહિ. દરેક ગુપ્ત વિદ્યાના ઉપદેશકે તેને પોતાના શિષ્યોનાં મનમાં ભાર પૂર્વક ઠસાવવાની જરૂર છે, તે આ પ્રમાણે છેઃ— જ્ઞાનની દરેક શાખા કે જેને તમે તમારી પોતાની વિદ્યા વધારવા માટે, તમારે માટે જ સંગ્રહ કરવા સારૂ શોધ ચલાવો છો તે તમને માર્ગમાંથી દૂર ખસેડી જાય છે. પરંતુ માનવજાતની સેવા કરતાં તથા દુનિયાને ઉચ્ચ બનાવવા માટે તમે જે જે સર્વ પ્રકારના જ્ઞાનનો શોધ ચલાવો છો તે તમને એક ડગલું આગળ ભરાવે છે. આ નિયમ સખ્ત રીતે પળાવો જોઇએ; જ્યાં સુધી એક માનવિ આ નિયમને પોતાના સમગ્ર જીવનના એક નિયામક રૂપ બનાવી શકતો નથી ત્યાં સુધી તે એક શિષ્ય બની શકતો નથી. ગુપ્તવિદ્યાની શાલાઓમાં આ સત્યને આ પ્રમાણે દર્શાવ્યું છેઃ—તમારે માટે ભાવનારૂપ ના બનનાર દરેક વિચાર તમારા જીવાત્મામાંની એક શક્તિનો વિનાશ કરેછે; ભાવનાનું રૂપ ધારણ કરનાર દરેક વિચાર તમારામાં જીવંત શક્તિયોને જન્મ આપે છે.

( ચાલુ. )

"Theosophist"

---

# ॥ भगवद्गीतानो समय. ॥

—:o:—

હિંદગીતાના સમય વિષે અભિપ્રાયની ઘણી તકરાર ચાલે છે. કેટલાક પાશ્ચાત્યપંડિતો તો તેને ક્રિશ્ચિયન બાઇબલ પછી, ક્રિશ્ચિયન સંવતનાં પ્હેલા, બીજા અથવા ત્રીજા શતકમાં અડાવે છે। આથી તો ભગદ્ગીતાનો કાલ, હિંદમાં બુદ્ધ ધર્મનો ઉપદેશ ચાલતો હતો તે સમયે આવી પડશે; કારણ કે ક્રિશ્ચયન સંવતનાં ૬૨૩ વર્ષ પૂર્વે ભગવાન્ બુદ્ધનો જન્મ થયો હતો તથા તેઓ ૮૦ વર્ષ પછી મરણ પામ્યા. મને લાગે છે, કે જો તે સમયના પ્રા-

એક માનવિને, ગણીગાંઠી ઉર્મિઓવાળા એક માનવિ કરતાં વિવિધ પ્રકારના અનેક અનુભવો થશે. એકાદ માનવિ સમુદ્રની આરપાર હંકારે છે તથાપિ તેના જીવાત્મામાં માત્ર ગણ્યા ગાંઠ્યા આંતર અનુભવોનો ઉદય થાય છે; પરંતુ અન્ય માનવિને તો તે સમયે સૃષ્ટિ–ચૈતન્યની નિત્ય ભાષાનું શ્રવણ થાય છે તથા તેને માટે સૃષ્ટિનાં રહસ્યો ખુલ્લાં થઈ જાય છે.

અભ્યાસિને બાહ્ય દુનિયા સાથે કોઈ પ્રકારનો નિકટનો સંબંધ બાંધવાની ઇચ્છા હોય તો તેણે પોતાની ભાવનાઓ અને વિચારોનો નિરોધ સાધવાની ખાસ જરૂર છે. બાહ્ય દુનિયામાંનો દરેક બનાવ દિવ્ય સૌંદર્યથી ભરપૂર છે, પરંતુ બાહ્ય સૃષ્ટિમાં આવા પ્રકારની દિવ્યતા શોધી કાઢવાની આશા રાખતા પૂર્વે અભ્યાસિને દિવ્ય સત્તાનો આંતરમાં અનુભવ કરવાની ખાસ જરૂર છે. પોતાના દરરોજના જીવનની અમુક ક્ષણો જુદી કાઢીને તે સમયમાં શાંતિથી અને એકલા પોતાની જાતમાં પ્રવેશ પામવાનો શિષ્યને ઉપદેશ આપવામાં આવ્યો છે. પરંતુ આવા સમયોમાં તેણે પોતાની જાતને પોતા સંબંધી બાબતોમાં રોકી રાખવાની નથી. આથી તો તેનો જે ઉદ્દેશ છે તેનાથી ઉલટા પ્રકારનું પરિણામ આવશે. આવી ક્ષણોમાં તો તેણે આને બદલે, જે અનુભવ્યું હોય તેના પડઘાઓ પ્રત્યે, બાહ્યદુનિયાએ જે કહ્યું હોય તે પ્રત્યે ધ્યાન આપવાનું છે. પછીથી આવા શાંતિના સમયોમાં દરેક પુષ્પ, દરેક પ્રાણી, દરેક કૃત્ય, તેના સ્વપ્નમાંએ ના હોય તેવાં રહસ્યો તેના સમક્ષ ખુલ્લાં કરશે તથા આ પ્રમાણે તે પોતાની જાતને, જાણે કે ભિન્ન પ્રકારનાં ચક્ષુઓથી જોતો હોય તેમ બાહ્ય દુનિયાના નવીન સંસ્કારોનો અનુભવ પામવાને તૈયાર બનાવશે. કારણ કે જે માત્ર સંસ્કાર ઉપર સંસ્કારનો ઉપભોગ કરવાની ઇચ્છા રાખે છે તે દર્શન શક્તિને દિવાની જ બનાવે છે; પરંતુ જે ઉપભોગને પોતા માટે પછીથી કોઈક પ્રકારનું આવિષ્કરણ કરવા દે છે તે આ પ્રમાણે તેને વિશાલ બનાવે છે તથા કેલવે છે. પરંતુ માત્ર ઉપભોગનો જાણે કે પ્રતિધ્વનિ થતો અટકાવવાની તેને સંભાળ રાખવાની છે. વિશેષ ઉપભોગનો ત્યાગ કરીને, આંતરપ્રવૃત્તિપૂર્વક તેણે પોતાના આનંદી અનુભવોમાં કાર્ય કરવાનું છે. આ સ્થલે મહાન્ ભીતિનો સમાવેશ થાય છે. પોતાના આંતરમાં કાર્ય કરવાને બદલે, પછીથી ઉપભોગને સંપૂર્ણ ખૂટવવાની વિરૂદ્ધ ટેવમાં પડી જવાની બાબત સહજ થઈ પડે છે. અત્રે શિષ્યના માર્ગમાં આવી પડતા આગળથી નહિ જોઈ શકાયલા ભૂલના પ્રસંગોને આપણે કંઈ પણ હિસાબ વિનાના ગણવાના નથી. તેને અવશ્ય કરીને લાલચોના એક વિશાલ સમૂહમાંથી પસાર થવું પડે છે; તે દરેક તેના જીવાત્માને સખ્ત બનાવે છે તથા પોતામાં કેદી બનાવે છે. તેણે તો તેને સમગ્ર દુનિયા માટે વિશાલતાથી ખુલ્લો બનાવવાની જરૂર છે. તેણે ઉપભોગની શોધ ચલાવવી પણ જરૂરની છે કારણ કે માત્ર આ માર્ગે જ બાહ્ય દુનિયા તેના ઉપર અસર કરી શકે છે. જો તે ઉપભોગ પ્રતિ પોતાની જાતને બુઠ્ઠી બનાવી દે છે તો તે પોતાની આસપાસના પ્રદેશમાંથી વધારેવાર પોષણ નહિ મેળવતા એક વૃક્ષ સમાન થઈ પડે છે. તથાપિ જો તે ઉપભોગમાં જ અટકી જાય છે તો પોતાની જાતમાં જ પૂરાઈ જાય છે અને તે માત્ર પોતાની જાત માટે કંઈક રૂપે રહે છે પરંતુ દુનિયા માટે તો શૂન્ય સમાન જ થઈ પડે છે. તે ગમે તેટલો પોતાના અંતરમાં વાસ કરે, તે પોતાના જીવાત્માને ગમે તેટલી તીવ્રતા પૂર્વક કેળવે તથાપિ દુનિયા તો તેનો બહિષ્કારજ કરશે. તે દુનિયા માટે, મરણ પામેલાના જેવો છે–પરંતુ એક શિષ્ય તો ઉપભોગને પોતાની જાતને ક-

આ પુસ્તકોનું વી. પી કમીશન તથા ટપાલ ખર્ચ મંગાવનારને શીર છે.

રા. રા. મ ન દ્વિવેદીકૃત પુસ્તકો.

## બાલ વિલાસ.

(આવૃતિ ત્રીજી)

આ પુસ્તક પણ મે ડાયરેકટર સાહેબે શાળામા ઈનામ તથા લાયબ્રેરી માટે મંજુર કર્યું છે.

કિ રૂ ૧-૦-૦

## કાન્તા.

( નાટક. )

અવૃતિ બીજી.

તૈયાર છે કિ. ૦-૮-૦

## ઉત્તમરામચરિત્ર.

આવૃત્તિ બીજી.

કિમત રૂ. ૧—૮—૦

## ચારિત્ર.

(આવૃત્તિ ત્રીજી)

કિંમત રૂ. ૧—૦—૦

મે ડાયરેકટર સાહેબે આ પુસ્તક શાળાઓમાં ઇનામ તથા લાયબ્રેરી માટે પસંદ કરેલુ છે.

આ શિવાયનાં તેમનાં અન્ય તમામ પુસ્તકો, સુદર્શન ઓફીસ—નડીઆદ. અથવા એન. એમ ત્રીપાઠી એન્ડ કંપની કાલકાદેવી રોડ, મુંબઈથી મળી શકશે

એક આનાની ટીકીટ મોકલનારને તમામ પુસ્તકોનું લીસ્ટ સુદર્શનઓફીસ નડીઆદથી મોકલવામાં આવશે

---

## ગુજરાત.

રાજકીય, સામાજીક તથા ધાર્મિક વિષયો ઉપર ચર્ચા ચલાવતુ અને સામાન્ય સમાચાર આપતુ માસમાં ત્રિકાલિક દર્શન દેતું પત્ર આ પત્ર માટે જાણીતા વિદ્વાનોના ઉત્તમ પ્રતિના અભિપ્રાયો મળેલાછે. લવાજમ રૂ ૧-૨-૦ પોસ્ટેજ સહીત સ્થાનિક ૧-૮-૦

નડીઆદ — ફુલચંદ બાપુજી શાહ.

ગુજરાત ઓફીસ. — એડીટર ગુજરાત.

આદ્યતંત્રી.
કૈ. અભેદમાર્ગ પ્રવાસી.
સાક્ષર મણિલાલ નભુભાઈ.

# સુદર્શન.

મન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ,
એમ. એ. એલ એલ. બી.

( ધર્મ-યુદ્ધ-રાજ્ય-સાહિત્ય-યોગનાં સબંધ અને સ્વરૂપનો વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्. १

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૩, અંક ૧૦. ] (માસિક) [ જુલાઇ ૧૯૦૮. ]

વિષયાનુક્રમ પૃષ્ઠ.



---

અમદાવાદ—યુનિયન પ્રિંટિંગ પ્રેસ કંપની લીમીટેડ.

## લવાજમ

લવાજમ અગાઉથી લેવાનો અમારો રિવાજ છે એવું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ હશેજ.

વ્યવસ્થાપક.

## સુચના.

પ્રેસ બીજા કામમાં ઘણું લાગવાથી આ અંક મોડો થયો છે. હવેથી જલદી થશે.

---

R. No. B. 764

# સુદર્શન.

આદ્યદ્રષ્ટા.
શ્રેય અભેદમાર્ગ પ્રવાસી
સાક્ષર મણિલાલ નભુભાઈ
દ્વિવેદી

મન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ,
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર. )

"सत्य परं धीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૩, અંક ૧૦. ] (માસિક) [ જુલાઇ ૧૯૦૮. ]

## आश्वासन

( મળેલું. )

કોનાં પંખી ' કોણે પાળ્યા ?
આવ્યા તેમ ઉડી ઉડી ચાલ્યા !
નાહક કોમળ દિલ દુભાવ્યા !
મિથ્યા આ નયનોય ભીંજાવ્યા !
મોહક સૌ, માયા !
જો ! જો ! જો ! ભુરૂં વ્યોમ ઊંચે જો !
અણુગણુ તારક વૃન્દ ભણી જો !
ન્હાનકડી પેલી તારકડી જો !
ર્‌હેવો તું ! તું ! તું !
ત્હારે તે આ શું !

सागर.

---

# સ્નેહશંકા.

( મળેલું. )

અનુષ્ટુપ છન્દ.

એકદા પૂર્ણિમા સાંજે, બેસીને એક દંપતી
લીલા કુંજની ન્યાળે, ચાલતી લઘુ ગોઠડી.
વારી પૂર્ણ ભર્યું શોભે, એક રમ્ય તળાવ ત્યાં
ખીલતાં પદ્મ પુષ્પો જ્યાં, ગુંજતા ભ્રમરો ઘણાં.

સ્રગધરા વૃત.

કાન્તાને કાન્ત હિંચે, તરવર અધરે, હાસ્ય હીસંત દીસે
એવે વ્હાલે નમીને, શિર કર ધરતાં, વ્હાલીને એમ પૂછે.
"મ્હારી મીઠી? તું જોયે, રસિક તર રૂડો, કોણ બે પ્રેમીઓમાં
છાયે લેઈ રમાડે, શશી કુમુદિનિને, ભૃંગ તો આસ્ય ચૂસે.
ત્યારે કાન્તા હસીને પતિ મૂખ નિરખી, બોલતી કાલી વાણી
આનન્દે શોક છાયે, ઘડી ઘડી ધરતી, હાવને ભાવ લાવી.
"વ્હાલા પેલો બિચારો, શશી કુમુદિનિને, એક ચિત્તે નિહાળે.
વાચ્છે છે સંગ નીત્યે, નિજ પ્રિય સખીનો, આશના અલ્પ જેને.
તોયે એ નીત્ય ભાળે, અનિમિષ નયને, વ્હાલીને એક ચિત્તે.
રેરે એને ભલાને, દુઃખ અણુઘટતું, દુષ્ટ દૈવે દીધું છે.
રાચે છે ભૃંગ પેલો, નિમ નિત નવલાં, પુષ્પનો એહ ભોગી,
ચીંતા એને લગારે નવ ઉર વસતી, સર્વદા સંગ રંગી;
તોયે ના રોષ આણે, સરળ કુમુદિનિ, ભોળી બીચારી એ છે.
એવું બોલી રસીલી; મદ ભર નયને, ભૃંગ સામે નિહાળે."
"વ્હાલી તું છે મધુરી, નવ ગુણ ગણતી, ભૃંગમાં જે વસેલા
ધારે તો કોરી કાઢે, અતિ કઠીન જે, કાષ્ઠ એવો કઠોર.
એવો તે બંધ પામે, મૃદુકમળના, પાશમાં નિત્ય સાંજે,
પીડા ના દે જરાયે, અનુકુળ થઈને, કોમળાંગે બીડાએ.

રાત્રી આખી વીતાડે, કુમુદિનિ-સર્ખોના સ્નેહનો સ્વાદ લેતો
એવો એ પ્રેમ મીણો, નવ લવ ડરતો, કે રખે મૃત્યુ થાશે."

અનુષ્ટુપ.

સર્વદા ભાગ્યશાળી તે, જે ભળે દીવ્ય ગાનમાં
અખંડ પ્રેમ જ્યોતિનો, ના લહે ભંગ જો કદા.

શાર્દુલ વિક્રિડીત

રોષે આંખડી લાલચોળ કરતાં વામા કહે કંથને,
હું ધારૂં તમને હશે રસ ઘણો, નીત્યે નવી વેલનો
આપો સ્હાય ભલે ગુણી ભ્રમરને, એ છે તમારો સખા
માટે રહો દૂર હું હવે નવ વદું, સાચે તમે તે સમા.

વસંત તિલકા.

વ્હાલી વિચાર અવળા સઘળા તજી દે.
તું આમ પ્રીતિ કલહે શીદ રૂઠી રે' તે.
તે ભૃંગ તે શશિ, સરોજ, થકી વધારે.
છે આપણો પ્રણય રંગ અખડ નીશ્ચે.
ચંદ્રે કલંક કરિયું કરી કામી તારા,
ભૃંગે તિમીર સમ દેહ દહીજ પાપે,
મેં તો તને રુદયમાં ધરી ધારી રાખી,
ના લેશ માત્ર તુજને કદીએ રિબાવી
અંકે સમર્પિ લલણી સહસા દબાવી;
એવી રીતે મધુર માનિનિને મનાવી.

"બાલા"

# ॥ सिद्धियोग अने अध्यात्मयोग ॥

આપણો આજ રાત્રીનો વિષય બે શબ્દોનો બનેલો છે; સિદ્ધિ યોગ—અધ્યાત્મ યોગ. આ બે શબ્દોથી સૂચવાતા વિષયો વિષે હું તમારાં આગળ બોલવા માગું છું, કારણ કે સામાન્ય વાત ચીતમાં, સામાન્ય ભાષા સાહિત્યમાં આ બે શબ્દોથી સૂચવાતી ભાવના વિષે ઘણો ગુંચવાડો ચાલે છે તથા તેમાંથી ઘણું નુકશાન થાય છે. લોકો એક બાબતનો વિચાર ચલાવે છે અને અન્ય બાબતના નામનો ઉપયોગ કરે છે તેથી તેઓ હમેશાં ભૂલો કર્યાં કરેછે તથા જેમની જેમની સાથે વાત ચીત કરે છે તેમને અવળે માર્ગે દોરવે છે. હું આજ રાત્રે, સિદ્ધિયોગ અને અધ્યાત્મયોગ વચ્ચે એક બુદ્ધિમાં ઉતરે તેવો તથા સૂક્ષ્મ પ્રકારનો વિભાગ પાડવા માગું છું; બની શકે તો એ ઉભય શબ્દોથી સૂચવાતી ભાવનાઓથી શું દર્શાવાય છે તે સ્પષ્ટ કરી આપવા માગું છું; કે જેથી લોકો આ બાબતોના અર્થને સારી રીતે સમજીને, આ ઉભયમાંના કયા યોગને તેઓ પોતાના અંતરમાં વિકસાવવા અથવા અનુભવવા માગે છે તે પસંદ કરી શકે. કારણ કે એક મનુષ્ય આધ્યાત્મિક પ્રકૃતિને વિકસાવવાની ઇચ્છા રાખીને, સિદ્ધિયોગની ભાવનાની પ્રકૃતિને અનુકૂલ થાય એવાં જ સાધનોનો ઉપયોગ કરે તો નિરાશાને કદાચ બીતિમાં પણ પરિણામ આવે; આમજ અન્ય પક્ષે જો એકાદ માનવિ સિદ્ધિયોગની ભાવનાની પ્રકૃતિને વિકસાવવાની ઇચ્છા રાખે, તથા એમ માને કે પોતાની આધ્યાત્મિક શક્તિયોનો શીઘ્ર વિકાસ સાધવા વડે તે વિકાસની ભૂમિકા પર્યંત આવી પહોચશે તો તે પણ સમાન રીતે નિરાશા અનુભવવાને જ સરજાયલો છે; પરંતુ આ અન્ય દૃષ્ટાંતમાં નિરાશાનો અનુભવ માત્ર થોડા સમય માટે હોય છે. કારણ કે એટલું સત્ય નથી કે એક મહાન સિદ્ધિયોગી અવશ્ય કરીને એક અધ્યાત્મ યોગી હોય, પરંતુ એટલું સત્ય છે, કે એક મહાન અધ્યાત્મયોગી અનિવાર્ય રીતે એક સિદ્ધિયોગી છે. પ્રકૃતિની સમગ્ર શક્તિઓ પરમાત્માને આધિન છે તથા આથી જ્યારે એકાદ માનવિ પોતાની આધ્યાત્મિક પ્રકૃતિને યથાર્થ રીતે વિકસાવે છે ત્યારે નીચેની સૃષ્ટિમાં એવું કંઈ પણ નથી હોતું કે જે તેના સમક્ષ ખુલ્લું ના થયું હોય તથા તેની ઇચ્છા શક્તિને આધિન ના હોય. આવા અર્થમાં અધ્યાત્મયોગને અનુસરનાર માનવિ જો તે સિદ્ધિયોગનો વિકાસ શોધતો હશે તો આખરે નિરાશ બનશે નહિ, પરંતુ અધ્યાત્મયોગના માર્ગમાં માત્ર સિદ્ધિયોગને જ શોધ્યાં કરવો એ એક પ્રકારના બંધન રૂપ થઈ પડે છે. હમણાં જ હું આ બાબત ઉપર ફરીથી આવીશ તથા તમને દર્શાવી આપીશકે કેવા અર્થમાં તથા શા માટે એટલું સત્ય છે, કે સિદ્ધિયોગની શક્તિયોનો વિકાસ અધ્યાત્મયોગના વિકાસમાં બંધનકારક નિવડે છે.

હવે આ ઉભય ભાવનાઓનો તફાવત સ્પષ્ટતાથી દર્શાવવા માટે હું બે ટુંકી વ્યાખ્યાઓથી આરંભ કરીશ. વાપણના ક્રમમાં તેઓ સ્વાભાવિક રીતે વિસ્તાર પામતી જશે. પરંતુ આ ઉભય શબ્દની ભાવનાઓમાં સમાવેશ થતી દરેક ભાવનાની એક વાક્યમાં વ્યાખ્યા આપીશ, કે જેથી એ વ્યાખ્યા સ્પષ્ટ તથા ટુંકી બનશે. વકના સ્વાત્માનુભવ રૂપ અધ્યાત્મ યોગ છે; બંધારણ પામેલા જડદ્વારા ચૈતન્યની શક્તિયોના આવિર્ભાવ રૂપ સિદ્ધિ

**યોગ છે.** આ વ્યાખ્યામાંના દરેક શબ્દની તેની પોતપોતાની કીમત છે આપણા સામાન્ય વિચાર અને વાતચીતમાં "સૂક્ષ્મ વિદ્યા," "યોગ વિદ્યા," અથવા "સિદ્ધિયો" એવા શબ્દોને આપણે તદન અયોગ્ય માર્ગે સકૂચિત બનાવવાના અત્યંત વ્યસન વાળા છીએ તથા આવા પ્રકારના શબ્દોનો ઉપયોગ પણ અયોગ્ય રીતે થવા લાગ્યો છે સામાન્ય રીતે આપણે આવા શબ્દોનો ઉપયોગ ચૈતન્યની શક્તિયોના અસાધારણ આવિર્ભાવો માટે કરીએ છીએ, પરંતુ યથાર્થ રીતે કહેવા માગીએ તો, સ્થૂલ, કામના, માનસિક અથવા બુદ્ધિકભુવન, ગમે તે ભુવન ઉપર થતા, ચૈતન્યના દરેક બહિર આવિર્ભાવનો સમાવેશ એ શબ્દમા થાય છે તમે કઈ સૃષ્ટિમા ગતિ કરો છો, તમારૂં ચૈતન્ય કેવા પ્રકારના જડમા પ્રવૃત્તિમાન છે, તેનો કંઈ હિસાબ નથી, જ્યા સુધી તે બધારણ પામેલા જડનો પોતાના આવિર્ભાવ માટે ઉપયોગ કરે છે ત્યા સુધી તે આવિર્ભાવો સૂક્ષ્મભુવનો સબધના જ હોય છે તથા યથાર્થ રીતે તેમનો સિદ્ધિયોગ શબ્દમા સમાવેશ થાય છે હુ શા માટે આ બાબત ઉપર આટલો બધો ભાર મુકુ છુ તેથી કદાચ તમને નવાઈ લાગશે આ વ્યાખ્યાને લક્ષમા ના રાખીએ-યથાર્થ અને જેવી છે તેવી જ-તો ચૈતન્યના, સ્થૂલભુવન ઉપરના, કામના ભુવન ઉપરના તથા માનસિક ભુવન ઉપરના આવિર્ભાવો વચ્ચે સ્થૂલ અને કામના તથા માનસિક દેહોમાના તેના આવિર્ભાવો વચ્ચે આપણે એક પ્રકારનો ભેદ ઉપજાવીએ છીએ, એટલી વાતનુ તમને સ્મરણ આપતા આ બાબત તમે તુરત સમજી શકશો તમે કામના અને માનસિક ભુવનો ઉપર ચૈતન્યના આવિર્ભાવોને સપૂર્ણ રીતે અનુસરી શકો તે પૂર્વે તમે સ્થૂલ ભુવન ઉપર ચૈતન્ય વિષે જે જાણો છો તે પર્યંત તમને વ્યાવહારિક રીતે ધક્કો મારીને પાછા હઠાવવાની જરૂર છે જાતિમા મળતા આવતા પરંતુ ઉપયોગમા લેવ તા જડની સૂક્ષ્મતાનુસાર અશમા ભિન્ન પડી આવતા આવિર્ભાવોને જો આપણે જુદા પા ી નાખવાનો પ્રયત્ન કરીશુ જો તમે આમને ભિન્ન ભિન્ન પાડી નાખવાનો પ્રયત્ન કરશો તો તમે જેને સિદ્ધિયોગના-એટલે સૂક્ષ્મ દેહોમાના, કામના અને માનસિક ભુવનોના આવિર્ભાવો-નામથી વ્યવહરો છો તેને તમે હમેશા એક પ્રકારની કૃત્રિમ અને બુદ્ધિહીન રીતે જ અવલોકતા થશો જો અન્યપક્ષે તમે એટલુ અનુભવો કે ચૈતન્ય એક છે, કોઈ પણ ભુવન ઉપરનો તેનો આવિર્ભાવ તે ભુવનના જડવડે બધાયલો હોય છે, તાત્વિક રીતે તે એક છે, ભુવનો ઉપરના જડના પ્રતિરોધના થોડા અથવા વધતા પ્રમાણમા તે માત્ર અશ પરત્વેજ ભિન્ન પડી આવે છે, તો તમે જેને લોકો હોશે હોશે સિદ્ધિયોગ અને એવા અન્ય નામોથી વ્યવહરે છે તે વિષે અતિશયોક્તિ ભરેલો વિચાર કરવાનુ તમને જરા પણ મન થશે નહિ. અનેક લોકની મૂર્ખતા ભરેલી રીતે તમે તેની નિંદા કરશો નહિ, કારણ કે તેની નિંદા કરવામા તમે સર્વ પ્રકારના બુદ્ધિ વિષયક આવિર્ભાવોની પણ નિંદા કરો છો એમ તમારા સમજવામા આવશે, આ એક એવા પ્રકારની અસગતિ છે કે તેના દોષમા ગણ્યા ગાંઠ્યા લોક જ આવી શકે છે જો તમે સ્થૂલ સૃષ્ટિમાના તમારા બુદ્ધિ વિષયક આવિર્ભાવોનો અનુપમ પદાર્થો રૂપે સ્વીકાર કરો, તેને જ હમેશા ઉત્તેજવા યોગ્ય, બલવાન બનાવવા યોગ્ય વિકસાવવા યોગ્ય માનો તો તર્કની સમાનતા વડે એટલુ સમજવાની તમને ફરજ પડશે, કે તેજ ચૈતન્યના કામના અથવા માનસિક ભુવનમાંના સૂક્ષ્મ જડમાના આવિર્ભાવો પણ વિકસાવવા માટે, ધ્યાનમા લેવાવા માટે સમાન રીતે ઉપયોગના છે, કોઈ પણ પ્રકારના વિશેષ ઉપયોગના નથી સ્થૂલ ભુવનના ચૈતન્યને કેળવવુ એ સારી બાબત ગણવી તથા કામના અને માનસિક

માટે આ સામાન્ય નિયમ છે. આપણા વિચારમાં સહજ આગળ વધ્યા પછી આ નિયમની ઉપયોગિતા તમારા સમજવામાં આવશે. આપણો દરેક દેહ—સ્થૂલ, કામના, માનસિક, બુદ્ધિક,—એકનાંથી પરના ભુવનમાં કાર્ય કરતા ચૈતન્ય વડે જ હમેશાં બંધાયલા હોય છે. પછીનું ભુવન અથવા સૃષ્ટિ, તમે અત્રે બેઠેલાઓ જેટલા એક બીજાના પછી છો તેના કરતાં ઘણી જ નજીકની "પછી"ની સૃષ્ટિ સમાન છે—તે ગૃહોપગ્રહોની પાર દૂર દૂર આવેલી નથી, તેનામાં વિશાલ અવકાશોને લીધે, દૂરત્વનો સમાવેશ થતો નથી. તે તો તમારા અસ્તિત્વના દરેક વિભાગમાં ઓતપ્રોત બનીને, વ્યાપી રહેલી છે. તમારા દેહોમાંના નક્કર, પ્રવાહિ અને વાયુ રૂપ પદાર્થો જેટલા એક બીજાના પછી છે તેટલા જ અર્થમાં તેને "પછી". ની, પારની કહેવાય છે,—તે કંઈ દૂર દૂર નથી, પરંતુ અત્રે જ છે. તેથી આ કાર્ય ક્રમનો પ્રકાર ઘણો જ નિકટનો તથા ગાઢનો પ્રકારનો છે. તમારામાંના કેટલાક અધ્યાત્મવિદ્યાના ભાષા સાહિત્યના અભ્યાસીઓના સ્મરણમાં હશે, કે એચ. પી. બીએ આપણ સર્વેને કામના ભુવનના ચૈતન્યમાં કાર્ય કરનારા રૂપે વર્ણવ્યા હતા. જો તમે એક ક્ષણવાર વિચાર કરો તો તમારા સમજવામાં આવશે, કે તમે સ્થૂલ ભુવનના ચૈતન્યમાં અક્ષરશઃ જોવા જઇએ તો કાર્ય કરી શકતા નથી. તમારા સ્થૂલ દેહનાં વિવિધ કેન્દ્રો અને શિરાઓમાં કાર્ય કરતા ચૈતન્ય વિષે તમે કેટલું જાણો છો. તમે માંદા પડો છો તે વિના વ્યાવહારિક રીતે જોઇએ તો કંઈ પણ જાણતા નથી. માત્ર જ્યારે દેહની વિસમતા થાય છે ત્યારે જ તેમાં આ વિવિધ કાર્યો ચાલવાના ભાનવાળા તમે બનો છો. સાધારણ સારી હાલતમાં તો, તમારા રૂધિરનું અભિસરણ, દેહમાંના અણુસમૂહોનું જીવન, તમારા દેહમાંનાં કેટલાક જીવતા અણુસમૂહોનું રક્ષક કાર્ય—તેમને "ભક્ષકો" નામથી વ્યવહરવામાં આવે છે—આ સર્વે તમારા જાણ્યા વિના, તમારા વિચાર વિના, તેમના પ્રત્યે એક ક્ષણવાર પણ ભાનપૂર્વક ધ્યાન આપ્યા વિના ચાલ્યાં કરે છે. એક સંપૂર્ણ માનવિનામાં આ સર્વેનું ભાન (ચૈતન્ય) હમેશાં જાગ્રત હોય છે, પરંતુ આપણા જેવાં અસંપૂર્ણ માનવિઓમાં તે જાગ્રત હોતું નથી. આપણા સમગ્ર ચૈતન્યનું, તેની સર્વે પ્રવૃત્તિયોના સંપૂર્ણ જ્ઞાનપૂર્વક કાર્ય ચલાવવા જેટલા હજુ આપણે જાગ્રત બન્યા નથી, વિકાસ પામ્યા નથી. માત્ર તેના એક અલ્પ વિભાગની જ દેખરેખ રાખવાને આપણે શક્તિવાન છીએ અને તેથી ઉચ્ચ સૃષ્ટિમાં આપણી જાતે એકાગ્ર બનવા માટે તથા જ્ઞાનતંતુઓના બંધારણને આપણી વિચાર પ્રવૃત્તિના યંત્ર રૂપે ઉપયોગમાં લેવા માટે, સ્થૂલ દેહને પ્રવૃત્તિમાં રાખતા ચૈતન્યના કાર્યને આપણે લક્ષમાં લેવાની જરૂર નથી. સમગ્ર વિચારમાં આજ નિયમ પ્રવર્તે છે. જો તમારે કામના દેહને સુધારીને યથાર્થ બંધારણ બાંધવાની ઇચ્છા હોય તો માનસિક ભુવન ઉપરથી જ તમે તેમ કરી શકશો. જેમ તેણે તમારા સ્થૂલ દેહનું બંધારણ બાંધ્યું છે તેમ તમારા કામના દેહને બાંધવાની તે શક્તિ પ્રાપ્ત કરી શકે તે પૂર્વે ધારણાવડે, નિયમ પૂર્વક ધ્યાનવડે તમારે તમારા વિચારને એક ઉચ્ચ શક્તિ પર્યંત ચઢાવવો પડશે. આટલા જ માટે આ સર્વે બાબતોમાં ધ્યાનની જરૂર છે; કારણ કે વિચારની ઉત્પાદક શક્તિ વિના સ્થૂલની નજીકમી સૃષ્ટિના દેહનું બંધારણ આપણે બાંધી શકીશું નહિ.

આપણો જેના ઉપર સંપૂર્ણ સંયમ છે એવા હથીઆર રૂપ સ્થૂલ મસ્તકમાં કાર્ય કરતું આપણું ચૈતન્ય, બાહ્યસૃષ્ટિની સાથે સંસર્ગમાં આવતું સતત પ્રવૃત્તિપરાયણ રહે છે, પોતાને

કાર્ય ચલાવવાના યંત્ર રૂપે મસ્તકનો ઉપયોગ કરે છે, તથા ઉચ્ચ સૃષ્ટિયોમાંથી હમેશાં એવા સંસ્કાર નીચે લાવે છે કે જેમને તે થોડી અથવા વધારે સંપૂર્ણતાપૂર્વક સ્થૂલ ભુવનમાં પ્રવર્તાવે છે, આટલી બાબત હવે આપણે સ્વીકારીએ છીએ એમ ધારીને આપણે આપણી સામાન્ય વિચાર પ્રવૃત્તિ વિષે વધારે વિચાર ચલાવવાની જરૂર નથી.

જેમાં મસ્તકનો સૂક્ષ્મ વિભાગ, તેનું ઇથિરીક જડ ( સ્થૂલ ભુવનના જડની વાયુ પ્રવાહી અને નક્કર રૂપ ચાર સ્થિતિઓની પારનું જડ ) વિશેષ વિશાલતાથી સતેજ બનતું હોય, વિશેષ નિશ્ચિતતા પૂર્વક ઉપયોગમાં લેવાતું હોય, એવી સહજ વિશેષ અસાધારણ વિચાર પ્રવૃત્તિનો આપણે દૃષ્ટાંત લઇએ. કલ્પનાની શક્તિયો,—ઉત્પાદક શક્તિયો—ઉત્પાદક વલનવાળી સર્વે કલાવિષયક શક્તિયો, આ સર્વે મસ્તકનાં ઇથિરીક જડોનો ઘણો ઉપયોગ કરે છે તથા તેમાં કાર્ય કરવાને લીધે સ્થૂલમસ્તકના નીચાદરજ્જાનું તથા ઘટ્ટ જડ પ્રવૃત્તિમાન બને છે. અત્રે સ્પષ્ટ રીતે પ્રદર્શિત થવા માટે વિચારને ચૈતન્યમાંથી, કોષ પછી કોષમાં થઇને પસાર થવું પડે છે. પરંતુ શું તમને એવા કેટલાક માનસિક સંસ્કાર નથી થતા કે જે સ્પષ્ટ નથી હતા, યથાર્થ રીતે આકાર પામેલા નથી હતા તથાપિ તે તમારા ઉપર ઉંડી અસર કરે છે. તમને તે માટે ખાત્રી જ લાગે છે. તેઓ અનેક પ્રકારના હોય છે તથા અનેક રીતે તમને તેમનો અનુભવ થાય છે. અત્યારે તો તમારે માટે માત્ર આટલું જ ઉપયોગનું છે; કામના અને માનસિક સૃષ્ટિયો આસપાસ આવેલી હોવાથી, તમને દરેક ક્ષણે આમાંના સંસ્કારો થયાં જાય છે, તમારા ચૈતન્યમાં હમેશાં ફેરફાર કર્યાં જાય છે. તમારા સ્થૂલ દેહની પેઠે જો તમારો કામના દેહ સંપૂર્ણ રીતે વિકાસ પામેલો હોત તો તેમાંથી થતા સંસ્કારો પણ સ્થૂલના જેટલા જ સ્પષ્ટ અને લક્ષમાં આવે એવા બન્યા હત. જો તમારો માનસિક દેહ સારી રીતે વિકાસ પામ્યો હોત તો એ ભુવનના, સ્વર્ગ સૃષ્ટિના સંસ્કારો તમને સ્થૂલની પેઠે જ સ્પષ્ટતાથી અને લક્ષમાં આવે એવી રીતે અસર કરી શકશે. પરંતુ વિકાસ ક્રમની વર્તમાન ભૂમિકાએ કામના અને માનસિક દેહો સારી રીતે વિકાસ પામેલા નહિ હોવાથી, એ દેહોમાં થતા સંસ્કારોથી ચૈતન્યમાં થતા ફેરફારો ઝાંખા તથા અનિશ્ચિત રીતે લક્ષમાં આવે છે: સામાન્ય રીતે આ સંસ્કારોને "સૂક્ષ્મના" નામથી વ્યવહવામાં આવે છે. તમારા મધ્યમાં "સૂક્ષ્મ શોધ ચલાવનારા મંડલની" સ્થાપના ( Psychical Research Society ) થઈ છે, તે કંઈ વિચારની સામાન્ય પ્રવૃત્તિયો વિષે શોધ ચલાવતું નથી પરંતુ તેની *અસાધારણ પ્રવૃત્તિયોની શોધ* ચલાવે છે; તથા આ મંડલથી આપવામાં આવતાં અનેક વિચિત્ર નામોવાળી સર્વે બાબતોનો ચૈતન્યની અનેક પ્રકારની પ્રવૃત્તિયોમાં સમાવેશ થાય છે; આ સર્વે પ્રવૃત્તિયો હજુ સુધી પોતાને આધિન ના થયલા દેહો અથવા કોષોમાં થાય છે, પોતાના હેતુઓ સાધવા માટે હજુ સુધી તેણે તેમનો યથાર્થ વિકાસ સાધ્યો હોતો નથી. ધીમે ધીમે, ક્રમે ક્રમે, તેઓ વિકાસ પામતા જાય છે; કામના દેહના વિકાસ માટે તીવ્ર વિચાર ચલાવવાની વિધિ સાધવાની તથા માનસિક દેહના વિકાસ માટે શુદ્ધ તર્ક ચલાવવાની વિધિ સાધવાની જરૂર છે. કામના દેહ અને માનસિક દેહોને પ્રવૃત્તિમાન બનાવવાનો કોઈ અન્ય માર્ગ હશે કે નહિ, તે વિષે આપણે વિચારીએ. પ્રાકૃતિક વિકાસના માર્ગે, હમેશાં ઉચ્ચ ભુવનો ઉપરથી થતા, ક્રમવાર વિકાસ

માટે મેં "સાધારણ" વિકાસ શબ્દ વાપર્યો છે, એ તમારા લક્ષમાં હશે. પરંતુ તમે તેને નીચેના ભુવન ઉપરથી સતેજ બનાવી શકો. વિશેષ નહિ તો સ્થૂલભુવન ઉપરથી કામના દેહને સતેજ બનાવવાની બાબત સંભવિત છે, પરંતુ થોડાક આગળ વધતાં તમે આમ કરી શકો છો. તે તમારા ઉચ્ચવિકાસના યોગે હોય છે. તમે એ દેહને આ પ્રમાણે સતેજ બનાવી શકો તેનું કારણ સાદું જ છે. તમારી ઇન્દ્રિયોનાં સર્વે કેન્દ્રો કામના દેહમાં આવેલાં છે. સ્થૂલ જીવનમાં હોય છે તેમ માનવિની કામનાઓ મરણ પછી પણ તેવીને તેવી જ હોય છે, એ તમારા જાણવામાં છે. તમારી સ્વપ્નકાલની કામનાઓ, તમારી જાગ્રત દશાની કામનાઓ સાથે કેવી મળતી આવે છે, એ પણ તમારા લક્ષમાં છે. તમારી સર્વ પ્રકારની આધ્યાત્મિકશક્તિયોનાં, તમારી સૂક્ષ્મશક્તિયોનાં કેન્દ્રો કામનાદેહમાં આવેલાં છે, (ખાસ કરીને તમારી ઇન્દ્રિયોના સંબંધમાં આમ જ છે, દરેકનું પોતપોતાનું કેન્દ્ર કામના દેહમાં હોય છે.) તમે અત્રે સ્થૂલઇન્દ્રિયોને હદ પારનો બોજો આપો, કામના ભુવન ઉપર એક પ્રકારનું કાર્ય પ્રવર્તતું તમારા લક્ષમાં આવશે, પરંતુ આવો પ્રકાર અનારોગ્ય છે, કારણ કે ક્રમ વિનાનો છે, વિકાસ ક્રમને માર્ગે જનારો નથી, ઉચ્ચ ભુવનોને બદલે અધમ ભુવનોમાંથી ઉપજાવવાના પ્રયત્ન સમાન છે.

[ચાલુ.]

એનિ. બેસંટ.

---

# ॥ ब्राह्मसर्ग. ॥

( ભલેલુ. )

અનુસંધાન પૃ. ૨૬૫ થી.

૨.

હવે તૃતીય સ્કંધના આઠમા અધ્યાયના ૧૩ મા શ્લોકથી ચાલે છે—

तस्यार्थ सूक्ष्माभिनिविष्ट दृष्टेरंतर्गतोऽर्थो रजसा तनीयान् ।
गुणेन कालानुगतेन विद्धः सूष्यंस्तदाभिद्यत नाभिदेशात् ॥१३॥
सपद्मकोशः सहसोदतिष्ठत्कालेन कर्म प्रतिबोधनेन ॥१४॥
तल्लोकपद्मं स उ एव विष्णुः प्रावीविशत्सर्वगुणावभासम् ।
तस्मिन्स्वयंवेदमयोविधाता स्वयं भुवंयंस्मवदंति सोऽभूत् ॥१५॥
तस्यांसचांभोरुह कर्णिकायामवस्थितो लोकमपश्यमानः ।
परिक्रमन्व्योम्नि विवृत्तनेत्रश्चत्वारिलेभेऽनुदिशं मुखानि ॥१६॥
तस्माद्युगान्तश्वसनावघूर्ण जलोर्मिचक्रात्सलिलाद्विरूढम् ।
उपाश्रितः कंजमुलोकतत्त्व नात्मानमद्धा विददादिदेवः ॥१७॥

સૂક્ષ્મ અર્થમા દૃષ્ટિવાળાની અંદર જે સૂક્ષ્માર્થ હતો તે અનુકૂલ કાળને લીધે નાભિ દેશથી રજોગુણથી વીધાયો (૧૩) કાલવડે કર્મ પ્રતિબોધન થયુ છે એવા તે (વિદ્ધ દેશમાથી) એક પદ્મકોશ સહસા નીકળ્યું (૧૪) એ લોક રૂપ કમલ કે જેમા સર્વ ગુણો અવભાસિત હતા તેમાં વિષ્ણુએ પોતે પ્રવેશ કર્યો, અને તેમાથી સ્વયભૂ વેદમય વિધાતા (બ્રહ્મા) ઉત્પન્ન થયા. (૧૫) એ કમલની કર્ણિકામા બેઠેલા તેણે (વિધાતાએ) લોક દીઠા નહિ, તેથી આકાશમાં તેણે ચારે બાજુએ જોયું અને તેને ચાર મુખો થઈ ગયા (૧૬) પ્રલય કાલના વાયુથી ઉછળતાં મોજાંઓવાળા તે જળમા રહેલા કમલ રૂપ લોક તત્ત્વને તે દેવે ઓળખ્યું નહિ. (૧૭).

જગતને સર્જવાના વિચાર રૂપી સૂક્ષ્મ અર્થ વિષ્ણુની અંદર હતો, અર્થાત પૂર્વે રચિત બ્રહ્માંડગોલ રૂપ સૃષ્ટિ પોતાના (વિરાટ્‌ના) દેહમા જ હતી તેને તે વિરાટ રૂપ વિષ્ણુ જાણતા હતા. એ તેના દેહમાંની સૃષ્ટિએ તેનામાં રજોગુણ ( centrifugal force ) વધાર્યું, અને તેથી તેનો નાભિ પ્રદેશ—બ્રહ્માંડગોલનુ મધ્ય બિંદુ—વિંધાયો, અને એ બિંદુએથી નાલ

આવે એમ રાખીને તેને ફેરવવું. એ ફરવામાં વચલી લાકડી, કે જેને અક્ષ કહે છે, તેની છાયા પરિધિ ઉપર જે સ્થળે પડે તે સ્થળ અને જે સ્થળે પૃથ્વી કલ્પેલી છે તે સ્થળની વચ્ચે જે અંશો આવે છે તે સૂર્યના ઉન્નતાંશો કહેવાય છે, અને એ છાયાને સ્થળેથી ખાર્દ્ધના સ્થળ વચ્ચેના અંશોને સૂર્યના નતાંશો જાણવા. એ રીતે બરોબર મધ્યાહ્નને જોઇને જે ઉન્નતાંશો આવે તે, તથા દિનાર્દ્ધમાન જાણીને તે બેનો અનુપાત ત્રિરાશિ કરવી. જો મધ્યાહ્નના ઉન્નતાંશથી દિનાર્દ્ધ નાડી જે આવે, તેટલી નાડી એટલા ઉન્નતાંશથી તો તેની સ્થૂલ ઘટી કેટલી થાય ? એ રીતે ગણીત કરીને તેનો નિશ્ચય કરાય છે. જેમ આ કાલ ચક્ર છે તેમ બીજાં પણ ચક્રો છેઃ ષટ્ચક્ર, કુલાકુલ ચક્ર, રાશિ ચક્ર, અકથહ ચક્ર, અકડમ ચક્ર, ઋણિ-ધનિ ચક્ર, ઉત્તરાયન ચક્ર, કેતુ ચક્ર, અરિ ચક્ર, કુંભ ચક્ર, કોટ ચક્ર, ઈત્યાદિ; પરંતુ આ સર્વનાં વર્ણન અત્ર અપ્રસ્તુત છે. કાલ ચક્ર માટે હેમચંદ્ર કહે છે કે, કાલ દ્વિવિધ છેઃ અવસર્પિણી તથા ઉત્સર્પિણી. એ દરેકમાં ૭ ૭ આરા છે, તેથી બાર આરા છે. વિષ્ણુ પુરાણમાં કહેલું છે કે, ત્રણ નાભિ, પાંચ આરા, ૭ નેમિ, અને અક્ષયાત્મક એવું સંવત્સર નામે કાલ ચક્ર છે.

અત્ર નાભિ ત્રણ કહેલ છે. નાભિ એટલે સ્તંભ કે જેમાં અક્ષ (ધરી) પરોવેલી હોય છે તે. તે નાભિની મેખલા ત્રણ છે. પૂર્વાહ્ન, મધ્યાહ્ન, અને અપરાહ્ન, એ ત્રણ કાલ તે ત્રિમેખલ નાભિ છે. પરિવત્સરાદિ પાંચ પ્રકારના વત્સર (વર્ષ) છે તે પાંચ આરા છે. આરા એટલે શલાકા. નાભિ રૂપ મધ્યબિંદુથી પરિધિપર્યંતમાંની ત્રિજ્યાઓની શલાકા હોય છે તે. ૭ ઋતુઓ હેમંતાદિ તે ૭ નેમિ (પરિધિઓ) છે. પરિધિના વલયના ૭ વક્ર કડકાઓ જોડાયલા છે, એમ અર્થ છે. અક્ષ, જે વચલી ધરી નાભિના છિદ્રેથી પરોવેલ દંડ, તે એક આત્મા છે. વિષ્ણુ પુરાણમા કરેલા આ વર્ણનનું સ્પષ્ટિકરણ ઉપર પ્રમાણે મત્સ્ય પુરાણમા કરેલું છે. વળી એક નિમેષથી આરંભી યુગ કલ્પાંત પર્યંતનુ કાલમાન તે કાલચક્ર છે.

એ રીતે બ્રહ્મા—બ્રાહ્મ ગોલમાંથી નીકળી બનેલ બીજુ મધ્ય બિંદુ-વિરાટ્માંથી બનેલું મધ્યબિંદુ—કાલરૂપ બની ગયુ, કાલચક્ર થયું, એટલે ગોલ કાલ રૂપ થયો. બ્રાહ્મકલ્પનું મધ્યબિંદુ જે વિભુ કહેવાતુ હતુ તે આ પાદ્મ કલ્પનુ મધ્યબિંદુ તેનો બીજો અવતાર કાલ કહેવાશે. હવે તૃતીય સ્કંધના ૧૦ મા અધ્યાયના ૮ મા શ્લોકથી ચાલે છે—

पद्म कोशं तदाविश्य भगवत्कर्म चोदितः ।
एकंव्यभांक्षी दुरुधात्रिधा भाव्यं द्विसप्तधा ॥

પછી કમલ કોષમાં પ્રવેશ કરીને ભગવત્પ્રેરણાથી બ્રહ્માએ તે કમલના એક હતું તેના મ્હોટાં ત્રણ અને પછી ચઉદ ભાગો પાડયા. (૮).

ત્રિલોક—ભૂર્, ભુવર્, સ્વર્; તથા ભૂરાદિ સપ્ત લોક અને અતલાદિ સપ્ત પાતાલ

મળીને ૧૪ લોક. એમ સર્વ એ ક્રમમાં વિભક્ત કર્યું. હવે ૧૪ મા શ્લોકથી પણું કાલ તથા સર્ગવર્ણન આવે છે:—

आद्यस्तु महतः सर्गो गुणवैषम्यमात्मनः ॥ १५ ॥
द्वितीयस्त्वहमो यत्र द्रव्यज्ञानक्रियोदयः ।
भूतसर्गस्तृतीयस्तु तन्मात्रो द्रव्य शक्तिमान् ॥
चतुर्थ ऐंद्रियः सर्गोयस्तु ज्ञानक्रियात्मकः ।
वैकारिको देव सर्गः पंचमो यन्मयं मनः ॥ १६ ॥
षष्ठस्तुतमसः सर्गोयस्त्वं बुद्धि कृतः प्रभो ।
षडिमे प्राकृतः सर्गा वैकृतानपिमे शृणु ॥ १७ ॥

પ્રથમ **મહત્** સર્ગ આત્માના ગુણ વૈષમ્યથી થયો બીજો દ્રવ્ય, જ્ઞાન, અને ક્રિયાના ઉદયરૂપ **અહંસર્ગ** થયો. તન્માત્ર અને દ્રવ્ય શક્તિમાન ત્રીજો ભૂતસર્ગ થયો ચોથો જ્ઞાન ક્રિયાત્મક **ઐંદ્રિયસર્ગ** થયો. પાચમો મનોમય વૈકારિક **દેવસર્ગ** થયો. છઠ્ઠો પ્રભુએ અબુદ્ધિ કૃત **તામસસર્ગ** કર્યો. આ ૭ પ્રાકૃતસર્ગો છે, હવે વૈકૃત સર્ગો સાભળો. (૧૪—૧૭)

આ શ્લોકોમાં થયેલી ઉત્પત્તિનો ઉપસહાર કરેલો છે. તેમા ૭ પ્રકારના પ્રાકૃત સર્ગો કહેલા છે. મૂલ પ્રકૃતિમાંથી ઉત્પત્તિ થઈ તેથી પ્રાકૃત સર્ગ કહેવાયો છે **प्रकृष्टमकृतकार्यं यस्य** । આ ઉપરથી પ્રાકૃત શબ્દનો અર્થ નીચતા વાચક કહેલો છે, પરંતુ ભાગવત ૧૦ મા સ્કંધના તૃતીયાધ્યાયમાં તેનો અર્થ 'પ્રકૃતિ સંબધી' એવો કરેલો છે. મનુનાટીકાકાર મેધાતિથિએ પણ **प्राकृत प्रकृती भवं**, એમ કહેલું છે. **सृज्** ધાતુ ઉપરથી સર્ગ શબ્દ છે, એનો અર્થ સૃષ્ટિની ઉત્પત્તિ થાય છે. **सृष्टि** શબ્દ પણ એ જ ધાતુ ઉપરથી થયો છે. સામ્યાવસ્થાના ભગથી અને ગુણોનુ વૈષમ્ય થવાથી પ્રથમ મહત્સર્ગ થયો, બીજા અહંસર્ગને દ્રવ્ય, જ્ઞાન, અને ક્રિયાત્મક કહેલો છે, ત્રીજા ભૂત સર્ગને દ્રવ્ય, શક્તિવાળો કહેલો છે, ઐંદ્રિય સર્ગ ચોથો જ્ઞાનાત્મક, અને પાચમો મનોમય દેવસર્ગ કહેલો છે છઠ્ઠો તામસ સર્ગ કહેલો છે. હવે વૈકૃત સર્ગો ૧૮ મા શ્લોકથી ગણાવેલા છે—

सप्तमो मुख्य सर्गस्तु षड्विधस्तस्थुपाचयः ॥ १८ ॥
वनस्पत्योषधिलतात्वक्सारा वीरुधोद्रुमाः ।
उत्स्रोतसस्तमः प्रायाः अतः स्पशा विशेषिणः ॥
तिरश्चामष्टमः सर्गः सोऽष्टाविंशद्विधो मतः ।
अविदो भूरि तमसो घ्राणज्ञाह्य वेदिनः ॥ २० ॥
अर्वाक्स्रोतस्तुनवमः क्षत्तरेकविधोनृणां ।
रजोऽधिका: कर्मपरा दुःखेच सुखमानिनः ॥ २१ ॥

वैकृतास्त्रय एवैते देवसर्गश्च सत्तम ।
वैकारिक स्तुयः प्रोक्तः कौमारस्तूभयात्मकः ॥ २६ ॥
देवसर्गश्चाष्टविधो विबुधाः पितरोऽसुराः ।
गंधर्वाप्सरसः सिद्धायक्षरक्षांसिचारणाः ॥ २७ ॥
भूतप्रेतपिशाचाश्च विद्याध्राः किन्नरादयः ।
दशैते विदुराख्याताः सर्गास्ते विश्वसृक्कृताः ॥ २८॥

સાતમો સર્ગ, વૈકૃતનો પ્રથમ સર્ગ સ્થાવરોનો હોવાથી તેને મુખ્ય કહેલો છે. **સ્થાવર** એટલે વૃક્ષાદિ જમીનથી ભિન્ન ન થાય એવી વસ્તુઓ तिष्ठन्ति इति स्थावरः । તેને ૭ પ્રકારનો કહેલો છેઃ (૧) વનસ્પતિ. (૨) ઓષધિ. (૩) લતા. (૪) ત્વક્સાર. (૫) વીરુધ. (૬) દ્રુમ. આમાં વનસ્પતિ માત્રનો સમાસ થાય છે, અને તે સર્ગનું નામ **ઉત્સ્રોત** છે. ऊर्ध्ववर्तीतिस्त्रोतः । स्तुगतौ । उत्=ઉપર, ઊર્ધ્વ. ઊંચે જનાર, એમ અર્થ થાય છે. વનસ્પતિ જમીનમાંથી ઊગી નીકળીને ઊર્ધ્વ, ઉપર, ઊંચે વધે છે, ગતિ કરે છે, માટે તે ઉત્સ્રોત કે ઊર્ધ્વ સ્રોત કહેવાય છે. ટૂંકામાં ઊંચે ગતિ કરનાર તેઓ વિશેષે કરીને અંતઃસ્પર્શા છે, એટલે કે તેમની ઇંદ્રિયો અંદર અંતર્હિત છે. વળી તેઓ તમઃપ્રાય છે, એટલે વિશેષે જડત્વગુણ વાળા છે, ચૈતનાંશ અત્યલ્પ. વનસ્પતિમાં પ્રથમ મૂલ રચાય છે, પછી થડ, અને પછી શાખાપત્રાદિ બને છે; એટલે કે છેક જમીનમાં મૂલ, તેની ઉપર બહાર થડ, અને તેની ઉપર ઊંચે આકાશમાં શાખાપત્રાદિ છેલ્લાં થાય છે. આમ હોવાથી તે ઉત્સ્રોત છે.

બીજી સૃષ્ટિ તિર્યક્સ્રોત છે. એમાં સર્વ પશુ, પ્રાણી, પક્ષી, આદિ જીવો રચાયા છે. તેઓ સર્વ અજ્ઞાન અને વિશેષે જડત્વ ગુણી છે. વનસ્પતિ અંતઃસ્પર્શા, એટલે માત્ર સ્પર્શ જ્ઞાનવાળી જ છે, તેમ આ પ્રાણીઓ વિશેષે ઘ્રાણ જ્ઞાન વાળા છે, એટલે કે તેઓથી વાસ પારખવાની શક્તિ તીવ્ર હોય છે, હૃદયમાં તેઓ અજ્ઞાનમય છે. આ સર્ગને તિર્યક્સ્રોત કહેલો છે સ્રોત એટલે ગતિ, વૃદ્ધિ, એમ ઉપર કહેવાઈ ગયું છે. ઊર્ધ્વ એટલે ઉપર, ઊંચે, તેમ તિર્યક્ એટલે આડું થાય છે. तिर्यक्वक्रंस्रोतं । પશુ પક્ષી આદિ સર્વ પ્રાણીઓના દેહ આડા—વક્ર—હોય છે. તેમની દેહ રચના મસ્તકેથી પુચ્છ સુધી ક્રમે થાય છે, અને તે આડી રચના થતી હોવાથી એ નામ આ સર્ગનું છે. આ સર્ગના ૨૮ ભેદો છેઃ—

| | | | | |
|---|---|---|---|---|
| (૧). ગાય. | (૬). ગવય. | (૧૧). અશ્વ. | (૧૬). કૂતરાં. | (૨૧). સસલાં. |
| (૨.) મેષ. | (૭). રુરુ. | (૧૨). ખચ્ચર. | (૧૭). શિયાળ. | (૨૨). શેઢાઈ. |
| (૩). મહિષ. | (૮). ગાડર. | (૧૩). ગૌરમૃગ. | (૧૮). વૃક. | (૨૩). સિંહ. |
| (૪). કાળિયર. | (૯). ઊંટ. * | (૧૪). શરભ. | (૧૯). વ્યાઘ્ર. | (૨૪). કપિ. |
| (૫). સૂકર. | (૧૦). ખર. | (૧૫). ચમરી. § | (૨૦). બિલાડી. | (૨૫). ગજ. |
| (૨૬). કાચબા. | (૨૭). ગોધા. | (૨૮). મગર.× | | |

* બેખરીવાળાંનવ: § એક ખરીવાળાં ૭. × * ૧૩ પાંચ નખવાળાં છે.

મળીને ૧૪ લોક. એમ સર્વ એ કમલમાં વિભક્ત કર્યું. હવે ૧૪ મા શ્લોકથી પાછું કાલ તથા સર્ગવર્ણન આવે છેઃ—

आद्यस्तु महतः सर्गो गुणवैषम्यमात्मनः ॥ १४ ॥
द्वितीयस्त्वहमो यत्र द्रव्यज्ञानक्रियोदयः ।
भूतसर्गस्तृतीयस्तु तन्मात्रो द्रव्य शक्तिमान् ॥
चतुर्थ ऐंद्रियः सर्गोयस्तु ज्ञानक्रियात्मकः ।
वैकारिको देव सर्गः पंचमो यन्मयं मनः ॥ १६ ॥
षष्ठस्तुतमसः सर्गोयस्त्वं बुद्धि कृतः प्रभो ।
षडिमे प्राकृतः सर्गा वैकृतानपिमे श्रृणु ॥ १७ ॥

પ્રથમ મહત્ સર્ગ આત્માના ગુણ વૈષમ્યથી થયો બીજો દ્રવ્ય, જ્ઞાન, અને ક્રિયાના ઉદયરૂપ અહંસર્ગ થયો. તન્માત્ર અને દ્રવ્ય શક્તિમાન ત્રીજો ભૂતસર્ગ થયો. ચોથો જ્ઞાન ક્રિયાત્મક ઐંદ્રિયસર્ગ થયો. પાંચમો મનોમય વૈકારિક દેવસર્ગ થયો. છઠ્ઠો પ્રભુએ અબુદ્ધિ કૃત તામસસર્ગ કર્યો. આ ૭ પ્રાકૃતસર્ગો છે, હવે વૈકૃત સર્ગો સાભળો. (૧૪—૧૭)

આ શ્લોકોમાં થયેલી ઉત્પત્તિનો ઉપસહાર કરેલો છે. તેમા ૭ પ્રકારના પ્રાકૃત સર્ગો કહેલા છે. મૂલ પ્રકૃતિમાંથી ઉત્પત્તિ થઈ તથી પ્રાકૃત સર્ગ કહેવાયો છે. प्रकृष्टमकृतकार्यं यस्य । આ ઉપરથી પ્રાકૃત શબ્દનો અર્થ નીચતા વાચક કહેલો છે, પરંતુ ભાગવતે ૧૦ મા સ્કંધના તૃતીયાધ્યાયમાં તેનો અર્થ 'પ્રકૃતિ સંબંધી' એવો કરેલો છે. મનુનાટીકાકાર મેધાતિથિએ પણ प्राकृतं प्रकृतौ भवं, એમ કહેલું છે. सृज् ધાતુ ઉપરથી સર્ગ શબ્દ છે, એનો અર્થ સૃષ્ટિની ઉત્પત્તિ થાય છે. સૃષ્ટિ શબ્દ પણ એ જ ધાતુ ઉપરથી થયો છે સામ્યાવસ્થાના ભગથી અને ગુણોનુ વૈષમ્ય થયાથી પ્રથમ મહત્સર્ગ થયો, બીજા અહંસર્ગને દ્રવ્ય, જ્ઞાન, અને ક્રિયાત્મક કહેલો છે, ત્રીજા ભૂત સર્ગને દ્રવ્ય, શક્તિવાળો કહેલો છે, ઐંદ્રિય સર્ગ ચોથો જ્ઞાનાત્મક, અને પાચમો મનોમય દેવસર્ગ કહેલો છે છઠ્ઠો તામસ સર્ગ કહેલો છે હવે વૈકૃત સર્ગો ૧૮ મા શ્લોકથી ગણાવેલા છે—

सप्तमो मुख्य सर्गस्तु षड्विधस्तस्थुषाचयः ॥ १८ ॥
वनस्पत्योषधिलतात्वक्सारा वीरुधोद्रुमाः ।
उत्स्रोतसस्तमः मायाः अतः स्पर्शा विशेषिणः ॥
तिरश्चामष्टमः सर्गः सोऽष्टाविंशद्विधो मतः ।
अविदो भूरि तमसो घ्राणज्ञाहृद्य वेदिनः ॥ २० ॥
अर्वाक्स्रोतस्तुनवमः क्षत्तरेकविधोनृणां ।
रजोऽधिकाः कर्मपरा दुःखेच सुखमानिनः ॥ २१ ॥

૨. પરાર્દ્ધ=૧ મહા કલ્પ (બ્રાહ્મ કલ્પ.)

૧. મહા કલ્પ=૧ પૌરુષ નિમેષ.

એ જ રીતે પછી પુરુષનાં માસ વર્ષાદિથી તે કલ્પાંત પર્યંત અનંત કાલ ગણાય છે. અત્ર આ કાલમાનની જે પરિભાષા છે તેના અર્થો આપવાથી જરા લંબાણ નિરર્થક થવા સંભવ છે, તો પણ તે જાણવા જરૂર ધારી અત્ર આપવામાં આવે છે.

પરમાણુ—परमः सर्वचरमकोऽणुः । નિરવયવત્વ તે પરમાણુ, અવિભાજ્યત્વ તે પરમાણુ, અર્થાત્ કલ્પનામાત્ર જેના ભાગજ નથી એવો નિરવયવ દેશ તે પરમાણુ છે, અને એ પરમાણુ જેટલા દેશમાં સૂર્યને ચાલતાં જે કાલ થાય તે પરમાણુ કાલ છે, એમ શ્રીભાગવતની ટીકામાં શ્રીધરસ્વામીએ કહેલું છે. બે પરમાણુનો ૧ અણુ કહેલો છે.

અણુ—अणति सूक्ष्मत्वं गच्छति । સાવયવત્વ કે વિભાજ્યત્વનો એકમ (Unit) ૨ નિરવયવતા કે અવિભાજ્યત્વ=૧ સાવયવ કે વિભાજ્ય એકમ. એજ રીતે ૨ અણુનો ૧ દ્વયણુક કહેવાય છે, ૩ અણુનો ૧ ત્રસરેણુ, ૪ અણુનો ૧ ચતસ્રાણુ, ઇત્યાદિ થાય છે..

ત્રસરેણુ—૩ અણુ અથવા એકમ. જાળિયામાંથી સૂર્યનો તડકો આવતો હોય તેમાં, અસંખ્ય ઉડતા રજકણો દેખાય છે તે પ્રત્યેક ત્રસરેણુ છે.

ત્રુટિ—त्रुट्छिदि । એક હ્રસ્વ અક્ષરના ચોથા ભાગ જેટલો કાલ, એટલે એક હ્રસ્વાક્ષરનો ઉચ્ચાર કરતા જે કાલ લાગે તેનો ચોથા ભાગનો કાલ તે ત્રુટિ છે, એમ અમર કહે છે. બે.ક્ષણની એક ત્રુટિ પણ કહેવાય છે. ૩ એકમનો કાલ.

વેધ—विध् ધાતુપરથી છે. विध्यत्यघः । ૧૦૦ ત્રુટિનો ૧ વેધ છે. એટલે ૯૦૦ એકમ, અને ૪૫૦ દ્વયણુક, અને ૩૦૦ ત્રસરેણુ થાય છે, તથા ૧૦૦ ત્રુટિ થાય છે=૧૮૦૦ પરમાણુ.

લવ—लूछिदि । लवणमितिलवः । લેશ. ૧ લવ=૩ વેધ=૩૦૦ ત્રુટિ=૨૭૦૦ એકમ=૧૩૫૦ દ્વયણુક=૯૦૦ ત્રસરેણુ=૫૪૦૦ પરમાણુ.

નિમેષ—निमीलयत्यनेनेति । નેત્ર પક્ષ્મસ્પંદન કાલ. નેત્ર વીંચવા કે ઉઘાડવા જેટલો કાલ. નેત્રનો પલકારો. ૧ નિમેષ=૩ લવ=૯ વેધ=૯૦૦ ત્રુટિ=૨૭૦૦ ત્રસરેણુ=૮૧૦૦ એકમ=૪૦૫૦ દ્વયણુક=૧૬૨૦૦ પરમાણુ.

ક્ષણ—क्षणोति हंतिनाशयति वा । ૧ ક્ષણ=૩ નિમેષ=૯ લવ=૨૭ વેધ=૨૭૦૦ ત્રુટિ=૮૧૦૦ ત્રસરેણુ=૨૪૩૦૦ એકમ=૧૨૧૫૦ દ્વયણુક=૪૮૬૦૦ પરમાણુ.

કાષ્ઠા—**काशते प्रकाशते** । ૧ કાષ્ઠા=૫ ક્ષણુ=૧૫ નિમેષ=૪૫ લવ=૧૩૫ વેધ=૧૩૫૦૦ ત્રુટિ=૪૦૫૦૦ ત્રસરેણુ=૧૨૧૫૦૦ એકમ=૬૦૭૫૦ દ્વયણુક=૨૪૩૦૦૦ પરમાણુ.

લઘુ—**लंघते अनेनेति** । અલ્પ. ૧ લઘુ=૧૫ કાષ્ઠા=૭૫ ક્ષણુ=૨૨૫ નિમેષ=૬૭૫ લવ=૨૦૨૫ વેધ=૨૦૨૫૦૦ ત્રુટિ=૬૦૭૫૦૦ ત્રસરેણુ=૧૮૨૨૫૦૦ એકમ=૯૧૧૨૫૦ દ્વયણુક=૩૬૪૫૦૦૦ પરમાણુ.

નાડિકા—**नाड्यतीति । नड्भ्रंशे** । ઘટી, ઘડી, ઘટિકા. ઘડી જાણવાનો એક ઉપાય વિષ્ણુપુરાણુમાં કહેલો છે કે, માણસનો એક નિમેષ (નેત્રોન્મીલનકાલ) એક માત્રાનો હોય છે. ગોઠણે હાથ પહોંચાડતાં જે કાલ લાગે તે કાલને માત્રા કહે છે. એ ૧૫ માત્રાની ૧ કાષ્ઠા, ૩૦ કાષ્ઠાની ૧ કલા, અને ૧૫ કલાની ૧ નાડિકા કે ઘટી થાય છે. ૧ લઘુની ૪ પલ થાય છે. કલા તેજ લઘુ ઠરે છે, અને એ રીતે ૧૫ કાષ્ઠાની કલા થવી જોઇયે, પણ વિષ્ણુપુરાણુમાં ૩૦ કહેલ છે તે સમઝાતું નથી. વળી એક લઘુ અક્ષર ઉચ્ચારતાં જે કાલ લાગે તેને માત્રા કહે છે, અને તેને એક નિમેષની બરોબર બ્રહ્માંડપુરાણુમાં કહેલ છે. ઉપર આપેલે હિસાબે ૧ નાડીની ૧૫ કલા અને ૧ કલાની ૩૦ કાષ્ઠા, તો ૧ નાડીની ૪૫૦ કાષ્ઠા થઇ, અને ૧ કાષ્ઠાની ૧૫ માત્રા તો ૧ નાડીની માત્રા ૬૭૫૦ થાય છે, માટે નિમિષ તેજ માત્રા હોય, તો ૧ ઘટીની નિમેષ પણ ૬૭૫૦ થાય છે; પરંતુ ભાગવતના કોષ્ટક પ્રમાણે તો ૧ નાડીની ૩૩૭૫ નિમેષ થાય છે. તે બરાબર ૬૭૫૦ થી અર્દ્ધ છે, તેનું કારણ એકમાં ૩૦ કાષ્ઠાની ૧ કલા કહી છે અને બીજામાં ૧૫ ની કહી છે તે છે. અર્થાત્ એ ફેર સિવાય સર્વ મળી રહે છે. સૂર્ય સિદ્ધાંતમાં ૬ પ્રાણુની ૧ નાડી કે ઘડી કહેલી છે, એટલે કે ૨૬ લઘુ.

૧ નાડી=૧ ઘટી=૬૦ પલ=૪૫ લઘુ=૨૨૫ કાષ્ઠા=૧૧૨૫ ક્ષણુ=૩૩૭૫ નિમેષ=૧૦૧૨૫ લવ=૩૦૩૭૫ વેધ=૩૦૩૭૫૦૦ ત્રુટિ=૯૧૧૨૫૦૦ ત્રસરેણુ=૨૭૩૩૭૫૦૦ એકમ=૧૩૬૬૮૫૦ દ્વયણુક=૫૪૬૭૫૦૦૦ પરમાણુ=૧૫ કલા (લઘુ)=૨૨૫ કાષ્ઠા=૧૩૭૫ માત્રા (નિમેષ)=૬ પ્રાણુ.

મુહૂર્ત—**हूच्छंतीति** । ૨૦ કલાનું, ૧ મુહૂર્ત ગણાય છે. (ઉપરને હિસાબે ૩૦ લાવવી જોઇએ.) ૧ મુહૂર્તના બે દંડ કહેલા છે તેથી દંડ તે ઘડી કે નાડીની બરોબર ઠરે છે.

૧ મુહૂર્ત=૨ નાડી=૨ ઘડી=૨ , દંડ=૩૦ લઘુ=૩૦કલા=૪૫૦ કાષ્ઠા=૨૨૫૦ ક્ષણુ=૬૭૫૦ નિમેષ=૬૭૫૦ માત્રા=૨૦૨૫૦ લવ=૬૦૭૫૦ વેધ=૬૦૭૫૦૦૦ તુટિ=૧૮૨૨૫૦૦૦ ત્રસરેણુ=૫૪૬૭૫૦૦૦ એકમ=૨૭૩૩૭૫૦૦ દ્વયણુક=૧૨ પ્રાણુ=૧૦૯૩૫૦૦૦૦ પરમાણુ.

**याम—यातियापते वा** । પ્રહર, ને પણ યામ કહે છે, પરંતુ અત્ર યામ એટલે રાત્રિદિવસ જેટલો ૨૪ કલાકનો કાલ છે.

૧ યામ=૬૨ મુહૂર્ત=૨૪ કલાક=૧૪૪૦ મીનીટ=૮૬૪૦૦ સેકંડ=૧૩ નાડી=૧૩ ઘડી =૧૩ દંડ=૧૯૫ લઘુ=૧૯૫ કલા=૨૯૨૫ કાષ્ઠા=૧૪૬૨૫ ક્ષણ=૪૩૮૭૫ નિમેષ=૪૩૮૭૫ માત્રા=૧૩૧૬૨૫ લવ=૩૯૪૮૭૫ વેધ=૩૯૪૮૭૫૦૦ ત્રુટિ=૧૧૮૪૬૨૫૦૦ ત્રસરેણુ= ૩૫૫૩૮૭૫૦૦ એકમ=૧૭૭૬૯૩૭૫૦ દ્વયણુક=૭૫ પ્રાણુ=૭૧૦૭૭૫૦૦૦ પરમાણુ=૪ પ્રહર.

( ચાલુ. )

ચમનરાય શિવશંકર વૈષ્ણવ.

---

# वैष्णव परिषद्‌नुं कर्तव्य ।

( મળેલું. )

( અનુસન્ધાન—પૃષ્ઠ-૧૫૨-થી. )

જે અરસામા માહારાજ લાઇબલ કેસ ઉભો થયો તે અરસામાં જયપુરના રાજા રામસિંહ પાસે રહેતા એક લક્ષ્મણગિરિ નામના દંડી સન્યાસીએ આઠ મુખ્ય પ્રશ્નો અને દરેકના પેટમાં બીજા સાત પ્રશ્નો મળી ચોસટ પ્રશ્નો કાઢી મધ્વ, રામાનુજ, પુષ્ટિ વગેરે તમામ વૈષ્ણવ સંપ્રદાયના આચાર્યો ઉપર મોકલાવી તેના ઉત્તર માગ્યા. એ પ્રશ્નો મુંબાઈના શ્રી જીવનલાલજી મહારાજ પાસે આવતા એમણે ભારતમાર્તંડ વેદાંતભટ્ટાચાર્ય શ્રીગટ્ટૂજીને એ પ્રશ્નોના ઉત્તર આપવાની આજ્ઞા કર્યાથી શ્રીગટ્ટૂજીએ સંવત ૧૯૨૪ માં એના યથાસ્થિત ઉત્તર આપ્યા. એ બાબતનો જે ગ્રંથ થયો તે "સત્સિદ્ધાંત માર્તંડ"ના નામથી ઓળખાય છે. તે સંસ્કૃતમાં છે અને શાકે ૧૭૯૨ માં છપાયો છે.

સંપ્રદાય એટલે શું? કયા વર્ણને માટે તમારો સંપ્રદાય છે? તે કેટલો જુનો છે? એનાં શાં ચિન્હો છે? તમારા સપ્રદાયને વેદ સંમત છે કે નહિ? વગેરે અનેક પ્રશ્નોના એ ગ્રંથમાં ખુલાસા આપ્યા છે.

**પુષ્ટિમાર્ગ નામનું પુસ્તક.**

તે પછી "પુષ્ટિમાર્ગ" એ નામનું ૫૭૨ પૃષ્ઠનું એક પુસ્તક કોઇક નનામા વૈષ્ણવે લખેલું છોટાલાલ કરસનદાસે સન ૧૮૯૦ માં છપાવેલું અમારા જોવામાં આવ્યું છે. આ ગ્રંથ વાંચવાથી માલમ પડે છે કે તે માત્ર દ્વેષથી લખેલો જણાય છે. એમાં ઉઘાડી ભુલો એટલી બધી છે કે એમાંના લખાણ ઉપર આધાર રાખી શકાય નહિ.

આ ગ્રંથ વાંચવાથી એટલું તો નક્કી થાય છે કે આ ગ્રંથકારે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના ગ્રંથો વાંચી તેમના સિદ્ધાંત અને માર્ગનું સ્વરૂપ સમજી તેમાં જે ખામીઓ હોય તે બતાવી નથી, તેથિમાર્ગ અને સિદ્ધાન્તના સ્વરૂપ નિર્ણયના કામમાં આ ગ્રંથ ઉપયોગી નથી. માહારાજ લાઇબલ કેસ અને આગળ કહી ગયા તે ટીકારૂપ લેખોમાં તેમજ આ ગ્રંથમાં માર્ગસ્થ વ્યક્તિઓના આચરણ ઉપર જે ટીકા કરવામાં આવી છે તે ટીકામાંથી દ્વેષની છાયા દૂર કરી હાલના વખતમાં જે સત્ય વાતો માલમ પડે તે ઉપર યોગ્ય ધ્યાન આપવું જોઇએ.

હવે આપના સમજવામાં આવ્યું હશે કે આવી પરિષદ્‌માં વિદ્વાન અને પ્રતિષ્ઠિત લોકો શા માટે સામેલ થાય છે. તેઓ સમજે છે કે જ્યાં સુધી માર્ગ અને સિદ્ધાન્તનાં વાસ્તવિક સ્વરૂપ યોગ્ય તપાસ કરતાં દુષણવાળાં માલમ પડતાં નથી અને દુષણવાળાં છે એમ બતાવવામાં કે સાબીત કરવામાં આવ્યું નથી ત્યાં સુધી સત્ય, સુસાધ્ય અને હાલના વખતને અનુકૂલ એવા ધર્મના પરિપોષણના કામમાં દરેક ધર્મ વાસનાવાળા સદાચરણી પુરૂષ જોડાવાની જરૂર છે.

આટલા બધા અતિ લાંબા ઉપોદ્‌ઘાત પછી વૈષ્ણવ પરિષદના કર્તવ્ય વિશે હું બોલુંછું.

એક ઉપયોગી છોડ વાવ્યો હોય તેની જોડે અનેક બીનઉપયોગી સ્વજાતીય કે વિજાતીય વનસ્પતી ઉગે છે. તે બીનઉપયોગી વનસ્પતીને નીંદી નાખી મૂળ છોડનું પોષણ કરવાની જરૂર રહે છે. તેજ પ્રમાણે શુદ્ધ ભક્તિમાર્ગના છોડને અંગે જે જે બીનઉપયોગી કે નુકશાન કરતા વનસ્પતી વળગી હોય તે નીંદી નાખી તે છોડનું યથાસ્થિત પરિપોષણ કરવું એ આ પરિષદ્‌નું મુખ્ય કર્તવ્ય છે.

ઉપયોગી વસ્તુઓ કઇ છે અને બીનઉપયોગી વસ્તુઓ કઇ છે એનો નિર્ણય આચાર્ય વર્ગ અને સમજુ વૈષ્ણવોના રાગદ્વેષ રહિત સંયુક્ત વિચારથી થવો જોઇએ. તેમ કરવામાં દેશ કાળ અને પરિસ્થિતિને સંપૂર્ણ રીતે વિચારમાં લેવાં જોઇએ, અને માર્ગના સિદ્ધાન્ત કે સ્વરૂપને કોઇ પણ પ્રકારે નુકશાન ન થવું જોઇએ.

પરિપોષણની બાબતમાં પ્રથમ સિદ્ધાન્ત અને માર્ગના ગ્રંથોનું જ્ઞાન ફેલાય એને માટે અણુ ભાષ્ય અને નિબંધ વગેરેનાં ભાષાન્તર કરાવવાં જોઇએ.

આ માર્ગ સંબંધી જ્ઞાન ફેલાવવાના કામમાં ઉપયોગમાં આવે એવા શાસ્ત્રીઓ મળે એને માટે અમદાવાદ કે સુરતની પાઠશાળામાં આ માર્ગના ગ્રંથોના અભ્યાસી એક શાસ્ત્રીની નિમણૂક થવી જોઇએ. એ શાસ્ત્રીએ તે પાઠશાળાના મુખ્ય અધ્યાપકની દેખરેખ નીચે રહી વ્યુત્પન્ન વિદ્યાર્થીઓને આ માર્ગના ગ્રંથો ભણાવે એમ બંદોબસ્ત થવો જોઇએ.

એક સારી પુસ્તકશાળા સ્થાપી તેમાં તમામ ભક્તિવર્ધક ગ્રંથોનો સંગ્રહ થવો જોઇએ.

આટલાં કર્તવ્યો કરતા સુધીમાં આપણને જે નવાં કર્તવ્યો સુઝે તે ધીમે ધીમે હાથમાં લેવાં જોઇએ.

જે વર્તમાનપત્ર તથા માસિકોના એડીટરો તથા સુધારાના ઝંડાતળે ચાલનાર ગૃહસ્થો તથા બીજા વિદ્વાનો પુષ્ટિમાર્ગ સંબંધી કથા વાર્તાઓમાં સામેલ થવા બીતા હોય કે રખેને એ વિષયપોષક માર્ગની વાર્તામાં સામેલ થવાથી અમારી આબરૂને ખલેલ પહોચશે તેમની બીક દૂર કરવાને અમારે કહેવું જોઇએ કે શ્રીમદ્‌વલ્લભાચાર્યજીએ પ્રકટ કરેલો શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત અને પ્રવર્તાવેલો પુષ્ટિમાર્ગ કોઇ રીતે વિષયપોષક નથી અને આ પરિષદમાં ભેગા થયેલા આચાર્યો અને વૈષ્ણવોનો હેતુ એવા કોઇ વિષયપોષક માર્ગને ઉત્તેજન આપવાનો નથી, પણ આચાર્યશ્રીએ નિર્મળ ભક્તિમાર્ગનું જે સ્વરૂપ ધર્યું છે તે સ્વરૂપમાં એને લાવી મુકવો એ હેતુ છે; માટે એતન્માર્ગીય વિદ્વાનોને તેમજ અન્યમાર્ગીય ધર્મવાસનાવાળા પુરૂષોને પણ અમારી પ્રાર્થના છે કે આ અમારા ઉદ્યોગમાં અંતઃકરણપૂર્વક મદદ આપો.

અત્રે પધારેલા આચાર્યો, શાસ્ત્રીઓ અને વિદ્વાનોને પણ અમારી વિનંતી છે કે આ મહાભારત કામ તમે ઉપાડી લ્યો. આ માર્ગ સ્થાપન કરનાર એક જ આચાર્યે આખા ભારત વર્ષના ધર્મ વિચાર ઉપર જય મેળવ્યો હતો તો અત્રે પધારેલા બેજ આચાર્યો શું ન કરી શકે?

હે પ્રભો તારી અકળગતિ છે. જે મહાત્માએ આખી દુનિઆને સહેલા અને સુસાધ્ય નિર્મળ ભક્તિમાર્ગનું દાન દીધું તે મહાત્માના માર્ગના અનુયાયીઓની યથેચ્છ વર્તણુંકને લીધે તે માર્ગ અધોગતિએ પોચાડનાર છે એવા આરોપ ૪૫ વર્ષથી આવે છે તેમ છતાં તેનો પરિહાર કરનાર કોઇ મળ્યું નહી એ આશ્ચર્યની વાત છે. હજુ પણ એ માર્ગસ્થ વિદ્વાનોનું જોઇએ તેવું લક્ષ ખેંચાતું નથી. એ વધારે આશ્ચર્યકારક છે. પ્રભુ આપના જ્ઞાનનું એક કીરણ વૈષ્ણવ પરિષદ ઉપર નાખી સર્વ વૈષ્ણવ અને મહારાજોનાં મન પ્રકાશીત અને ઉત્સાહવાન કર અને માર્ગને તેના ખરા સ્વરૂપમાં બતાવે એવું સામર્થ્ય આપ.

મવાડનો પ્રતાપસિંહ પોતાનો દેશ દુશ્મનના હાથમાં જવાથી તે પાછો ન મેળવે ત્યાં સુધી ભાણામાં ધુળ નાખી ખાતો તેમ વ્રત અને નિયમ પાળનાર આટલા બધા વૈષ્ણવ અને મહારાજોમાંથી થોડા પણ એવા નહિ નિકળે કે જે આચાર્યશ્રીના ગ્રંથોનાં સરળ ભાષાન્તર કરાવી શુદ્ધ અને સત્ય જ્ઞાનનો ફેલાવો થાય અરે અસદાચાર અને દુરાચાર દુર થાય ત્યાં સુધી એ કાર્યમાં જ મંડયા રહેવાનું વ્રત ધારણ કરે. હે પ્રભુ! આવાં અનેક પ્રકારનાં વ્રત ધારણ કરવાની પ્રેરણાકર અને આ પરિષદના કાર્યને ટુંકી મુદતમાં પાર પાડ.

**લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ પારેખ.**

આ ગ્રંથ વાંચવાથી એટલું તો નક્કી થાય છે કે આ ગ્રંથકારે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના ગ્રંથો વાંચી તેમના સિદ્ધાંત અને માર્ગનું સ્વરૂપ સમજી તેમાં જે ખામીઓ હોય તે બતાવી નથી, તેથિમાર્ગ અને સિદ્ધાન્તના સ્વરૂપ નિર્ણયના કામમાં આ ગ્રંથ ઉપયોગી નથી. મહારાજ લાયબલ કેસ અને આગળ કહી ગયા તે ટીકારૂપ લેખોમાં તેમજ આ ગ્રંથમાં માર્ગસ્થ વ્યક્તિઓના આચરણ ઉપર જે ટીકા કરવામાં આવી છે તે ટીકામાંથી દ્વેષની છાયા દૂર કરી હાલના વખતમાં જે સત્ય વાતો માલમ પડે તે ઉપર યોગ્ય ધ્યાન આપવું જોઇએ.

હવે આપના સમજવામાં આવ્યું હશે કે આવી પરિષદ્‌માં વિદ્વાન અને પ્રતિષ્ઠિત લોકો શા માટે સામેલ થાય છે. તેઓ સમજે છે કે જ્યાં સુધી માર્ગ અને સિદ્ધાન્તનાં વાસ્તવિક સ્વરૂપ યોગ્ય તપાસ કરતાં દુષણવાળાં માલમ પડતાં નથી અને દુષણવાળાં છે એમ બતાવવામાં કે સાબીત કરવામાં આવ્યું નથી ત્યાં સુધી સત્ય, સુસાધ્ય અને હાલના વખતને અનુકૂલ એવા ધર્મના પરિપોષણના કામમાં દરેક ધર્મ વાસનાવાળા સદાચરણી પુરૂષ જોડાવાની જરૂર છે.

આટલા બધા અતિ લાંબા ઉપોદ્‌ઘાત પછી વૈષ્ણવ પરિષદના કર્તવ્ય વિશે હું બોલું છું.

એક ઉપયોગી છોડ વાવ્યો હોય તેની જોડે અનેક બીનઉપયોગી સ્વજાતીય કે વિજાતીય વનસ્પતી ઉગે છે. તે બીનઉપયોગી વનસ્પતીને નીંદી નાખી મૂળ છોડનું પોષણ કરવાની જરૂર રહે છે. તેજ પ્રમાણે શુદ્ધ ભક્તિમાર્ગના છોડને અંગે જે જે બીનઉપયોગી કે નુકશાન કરતા વનસ્પતી વળગી હોય તે નીંદી નાખી તે છોડનું યથાચિત પરિપોષણ કરવું એ આ પરિષદ્‌નું મુખ્ય કર્તવ્ય છે.

ઉપયોગી વસ્તુઓ કઇ છે અને બીનઉપયોગી વસ્તુઓ કંઇ છે એનો નિર્ણય આચાર્ય વર્ગ અને સમજુ વૈષ્ણવોના રાગદ્વેષ રહિત સંયુક્ત વિચારથી થવો જોઇએ. તેમ કરવામાં દેશ કાળ અને પરિસ્થિતિને સંપૂર્ણ રીતે વિચારમાં લેવાં જોઇએ, અને માર્ગના સિદ્ધાન્ત કે સ્વરૂપને કોઇ પણ પ્રકારે નુકશાન ન થવું જોઇએ.

પરિપોષણની બાબતમાં પ્રથમ સિદ્ધાન્ત અને માર્ગના ગ્રંથોનું જ્ઞાન ફેલાય એને માટે અણુ ભાષ્ય અને નિબંધ વગેરેનાં ભાષાન્તર કરાવવાં જોઇએ.

આ માર્ગ સંબંધી જ્ઞાન ફેલાવવાના કામમાં ઉપયોગમાં આવે એવા શાસ્ત્રીઓ મળે એને માટે અમદાવાદ કે સુરતની પાઠશાળામાં આ માર્ગના ગ્રંથોના અભ્યાસી એક શાસ્ત્રીની નિમણોક થવી જોઇએ. એ શાસ્ત્રીએ તે પાઠશાળાના મુખ્ય અધ્યાપકની દેખરેખ નીચે રહી બ્યુત્પન્ન વિદ્યાર્થીઓને આ માર્ગના ગ્રંથો ભણાવે એમ બંદોબસ્ત થવો જોઇએ.

એક સારી પુસ્તકશાળા સ્થાપી તેમાં તમામ ભક્તિવર્ધક ગ્રંથોનો સંગ્રહ થવો જોઇએ.

આટલાં કર્તવ્યો કરતા સુધીમાં આપણુને જે નવાં કર્તવ્યો સુઝે તે ધીમે ધીમે હાથમાં લેવાં જોઇએ.

જે વર્તમાનપત્ર તથા માસિકોના એડીટરો તથા સુધારાના ઝંડાતળે ચાલનાર ગૃહસ્થો તથા બીજા વિદ્વાનો પુષ્ટિમાર્ગ સંબંધી કયા વાર્તાઓમાં સામેલ થવા બીતા હોય કે રખેને એ વિષયપોષક માર્ગની વાર્તામાં સામેલ થવાથી અમારી આબરૂને ખલેલ પહોચશે તેમની બીક દૂર કરવાને અમારે કહેવું જોઇએ કે શ્રીમદ્વલ્લભાચાર્યજીએ પ્રકટ કરેલો શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત અને પ્રવર્તાવેલો પુષ્ટિમાર્ગ કોઇ રીતે વિષયપોષક નથી અને આ પરિષદમાં ભેગા થયેલા આચાર્યો અને વૈષ્ણવોનો હેતુ એવા કોઇ વિષયપોષક માર્ગને ઉત્તેજન આપવાનો નથી, પણ આચાર્યશ્રીએ નિર્મળ ભક્તિમાર્ગનું જે સ્વરૂપ ઘડયું છે તે સ્વરૂપમાં એને લાવી મુકવો એ હેતુ છે; માટે એતન્માર્ગીય વિદ્વાનોને તેમજ અન્યમાર્ગીય ધર્મવાસનાવાળા પુરૂષોને પણ અમારી પ્રાર્થના છે કે આ અમારા ઉદ્યોગમાં અંતઃકરણપૂર્વક મદદ આપો.

અત્રે પધારેલા આચાર્યો, શાસ્ત્રીઓ અને વિદ્વાનોને પણ અમારી વિનંતી છે કે આ મહાભારત કામ તમે ઉપાડી લ્યો. આ માર્ગ સ્થાપન કરનાર એક જ આચાર્યે આખા ભારત વર્ષના ધર્મ વિચાર ઉપર જય મેળવ્યો હતો તો અત્રે પધારેલા એજ આચાર્યો શું ન કરી શકે?

હે પ્રભો તારી અકળગતિ છે. જે મહાત્માએ આખી દુનિયાને સહેલા અને સુસાધ્ય નિર્મળ ભક્તિમાર્ગનું દાન દીધું તે મહાત્માના માર્ગના અનુયાયીઓની યથેચ્છ વર્તણુકને લીધે તે માર્ગ અધોગતિએ પોચાડનાર છે એવા આરોપ ૪૫ વર્ષથી આવે છે તેમ છતાં તેનો પરિહાર કરનાર કોઇ મળ્યું નહી એ આશ્ચર્યની વાત છે. હજુ પણ એ માર્ગસ્થ વિદ્વાનોનું જોઇએ તેવું લક્ષ ખેંચાતું નથી. એ વધારે આશ્ચર્યકારક છે. પ્રભુ આપના જ્ઞાનનું એક કીરણ વૈષ્ણવ પરિષદ ઉપર નાખી સર્વ વૈષ્ણવ અને મહારાજોનાં મન પ્રકાશીત અને ઉત્સાહવાન કર અને માર્ગને તેના ખરા સ્વરૂપમાં બતાવે એવું સામર્થ્ય આપ.

મવાડનો પ્રતાપસિંહ પોતાનો દેશ દુશ્મનના હાથમાં જવાથી તે પાછો ન મેળવે ત્યાં સુધી ભાણામાં ધુળ નાખી ખાતો તેમ વ્રત અને નિયમ પાળનાર આટલા બધા વૈષ્ણવ અને મહારાજોમાંથી થોડા પણ એવા નહિ નિકળે કે જે આચાર્યશ્રીના ગ્રંથોનાં સરળ ભાષાન્તર કરાવી શુદ્ધ અને સત્ય જ્ઞાનનો ફેલાવો થાય અને અસદાચાર અને દુરાચાર દુર થાય ત્યાં સુધી એ કાર્યમાં જ મંડયા રેહેવાનું વ્રત ધારણ કરે. હે પ્રભુ! આવાં અનેક પ્રકારનાં વ્રત ધારણ કરવાની પ્રેરણા કર અને આ પરિષદના કાર્યને ટુંકી મુદતમાં પાર પાડ.

લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ પારેખ.

# શ્રાદ્ધતત્ત્વ.

( ભજેલું. )

( અનુસંધાન—પૃષ્ટ—૨૭૫ થી. )

અર્થાત્ આજાનદેવો પૈકી સનકાદિક કુમારો અને એકાદશ રૂદ્રો શિવાય આદિત્યો, વિશ્વેદેવાદિ દેવતાઓ અગ્નિષ્વાત્ત અને બર્હિષદાદિ પિતૃઓ ઉપર્યુક્ત પ્રજાપતિઓમાંથી થયા છે. આ આજાનદેવો ( ધ્યાન ચહુણો ) અને પ્રથમ કહેવામાં આવેલ છે તેમ સૂર્યનાં વ્યક્ત થયેલાં અગ્નિઆદિ સ્વરૂપો જ વૈદિક મંત્રોના દેવો એટલે આ સૃષ્ટિની ઉત્પત્તિ અને વિકાસમાં મુખ્ય સાહાય્ય આપનાર દેવો છે. તેથી આ દેવોનું જ અગ્નિહોત્રાદિક દેવયજ્ઞમાં અને શ્રાદ્ધાદિક પિતૃયજ્ઞમાં યજન કરવામાં આવે છે. મેડમબ્લેવટસ્કી કહે છે કેઃ—

"The human race has sprung from fire and water, it is allegorically stated; fashioned by the fathers, or the Ancestor-sacrificers, from Agni; for Agni, the Ashvins, the Adityas are all synonymous with those sacrificers or the Fathers, variously called Pitars (or Pitras) Angiras and Sadhyas, "Divine Sacrificers", the most occult of all. They are called Devaputras, Rashays or the 'Sons of Gods". Secret Doctrice Vol II p. 640.

"મનુષ્યજાતિ અગ્નિદેવ અને જળદેવમાંથી ઉત્પન્ન થયેલ છે એમ અલંકારિક ભાષામાં કહેવાયલું છે; તેઓનાં રૂપો પિતૃઓ એટલે પિતૃયજન કરનારા દેવોથી અગ્નિમાંથી ઘડાયેલા છે. કેમકે અગ્નિ, અશ્વિનો અને આદિત્યો-એ સઘળાઓ જેઓ પિતૃદેવો કહેવાય છે, તે યજ્ઞ કરનારા દેવો, આંગિરસો અને દિવ્ય યજ્ઞ કરનાર સાધ્યદેવો જેઓનું રહસ્ય ઘણું ગુહ્ય છે, તેઓના પર્યાય શબ્દો માત્ર છે. તેઓ દેવપુત્રો અથવા ઋષિઓ કહેવાય છે."

સીક્રિટડોક્ટ્રીન પુ. ૨. પૃ. ૬૪૦.

બૃહદ્દેવતામાં એક જ સૂર્યનાં અગ્નિ, વાયુ (ઇંદ્ર) અને સૂર્ય એવાં ત્રણ નામો આપ્યાં છે. અગ્નિનાં પાંચ, વાયુ (ઇંદ્ર)નાં છવીશ અને સૂર્યનાં સાત નામો પણ તે ગ્રંથમાં કહેલાં છે.* એટલું જ નહિ પણ તે પ્રત્યેક દેવને સાહાય્ય કરનાર બીજા અનેક દેવોનાં નામો પણ તેમાં ગણાવેલાં છે।× તે સંર્વમાં પણ ૮ વસુઓ, ૧૧રૂદ્રો, ૧૨ આદિત્યો, ઇન્દ્ર અને

* જૂઓ, અધ્યાય ૨ શ્લોક ૭૨.

× બૃહદ્દેવતામાં શૌનકાચાર્યે વૈદિક મંત્રોનું નિર્દર્શન કર્યું છે. તે ગ્રંથના પ્રથમ અને દ્વિતીય અધ્યાયોમાં અગ્નિ, વાયુ (ઇન્દ્ર) અને સૂર્ય એ ત્રણ દેવોના પૃથક્ પૃથક્ ગણો આપ્યા છે; પ્રત્યેક ગણમાં મુખ્ય દેવતાઓ નીચે પ્રમાણે છે.

પ્રજાપતિ—એ રીતે ૩૩ દેવો. બૃહદારણ્યકોપનિષત્ ( અ. ૩ બ્રા. ૯ મં. ૨ ) માં કહેલ છે. ઐતરેય બ્રાહ્મણમાં ઇન્દ્રને બદલે વષટ્કાર ( અગ્નિ ), શતપથ ( ૪—૫—૭—૨ ) માં પ્રજાપતિ અને ઇન્દ્રને બદલે ધાતા અને પૃથ્વી, રામાયણમાં તે બન્નેની જગ્યાએ બે અશ્વિનીકુમારો કહેલ છે. અથર્વવેદ ( ૧૦—૭—૧૩ ) માં આ ૩૩ દેવો પ્રજાપતિ (Solar Logos) નાં અવયવો છે, એમ કહેલું છે. સામવેદના દૈવત બ્રાહ્મણ ( અ. ૧ મં. ૧ ) માં સામવેદના મંત્રોના અગ્નિ, ઇન્દ્ર, પ્રજાપતિ, સોમ, વરુણ, ત્વષ્ટા, અંગિરા, પૂષા, સરસ્વતી તથા ઇન્દ્રાગ્નિ દેવો કહેલા છે. છતાં આખા સામવેદના સકળ મંત્રોના સામાન્ય દેવતાઓ વસુઓ, રુદ્રો, આદિત્યો અને વિશ્વેદેવો છે, એમ કહેલ છે.= શ્રાદ્ધક્રિયામાં અગ્નિ, વસુ, રુદ્ર, આદિત્ય અને વિશ્વેદેવોનો બહુ સંબંધ રહેલ છે.+

---

૧ અગ્નિગણમાં સાધ્ય, વસુ, ઇન્દ્ર, મરુત્, સોમ, વરુણ, પર્જન્ય, વિષ્ણુ અને પૂષાનો સમાવેશ કરવામાં આવ્યો છે.

૨ વાયુ અથવા ઇન્દ્રગણમાં પર્જન્ય, રુદ્ર, વાયુ, બૃહસ્પતિ, મૃત્યુ, વિશ્વકર્મા, મિત્ર, ક્ષેત્રપતિ, યમ, તાર્ક્ષ્ય, વાસ્તોષ્પતિ, સરસ્વાન્, અપાન્પાદ, દધિક્રા, સુપર્ણ, પુરુરવા, ઋત, અસુનીતિ, વેન, વિધાતા, ઇન્દ્ર, અદિતિ, ત્વષ્ટા. સવિતા, વાત, વાચસ્પતિ, ધાતા, પ્રજાપતિ, અથર્વાણ, ભૃગુ, ઈલા, વૈશ્વાનર, ઋભુ, મરુત્, અંગિરા, ચાર વર્ગના પિતૃઓ, રાકા, વાચ, સરમા, સરસ્વતી, આપ્ત્યા, ચમી, ઉર્વશી, સિનીવાલી, સીતેલાગો, ગૌરી, પથ્યા, સ્વરિત, ઉષા, કુહૂ, પૃથિવી, અનુમતિ, રોદસી અને ઇન્દ્રાણીનો સમાવેશ કરવામાં આવ્યો છે.

૩ સૂર્યગણમાં અશ્વિનો, વૃષાકપાયિ, સૂર્ય, ઉષા, સરણ્યૂ, ભગ, વૃષાકપિ, યમ, વૈશ્વાનર, વિષ્ણુ, પૃથ્વી, સમુદ્રો, સપ્તર્ષિઓ, આદિત્યો, કેશિસાધ્યો, સવિતા, મનુ, દધ્યંઙ્ગથર્વા, વિશ્વદેવો, વાજી અને દેવપત્નીઓનો સમાવેશ કરવામાં આવ્યો છે.

= જૂઓ, સામવેદનું દૈવત બ્રાહ્મણ, ખંડ ૧ મંત્ર ૧૭.

+પ્રોફેસર મેક્ષમ્યુલર આર્યષડ્દર્શન (Six systems of Indian Philosophy) નામના ગ્રંથમાં કહે છે કે—"બ્રાહ્મણ ગ્રંથોમાં આ તેત્રીસ દેવોને કેટલેક પ્રસંગે ત્ર્યેકાદશ એટલે ત્રણવાર અગીયાર કહેલા છે. પરંતુ જ્યારે આપણે પ્રશ્ન કરીએ છીએ કે, ત્ર્યેકાદશ દેવો કોણ કોણ છે, ત્યારે આપણને તેઓની વાસ્તવિક કથા પ્રાપ્ત થઇ શકતી નથી; પરંતુ થોડે ઘણે અંશે દેવોને અમુક પદ્ધતિમાં લાવવાની પ્રક્રિયાઓ જ માત્ર જોઈ શકીએ છીએ. આપણને કહેવામાં આવે છે કે, તેઓ પૃથ્વી, અંતરિક્ષ અને આકાશના દેવો છે, અથવા તેઓ વસુઓ, રુદ્રો, આદિત્યો, વિશ્વેદેવો અને મરુતો છે. પરંતુ આ પ્રત્યેક દેવગણની મૂળ સંખ્યા અગીયાર નહિ પણ સાત જ હોય, એમ આપણને માલુમ પડે છે. ( જૂઓ

બૃહદારણ્યકોપનિષત્‌ના પ્રથમ અધ્યાયના દ્વિતીય બ્રાહ્મણમાં મૃત્યુરૂપ હિરણ્યગર્ભમાંથી વિરાટ્‌રૂપ અગ્નિની ઉત્પત્તિ કહેલી છે, તે અગ્નિમાંથી સકળ સૃષ્ટિ ઉત્પન્ન થયાનું કહેલ છે. દેવો પણ તેજ અગ્નિમાંથી થયેલા છે. તેથી જ અગ્નિને દેવોમાં પ્રથમ કહેલ છે; એટલું જ નહિ પણ પૃથ્વ્યાદિ ત્રણ લોકમાં તે વ્યાપ્ત હોવાથી દેવોને સર્વ વસ્તુની પ્રાપ્તિ પણ અગ્નિથી જ થાય છે.તે માટે જ અગ્નિ દેવદૂત અથવા દેવમુખ પણ કહેવાય છે. વસુ,રૂદ્ર, આદિત્ય અને વિશ્વદેવો એ મનુષ્યજાતિને મનસ્તત્ત્વ આપેલું છે. મનુષ્યની સાત જાતિઓમાંથી તૃતીય અને ચતુર્થ જાતિઓમાં જન્મ લઈને તેઓએ મનુષ્યજાતિની ઉન્નતિ કરી છે. આધુનિક વૈવસ્વત મન્વંતરમાં શંતનુથી ગંગાના ઉદરમાં આઠ વસુઓએ ભિષ્માદિક રૂપે, રૂદ્રે શંકરાચાર્ય રૂપે અને આદિત્યોએ બુદ્ધાદિક મહાત્માઓ રૂપે અવતાર લીધાની કથા પુરાણાદિમાં પ્રસિદ્ધ છે. અર્થાત્‌ પુરાણોમાં ઇશ્વરના અવતાર સાથે જે દેવોએ પૃથ્વી ઉપર અવતાર ધારણ કર્યાની કથા કહી છે, તે સઘળા દેવો ઉપરના વર્ગના છે.‡ તેટલાજ માટે તેઓ પિતૃઓ પણ કહેવાય છે, અને શ્રાદ્ધાદિકમાં તે જ કારણથી તેઓનું યજન થતું જોવામાં આવે છે. ઋગ્વેદમાં કહ્યું છે કેઃ—

> आदित्या रुद्रा वसवो जुषन्ते-
> दं ब्रह्म क्रियमाणं नवीयः ॥
> शृण्वन्तु नो दिव्याः पार्थिवासो
> गोजाताः उत ये यज्ञियासो

મં, ૭ સૂ. ૩૫ મં. ૧૪.

" આ અમારા નવીન સ્તોત્રનું સેવન કરનારા સ્વર્ગમાં રહેનાર આદિત્યો, અંતરિક્ષમાં રહેનાર રૂદ્રો અને પૃથ્વીમાં રહેનાર વસુઓ તેમજ બીજા જે સ્વર્ગમાં, પૃથ્વીમાં અને ઉપરના લોકમાં રહેનારા દેવો છે, તેઓ તથા યજ્ઞભાગ સ્વીકારનારા દેવો અમારી આવાહન રૂપ પ્રાર્થના શ્રવણ કરો. "

---

વેદાન્ત સૂત્ર ૧—૩—૨—૮ તથા ઋગ્વેદ ૧૦—૧૨૨—૧ ). કેટલાક વિદ્વાનો આ સાત શબ્દનો અર્થ देवानां भूयिष्ठाः ની પેઠે અસંખ્ય, એવો કરે છે; પરંતુ યદ્યપિ ઋગ્વેદના ૮ મા મંડળના ૨૮ મા સૂક્તના મંત્રો પાછળના મનાય છે, છતાં તે સૂક્તના ૫ મા મંત્રમાં આ દેવોની સાતની સંખ્યા કહેલી છે. તેમ છતાં વેદમાં સાત મરૂતોનાં અથવા સાત રૂદ્રોનાં નામો જોવામાં આવતાં નથી. કદાચ વસુઓનાં અગ્નિ, આદિત્ય, મરુત, ઇન્દ્ર ઉષા, અશ્વિન અને રૂદ્ર—એવાં સાત નામો કહેલાં છે, તે કબુલ કરીએ તો વેદમાંથી વસુઓની સાત સંખ્યા શોધી શકીએ છીએ; પરંતુ તે વિષે આપણે કંઈ નિશ્ચયપૂર્વક કહી શકીશું નહિ. વસ્તુતઃ આપણે એટલો જ સાર ખેંચી શકીએ છીએ કે, ત્ર્યેકાદશની જગ્યાએ ૮ વસુઓ, ૧૧ મરૂતો અને ૧૨ આદિત્યોને આપણે મૂકી શકીએ છીએ; તે ૩૧ દેવોમાં તેઓના બે અગ્રણી દેવોને ઉમેરીને ૩૩ ની સંખ્યા પૂર્ણ કરી શકીએ છીએ. પૃ. ૫૦

તેજ વસ્વાદિ દેવો શ્રાદ્ધક્રિયામાં અપાતા અન્નથી પિતૃઓની તૃપ્તિ કરે છે. શ્રી અચળ દ્વિવેદીકૃત નિર્ણયદીપકમાં કહ્યું છે કે:—

वसुरुद्रादितिसुताः पितरः श्राद्ध देवताः।
प्रीणयन्ति मनुष्याणां पितॄन् श्राद्धेन तर्पिताः॥

" શ્રાદ્ધના અધિ દેવરૂપ પિતૃદેવો વસુઓ, રૂદ્રો અને આદિત્યો છે. તેઓ શ્રાદ્ધાન્નથી તૃપ્ત થઇને જે પિતૃઓને ઉદ્દેશીને શ્રાદ્ધ કરવામાં આવ્યું હોય તે પિતૃઓને તૃપ્ત કરે છે. "

અથર્વવેદ, મનુસ્મૃતિ, દેવલસ્મૃતિ અને યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમાં મૃતપિતાનો દેવતા વસુ, મૃતપિતામહનો દેવતા રૂદ્ર અને મૃત પ્રપિતામહનો દેવતા આદિત્ય કહેલ છે. વિશ્વેદેવોનો અગ્નિનું પણ મુખ કહેવાય છે, અને પિતૃઓના ખાસ રક્ષકો આ દેવગણ છે.

વસ્તુતઃ આ સઘળા દેવો ત્રિલોકીના જીવોની વ્યવસ્થા કરે છે, તેથી ત્રણે લોકો તેઓનું સ્થાન કહી શકાય. તોપણ છાંદોગ્યોપનિષદ્ ( અ, ૩ ખં. ૬–૭ ) માં અંતરિક્ષમાં સૂર્યની પૂર્વે દિશામાં અગ્નિ પ્રમુખ વસુઓનો, દક્ષિણમાં ઇંદ્રપ્રમુખ રૂદ્રોનો, પશ્ચિમમાં વરૂણ પ્રમુખ આદિત્યોનો, ઉત્તરમાં સોમ પ્રમુખ મરૂતોનો અને ‡ઉર્ધ્વદિશામાં બ્રહ્મદેવ પ્રમુખ સાધ્યોનો લોક આવ્યો છે, એમ કહ્યું છે. તે જ ઉપનિષદ્‌ના બીજા અધ્યાયના ત્રેવીશમા ખંડથી સમજાય છે કે, વસુદેવો પૃથ્વીક્ષિત્ અગ્નિનાં, રૂદ્રો અંતરિક્ષક્ષિત્ વાયુનાં, અને આદિત્યો તથા વિશ્વેદેવો સ્વર્ગક્ષિત્ સૂર્યનાં સ્વરૂપો છે. અર્થાત્ એક જ સૂર્ય રૂપ પ્રજાપતિનાં આ જૂદાં જૂદાં સ્વરૂપો હોઇને સ્થાન ભેદે અને કાર્ય પરત્વે તેઓનાં જૂદાં જૂદાં નામો આપેલાં છે.

વસુગણની સંખ્યા આઠ કહી છે. તેઓનાં નામો નીચે પ્રમાણે છે.

धरो ध्रुवश्च सोमश्च अहश्चैवानिलोऽनिलः॥
प्रत्यूषश्च प्रभासश्च वसवोऽष्टाविति स्मृताः॥

" ધર, ધ્રુવ, સોમ. અહઃ, અનિલ, અનલ, પ્રત્યૂષ, અને પ્રભાસ, એવા આઠ પ્રકારનાં વસુઓ છે. "

મત્સ્યપુરાણમાં અહઃ ને બદલે અપથ કહેલ છે, એટલો વિશેષ છે, બૃહદારણ્યકોપનિષદ ( અ. ૩ બ્રા. ૪ મં. ૩) માં અગ્નિ, પૃથિવી, વાયુ, અંતરિક્ષ, આદિત્ય, દ્યૌ, ચંદ્રમા, અને નક્ષત્રોમાં લક્ષ્મીનો વાસ હોવાથી તેઓ વસુઓ કહેવાય છે, એમ કહ્યું છે. શ્રીમદ્ ભગવદ્ ગીતા ( અ. ૧૦ શ્લો. ૨૩ ) માં 'वसूनां पावकोऽस्मि' એટલે 'વસુઓમાં પાવક રૂપ અગ્નિ હું છું.' એમ શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે. અમરકોશમાં વસુ શબ્દનો

‡ જૂઓ Secret Doctrine પૃષ્ઠ ૯૪–૯૫.

કુબેર, અગ્નિ, શિવ, વૃક્ષ, ધન, સૂર્ય. સૂર્યનું કિરણ, તેજ, પ્રભા, જળ, મધુર, શુષ્ક, સુષ્ઠુ, સુવર્ણ, એક જાતનું મૂળ, રૂપું, ક્ષાર, આકડો, એવા અનેકાર્થો આપ્યા છે. એ સઘળાનો પિંડિતાર્થ એજ છે કે-વસુદેવો અગ્નિનું સ્વરૂપ છે; તેઓ પૃથ્વીથી સ્વર્ગ સુધીમાં વ્યાપી રહ્યા છે; પરંતુ પાર્થિવ અગ્નિ, ભુવર્લોક વ્યાપી અપરંતત્વ, અને સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર, તારા તેમજ ધ્રુવ પર્યંત જે મનોરમણીય લક્ષ્મીનો પ્રકાશ પ્રકાશે છે, તે સર્વમાં વસુઓ વ્યાપી રહ્યા છે; એટલે વસુદેવોનું શરીર ત્રિલોક વ્યાપી અગ્નિ તત્ત્વનું જ બનેલું છે. પૂર્વ પ્રકરણમાં મૃત્યુ પામેલ જીવને તુરત ઉર્ધ્વ લોકમાં લઈ જનાર અગ્નિદેવ કહેલો છે, તે અગ્નિદેવ આ વસુ દેવો છે. પૃથ્વી સાથે તેઓ નિકટ સંબંધ ધરાવનારા હોવાથી, જે જીવના મરણનો વિશેષ સમય વ્યતીત થયો નથી તેના રક્ષકો તે જ દેવો ઠરે છે. તેથી જ પિતા, પિતામહ અને પ્રપિતામહના વર્ગમાંથી પિતા રૂપ પિતૃના આ વસુદેવો રક્ષક હોવાથી, તેઓ તેના અધિદેવતા કહેવાય છે.

વસુગણ પછી રૂદ્રોનો ગણ આવે છે. પ્રત્યેક પુરાણમાં રૂદ્રોની ઉત્પત્તિ એકજ પ્રકારે કહેલી છે. બ્રહ્મદેવે સૃષ્ટિના આરંભમાં સનકાદિક ઋષિઓને ઉત્પન્ન કર્યા. તેઓએ સૃષ્ટિ કરવાની ના કહેવાથી બ્રહ્મદેવને ક્રોધ થયો. તે ક્રોધાવેશમાં તપ કરવાથી તેઓની ભ્રકુટિમાં થી આદિ શિવના અંશ રૂપે નિલલોહિત રૂદ્રદેવો ઉત્પન્ન થયા. તે રૂદ્રોએ બ્રહ્મદેવની ઈચ્છાનુસાર પ્રજોત્પત્તિ કરી.* સઘળાં પુરાણોમાં રૂદ્રોની સંખ્યા ૧૧ કહી છે; પરંતુ પ્રત્યેકમાં તેઓનાં જૂદાં જૂદાં નામો આપેલાં છે. પદ્મપુરાણના સૃષ્ટિ ખંડમાં એકાદશ રૂદ્રોનાં નામ-સ્થાનાદિ નીચે પ્રમાણે આપેલ છે.

| સંખ્યા. | નામ. | સ્થાન, | પત્ની. |
|---|---|---|---|
| ૧ | ઋતુધ્વજ. | ઈન્દ્રિયગણ. | ધૃતિ. |
| ૨ | મનુ. | જીવાત્મા. | ધી. |
| ૩ | મન્યુ. | હૃદય. | અસિલા. |
| ૪ | ઉગ્રરેતા. | આકાશ. | ઉમા. |
| ૫ | મહાન્. | વાયુ. | નિયુત્. |
| ૬ | શિવ. | અગ્નિ. | સર્પિષ. |
| ૭ | ભવ. | જલ, | વિલા, |
| ૮ | કાળ. | મહી. | અમ્બિકા. |
| ૯ | મહિનસ | તપ | ઈરાવતી |
| ૧૦ | કામદેવ | ચન્દ્ર | સ્વધ |
| ૧૧ | ધૃતવ્રત | સૂર્ય | દીક્ષા |

*જૂઓ, મત્સ્ય પુરાણ.

ज्योतिष्मन्तस्तु ये देवा व्यापका सर्वतो दिशम् ।
वसवस्ते समाख्याता स्तेषां सर्ग निबोधत ॥

અ. ૫ શ્લો. ૨૦

'જે દેવો તેજસ્વી અને સર્વ દિશામાં વ્યાપી રહ્યા છે, તેઓ વસુઓ કહેવાય છે. તેઓની સૃષ્ટિ હવે તમે સાંભળો.' † જૂઓ, બ્રહ્મપુરાણ. સૃષ્ટિખંડ, અ. ૮

માત્ર કૂર્મપુરાણ (અ. ૧૦) માં તેઓનાં સર્વ, ભવ, રૂદ્ર, ઉગ્ર, ભીમ, પશુપતિ અને ઇશાન-એવાં આઠ નામો આપેલાં છે. બ્રહદારણ્યકોપનિષદ્‌માં (૩-૯-૪), માં કહ્યું છે કે- પુરૂષમાં રહેલા ૧૦ પ્રાણો અને ૧ આત્મા મળી ૧૧ રૂદ્રો છે; મનુષ્યના શરીરમાંથી તેઓ જ્યારે ઉત્ક્રમણ કરે છે, ત્યારે તેઓ રૂદન કરે છે, તેથી તેઓ રૂદ્ર કહેવાય છે. બૃહદ્દેવતામાં શૌનકાચાર્ય કહે છેઃ—

अरोदी दन्तरीक्षे यो विद्यु वृष्टिं ददन्नृणां ।
चतुर्भि र्ऋषिभि स्तेन रुद्र इत्यभिसंस्तुतः ॥

અ. ૨. શ્લો. ૩૬.

" અન્તરિક્ષમાંથી મનુષ્યને વિદ્યુત્‌ના તેજથી પ્રકાશિત કરી જે શબ્દ કરે છે, તેની ચાર ઋષિઓએ રૂદ્ર રૂપે સ્તુતિ કરી છે. "

આ સર્વ ઉપરથી એવો નિશ્ચય થઈ શકે છે કે, રૂદ્ર પણ અગ્નિનું એક સ્વરૂપ છે. વસુદેવોની પેઠે તેઓ ત્રિલોકીમાં વ્યાપી રહ્યા છે, છતાં અંતરિક્ષ તેઓનું વિશેષ સ્થાન છે. અંતરિક્ષનો પ્રધાન દેવતા વાયુ છે. પરંતુ રૂદ્રને શબ્દ કરનાર કહેલ છે. બૃહદારણ્યકો પનિષત્‌માં તેઓને પ્રાણ રૂપ અને આત્મા રૂપ કહેલ છે. પ્રાણ અને આત્મા ચૈતન્ય રૂપ હોવાથી ઈન્દ્રિયો અને શરીરોને પરમાણુઓને તેઓ કંપાયમાન કરે છે. જે રીતે તેઓ શરીરનાં પરમાણુઓને કંપાયમાન કરે છે, તે રીતે તેઓ ત્રિલોકીનાં પરમાણુઓને પણ કંપાયમાન કરે છે; અને તેથી જ તેઓને શબ્દ કરનાર કહેલ છે. તેઓનું સ્વરૂપ માત્ર વાયુનું અથવા માત્ર અગ્નિનું નથી, પણ બન્નેનું મિશ્ર છે; તેથી તે બન્નેના સંયોગથી ઉત્પન્ન થનાર વિદ્યુત્‌નું સ્વરૂપ તેઓનું છે; અર્થાત્ વિદ્યુત્ તેઓનું શરીર વિશેષ છે. અહંકારના દેવતા પણ રૂદ્ર કહેવાય છે. દક્ષ પ્રજાપતિના યજ્ઞનો ભંગ કરનાર પણ આ રૂદ્ર છે. પોતાના પ્રસ્વેદમાંથી વીરભદ્રોને ઉત્પન્ન કરી તેઓની પાસે તેઓએ યજ્ઞનો ભંગ કરાવ્યો છે. તે યજ્ઞમાં પોતાની શક્તિરૂપ ઉમાને અર્પણ કરેલી છે. થીયોસોફીમાં મનુષ્યની સાત જાતિઓ કહેલી છે. તેમાંની પ્રથમ જાતિ ઉદ્‌ભિજ જેવી હતી. તે જાતિમાં અહંકાર અથવા પૃથકત્વ જ્ઞાન ઘણું સ્વલ્પ હતું. દક્ષપ્રજાપતિએ આ જાતિ ઉત્પન્ન કરી હતી. તે જાતિથી મનુષ્ય જાતિનો ક્રમવિકાસ થઈ શકે તેમ નહોતું. તેથી રૂદ્રે પોતાની શક્તિ અર્પણ કરી, બીજી જાતિ ઉત્પન્ન કરી. તે જાતિની વૃદ્ધિ પ્રસ્વેદમાંથી થતી હતી. પ્રજાપતિ કરતાં બીજી જાતિમાં અહંકાર અથવા પૃથકત્વ જ્ઞાન વિશેષ હતું. પ્રથમ જાતિનો નાશ કરી બીજી જાતિ ઉત્પન્ન કરી, તેનો અર્થ દક્ષ પ્રજાપતિના યજ્ઞનો ભંગ કર્યો એમ સ્પષ્ટ થાય છે. તેમ જ બ્રહ્મદેવની આજ્ઞાથી તેઓએ કાર્તિકેય સ્વામી આદિ પ્રજાની પણ ઉત્પત્તિ કરી છે, તેથી તેમ જ યોગ્ય યોગ્ય પ્રસંગે મનુષ્યજાતિમાં જન્મ લેવાથી રૂદ્રદેવો મનુષ્યના પિતૃ દેવો કહેવાય છે.

આદિત્યોની સંખ્યા ઋગ્વેદમાં કોઇ સ્થળે ૬, કોઇ સ્થળે ૭, અને કોઇ સ્થળે ૮ ની આપેલી છે. આદિત્ય હૃદયમાં આદિત્ય, ભાસ્કર, ભાનુ, રવિ, સૂર્ય, દિવાકર, માર્તંડ તથા તપન—એ પ્રમાણે આઠની આપેલી છે.

(ચાલુ.)

માનશંકર વિ. પિતાંબરદાસ મહેતા.

---

# जड के चेतन.

(મળેલું.)

(અનુસંધાન-પૃષ્ટ ૨૩૮ થી.)

સાંખ્ય સિદ્ધાન્ત તત્ત્વપરત્વે પુરૂષ અને પ્રકૃતિ એ બેનો સ્વીકાર કરે છે. પુરૂષને સ્વરૂપ ચેતન, નાના, વિભુ અને અસંગ છે એમ માને છે. અને પ્રકૃતિને સત્વ, રજ: અને તમઃ એ ત્રણ ગુણ યુક્ત જડ સ્વરૂપે સ્વીકારે છે. ગુણો જે છે તે પરસ્પર ઓત પ્રોત રહેલા છે. પ્રકૃતિનો એક પણ પરમાણુ એવો નથી કે કેવળ એકલો સત્વ, રજ: કે તમઃ નો બનેલો હોય પણ એ ત્રીવિધ ગુણ યુક્ત હોય છે. પરન્તુ ગુણો પરસ્પર આ વિર્ભાવ અને તીરોધાનરૂપે પરિણામ પામ્યા કરે છે; અને તેથી કરીને ક્વચિત્ સત્વ તો ક્વચિત્ રજ: અને ક્વચિત્ તમઃ એમ પ્રધાન અને ગૌણપણે જણાય છે.

પ્રકૃતિ સ્વભાવે પરિણામી છે. અને એનો પ્રારમ્ભકાળ તેની વિષમાવસ્થા થવા માંડે છે તે છે. પ્રકૃતિનો સ્વભાવ જ પરિણામી હોવાના કારણે એ અપરિણામે તો રહી શકતી જ નથી કિંતુ એક કાળમાં એનો વિષમ પરિણામ થાય છે, ત્યારે અન્યકાળમાં તેનો સમતામાં પરિણામ થાય છે. સમ પરિણામ કાળે એ પ્રકૃતિરૂપે કહેવાય છે, અને વિષમ કાળે જેટલો ભાગ પરિણામ પામે છે તે વિકૃતિ કહેવાય છે, આ પ્રમાણે કેવળ પ્રકૃતિ, કેવળ વિકૃતિ અને પ્રકૃતિ વિકૃતિ એમ એના ભેદો થાય છે. મહત્‌થી માંડીને સ્થૂલ પંચભૂતો સુધીનો કારણ પ્રકૃતિનો પરિણામ છે તેમ આ વ્યષ્ટિ શરિર પ્રત્યે અંતઃકરણથી માંડી સ્થૂલ દેહ પર્યન્ત એ પ્રકૃતિનોજ ખેલ છે. એમ સાંખ્ય તત્ત્વ વિદો માને છે.

હવે આ સિદ્ધાન્તનો આપણે વિચાર કરીએ. પુરૂષ એ ચેતનરૂપ છે; તેમ વિભુ એટલે આંતર બાહ્ય સર્વ વ્યાપક છે; અને અસંગ છે. કેવળ ચેતનના સિદ્ધાન્તને માનવા

વાળા એટલે કે અદ્વૈત્-વાદીઓ આટલે સુધીનું લક્ષણ પુરૂષ-સ્વરુપે માન્ય કરે છે. દોષ માત્ર નાના રુપે સ્વીકારવામાં આવે છે. કારણ એક વસ્તુને વિભુ માન્યા પછી તેમાં અન્ય વસ્તુનું અસ્તિત્વ માનવું એ અયુક્ત છે. તેમ પુરૂષ કર્તા ભોકતા નથી પણ આપણું અંતઃકરણ જે પ્રકૃત્તિના સત્વ ગુણનું બનેલું છે અને સત્વગુણ સ્વચ્છ હોવાના કારણે પુરૂષનું તેમાં પ્રતિબિમ્બ પડે છે. તેથી અંતઃકરણમાં પુરૂષનો આરોપ થાય છે, અને કર્તા ભોકતા રુપે મનાય છે. પરંતુ વસ્તુતઃ તેમ નથી. પુરૂષ તો અસંગ છે પણ માત્ર અવિવેકથી તેમ માનવામાં આવે છે. શિવાય કર્તા ભોકતા તો અંતઃકરણ છે. હવે એમાં દોષાપત્તિ એ આવે છે કે પુરૂષો વિભુ હોવાથી સર્વનું તેમાં પ્રતિબિમ્બ પડશે. એટલે કયાં પુરૂષનો તેમાં આરોપ કરવો જોઇએ ? અથવા કયા પુરૂષનું તે અંતઃકરણ પ્રતિબિમ્બ ધારણ કરે છે? એનો નિર્ણય કરવો કઠણ થઇ પડે છે. તેમ એનો ખુલાસો થવો પણ મુશકીલ છે. અને તેથી કરીને એકજ ચેતન માનવું એ યુક્તિયુક્ત છે. વળી તેમાં લાઘવ છે અને ઉક્ત દોષાપત્તિથી મુક્ત થઇએ છીએ.

પુરૂષનો વિચાર આ પ્રમાણે કરી હવે પ્રકૃતિનો કરીએ. પ્રકૃતિ એ ત્રી ગુણ સ્વરુપે છે. ગુણોની પરસ્પર વિષમાવસ્થા એ પ્રકૃતિનો પરિણામ કહેવાય છે. સત્વ ગુણ સ્વચ્છ છે અને જ્ઞાનાવધારક છે. રજગુણ ગતિઃ યુક્ત છે. અને વાસનાને ઉપજાવેછે અને તમસ્ગુણ અગતિ યુક્ત છે અને અજ્ઞાન ને ઉપજાવેછે એટલે કે જ્ઞાનને આવરે છે. પ્રકૃતિની સામ્યાવસ્થાનો ભંગ રજસગુણથી થાયછે. અને ત્યાર પછી તે સ્થુલ સૂક્ષ્મરુપે પરિણામ પામે છે. એ પરિણામ શાને માટે થાય છે." તો કહે છે ; કે પુરૂષના ભોગાપવર્ગ માટે, ભોગ એટલે સંસારિક સુખો કિંવા ઇંદ્રયાદિકનાઅનુકુલ વિષયોનો તેઓની સાથેનો સંબંધ અને અપવર્ગ એટલે તત્ત્વ જ્ઞાન; પુરૂષ અને પ્રકૃતિ એ બેજ તત્ત્વોછે. તેમાં પુરૂષ કર્તા ભોક્તા નથી પણ કેવળ પ્રકૃતિ જ છે અને પુરૂષનો અસંગછે. માત્ર અવિવેકથી પ્રકૃતિના કાર્યો પુરૂષમાં આરોપાય છે. એ વિવેક જ્ઞાન તત્ત્વજ્ઞાન કહેવાયછે. અને તે જ્ઞાનથી પ્રકૃતિનો પરિણામ સદા કાળ માટે બંધ પડે છે. અને પુરૂષ ને મુક્તિ મળી એમ કહેવાયછે. વાસ્તવે પુરૂષ તો મુક્ત જ છે, કિંતુ અવિવેકથી તે જણાતો નથી માત્ર વિવેક કાળે જણાય છે. એટલે પોતે અસંગ મુક્ત જ છે એ પણાનું જ્ઞાન થાય છે. અને એ જ તેઓની મુક્તિ મનાય છે.

આનો વિચાર આ પ્રમાણે છે. પ્રકૃતિ પોતે સ્વરુપે જડ છે, તેથી પોતે સ્વયમ્ પરિણામ પામી શકે એ અસંભવિત છે. કારણ કે પરિણામ પામવું એટલે કે અન્યરુપે થવું. અને તેમ થવા માટે ગતિવાન થવું પડે છે. પણ પોતે ગતિ લાવી કયાંથી શકે ! કારણ કે પોતે તો જડ રુપે છે. તેમાં સ્ફુર્તી આવવાની શક્તિ નથી. સ્ફુર્તિ કોણ આપી શકે ? જે ચેતન હોય તે આપી શકે પણ ચેતનત્વ તેમાં છે નહિ. એટલે પોતાની મેળે પરિણામ પામી શકે એ કેવળ અયુક્ત છે. પુરૂષ એને પરિણામ પમાડે છે એમ કહો તો તે સાંખ્ય સિદ્ધાન્તથી દૂર જવાય છે કારણ સાંખ્ય સિદ્ધાન્ત પુરૂષને નિષ્કામ રુપે સ્વીકારે છે. કિંતુ સાંખ્યનો અન્ય દર્શનકાર કે, જે યોગદર્શનકાર રુપે મનાય છે, તે સાંખ્યના ચોવીશ તત્ત્વોને સ્વીકારી અન્ય પચ્ચીશમું ઈશ્વર તત્ત્વ ઉમેરે છે, અને કહે છે કે પ્રકૃતિ ને વિકૃતિમાં આણનાર તેનો

ક્ષોભ કરનાર આ ઇશ્વર તત્ત્વ છે એમ સ્વીકારે છે. કિન્તુ શ્રીઇશના તત્ત્વ સ્વીરુપનો વિચાર કરતાં એ વિચાર અસમીચીન લાગે છે. શ્રી ઇશ્વર આપ્તકામ, નિષ્કામ, સર્વજ્ઞ અને સર્વ હેતુથી રહિત હોઈ સર્વ વ્યાપક છે. તો તેવા પુરૂષને શા અર્થે પ્રવૃત્તિ કરવી પડે. હેતુ વગરની પ્રવૃતિ સંભવી નથી કિંતુ તેવો હેતુ શ્રી ઇશ્વરનો શો હોય ! જો હેતુ હોય તો ઈશ્વરના જે સર્વજ્ઞાદિ લક્ષણો છે તે વ્યર્થ ઠરે છે. તેથી કોઇ હેતુ હોય એ સિદ્ધ થતું નથી. જો એમ કહેવામાં આવે કે જીવોના કાર્યના ફ્લાર્થે તો તે પણ યુક્ત નથી. કારણ કે જીવો કર્મ કરે તેમાં ઇશ્વરને શો સબંધ જે તેને તેઓ માટે પ્રવૃત્તિ કરવી પડે. શું જીવોના કર્મો તેને અનિચ્છાએ પ્રવૃત્તિ કરવી પડે. શું જીવોના કર્મો તેને અનિચ્છાએ પ્રવૃત્તિ કરાવે છે. અને જો તેમ હોય તો કર્મો ઇશ્વરપરે આધિપત્ય ભોગવે છે એમ ઠરે છે જે માનવું વાસ્તવિક નથી. ત્યારે કર્મોના ફ્ળો કેમ મળશે એવો કોઇ પ્રશ્ન કરે. તો તેનો પ્રત્યુત્તર આ સ્થળે પ્રાસંગિક થશે. કિંતુ એક વિચારથી સીદ્ધ થાય છે જે એકની પ્રવૃત્તિ માટે અન્યને પ્રવૃત્ત થવાનુ કારણુ નથી. તેમ ઇશ્વર દયાળુ છે. જીવોને જ્યાં સુખ છે ત્યાં વળી સૃષ્ટિ ઊપજાવી દુઃખ આપવું એ એનું કર્તવ્ય ઠરતું નથી. આથી ફ્લીત થાય છે કે ઇશ્વર પ્રકૃતિને પરિણામ પમાડે એ સિદ્ધાન્ત વાસ્તવિક નથી. ત્યારે હવે પ્રશ્ન એ રહ્યો કે એનો પરિણામ કેવી રીતે થાય છે ?

ઊક્ત પ્રશ્નના પ્રત્યુત્તરરુપે કેટલાકો એવો ઊદ્‌ઘોષ કરે છે કે જેમ અયસ્કાન્ત અને લોહ નજદીક આવતાં એકમાં ચલન અને અન્યમાં આકર્ષક શક્તિ ઊદ્‌ભવી આવે છે તદ્વત્ પુરૂષ અને પ્રકૃત્તિના સમ્બંધ માત્રથી પુરૂષની ઇચ્છા વગર પ્રકૃત્તિમાં ક્ષોભરુપ પરિણામ થવા માંડે છે. આ વિચાર પણ સૂક્ષ્મ અવલોકનથી જોશું તો અયથાર્થ જણાશે, કારણ કે ગમે તેમ હો કેવળ જડમાં ઇચ્છા સભવી શકતી નથી. કોઇની ઇચ્છા વગર ગતિઃ થઇ શકે જ નહિ ઇચ્છા વગર જ સંબંધ માત્રથી ગતિઃ થાય એ માત્ર ઊપલક વિચાર છે. શાસ્ત્રદષ્ય વિચાર નથી. અયસ્કાન્ત અને લોહનો જે દૃષ્ટાન્ત છે તેમાં પણ ગુપ્ત ઇચ્છા રહેલી છે. કોઇએ પ્રતિપ્રશ્ન કરશે કે અયસ્કાન્તતો જડ છે એમાં વળી ઇચ્છા શાની હોય તો તે પણ એક બાહ્ય દૃષ્ટિ છે. સિદ્ધાન્ત તો એ જ છે કે કોઇ વસ્તુ જડ છે જ નહિ. સર્વ ચેતન જ છે અને તે ઇચ્છામય છે અને તે સિદ્ધાન્ત આગળ પરત્વે સમજાશે.

પ્રાચીન કાળે પાશ્ચાત્ય વિદ્વાન ઐસાક ન્યુટને ઝાડપરથી ફલ પડતાં આકર્ષણનો નિયમ શોધી કાઢ્યો કિન્તુ આજના વિદ્વાનો આથી સંતોષ ન પામતાં આકર્ષણ વસ્તુ પોતે શી છે તેનો ખુલાસો જાણવા માગે છે અને તેનો ખુલાસો બારી પદાર્થને પોતા ભણી ખેંચે એ સિદ્ધાન્તથી થતો નથી પણ આ સર્વનો ખુલાસો માત્ર ચેતનના સિદ્ધાન્તથી થાય છે.

આપરથી સમજાય છે કે પ્રકૃતિનો પરિણામ સ્વયમ્ થાય એ સંભવી શકતું નથી તેમ કોઇની ઇચ્છાથી થાય છે તો તે પણ સિદ્ધ થતુ નથી ત્યારે તેના પરિણામનો ખુલાસો કેવી રીતે કરીશું ? એ પ્રશ્ન માટે આપણને જરા ઊંડા વિચાર પ્રતિ જવું પડશે.

પ્રકૃતિ પરિણામ પામે છે એ સત્ય કિન્તુ સૂક્ષ્મ દષ્ટયા વિચારીશું તો જણાશે કે પ્રકૃતિ એટલે દ્રવ્ય-પદાર્થ-અને પરિણામ એટલે ગતિઃ અર્વાચિન પાશ્ચાત્ય તત્ત્વવિદ્ હર્બર્ટ સ્પેન્સરનો સિદ્ધાન્ત અજ્ઞેય વાદ છે. તેનું કહેવું એમ છે કે દ્રવ્ય અને ગતિઃનું જ્ઞાન આપણને થઇ શકે છે. પરન્તુ જેમાંથી એ ઊભય ઊદ્‌ભવ છે તેનો જ્ઞાન થઇ શકતું નથી અને તેથી તે પરમ તત્ત્વને અજ્ઞેય કહે છે.

અદ્વૈત વેદાન્ત સિદ્ધાન્ત પ્રમાણે આગામ તે નેતિ નતિનો ઊદ્ઘોષ કરે છે. કારણ કે દ્રવ્ય અને ગતિઃ જે જ્ઞેય રુપે જણાય છે તે વસ્તુતઃ તત્ત્વ નથી એટલે સત્ય બ્રહ્મ નથી કિન્તુ બ્રહ્મ એથી પર છે, તેઓનું કારણ છે. એ કારણમાંથી એ ઊભય દ્રવ્ય અને ગતિઃ ઉત્પન્ન થાય છે; અને કાર્ય કારણ અભેદ હોવાથી કિં બહુના કાર્ય છે તે કારણ રુપ જ છે એથી વિશ્વ અને તેના સર્વે પદાર્થો ચેતનમય છે એ સ્પષ્ટપણે સમજાય છે. હજી પણ એનો ઉંડા ઉતરી વિશેષ વિચાર કરીશું તો અધિક સ્પષ્ટપણે સમજાશે. પ્રકૃતિના દરેક પરમાણુ ગતિઃ શીલ છે. કિંતુ એ ગતિઃ અતિ મૃદુ હોવાથી આપણી દૃષ્ટિ પથમાં આવી શકતી નથી કિન્તુ વિચાર દૃષ્ટિથી તો સમજાય છે કે દરેક પરમાણુ ગતિ શીલતો છે જ. હવે પરમાણુની ગતિનો જેમ ઊંડો વિચાર કરીશું તેમ તેમ દ્રવ્ય પદાર્થ અદૃશ્ય થતું જશે અને કેવળ ગતિઃ જ દ્દષ્ટમાં આવશે. અને જે પદાર્થ—દ્રવ્ય-રુપે જણાય છે તે માત્ર ગતિઃનું જ એક રૂપાન્તર છે એમ જણાશે. આ પ્રમાણે વિશ્વ કેવળ ગત્યાત્મક છે એમ દર્શાય છે. અને આર્ય ઋષીઓ સંસારને આજ પ્રમાણે વીલોકેલ છે. સંસાર નામજ ગત્યાત્મક છે. સરિત્ સમ વહ્યા કરે એ સંસાર. વળી તેને ધનુષ્યમાંથી છુટેલા બાણ સમાન ગત્યાત્મક માને છે.

ગતિઃ નો આટલો વિચાર કર્યો કિંતુ એ પોતે શી વસ્તુ છે, તેનો વિચાર હવે કરવો રહ્યો. ગતિઃ એ કોઇ વસ્તુ તો નથી જ એટલે કે દ્રવ્ય રુપ નથી. ત્યારે એ શું છે? એક દ્રવ્ય એક સ્થળેથી અન્ય સ્થળે જાય તેની ક્રિયાને ગતિઃ કહેવામાં આવે છે. અને એ ક્રિયા ઇચ્છાથી થાય છે. કારણ કે ઇચ્છા વગર ક્રીયા થઈ શકે નહિ. પણ જ્યાં દ્રવ્ય નથી ત્યાં ક્રીયા કેવી રીતે થાય. તો ત્યાં કેવળ ઇચ્છા જ થાય. ઇચ્છા એ જ દ્રવ્ય અને ઇચ્છા એ જ ગતિઃ આ પ્રમાણે ગતિઃ ઇચ્છામય થઇ ગઈ. સૃષ્ટિગત પદાર્થો ઈચ્છા રુપ છે. સૃષ્ટિ પણ ઇચ્છા રુપ છે. ઉપનિષદો પણ એજ ઉદ્ઘોષ કરે છે કે જગત્ બ્રહ્મરુપ છે. બ્રહ્મની ઇચ્છારુપ છે તો તે યથાર્થ છે એમ સૂક્ષ્મ અવલોકનથી જણાય છે. **एकोहम बहुस्यामि प्र श्रुत्यर्थ** રહસ્ય આથી સારી રીતે સમજાય છે. ઇક્ષણ ચેતનમાં થઇ શકે છે. અને એથી જ સૃષ્ટિ ઉદ્ભવે છે.

હવે એક અંતિમ્ પ્રશ્ન રૂહે છે તે એ છે કે બ્રહ્મ નિષ્કામ છે તેને વળી કામના—ઇચ્છા–શાની થાય. અને એક જ બ્રહ્મ અનેક રુપે કેમ થઇ શકે? જ્ઞાતા જ્ઞેયરુપે કેમ થાય, દૃષ્ટા દૃશ્યરુપે કેમ થાય? એ પ્રશ્નનો પરિહાર એ છે કે બ્રહ્મ જે છે, તે સત્ અને ચિત્ એમ બે રુપે છે. બે રુપે એટલે કે જુદા જુદા રુપે નહિ, પણ એ બે એક જ રુપે છે. જેમ અગ્નિમાં દાહક અને પ્રકાશક એમ ઉભય શક્તિ સાથે જ હોય છે તેમ, કારણ કે ચિતમાં જો સત્વ ન હોય તો તે ચિત્ સત્વ હીન થઇ ચિત્ રહી શકતું નથી. તેમ કેવળ સત્ જો ચિત્ રુપે ન હોય તો એ સતની સ્વંતતા સીદ્ધ થઇ શકતી નથી. આમ એકલાની સ્થિતિ નથી. પણ ઉભયની સાથે સ્થિતિ છે.

બ્રહ્મ સચ્ચિદાનન્દ છે એમ જે શાસ્ત્રો પ્રબોધે છે તે યથાર્થ છે. વિશ્વમાં જે આનન્દ

જણાય છે, તે પણ તેમાંથી આવિર્ભાવને પામે છે. અને નામ રુપ એ તેની ઇચ્છા છે ઇચ્છા સાધાન્ત છે. અને પોતે અનાધનન્ત છે. જે જે જ્ઞેય, દશ્ય રુપે જણાય છે તે સર્વ સદંશનો પરિણામ છે. અને જે જે જ્ઞાતા અને દ્રષ્ટારુપે જણાય છે તે સર્વ ચિદંશનો પરિણામ છે. આ પ્રમાણે બ્રહ્મ એ ઉભય અંશાત્મક નિરુપાય છે. હવે નિષ્કામતાનો પરિહાર એ છે કે બ્રહ્માભિન્ન બ્રહ્મને જ આશ્રયે રૂહેલી અનાદિકાળની વાસના છે; અને તેજ કામના રૂપે સ્ફૂરે છે. કિંતુ શુદ્ધ બ્રહ્મ પોતે નહિ. એને શાસ્ત્રીય રીત્યા અવિદ્યા, માયા ઇત્યાદિ નામથી વ્યવહરે છે. અને એની શક્તિ વડે જ બ્રહ્મમાં કામનાનો આરોપ થાય છે. કિન્તુ વસ્તુતઃ બ્રહ્મમાં તે નથી જ. આ સર્વ વિચાર વિવર્તવાદથી સમજાય એમ છે* આ સર્વ વિચારથી એક જ કેવળ અદ્વિતિય ચેતનની જ સિદ્ધિ થાય છે, અને તે જ સત્ય છે.

પુરૂષોત્તમ દ્વારકાંદાસ.

---

* સુદર્શનના આજ વર્ષના છઠાંકમાં પૃષ્ટ ૧૬૫ માં બ્રહ્મ (પરિણામ અને વિવર્ત) એ મથાળા નીચે એ વિવર્ત વિષય સવિસ્તર ચર્ચવામાં આવેલ છે.

અદ્ભુત

કૌવત આપનારી.

# આતંકનિગ્રહ ગોળીઓ

કિંમત ગોળી ૩૨ ની ડબી ૧ નો-રૂ. એક.

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી**

માલેક આતંકનિગ્રહ ઔષધાલય.

હેડ ઑફિસ.

જામનગર—કાઠિયાવાડ.

બ્રાંચ ઓફીસો.

૧ મુંબઈ.—કાલબાદેવીરોડ.
૨ કલકત્તા—હેરીસનરોડ.
૩ પૂના સીટી—બુધવાર પેઠ.

એજન્સી.

૧ વડોદરા—રાવપુરા,
૨ અમદાવાદ—રીચીરોડ,
૩ સુરત—ઝાંપા બજાર,

---

## અભિપ્રાયો

આંતકનિગ્રહ ગોળીઓએ જાદુઇ કામ કર્યું છે.

અનંતરાવ એબોટાબાર

આંતકનિગ્રહ ગોળીઓ વાપરવાથી રમાં શક્તિનો વધારો થાય છે.

સન્યાસ્તાનુ મૂર્તી દ્રક્ષરમણ

તમારી ગોળીઓએ મને નવી જીંદગી આપી છે. કે બલાજીરાવ નીકાડાતોલ

અભિપ્રાય પ્રમાણે તમારી આંતકનિગ્રહ ગોળીઓ અમૃત છે,

અનગંટી પી. પેનાકોન્ડા

આતંકનિગ્રહની ઘણી ડબીઓ મેં તથા મારા સ્નેહીઓએ ખાધી છે અને તેઓ તથા હું એકી જીભે તમારા વખાણ કરીએ છીએ.

અકબરઅલી પીરભાઇ સુરત

આપની આંતકનિગ્રહ ગોળીઓએ મને અમૃત તુલ્ય ફાયદો કર્યો છે.

છગન હુંસજી કેરીયા.

આપની આંતકનિગ્રહ ગોળીઓથી ધાતુપાતનું દરદ મટયું છે. ઉંઘ આવે છે દસ્ત સાફ આવે છે, ભૂખ લાગે છે વગેરે વગેરે ફાયદા જણાયા છે.

માસ્તર લક્ષ્મીશંકર બાપશંકર બારોદ.

આંતકનિગ્રહ ગોળીઓએ ધાર્યા કરતાં વિશેષ કામ કર્યું છે.

સૈયદ અકબર પાદશાહ કોનર.

આંતકનિગ્રહ ગોળીઓનો ફક્ત એક અઠવાડીયું ઉપયોગ કરવાથી મારૂં શરીર તમામ તંદુરસ્ત થયું છે.

લ્યનારાયણ નંદકિશોર કામાપોર

તમારી દવા (આંતકનિગ્રહ) થી મને ઘણી શક્તિ આવી છે. એ દવા આ પૃથ્વીપર એકજ કલ્પ વૃક્ષજ છે.

મ. ચત્રગરજી કૈ ૧ દેશમુખ બાદોલે

આંતકનિગ્રહ ગોળીઓથી હું નવો અવતાર આવ્યો છું. એ ધાતુપુષ્ટીની દવા બહુજ અક્

મવાઇમીંહ ઈંડેરામ સગતાપુર

તમારી ગોળીઓમાં દૈવી શક્તિ સમાયેલી છે. જી. એસ. રત્નાગેલું. મૈસોર

---

R. No. B. 764

આદ્યતંત્રી.
કૈ. સાક્ષરમાર્ગ પ્રવાસી.
સાહિત્ય મણિલાલ નભુભાઈ
દ્વિવેદી.

# સુદર્શન.

મન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ., એલ. એલ. બી.

(ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

"सत्य परं धीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૩, અંક ૧૧. ] (માસિક) [ અગષ્ટ ૧૯૦૮. ]



અમદાવાદ—યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લીમીટેડ.

## લવાજમ

લવાજમ અગાઉથી લેવાનો અમારો રિવાજ છે એવું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ હશેજ. હવે તેના બાર માસ થવા આવ્યા છે. લવાજમ તુરત મોકલી આપશો.

## સુચના. વ્યવસ્થાપક.

પ્રેસ બીજા કામમાં ધણું લાગવાથી આ અંક મોડો થયો છે. હવેથી જલદી થશે.

## तैयार छे.

स्व. मणिलाल नभुभाइ कृत सिद्धान्त सार कींमत रु. ३—०—० त्रण अने नारी प्रतिष्ठा कींमत आठ आना ए बे गुजराती पुस्तकोनी बीजी आवृति हमणां बहार पडी छे.

मळवानुं स्थळ सुदर्शन ओफिस. नडीयाद अथवा अेन. अेम. त्रीपाठी—कालबादेवी रोड मुंबइ.

| सिद्धान्त सार. | नारी प्रतिष्ठा. |
|---|---|
| ( बीजी आवृति. ) | ( बीजी आवृति. ) |
| ( मोटा टाइप सारा कागळ पाकु पुठुं. ) | ( बाळबोध टाइपमां सारा कागळ. ) |
| ( कींमत रुपीआ ३—०—० ) | ( कींमत रुपीआ ०—८—० ) |

R. No. B. 764

# સુદર્શન.

આદ્યદ્રષ્ટા.
એક અભેદમાર્ગ પ્રવાસી.
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઇ.
દ્વિવેદી.

મન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ એલ. એલ. બી

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર. )

"सत्य परं धीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૩, અંક ૧૨. ] (માસિક) [ અગષ્ટ ૧૯૦૮. ]

## પરવા.

( મળેલું. )

ગઝલ-ભૈરવી.

દરકારના દિલબર ! હવે કંઈ આ જિગરને કોઇની,
ગફ્રાઓ કે રફીકોની, રહી પરવા કશી ના કોઈની ! દર૦
હરામી બેહયાઇના, જખમ સડતા યહ્ સીનામાં;
મગર તેનેય મરૂહમની, રહી પરવા કશી ના કોઇની ! દર૦
ખરો યહ્સાન આલમમાં, પડ્યું સુરદું જબાને છે,
જિગરથી જીવતો ના તો, રહી પરવા કશી ના કોઈની ! દર૦
વફાઇ બેવફાઇની, કદર ના ક્યાંય ભાળી તો;
દરદ દિલ આ જવાનીએ, રહી પરવા કશીના કોઈની ! દર૦
દીવાનાની દીવાનાઇ, ખુદા ધરની ખરી બારી,
જણાઈ રાહ જોતાં ત્યાં, રહી પરવા કશી ના કોઈની ! દર૦
મને મસ્તાન, માલિકે, સનમ સુર વાંસરી વાઇ,
ખરો રસ્તો બતાવ્યો જ્યાં, રહી પરવા કશી ના કોઇની ! દર૦
કુચયૂ જાનાંની આંખીમાં, દીઠો દારયૂ સનમ હાવાં;
તહીં પેસું પછી તો બસ, રહી પરવા કશી ના કોઇની ! દર૦

—

'મર્જવિહારી.'

## ॥ ॐ श्रीं ॥

# ॥ सांप्रत आर्य श्रुति. ॥

અથવા

## હાલનું સંભાષણ.

(મળેલું.)[1]

( અનુસંધાન પૃષ્ટ ૨૦૦ થી. )

*     *     *     *     *

"રે સુભાગી વિનિત વીરસૂ! દેવી! ત્હું બાલકોના;-
ઉરો વિશે ઉર્દીર્યાં દિશમાં ના દીઠા દોશ ક્યાંમાં;
ધન્યા દેવી તુજ હૃદયને ધન્ય એ બાલકોને,
જેણે ત્હારા યજન વ્રતને છે ગણ્યું શ્રેષ્ઠ નિત્યે." ૮૧.

"ધીરા થા ત્હું* પથિક! હમણાં જોઇ લે દિશ પ્રાચી,
જેમાં મ્હોટો કલરવ થતો આજ દિગંત વ્યાપી;
ત્હેમાં ત્યાંનાં સમષ્ટિ ઉરનાં ધીટતા ન્યાય ભક્તિ,-
સાથે કેવી મુજ યજનની રીતિઓ છે ગવાતી! ૮૨

જોજે વ્હાલા! તહીં વિકસતા વીર શ્રી ધી રસેલા,
સાધુતામાં વિપિન સરખા તાપ-ત્રિ સેવનારા;
મ્હારા માટે જિવિત નિજનાં અર્પીને એકતાળા,
ગાને માને યજન યજતા ઉભલા દૃઢ દાંના!" ૮૩

---

૧ આ લેખનો કેટલોક ભાગ મ્હેં વસંતના તંત્રીપર મોકલાવેલ, જેમાંથી કેટલોક વસંતમાં તથા કેટલોક સુદર્શનના ચાલુ પુસ્તકમાં છપાયલ છે. વાચકને પોતાને આખો લેખ સમજવાને સરલ થાય માટે વિનતિ કરવામાં આવે છે કે * * * ખાલી બતાવેલ ભાગોમાં અનુક્રમે ચાલુ સુદર્શનના અંક ૬ તથા ૮ નાં કાવ્યો વાંચવા ઉમેરી લેવાં.

"એક ગુર્જર આર્ય પુત્ર".

* હજુ સુધી "ત્હું" એવું રૂપ વપરાશમાં આવ્યું નથી, પરંતુ આ લેખકનો "ત્હું" એમ લખવાનો આગ્રહ હોવાથી તેમ રહેવા દીધું છે.— તંત્રી.

"દેવી ! ત્હારા મધુર હૃદયી પ્રેમના જોમવાળો,
આ ધેરો કે વીર રસ ભર્યો સુર પ્રાચી દિશાનો;
ગાને ઘૂમી મુજ હૃદયને નિજનું ગાન આપી,
વાણી વીણા સુર ધુરવતો આમ-આ મુખ આવી" ૮૪

* * * * *

"ભાવોદ્રેકે મુજ યજનમાં આજ એ સર્વ પ્રાચી,
આ સુતાનાં જિવન બચવા બોધતા બોધવાણી;
ત્હેમાંથી કે રુધિર વહનો દોડીને દેશમાંહે,
ચોપાસાના મલિન પવને શુદ્ધતા લાવતાં છે. ૧૧૨

જે જોઇ તે તદપિ ન તહીં ઉઠવા કાજ આતા,
તે તો મોંઘા વીરલ હૃદયે હોય તો ક્યાંક હો હા;
કિંતુ હું તો તુજ હૃદયને શાંતવા આ અવાચી,—
દિશા દેશે નજર કરી ગા ગાન ત્યાંનું ગજાવી. ૧૧૩

જોજે વ્હાલા પથિક ! તહીં છે શાંત સુજ્ઞાનવાળા,
વીરો મ્હારા યજન વ્રતમાં પૂર્વનો ભાવ જોતા;
ત્હેના ત્હેવા હૃદયહૃદના સુર સાકાર વ્હેતા,
શ્રદ્ધા સાથે શ્રવણ કરીને મૂકય હું મુખ ત્હારા.', ૧૧૪

"ઓ દેવી ઓ ! જગ સકળને જ્ઞાન-સુજ્ઞાન દાતા,
વીરો ત્હારા ઉર ગજવતા સૌ અવાચી દિશાના;
છે ઉભા કે નિજ હૃદયથી યાચતાં ક્ષેમ ત્હારૂં,
જે આ સૃણી પ્રગટ ધરૂં હું શકું ત્હારે રસાળું ! ૧૧૫

શ્લોક.

આર્ય ભૂમિ ! જયો ત્હારા, ભૂતને વર્તમાનના;
ઉરે આવી સરે આજે, પ્રેમ સંકુલ ગાનમાં. ૧૧૬

વસંતતિલકા.

ચૂસાવી ક્ષીરં તુજનું અમને ઉછેરાડે,
ઝુલાવી દેહ તુજનો અમને રમાડે;

એ માતૃપ્રેમ તુજનો અમ ઉર આવી,
નિત્યે પૂરે વદનમાં "જય આર્યભૂમિ." ૧૧૭

શોભી ઉભાં અમ ખર્ષાં તુજ ધૂળ માંહી,
પામી પ્રમોદ સઘળા તુજ:પેય પામી;
લેઇ સુજ્ઞાન નવલું તુજ જ્ઞાન ગાઇ,
એ સર્વ કાર્ય જણવે "જય આર્ય ભૂમિ." ૧૧૮

જેનાથકી જનનીને પયપાન પામી,
તે માત પેય સઘળું તુજથી નિહાળી;
ત્હું માત માત અમની ખરી એમ જાણી,
પ્રેમે સરે વદનથી "જય આર્ય ભૂમિ." ૧૧૯

ત્હારા રૂડા ગિરિવરો નવ-રત્ન કોટિ,-
દઢાશ્રયે નિત રહ્યા નિજથી બતાવી;
સૌ આત્મતા સદયતા અમની ખીલાવી;
પ્રીતે ધરે સ્મરણમાં "જય આર્ય ભૂમિ." ૧૨૦

ત્હારી સુરમ્ય સરિતા દુહિતા અમોને,
આપી રૂડા નવ રસો સુધીંદા બનીને;
રાખી સદા રતિ પૂરે રતિમાં રમાડી,
ઊંડું ધરે હૃદયમાં "જય આર્ય ભૂમિ." ૧૨૧

ત્હારાં તરૂં વિવિધ રમ્ય સુરમ્ય માડી!
ઉદાસ ભાસ સઘળો ઉરથી નસાડી;
આપી સુમોદ મૃદુતા રતિથી રસાળી,
પ્રેમે પૂરે હૃદયમાં "જય આર્ય ભૂમિ." ૧૨૨

ત્હારી મૃદુવનલતા રતિરંગ ઘેલી,
લાંબા કરો કરી ઉરે સહકાર બાડી;
ત્હારાં ગૃહસ્થ ગૃહનાં રસસત્ર દાખી,
દાંપત્ય જ્યોત જણવે "જય આર્ય ભૂમિ." ૧૨૩

જે નેમ પૂર્ણ વરવા ન ભૂગોળ બાળી,
તે નેમ પૂર્ણ વરવા તુજમાં નિહાળી;
એ ધર્મ પ્રેમ પૂંજિતા તુજરૂપ જાણી,
પ્રીતે સરે વદનથી "જય આર્ય ભૂમિ;" ૧૨૪

પાણી મધુર તુજનું ઉર પાણી આપી,
જાતીય પ્રાણ જિવને અમને અદ્યાપિ;
રાખી રહ્યું જગતમાં જગ તે નિહાળી,
પ્રેમે સરે હૃદયથી "જય આર્ય ભૂમિ." ૧૨૫

ત્હારાં સુક્ષેત્ર રસઘોધ અઘોઘ શોષી,
પીયૂષ પૂર્ણ જિલનાજ અમૂલ્ય આપી;
સપ્રેમ બ્રહ્મપદ પારસને બતાવી;
મૂકે રૂડા રસરવે "જય આર્ય ભૂમિ." ૧૨૬

ત્હારૂં ન હોય કદી હોય પયોધ એવું,
આકાશ નિત્ય અમને શ્રુતિ જ્ઞાન દેતું;
પ્રારબ્ધ ખેલ સુખ દુઃખ વૃથા દહાવી,
માયા ભખે ઉર ભરે "જય આર્ય ભૂમિ" ૧૨૭

ત્હારાં અનિલ વહનો અમ રોગ ટાળી,
આપી સદા મનતને નિજ વીર્ય ભારી;
સંસાર સાર વિષયે નીતિમાન સ્થાપી,
શોભાવી ભાવિ:વદવે "જય આર્ય ભૂમિ" ૧૨૮

માડી! ત્હું તેજ ઉર તેજ બની અમારા,
આર્યત્વ રૂપ તુલસી દલ પોષનારા,–
પ્રેમે પડી જગતમાં નિજ પ્રેમ પૂરી,
વંદાઇ નિત્ય વદવે "જય આર્ય ભૂમિ." ૧૨૯

ત્હારા—ત્હું અંક રમતમાં જડ ચેતનાદિ,
આનંદ પૂર્ણ રસમગ્ન કલોલ વાડી;
સંતોષ સુખ શરણે અમ ઉર ઢાળી,
નિત્યે ધરે મનનમાં "જય આર્ય ભૂમિ. ૧૩૦

ત્હારા ગીતામૃત રસ્યા રસધર્મ માડી!
નિત્યે સુભક્તિ અરપી પ્રણવે ડુબાડી
અદ્વૈત જ્ઞાન હ્રદમાં ઉર દ્વૈત બાળી,
વિશુદ્ધ વાસ વસવે "જય આર્ય ભૂમિ." ૧૩૧

દેવી! ત્હું સત્ત અમ ઉર સદા વિરાજી,
सत्यात् नास्ति अन्यं धर्म સુધા પીવાડી;

ઐહિક સુખ સુરલોક સમું સુહાવી,
મસ્તાન તાન રસવે "જય આર્ય ભૂમિ." ૧૩૨

દેવી! ત્હું દેહ દીપિકાવત્ દેવદૂતિ,—
આદિ બહુ પતિપરાયણ દિવ્ય મૂર્તિ;
આજે રહી અમગૃહે ગૃહને દીપાવી,
તે તેજ તત્ત્વ જેણુવે "જય આર્ય ભૂમિ." ૧૩૩

ત્હારે ઉરે ચનગન્યાં બહુ રાજ રત્નો,
રામાદિ શ્રેષ્ઠ જગ પોષક વિષ્ણુ રૂપો;
ત્હેનાં સુન્યાય સમતા સુખ ઉર લાવી,
ગાતાં નમી ચરણ ત્હું "જય આર્ય ભૂમિ. ૧૩૪

વાલ્મિક વ્યાસ ઉરમાં ઉર ત્હું અમારી,
પ્રાચીન પૂર્ણ ગુણ ગૌરવ આંખ્ય આવી;
અત્યંત પ્રેમ નીતિ ધર્મ દયા રસોથી,
અંબુજ ઉર દ્રવવે "જય આર્ય ભૂમિ." ૧૩૫

વેદાંત પ્રઠ વીર શંકર માત! ત્હારો,
સૌ ઉર એક કરતો રસ રત્ન કયારો;
શિષ્ય પ્રશિષ્ય નિજથી નિજ સૌ બનાવી,
તત્ત્વજ્ઞ તત્ત્વ જણવે 'જય આર્ય ભૂમિ." ૧૩૬

માડી! ત્હું પુત્ર સુરવંદ્ય સમા દધીચી,—
આદિ ઋષી ગણ ગુણો શ્રુતિ ખ્યાત સણી;
ત્હેનાં જ બાળ અમને પરતંત્ર બેડી;—
જોઈ સલજ્જ ભજિયે "જય આર્ય ભૂમિ." ૧૩૭

ત્હારા વિના અખિલ આ જગ શું નિહાળી,
ત્હારા વિના કવણનાં અગ ગાન ગાઇ;
ત્હારા વિના અવર ના અંમ ચિત્ત લાવી,
ગાઇ સુનેત્ર નિરખી "જય આર્ય ભૂમિ." ૧૩૮

ઓવારી ત્હું પ્રીતિ પરે અમ સૌ ઉરોને,
ખોદી ઊંડાં બહુ રચ્યાં રસ મૌક્તિકોને;—

કઢાડી સુનેત્ર કરથી તુજને વધાવી,
લેઈ સપ્રેમ મોંહડાં "જય આર્ય ભૂમિ." ૧૩૯

ત્હારી સુપ્રાચ્ય નીતિમાં અમ નેત્ર વાળી;
દેખાડય દિવ્ય તનડું તુજનું પ્રતાપી;
જેથી ત્હું ભુત સુખડાં વર્તમાન લાવી,
ગાઇ સદા ગરવથી "જય આર્ય ભૂમિ." ૧૪૦

ત્હારા હિમાચલ પરે [1]સુર સૈન્ય મુખી,
બેઠો સમાધિ મહીં તે વિનવી જગાડી;
ત્હું ભાગ્ય શ્રેય અમનું અમ એજ ચાહી,
જેથી દીપે જગતમાં "જય આર્ય ભૂમિ." ૧૪૧

શ્લોક.

ફરી શ્રેષ્ઠ જયો ત્હારા, સદ્દિપટ સોહાવવા;
હિમાચલે હાક મારી, કાર્ત્તિકેય જગાડય મા ! ૧૪૨

મંદાક્રાંતા

દેવી ! ત્હારા ધીર હૃદયના ગાન ગાતા સુપુત્રો,
આત્મ શ્રદ્ધા તુજ શરણમાં સોંપતાં પ્રેમ સૂત્રો;
દાક્ષિણ્યાદિ ઉજવળ ગુણો સોહવી એ અરાગી,—
દિશા દેશે જય વિજય ત્હું યાચતા ઉર દાગી." ૧૪૩

"હા, પંથી ! એ મુજ ઉપરના પ્રેમને એમ પૂછ,
તે સાથે જે ફરજ નિજની તે ખરી તે બજાવી;
કર્મો મર્મો અનન્યપણથી ઈશ શર્ણે સમર્પી,
બંધાબંધે રહિત મનડે છે રહ્યા ખેલ ખેલી. ૧૪૪

સા સોહાગી હૃદય સરિતા ત્યાં ઊંડે વ્હેણ વ્હેતી,
દેખાયે છે નજર કરતાં કૈંક આછી રૂપેરી;
કિંતુ વ્હાલા પથિક ! હમણાં સત્ય ત્હું આ પ્રતીચી,—
દિશા કેરા રમણિક સુખો જે ખરા રાજયોગી ! ૧૪૫

એ દિશાએ ભીષમ ભડ હું ભાણુ શૈયા સનેશો,
બોધે છે સૌ જન હૃદયને દેશ સુરાજ્ય ધર્મો;
એ બોધે તો અમિત ગુણદા કૃત્યની વાસ વાસી;
ધીમો ધીમો પવન વહતો જો રૂડો રાજદ્વારી. ૧૪૬

---

૧. દૈવી સંપત્તિને દોરનાર કોઇ અગમ્ય સત્વ-કાર્તિકેય-અથીમત.

એ યોદ્ધાનાં પ્રકટ જિવને સૂતલાં આ ત્રિપૂટી,
અંગો વિશે રુધિર વહીને છે રહ્યું જીવ ધારી;
એના એ હું તનય તનને ઉદરે ધારનારી,
માના હુંથી જનમી તદપિ તે ખરી દેવનારી. ૧૪૭

એ યોદ્ધાનાં વચન ચૂમતાં ઉર આંખ્યે ઉતારી,
બેઠેલા જો પથિક ! મુજના બાલ બે દેશ રાગી;
જેનાં આંસુ અખિલ રસદા દેશ સુપ્રેમ ભક્તિ,—
અર્પી, ત્યાંના સમષ્ટિ ઉરમાં શું રહ્યાં જો ગજાવી "? ! ૧૪૮

" હા, દેવી ! એ પ્રતિર્યાં દિશમાં આંખ્યને માંડતામાં,
રોમાંચોથી પુલકિત બની ઉરને અંગ મ્હારાં;
પ્રેમાશ્રુથી દ્રવિત સ્રવતા શાંતિના પૂર વ્હેળા,
વ્હેવાડી હું પ્રણય સદને અર્પતાં કૈંક જાણ્યાં ! ૧૪૯

શું અર્પે તે ખબર મુજને ના પડે કાંય ત્હોયે,
આનંદોની અપરિમિતતા એ હશે એમ લાગે;
કાંકે ત્હેમાં હૃદય મુજનું વિશ્વથી વિશ્વ ઊચાં,—
જોઈ, જાણે પીયૂષ લહરે રાચતું હોય શું ના ? ! ૧૫૦

બો સુભાગી ! વીર તનયની માત, ત્યાં ભીષ્મ ત્હારો,
ગોપાલાદિ ચિત્ત યજનથી રાચતો દિવ્ય વ્હાલો;
સુરેન્દ્રાદિ સુભટ ગણુને ઉરથી ઉર પાતો,
વીરો વચ્ચે વીર શયનમાં સૂતયો વીર પ્યારો ! ૧૫૧

આભે ઊભી સુર રમણીઓ સુર સ્વામી વિસારી,
સુવસ્ત્રોમાં અમર વનનાં પુષ્પના હાર ઢાંકી;
હું વ્હેલી હું પ્રથમ મુજનો પ્રાણુ એથી સુહાવી,
રાચું એવી હૃદય મમતા પૂરીને આંખ્ય માંહી, ! ૧૫૨

તે વચ્ચે ત્યાં, સમષ્ટિ ઉરનો સુર સુશાંત ધીરો,
સૌરાષ્ટ્રોના સતત ઉન્નતિ વ્હેણનું વ્હેણ પ્યારો;
કાર્યો કાર્યે હૃદય હૃદયે જ્ઞાન ગુંજે ભરેલો,
મીઠો મોઘો ભીષ્મ ઉરથી ઊડતો આ રસાલો ! ૧૫૩

( આગળ ચાલુ. )

" એક ગુર્જર આર્યપુત્ર. "

# । ब्राह्मसर्ग. ।

( ભળેલું. )

( અનુસંધાન—ગતાંકથી )

પ્રહર—प्रहियतेइति । * પ્રહરનાં રાત્રી દિવસ થાય છે, પણ ઉપર ૪ પ્રહરનો ૧ યામ લખેલ છે, માટે તે યામ એટલે માત્ર દિવસ જ છે. એ રીતે જોતાં ઉપર જે ૧ યામનાં કલાક, મિનિટ, સેકંડ, એ ત્રણે જેટલાં જેટલાં આપેલાં છે તેથી અરધાં ગણવાં. વળી એમાં ૨૩ ઘટીનો ૧ યામ કહેલો છે, પણ ઘડી ૬૦ નો યામ ( દિવસ રાત્રી ) મળીને જ્યોતિષે ગણેલ છે, માટે મુહૂર્ત પણ જે ૧ યામનાં ૬$\frac{1}{2}$ છે ત્યાં રાત્રી ગણતાં ૧૩ થાય, અને એ રીતે એકલા દીવસની ૩૦ અને રાત્રી દિવસ મળીને ૬૦ ઘડી મળી રૂઢ્રેછે. આત્ર ૪ પ્રહર પણ એકલા દિવસનાજ ગણેલા છે.

૧ પ્રહર=૧$\frac{1}{2}$ મુહૂર્ત=૨$\frac{1}{2}$ નાડી=૨$\frac{1}{2}$ ઘડી=૨$\frac{1}{2}$ દંડ=૩ કલાક=૧૮૦ મીનીટ=૧૦૮૦૦ સેકંડ=૩૯$\frac{3}{2}$ લઘુ=૩૯$\frac{3}{2}$ કલા=૫૯૦$\frac{1}{2}$ કાષ્ઠા=૨૯૫૩$\frac{1}{2}$ ક્ષણ=૮૮૫૩$\frac{3}{2}$ નિમેષ=૮૮૫૯$\frac{3}{2}$ માત્રા =૨૬૫૭૮$\frac{1}{2}$ લવ=૧૫૭$\frac{1}{2}$ પલ=૯૪૫૦ વિપલ=૭૯૭૩૪$\frac{3}{2}$ વેધ=૭૯૭૩૪૩૭$\frac{1}{2}$ ત્રુટિ= ૨૩૯૨૦૩૧૨$\frac{1}{2}$ ત્રસરેણુ=૭૧૭૬૦૯૩૭$\frac{1}{2}$ એકમ=૩૫૮૮૦૪૬૮$\frac{3}{4}$ દ્વયણુક=૧૮$\frac{3}{4}$ પ્રાણુ= ૧૪૩૫૨૧૮૭૫ પરમાણુ.

પક્ષ—पक्ष्यते परिगृह्यते देवपितृकार्यार्थिभिः यद्वापक्ष्यते चंद्रस्य पंचदशानां कलानामापूरणं क्षयोवायेन । यद्वापणते इति । ૧૫ અહોરાત્રનો કાલ. તે બે પ્રકારનો છેઃ પૂર્વપક્ષ (પ્રથમ ૧૫ દિવસ )નો શુકલપક્ષ અને અપરપક્ષ ( બીજા ૧૫ દિવસ )નો કૃષ્ણપક્ષ કહેવાય છે.

૧ પક્ષ=૧૫ યામ*=૧૨૦ પ્રહર=૧૯૫ મુહૂર્ત=૭૮૦ નાડી=૭૮૦ ઘડી=૭૮૦ દંડ=૪૬૮૦૦ પલ=૨૮૦૮૦૦૦ વિપલ=૭૨૦ કલાક=૪૩૬૦૦ મીનીટ=૨૫૯૨૦૦૦ સેકંડ=૧૧૭૦૦ લઘુ=૨૧૭૦૦ કલાક=૧૭૫૨૦૦ કાષ્ઠા=૮૭૭૫૦૦ ક્ષણ=૨૬૩૨૫૦૦ નિમેષ=૨૬૩૨૫૦૦ માત્રા=૭૮૯૭૫૦૦ લવ=૨૩૬૯૨૫૦૦ વેધ=૨૩૬૯૨૫૦૦૦૦ ત્રુટિ=૭૧૦૭૭૫૦૦૦૦ ત્રસરેણુ=૨૧૩૨૩૨૫૦૦૦૦ એકમ=૨૨૫૦ પ્રાણુ=૧૦૬૬૧૬૨૫૦૦૦ દ્વયણુક=૪૨૬૪૬૫૦૦૦૦૦ પરમાણુ.

માસ—मस्परिमाणे । मस्यते परिमियते શુકલ તથા કૃષ્ણ એ બંને પક્ષો મળીને થતો કાલ. પોષમાઘાદિ બાર માસો કહેવાય છે. ચંદ્ર સૂર્યાદિની ગતિ ઉપરથી માસ માત્ર ભિન્ન ભિન્ન છે. અત્ર જ્યોતિષ લખવા બેઠા નથી, તેથી જુદાં જુદાં માનો નહિ બતાવતાં કાર્તિકાદિ બાર માસોનાં નામ માત્ર આપીશું, અને એ પ્રત્યેક માસ ૩૦ યામ ( અહોરાત્ર )નો ગણાય છે.

* રાત્રિ દિવસ બંને ગણેલ છે.

| | | | |
|---|---|---|---|
| (૧) કાર્તિક. | (૪) માઘ. | (૭) વૈશાખ. | (૧૦) શ્રાવણ. |
| (૨) માર્ગશીર્ષ. | (૫) ફાલ્ગુન. | (૮) જ્યેષ્ઠ. | (૧૧) ભાદ્રપદ. |
| (૩) પૌષ. | (૬) ચૈત્ર. | (૯) આષાઢ. | (૧૨) આશ્વિન. |

આ બારે માસોનાં ક્રમસર પ્રાચીન વૈદિક નામો નીચે પ્રમાણે છેઃ—

| | | | |
|---|---|---|---|
| (૧) ઉર્જ. | (૪) તપસ.* | (૭) માધવ. | (૧૦) નભસ.‡ |
| (૨) સહ. | (૫) તપસ્ય. | (૮) શુક્ર. | (૧૧) નભસ્ય. |
| (૩) સહસ્ય.÷ | (૬) મધુ. | (૯) શુચિ. | (૧૨) ઇષ. |

આ માસનું માન નીચે પ્રમાણે છેઃ—

૧ માસ=૨ પક્ષ=૩૦ યામ=૨૪૦ પ્રહર=૩૯૦ મુહૂર્ત=૧૫૬૦=નાડી=૧૫૬૦ ઘડી=

આ માસોનાં નામો વિષે થોડુંક અત્ર લખીશું. **कृतिका नक्षत्र युक्ता पौर्णमासी यत्रमासे ।** આ માસનાં નામ બાહુલ, ઉર્જ, કાર્તિક, કૌમુદ, એ છે. **मृगशिरा नक्षत्र युक्ता पौर्णमास्यत्र ।** એનાં નામો, ગ્રહા, માર્ગ, આગ્રહાયણિક, માર્ગશીર્ષ, સહ, એ છે. **पुष्य नक्षत्र युक्ता पौर्णमास्यत्र ।** એનાં નામો તૈષ, સહસ્ય, પૌષિક, હૈમન, તિષ્ય, તિષ્યક, એ છે. **मघा युक्ता पौर्णमास्यत्र ।** એનું નામ તપાસ્ છે.. **फलाति निष्पाद्यतीति यद्वा फल्गुनी नक्षत्र युक्ता पौर्णमास्यत्र ।** એનું નામ તપસ્ય, ફાલ્ગુનિક, ફલ્ગુન, વત્સરાંતક છે. **चित्रा युक्ता पौर्णमास्यत्र ।** એનાં નામો ચૈત્રિક, મધુ, મૈત્રી, કાલાદિક, મૈત્રક, ચિત્રિક છે. **विशाखा युक्ता पौर्णमास्यत्र ।** એનાં નામો માધવ, રાધ, એ છે. **ज्येष्ठा युक्ता पौर्णमास्यत्र ।** નામ જ્યેષ્ઠ છે. **अषाढ्या युक्ता पौर्णमासिय ।** એનું નામ શુચિ છે. **श्रवणायुक्ता पौर्णमासी ।** એનાં નામ નભાસ્, શ્રાવણિક, નભસ્ છે. **अश्विनीयुक्ता पौर्णमासीयस्मिन ।** એનાં નામો ઇષ, આશ્વયુજ, શારદ છે.

એ રીતે બારે માસોનાં નામો નક્ષત્રો ઉપરથી પડેલાં છે. આખું વર્ષ તે સૂર્યને સ્વચક્રાકાર માર્ગમાં ફરી રહેવાને કાલ છે તેથી તે સંવત્સર ચક્ર પણ કહેવાય છે. એ એક વર્ષમાં આ બારમાસો આવી જાય છે. તેમાં વર્ષારંભ ચૈત્રથી, આષાઢથી, કાર્તિકથી, પૌષથી, એમ ચાર રીતે ગણાય છે. એનાં કારણો અત્ર લખવા જરૂર નથી. એ પ્રસંગ જ્યોતિષને લગતો છે; તોપણ ગુજરાત કાઠિયાવાડ વગેરેમાં જ્યાં ગુજરાતી ભાષા બોલાય છે તે દેશોમાં કાર્તિકી વર્ષ અને વિક્રમી સંવતથી તે ચાલે છે, અને મહારાષ્ટ્ર વગેરે દક્ષિણમાં તથા બીજે ઘણે ઠેકાણે ચૈત્રી વર્ષ અને શાલીવાહન શકથી તે ચાલે છે. આ બાર માસમાં

* ૪ થી ૯ પર્યંતના ૭ ઉત્તરાયન છે. ‡ પહેલા ૧ થી ૩ અને છેલ્લા ૧૦ થી ૧૨, એ દક્ષિણાયન છે.

દર બે બે માસોની એક, એમ ઋતુઓ ગણાય છે, તે સૂર્યના ફરવાથી પૃથ્વી ઉપર થતી શીતોષ્ણાદિ અસરોથી થાય છે, અને ભૂભાગો બધેમાં તે એક સરખી હોતી નથી.

ઋતુ—ऋगमने । બે બે માસનો કાલ ઋતુ કહેવાય છે. એવી ૭ ઋતુઓ છેઃ—

| ઋતુ. | માસ. | ઋતુ. | માસ. |
|---|---|---|---|
| ૧ હેમંત. | માર્ગશીર્ષ-પોષ. | ૪ ગ્રીષ્મ. | જ્યેષ્ઠ-આષાઢ. |
| ૨ શિશિર. | માઘ-ફાલ્ગુન. | ૫ વર્ષા. | શ્રાવણ-ભાદ્રપદ. |
| ૩ વસંત. | ચૈત્ર-વૈશાખ. | ૬ શરદ. | આશ્વિન-કાર્તિક. |

બીજી રીતે ત્રણ જ ઋતુઓ ગણાય છેઃ—

| ઋતુ. | માસ. |
|---|---|
| ૧ શીત. | કાર્તિક, માર્ગશીર્ષ, પોષ, માઘ. |
| ૨ ગ્રીષ્મ. | ફાલ્ગુન, ચૈત્ર, વૈશાખ, જ્યેષ્ઠ. |
| ૩ વર્ષા. | આષાઢ, શ્રાવણ, ભાદ્રપદ, આશ્વિન. |

हंतिलोकान्शैत्येन । हंतिसंतापमिति । હેમંત. शशति गच्छति वृक्षाद्रिशोभायस्मात् । શિશિર, वसंत्यत्रमदनोत्सवा । આ ઋતુ પશુ પ્રાણી, મનુષ્ય, વનસ્પતિ, સર્વ સૃષ્ટિને વિશેષે કરીને ફલરૂપ કરનારી છે, અને જગતનો દેખાવ રમણીય બની રહે છે, તેથી તે ઋતુરાજ કહેવાય છે. કાલિદાસ કૃત ઋતુ સંહારમાં શ્લોક છે કેઃ—

द्रुमाः सपुष्पाः सलिलं सपद्मं स्त्रियाःसकामाः पवनः सुगंधिः ।
सुखाः प्रदोषा दिवसाश्चरम्या सर्वं प्रिये चारुतरं वसंते ॥

સમ શ્લોક ભાષાંતર આવું નીચે આપેલું છે.—

દ્રુમો સપુષ્પે, સલિલે સપદ્મે, સ્ત્રિયોસકામા, પવને સુગંધી,
સુખી જ રાત્રી, દિવસોય રમ્ય, સર્વે પ્રિયે ચારુતરે વસંતે.

प्रसतेरसानिति । ગ્રીષ્મ. वर्षो वर्षणमस्त्यासु इति । વર્ષા કે પ્રાવટ્ ઋતુ. शृहिंसायाम् । શરદ.

૧ ઋતુ=૨ માસ=૪ પક્ષ=૬૦ યામ=૪૮૦ પ્હર=૭૮૦ મુહૂર્ત=૩૧૨૦ નાડી=૩૧૨૦ ઘડી=૩૧૨૦ દંડ=૧૮૭૨૦૦ પલ=૧૧૨૩૨૦૦૦ વિપલ=૨૮૮૦ કલાક=૧૭૨૮૦૦ મીનીટ=૧૦૩૬૮૦૦૦ સેકંડ=૪૬૮૦૦ લઘુ=૪૬૮૦૦ કલા=૭૦૨૦૦૦ કાષ્ઠા=૩૫૧૦૦૦૦ ક્ષણ=૧૦૫૩૦૦૦૦ નિમેષ=૧૦૫૩૦૦૦૦ માત્રા=૩૧૫૯૦૦૦૦ લવ=૯૪૭૭૦૦૦૦ વેધ=૯૪૭૭૦૦૦૦૦૦ ત્રુટિ=૨૮૪૩૧૦૦૦૦૦૦ ત્રસરેણુ=૮૫૨૯૩૦૦૦૦૦૦ એકમ=૯૦૦૦ પ્રાણ=૪૨૬૪૬૫૦૦૦૦૦ દ્વયણુક=પરમાણુ ૧૭૦૫૮૬૦૦૦૦૦૦,

આદિત્યો કહેવાય છે, આ શિવાય અવશિષ્ટ સાત મન્વંતરોમાં તેઓ બીજા સાત નામોથી ઓળખાય છે.† પરંતુ માનસ અને રાજસ દેવો તેમજ આપણા અવતાર ધારણ કરનારા ધ્યાન સુહાણો પણ તે જ દેવો છે. "§ શ્રીમદ્ ભાગવતના આઠમા સ્કંધમાં ચૌદે મન્વંતરોનું વર્ણન કર્યું છે; તે પ્રસંગે પ્રત્યેક મન્વંતરના મનુ, ઋષિઓ, દેવો, ઈન્દ્ર અને અવતારનાં નામો આપેલાં છે. તે સ્કંધના ૧૩ મા અધ્યાયમાં વૈવસ્વત મન્વંતરના આદિત્યો, રૂદ્રો, વસુઓ, વિશ્વેદેવો, મરૂતો, અશ્વિની કુમારો અને ઋભુઓ-એ દેવો કહેલા છે. અર્થાત્ આદિત્યો સૂર્યનાં સ્વરૂપો અને ગ્રહમંડળના અધિષ્ઠાતા હોવા છતાં સૃષ્ટિક્રમમાં જીવાત્માની ઉન્નતિ કરવા માટે મન્વંતરે મન્વંતરે અવતાર ધારણ કરે છે; તેથી તેઓનો મનુષ્યો સાથેનો નિકટ સંબંધ માનેલો છે.

વસ્તુતઃ આદિત્યોનો સંબંધ સ્વર્લોક સાથે હોવાથી તેઓ માનસિક ભૂમિકા ઉપર કાર્ય કરે છે. મનુષ્યોનું માનસિક શરીર તેઓ તૈયાર કરે છે. રૂદ્રોનો ભુવર્લોક સાથે સંબંધ હોવાથી, તેઓ તૈજસ ( Astral ) ભૂમિકામાં કાર્ય કરે છે. અને મનુષ્યોનું તૈજસ શરીર તેઓજ તૈયાર કરે છે. તેજ પ્રમાણે વસુઓનો પૃથ્વી સાથે સંબંધ હોવાથી તેઓ પાર્થિવ ( Physical ) ભૂમિકામાં કાર્ય કરે છે, અને મનુષ્યોનું આકાશિય ( Etheric ) શરીર અને પાર્થિવ શરીરની રચનામાં તેઓ મુખ્ય ભાગ લે છે. તેથી વિપરીત ક્રમે મનુષ્યના મરણથી વસુદેવો જીવાત્માને પાર્થિવ અને આકાશીય શરીરોમાંથી, રૂદ્રો તૈજસમાંથી અને આદિત્યો માનસિક શરીરમાંથી જૂદો પાડી ઉપર્યુપરિ ઉત્તમ શરીર અને ભૂમિકાઓ પ્રાપ્ત કરાવે છે. જ્યાં સુધી જીવાત્માનું મન સ્થૂલ વિષયોના ભોગથી વિરક્ત થઇ વિશુદ્ધ થતું નથી ત્યાં સુધી આ ત્રણ ભૂમિકા અથવા લોકમાં તેને રખડવું પડે છે; તેને જ જન્મ મરણની પરંપરા કહે છે. તેથી હરકોઇ પ્રકારે આ ત્રણે શરીરોની વિશુદ્ધિ કરવાની આવશ્યકતા છે. જીવાત્મા પોતે તે ત્રણે શરીરો નિર્મળ ન કરી શકે ત્યાં સુધી ઉત્તરોત્તર શરીરો ધારણ કરાવવામાં અથવા તેમાંના હરકોઇ શરીરમાં અથવા ભૂમિકામાં હોય, ત્યાં તેને બ્રહ્મ: સાહાય્યની પણ તેટલી જ અપેક્ષા રહે છે. શ્રાદ્ધક્રિયામાં આ ત્રણ ભૂમિકાનું એક પાર્વણ એટલે ચક્ર (Circle) કહ્યું છે. જીવાત્મા પિતૃ લોકમાં પોહોચ્યા પછી પોતાનાં ત્રણે શરીરો શુદ્ધ કરાવવા ઉદ્યોગમાં રહે છે; તેથી શ્રાદ્ધમાં પિતા, પિતામહ અને પ્રપિતા મહનું યજન કરવાનું કહ્યું છે, તેનું પણ તેજ કારણ જણાય છે. માનસિક શરીરમાંથી તૈજસ અને તૈજસમાંથી પાર્થિવ શરીરની ઉત્પત્તિ થાય છે. તેથી માનસિક શરીરને પ્રપિતામહ, તૈજસને પિતામહ અને પાર્થિવને પિતા કહેવાનું પણ તેજ કારણ જણાય છે. જીવાત્માની પરમગતિ થયા શિવાય તેનાથી તે ત્રણ ભૂમિકાઓની પાર જઇ શકાતું નથી. તેથી જ શ્રાદ્ધના પાર્વણમાં પણ પ્રપિતામહથી ઉપરના પૂર્વજોનું યજન કરવાની આવશ્યકતા જણાવી નથી. અન્યથા પિતાના શ્રાદ્ધકાળે પિતામહ અને પ્રપિતામહ પિતૃલોકમાં અથવા ઉત્તરોત્તર ઉત્તમ લોકમાં

---

† જૂઓ, શ્રીમદ્ ભાગવત સ્કં. ૮ તે સ્કંધમાં અન્ય સાત મન્વંતરોના દેવોનાં વિરાજ, મરીચિગર્ભ, સુવાસસ્, કાલાગમ, હરિત, સુત્રામ અને ચાક્ષુષ-એ નામો કહેલાં છે.

§ જૂઓ, Secret Doctrene. પુ. ૨ પૃ. ૯૪-૯૫.

હોવાનો કદિ પણ સંભવ હોતો નથી. તેટલા જ માટે એટલે માનસિક શરીર આપનાર આદિત્યો હોવાથી તેઓ પ્રપિતામહના અધિ દેવો, રૂદ્રો તૈજસ શરીર આપનાર હોવાથી તેઓ પિતામહના અધિદેવો અને વસુઓ પાર્થિવ શરીર આપનાર હોવાથી તેઓ પિતાના અધિ દેવો કહેવાય છે.

આ દેવો મૃતદેવોના અધિદેવો રૂપે તેઓની સાથે જ પૂજ્ય છે. જીવાત્માનાં શરીરો સંબંધી તેઓને વ્યવસ્થા કરવાની હોવાથી તેઓનું પૃથક્ પૂજન કરવાની આવશ્યકતા જણાતી નથી. પણ જે દેવો સાથે જીવાત્માને ભુવર્ અને સ્વર્ગ લોકોમાં અતિ નિકટ સંબંધ છે, તેઓ વિશ્વેદેવો છે. ઋગ્વેદમાં પૃથક્ પૃથક્ ૬૦ સૂક્તોમાં વિશ્વેદેવોની સ્તુતિ કરવામાં આવી છે.† તે વિશ્વેદેવો વિષે શૌનકાચાર્યે બૃહદ્દેવતા (અ. ૨ શ્લો. ૨૪૧ થી ૨૪૩) માં કહ્યું છે કે—"જે મંત્રોમાં બહુ દેવતાઓનો સંનિપાત હોય છે, તે મંત્રોના દેવતા વિશ્વેદેવો છે, એમ યાસ્કાચાર્ય અને શાંડિલ્ય ઋષિનું માનવું છે. તે જ પ્રમાણે પાદઋચા, અર્ધઋચા અથવા આખી ઋચાના, અથવા આખા સૂક્તના દેવતા વિશ્વેદેવો કહેવાય છે. તેમ જ જ્યારે ઋષિઓ અનેક મંત્રોથી અનેક દેવોની સ્તુતિ કરે છે, ત્યારે તે મંત્રોના દેવો પણ વિશ્વે દેવો કહેવાય છે." અધ્યાય ત્રીજાના શ્લોક ૪૨ થી ૬૦ સુધી એ વિષે વિસ્તારથી વિવેચન કરતાં તેઓ કહે છે કે-"જેમાં બહુ દેવોની સ્તુતિ કરવામાં આવી હોય, તે પૃથક સ્તુતિ કહેવાય છે; પોતાનાં સઘળાં કર્મોથી ઉત્પન્ન થયેલા સઘળા ગુણોવડે જે દેવોનું જ્ઞાન થાય છે, તે વિશ્વલિંગ કહેવાય છે; અને એક જ સર્વની સઘળા દેવોને ઉદ્દેશીને જ્યારે સ્તુતિ કરવામાં આવે છે, ત્યારે તે સ્તુતિ સર્વ સંસ્તવયુક્ત કહેવાય છે. આ પૃથક્સ્તુતિ, વિશ્વલિંગ અને સર્વ સંસ્તવ યુક્ત સ્તુતિના દેવો વિશ્વેદેવો કહેવાય છે." પ્રોફેસર મેક્ષમ્યુલર આર્ય-ષડ્ દર્શન (The six Systems of Indian Philosophies) નામના ગ્રંથ (પૃ. ૫૨) માં કહે છે કે-"વિશ્વશબ્દ અને સર્વ શબ્દનો એક અર્થ નથી. વિશ્વેદેવોનો અર્થ સંયુક્ત દેવો થાય છે, પણ 'સર્વ દેવો' એટલો જ અર્થ થતો નથી. કોઇ કોઇ પ્રસંગે જેમ કે તૈત્તિરિય બ્રાહ્મણ (૩-૩-૧) માં विश्वा भुवनानि सर्वा-એવાં વચનોમાં વિશ્વ અને સર્વ-એ બન્ને શબ્દોનો એક સાથે ઉપયોગ કરેલો જોવામાં આવે છે. મરૂતોને સંયુક્ત મરૂતોના અર્થમાં વિશ્વમરૂતો કહેલા છે. યદ્યપિ આ વિશ્વેદેવો પણ દેવ વર્ગનો અમુક ગણ મનાય છે, તેમ છતાં અન્ય દેવગણો કરતાં આ દેવગણમાં ભેદ એ છે કે, તેઓની સંખ્યા ભાગ્યે જ મુકરર કરી શકાય તેમ છે. વિશ્વેદેવોના સૂક્તોમાં જે દેવોની સ્તુતિ કરવામાં આવી છે, તે સઘળા દેવોનાં નામ આપવામાં આવે તો તેનો પાર આવે તેમ નથી. ઘણે પ્રસંગે ઇન્દ્રને તે દેવોના અધિપતિ (इन्द्रज्येष्ठाः) તરીકે કહેલ છે. તેમ છતાં એવો ભાગ્યે કોઇક જ દેવ હશે કે, જેનો કોઇ પણ પ્રસંગે વિશ્વેદેવોની ગણનામાં સમાવેશ કરવામાં નહિ આવ્યો હોય. આ વિશ્વેદેવોના સંબંધમાં જે ખરેખર અગત્યનું છે, તે એ છે કે ભિન્ન ભિન્ન દેવોનો એક વર્ગમાં અથવા ગણમાં સમાવેશ કરવાનો ઋષિઓએ પ્રથમ પ્રયત્ન કરવા માંડ્યો હતો. એમ વિશ્વ શબ્દનો તેઓએ જે રીતે ઉપયોગ કર્યો છે, તે ઉપરથી સ્પષ્ટ

† જૂઓ, History of Sanskrit Literature bythe Mac Donell, પ્રકરણ ૩.

સમજાય છે. એ પ્રમાણે કરવાથી, વસુ, રૂદ્ર અને આદિત્યોના જેવા અન્ય દેવગણો પણ વિશ્વેદેવોના વર્ગમાં ગણી શકાય તેમ છે. " આ સર્વ ઉપરથી એમ સૂચિત થાય છે કે, વિશ્વેદેવોની કોઇ પૃથક્ જાતિ નથી. પરંતુ બૃહદ્દેવતાના અધ્યાય ત્રીજાના શ્લોક ૧૩૧ થી ૧૩૬ સુધીમાં ત્રિતઋષિની કથા આપેલી છે. ત્રિત ઋષિને ક્રૂર વૃકીસુતો કુવામાં નાંખી, તેની ગાયો હરણ કરી ગયા. તે સમયે તે ઋષિએ સોમ, બૃહસ્પતિ આદિ વિશ્વેદેવોની સ્તુતિ કરી. તે ઉપરથી બૃહસ્પતિને દયા આવી, અને તેઓએ વિશ્વેદેવોના ત્રણ ગણોને ત્રિત ઋષિને સાહાય્ય કરવા મોકલ્યા. આ સ્થળે વિશ્વેદેવોના ગણોનું પૃથક્ નિદર્શન કરેલું છે. તોપણ તે વિશ્વદેવોના-સહચારીઓ તરીકે વૈશ્વાનર, સુપર્ણ, વિવસ્વાન્, પ્રજાપતિ, ગૌ, સુધન્વા, નગોધ, અપાતપાત્, અર્યમા, વાતજૂતિ, ઇલસ્પતિ, ઋભુઓ, પર્જન્ય, પર્વતાગ્નિ, દક્ષ, નાગ, દેવપત્નીઓ, દિશાઓ, આદિત્યો, રૂદ્રો, પિતૃદેવો અને સાધ્યદેવો કહેલા છે. પરંતુ કોઇ પણ સ્થળે વેદમાં વિશ્વે દેવોનાં પૃથક નામો આપેલાં નથી.

તેમ છતાં પુરાણોમાં વિશ્વે દેવોનું પૃથક નિદર્શન કરેલું છે. શ્રીમદ્ ભાગવત (સ્કં૦ ૩ અ૦ ૨) માં તેઓની સંખ્યા ૨૭, બૃહદારણ્યોકપનિષદ્ (અ૦ ૧ બ્રા૦ ૪) ના શાંકર ભાષ્યમાં ૧૩, આદિત્યાદિ પુરાણોમાં તેઓની સંખ્યા ૧૦ કહેલી છે. છતાં તેઓનાં દશ નામો જ કોઈ પણ સ્થળેથી મળી શકે છે. આદિત્ય પુરાણમાં કહ્યું છે કેઃ—

> वसुः सत्यः क्रतुर्दक्षः कालः कामोधृतिः कुरुः ।
> पुरुरवा आर्द्रवश्च विश्वेदेवा प्रकीर्तिताः ॥

"વસુ, સત્ય, ક્રતુ, દક્ષ, કામ, ધૃતિ. કુરૂ, પુરૂરવા અને આર્દ્રવ એ વિશ્વેદેવો છે."

(ચાલુ.)

માનશંકર વિ. પિતાંબરદાસ.

# आर्य इतिहास.

( મળેલું. )

આર્ય લોકોએ ઇતિહાસ ઉપર દુર્લક્ષ આપ્યું છે અને તે તેના અવનતિમાંના અનેક કારણોમાંનું આ પણ એક કારણ છે એમ આધુનિક કાળે વદાય છે. આ પૂર્વ પક્ષના ઉત્તર પક્ષનો વિચાર કરીએ.

કોઈ વિષયનો નિર્ણય કરવો એ અતિ દુર્ઘટ છે કારણ આજે મનાયલ સત્ય વસ્તુ કાલે અસત્ય થઈ બેસે છે એટલે સત્યતાનો નિર્ણય કરવો એ અતિ કઠીણ છે તો પણ પરિણામ દર્શી પુરુષો કંઇક સુષ્ઠિગત નિયમોદ્વારા વ્યાપ્તિ શોધી કાઢી નિર્ણય કરવાને મથે છે અને કવચિત્ તેમાં સફળતા પણ પ્રાપ્ત કરે છે. અને આ સઘળું કોઈ કાળના મહિમાને લઇને થાય છે. આપણો આ વિષય પણ એવા કોઈ પ્રશ્નના પરિક્રમમાં આવે છે. તો તે પરિક્રમમાં રહી યથાશક્તિ નીરીક્ષણ કરીએ.

જેમ ઉદય અને અસ્ત આ વિશ્વમાં પ્રત્યક્ષ જણાય છે તેમ આ વિશ્વજનીત સર્વ વસ્તુ એ ઉભયથી ગ્રસ્ત છે. જંતુ માત્રનો ઉદયાસ્ત થાય છે એમ નથી કિંતુ જડ જેવી ભૂમિનો પણ ઉદયાસ્ત થાય છે તેમ વિચારનો પણ ઉદયાસ્ત થાય છે. આર્ય દેશની અવનતિના જે જે કારણો આજે દર્શાય છે તેજ કારણો ભવિષ્યમાં ઉન્નતિના કારણભૂતરૂપે જણાશે નહિ એમ હાલ કહી શકાય નહિ. કારણ કે સૂક્ષ્મ નીરીક્ષણ કરીશું તો એક કાળે એક પુરૂષના વિચારો અને આચારો તેને દુઃખદ સ્થિતિમાં આણે છે તે જ વિચાર આચારો અન્ય કાળે મહા સુખદાયક દશામાં આણે છે તો તે આચાર અને વિચારો કેવા પ્રકારના છે તેનો નિર્ણય કરવો કેટલું હાનીકરતા છે એ સહેજે જ જણાય એમ છે તો આ વિષય પણ એવો જ છે. આધુનિક વિચાર પ્રવાહ જે વહ્યા કરે છે અને જેણી ભણી તે વહે છે તે માર્ગ ઇષ્ટ છે એમ હાલ મનાય છે અને તેથી અલ્પદર્શી એમ જ ધારે છે કે પ્રાચીન કાળે જે વિચારો પ્રવાહરુપે જે દીશા ભણી વહેતા હતા તે દિશા અનિષ્ટકર હતી. પણ આ એક કાળનો જ મહિમા છે એમ તેઓ દીર્ઘ વિચારથી જાણી શકતા નથી. તેઓની દૃષ્ટિ અતિ દુર જઈ શક્તિ નથી નજદીકમાં જ તેઓ દેખી શકે છે અને તેથી તેઓના વચનનો વિશ્વાસ શો. એટલે કે જેટલી દૃષ્ટિ એટલું જાણી શકે તો તેને માટે કબીર જેવા ભક્ત કવીના કવનનો વિચાર કરી ક્ષંતવ્યશીલ હૃદયે આગળ પ્રયાણ માટે પ્રયત્ન કરવું ઉચિત છેઃ—

જાકી જીતની બુદ્ધિ હૈ ઉતનો દેત બતાય,
વાકો બુરો ન માનીએ ઓર કહાંસે લાય.

આર્ય લોકોએ સર્વથા સર્વાંશે ઇતિહાસ નથી લખ્યો એમ તો કહી શકાય નહિ. જો કિંતુ હાલ જે ઇતિહાસ પ્રણાલીકા પ્રશસ્ત છે તેવા રુપમાં તેઓએ લખ્યો નથી એમ કહીએ તો તે યથાર્થ છે. કિંતુ તેના કારણો શા હોવા જોઇએ એ જાણવું અપેક્ષિત છે. જે સાક્ષરો લક્ષ્ય દૃષ્ટાઓ છે તેઓ લોક રુચીને અનુસરી પોતાના લેખો પ્રકટ કરે છે. આધુનિકકાળે

નવલકથાઓ ભણી લોકરુચીના કારણે સંસારિક નવલકથાઓ પ્રકટ થાય છે તેમ પ્રાચીન કાળે આ દેશમાં લોકરુચી અલૌકિકતા ભણી વહેલ હતી. લૌકિક એ પ્રત્યક્ષ છે, તો તેમાં રુચી શી અલૌકિકતામાં રુચી હોવી જોઇએ અને તેથી તે કાળના સાક્ષરો પુરાણોદ્વારા લોક રુચીને તોષતા હતા અને તેમાં ઇતિહાસ છે કિંતુ તે એવા રુપમાં ગોઠવાઈ ગયો છે કે અર્વાચિન કાળે તેની સત્યતા માટે વિશ્વાસ નથી અને તે ખરૂં પણ છે કોઈ પ્રશ્ન કરશે કે સાક્ષરોને આમ કરવાનું કારણ શું તો તેનો પ્રત્યુતર એ જ છે કે લોક રુચી સંતોષવાને. કિંતુ લોક રુચીને ઉપજાવનાર કોણ એ જ સાક્ષરો તો પછી તેઓએ આવી રુચીને શા માટે નિપજાવી. શું તેઓની વિદ્વત્તામાં ન્યુનતા હતી? આ પ્રશ્ન એક મનનીય છે અને તેનો યથાશક્તિ વિચાર કરીએ.

આર્યોનો પ્રાચીન ઇતિહાસ વાંચતા એટલું તો આપણને નિશ્ચિત દર્શાય છે કે તેઓની અભિરુચી ધર્મ પ્રતિ ઘણી વહેતી હતી. તેમ તત્ત્વજ્ઞાનમાં પણ ઘણા ઉંડા ઉતરેલ હતા અને તેથી તેઓના વિચારો આકાશગામી હતા. ભૂતકાળ તેઓને માટે એક સ્વપ્ન સમ લાગતું. ગત કાળનો નાયક અને ભવિષ્ય કાળનો કે વર્તમાન કાળનો કાલ્પનિક નાયક સમાન જણાતો. ઇતિહાસથી જે બોધ પ્રાપ્ત થાય છે તે બોધ તેઓ કોઈ એવી કલ્પનાદ્વારા આપતા કે આજે તે કલ્પના વિરલ દર્શાય છે. તત્વ જ્ઞાનની ભૂમિકા અથવા સૃષ્ટિ નિયમો જે જગતને આશ્ચર્યતામાં વિલીન કરે છે તેનો અનુપમ બોધ તેઓ આ પુરાણોદ્વારા આપતા. જગતમાં કેવળ નિરાશ થયલ પુરૂષને તે પરમ આશાવંત નીવડે છે તેના હૃદયમાં શાન્તિરુપી વરસાદની અનેક ધારો વર્ષાવે છે કોઈ અપૂર્વ પ્રયત્નશાળી ફળ માટે નિરાશ થાય છે અને કોઈ પ્રયત્ન રહિત પુરૂષ ફળ માટે આશાવંત નીવડે છે ત્યારે આવા કારણો જાણવા માટે લોક રુચી સ્વાભાવિક આકર્ષાય છે અને તેના કારણો બતાવનાર લોકમાં માન્ય ગણાય તે તે સ્વાભાવિકપણે અભિરુચિથી વંચાય છે. ઇતિહાસ આપણને શો બોધ આપે છે નીતિથી ભ્રષ્ટ થયેલ રાજ્યોનો અપકર્ષ કિંતુ તે સૃષ્ટિ નિયમાનુસાર સ્વાભાવિક છે એમ સૃષ્ટિના નિયમોને જાણનાર પુરૂષને અતિ અપેક્ષા નથી. વિશ્વ જે પોતાના નિયમોથી ગતિમાન છે તેનો સદ્બોધ એ જ ઉત્તમોત્તમ ઇતિહાસ છે. અન્ય ઇતિહાસની અપેક્ષા નથી. જીવનને તેની ઉત્કૃષ્ટ દશામાં આણનાર કેવળ ઉત્તમ પ્રતિની પ્રેમભાવના છે અને એ ભાવનાનુસાર જીવન ગાળનાર ભૂતદશાનો નાયક સત્ય હો કિંવા કાલ્પનીક હો તેની કંઈ અપેક્ષા નથી કારણ કે તેની સત્યતા કે કલ્પના પર ભાવના કેળવવાનો આધાર નથી એ તો માત્ર તેને શ્રદ્ધાથી માનનારની ભાવના પર આધાર રાખે છે. આ સમગ્ર બ્રહ્માંડ બ્રહ્મની ભાવનામય છે જેવી ભાવના તેવું રુપ, તેવું સુખ તેવું દુઃખ, સારૂ નરસુ ઇત્યાદિ સર્વ આધાર ભાવના પર રાખે છે. જેટલું વિશુદ્ધ મન, વિશુદ્ધ ભાવના તેટલું સાત્વિક સુખ અને એવી ભાવના કેળવવા માટે જે ઉત્તમ પ્રતિના નાયકો પુરાણોમાં છે તેવા ઇતિહાસમાં ભાગ્યે જ મળશે, જનક જેવા રાજર્ષી, હરિશ્ચંદ્ર જેવા સત્યવાદી, રામ, લક્ષ્મણ અને ભરત જેવા બંધુઓ, યુધિષ્ટિર જેવા ધર્મ પરાયણ, ભીષ્મ જેવા પિતૃભક્ત, અને સીતા, સાવિત્રી, તારામતી, દ્રૌપદી, અનુસૂયા ઇત્યાદિ નાયિકાઓ ક્યા ઇતિહાસમાં મળી શકશે. તેઓના સચ્ચરિત્રોનો વિચાર આપણી ભાવનાને અતિ ઉચ્ચ રીતે કેળવે છે. આ પ્રતિ કોઈ આક્ષેપ કરશે કે માનવને દેવરુપે માની ભાવના કેળવવામાં આવે એ યોગ્ય નથી, તે આજ કેળવણીના જમાનામાં તેની અસત્યતા જણાઈ આવે છે માટે તે યોગ્ય નાયિકાઓ

નથી, તો તેનો પરિહાર એ જ છે કે એ માત્ર ઉપલક જ વિચાર છે. દેવ એ શી વસ્તુ છે અમાનુષી ભાવના અલૌકિક ભાવના અને તે ભાવનામાં નિમગ્ન થયે ભાવ સ્વયં ઉપજી આવે છે અને તેથી મનુષ્ય દેવ થઈ રહે છે.

આ દેશમાં આધ્યાત્મિક વિચાર અતિ ઉત્કૃષ્ટ દશાને પામેલ હતા. ધ્યાન અને સંયમોદ્વારા ચિતમાં રહેલ રાજસ અને તામસ દ્રવ્યને અભિભવ પમાડી શુદ્ધ સાત્વિકભાવને ઉપજાવતા. અને એ સત્વમાં રહેલ ઉત્કૃષ્ટ શક્તિ ચિતમાં આવિર્ભાવને પામતી અને મનુષ્યમાં દેવ રુપે બની રહેતો અને એ સઘળુ ભાવના કેળવવાથી જ બનતું. પુરાણોમાં અમાનુષીભાવનાઓ જે દૃષ્ટિબિન્દુમાં આવે છે તે આ યોગની વિભૂતિઓ છે તે સત્ય છે, માત્ર આજના જમાનાના ઓછી બુદ્ધિના માણસોને માટે અસત જેવી છે. સિવાય વિચારવંત પુરૂષોને માટે તો સત્ય જેવું જ છે. એક દૃષ્ટાન્ત લઇએ આપણા જ દેશમાં આજથી બસો વર્ષ ઉપર રેલવે, તાર, વગર દોરડાની તાર, ફોનોગ્રામ ઇત્યાદિની વાતો કહીએ તો તે જેવી અસત માનવામાં આવે તેવી જ આ વાર્તાઓ છે. યોગની વિભૂતિઓની અવસ્થા પણ આવી જ છે અને આવા કારણોને લઈ સત્ય વસ્તુની ઝાંખી પુરૂષને થઈશકિત નથી.

આર્ય દેશમાં હાલના જમાના જેવા ઇતિહાસને લખવામાં આવા કારણો હતા અને તે યોગ્ય જ હતા એમ કહીએ તો તે ખોટું નથી. જો પુરાણોની વાર્તાઓ ઇતિહાસ રુપે માનો તો ઇતિહાસ છે અને માનો તો પણ તેમાં કાલ્પનિક નાયકો અમારી ભાવનાને માટે ઇષ્ટ છે એટલે અમારા મને એ જ અમારો ઉત્તમ પ્રતિનો ઇતિહાસ છે. શું રામ અને લક્ષ્મણનો બંધુ ભાવ આપણા હૃદય પીગળાવતો નથી; ભીષ્મનો પીતૃભક્તિ અર્થે અખંડ બ્રહ્મચર્યાવસ્થા પાળવાનો વિચાર આપણા હૃદયમાં કેવી વિશુદ્ધ ભાવના ઉપજાવે છે, સત્યતાને અર્થે હરિશ્ચંદ્રે જે દુઃખ સહન કીધું તેનો વિચાર આપણા મન શોક આણે છે. પતિ પરાયણ તારામતિ ગમે તેવા કષ્ટ સહન કર્યા છતાં પતિને અસત્ય માર્ગ પ્રતિ દોરવી જવા રજ પણ ઇચ્છા કરતી નથી પતિનું ઋણ ફીટારવા પતિ વિયોગ સહન કરે છે અને નિકૃષ્ટમાં નિકૃષ્ટ એવી ગુલામગીરી કરવા દાસીરુપ રહે અને સર્વ ઉત્તમ પ્રતિની ભાવના તો સાવિત્રી છે. જેને હૃદયથી એક વખત પતિરુપે માની લીધું પછી તે અલ્પાયુષી માટે રજ પણ હૃદય બીતિ ધરતી નથી અને પતિને પતિ રુપે મેળવે છે. અને રાજકુમારી ઝુંપડામાં ઉછરેલી તે જેવા કષ્ટમાં દિવસ ગાળે છે પણ મનથી જરા અપ્રસન્ન થતી નથી અને પતિ, સાસુ અને શ્વસુરની આનન્દથી સેવા કરે છે એ જ આર્ય ઇતિહાસ.

પુરૂષોત્તમ દ્વારકાંદાસ.

---

# ॥ સ્થૂલ પારની સૃષ્ટિનું જ્ઞાન ॥

( અનુસંધાન–પૃષ્ઠ. ૨૮૩ થી. )

અભ્યાસિને અભ્યાસ ક્રમના આરંભમાં જ ભક્તિમાર્ગ પ્રત્યે તથા આંતર્ જીવનના વિકાસ પ્રત્યે વળવાની સૂચના આપવામાં આવી છે. ( જુઓ આ નિબંધનો પ્રથમ ભાગ. ) પરંતુ ગુપ્તવિદ્યા વ્યાવહારિક ઉપદેશો પણ આપે છે; તેમના પાલનવડે અભ્યાસિ એ માર્ગમાં વિહરવાનું તથા આંતર્ જીવનને વિકસાવવાનું શિખિ શકે છે. આ અનુભવગમ્ય ઉપદેશોનો કોઈ પ્રકારનો અનિયંત્રિત આધાર નથી. પ્રાચીન અનુભવ અને પુરાતન પ્રજ્ઞા ઉપર તેમનો આધાર છે; જ્યાં જ્યાં ઉચ્ચ જ્ઞાનના માર્ગો દર્શાવવામાં આવે છે ત્યાં તેઓ સમાન પ્રકૃતિના જ હોય છે. ગુપ્ત વિદ્યાના સર્વે યથાર્થ ઉપદેશકો, ગમે તો આ નિયમોને હમેશાં તેના તે જ શબ્દોમાં દર્શાવતા નથી તો પણ તેમના તાત્વિક સિદ્ધાન્ત પરત્વે. તો તેઓ એક મત હોય છે એક પ્રકારના ગૌણ પક્ષનો તથા યથાર્થ કરતાં માત્ર બ્હારથી જ જણાતો આ ભેદ એવા બનાવોને લીધે સંભવે છે, કે તેમના વિષે વિચાર ચલાવવાની અત્રે જરૂર નથી.

આવા નિયમો વડે કોઈ પણ ગુરૂ, અન્ય માનવિઓ ઉપર શ્રેષ્ઠતા સ્થાપવાની ઈચ્છા રાખતો નથી. તે જાતિય સ્વાતંત્ર્યમાં માથુ મારતા નથી. ખરેખર ગુપ્ત વિદ્યાના ગુરૂઓ કરતાં અન્ય કોઈ પણ માનવ વ્યક્તિત્વને વિશેષ માન અને પોષણ આપતું નથી. ( આ નિબંધના પ્રથમ ભાગમાં ) કહેવામાં આવ્યું હતું, કે સર્વે દીક્ષિતોનો સમાવેશ કરતા મંડળની આસપાસ એક દીવાલ આવી રહી છે તથા તેને દૃઢ રાખનાર સિદ્ધાંતોનો એ નિયમોમાં સમાવેશ થાય છે. જ્યારે જ્યારે એકાદ દીક્ષિત આ વાડામાંથી બહાર નીકળીને દુનિયામાં આગળ ધપવા માંડે છે ત્યારે તેને એકત્રીજા અનિવાર્ય નિયમને આધિન થવું પડે છે. તે આ પ્રમાણે છેઃ— તમારા દરેક કર્તવ્ય અને દરેક શબ્દ ઉપર બરોબર દેખરેખ રાખો કે જેથી કોઈ પણ માનવિની સ્વતંત્ર ઈચ્છા શક્તિમાં તમે બાધકારક થાઓ નહિ. ગુપ્ત વિદ્યાના ખરેખરા ગુરૂઓની રગેરગમાં આ સિદ્ધાંત વ્યાપી રહેલો હોય છે એમ માનનારાઓ સમજી શકશે, કે તેમણે પાલવાની સલાહ આપેલા આનુભવિક નિયમોના અનુસરણ વડે તેમને કોઈ પણ પ્રકારે તેમના સ્વાતંત્ર્યનો ભોગ આપવો પડતો નથી.

આમાંનો પ્રથમ નિયમ આપણી ભાષામાં આ પ્રમાણે દર્શાવી શકાયઃ—" **તમારી જાત માટે આંતરશાંત દશાની ક્ષણો પૂરી પાડો, તથા એ ક્ષણોમાં સત્ય અને અસત્ય વચ્ચેના ભેદનો વિવેક શિખો ?**

" આપણી ભાષામાં દર્શાવી શકાય " એમ હું ખાસ હેતુ પૂર્વક કહું છું, કારણ કે મૂલ તો ગુપ્ત વિદ્યાના સર્વે નિયમો અને સિદ્ધાન્તો રૂપકરૂપ ચિહ્ન–ભાષામાં દર્શાવવામાં આવતા હતા. જેમને આનો સમગ્ર વિસ્તાર અને અર્થ સમજવાની મરજી હોય તેમણે પ્રથમ તો આ રૂપકમય ભાષા શિખવાની રજા મેળવવાની જરૂર છે; આ રજા મેળવતા પૂર્વે ગુપ્ત વિદ્યામાં પ્રથમ પગલાં ભરવાં આવશ્યક છે. અત્રે આપવામાં આવે છે તેવા નિયમોને સંભાળ

પૂર્વક પાળવા વડે આ સિદ્ધ કરી શકાય એમ છે. જેમને પ્રવેશવાની તીવ્રેચ્છા છે તેવા સર્વે માટે માર્ગ હમેશાં ખુલ્લો જ છે.

આંતર્ શાંત દશાની ક્ષણો વિષેનો નિયમ સત્યમાં સાદો છે તથા પાળવો પણ સહેલો જણાય છે; પરંતુ જેવો માર્ગ સાદો છે, તેવી જ તીવ્રેચ્છા પૂર્વક તેને અનુસરવામાં આવે તો જ તે અંતિમ સ્થાન પર્યંત લઈ જાય છે. તેટલા માટે હવે વધારે ઉપોદ્ઘાત વિના, આ નિયમનું કેવા વિધિથી પાલન થવું જોઇએ તે હું દર્શાવીશ.

અભ્યાસિએ પોતાના દરરોજના જીવનમાંથી એક નાનો વિભાગ જુદો પાડવો જોઇએ, તે સમયમાં તેણે પોતાના જીવનની સાધારણ બાબતો કરતાં કંઈક તદ્દન ભિન્ન બાબતમાં જ પોતાની જાતને રોકવી જોઇએ; તે પોતાનાં અન્ય કર્તવ્યો જે રીતે કરે છે તે કરતાં આવા સમયમાં તે પોતાની જાતને જેવી રીતે રોકી રાખે છે તે પણ તદ્દન જુદા પ્રકારની જ હોવી જોઇએ. આથી એમ સૂચવવાનું નથી, કે આ પ્રમાણે જુદા પડેલા સમયમાં તે જે કરે છે તેનો તેના દરરોજના કાર્યમાં કોઈ પ્રકારનો સંબંધ નથી. આથી ઉલટી રીતે જે અભ્યાસિ યથાર્થ રીતે આવી ક્ષણોને શોધે છે તેને તુર્ત માલુમ પડી આવશે, કે આને લીધે જ તેને તેનું દરરોજનું કાર્ય કરવાની સંપૂર્ણ શક્તિ મળી રહે છે. તેમજ એમ પણ ધારવાની જરૂર નથી કે આ નિયમ પાળવા વડે કોઇને પણ પોતાનાં કર્તવ્યો કરવા માટે જરૂરના સમયનો ખરેખરી રીતે ભોગ આપવો પડે છે. જો કોઈ અભ્યાસિને ખરેખરી રીતે આ બાબતમાં ગાળવાનો વિશેષ સમય ના હોય તો દરરોજની પાંચ જ મિનીટ પણ બસ છે. ખરેખરી વિચારવાની બાબત તો આ પાંચ મિનીટ કેવી રીતે ગાળવામાં આવે છે એ જ છે.

આવા સમયોમાં અભ્યાસિએ પોતાની જાતને સંપૂર્ણ રીતે દરરોજના ધાંધલીયા જીવનની પારની દશામાં મૂકવી જોઇએ. તેના વિચારો અને લાગણીઓને ભિન્ન પ્રકારનો રંગ લાગવો જોઇએ. તેનાં આનંદ અને શોકપ્રદ કાર્યોનું, તેની હાયહાયોનું, અનુભવોનું, તેના મન ચક્ષુ સમીપ પુનરવલોકન થવું જોઇએ. તેણે મનનું એવા પ્રકારનું વલન ધરવું જોઇએ કે જે વડે, પોતાના અન્ય સર્વે અનુભવોને ઉચ્ચ દૃષ્ટિ બિંદુથી જોવાને તે શક્તિવાન્ થઈ શકે. આપણે એટલું જ લક્ષમાં રાખવાનું છે, કે આપણે સામાન્ય જીવનમાં અન્યના અનુભવો અને કાર્યોને જે દૃષ્ટિ બિંદુથી અવલોકીએ છીએ તે, તથા જે દૃષ્ટિબિંદુથી આપણા અનુભવો અને કાર્યોને વિલોકીએ છીએ તે ઉભય વચ્ચે કેટલો ભેદ છે. આ અનિવાર્ય છે, કારણ કે જ્યારે આપણે માત્ર અન્યના અનુભવો અને કાર્યોનો વિચાર કરીએ છીએ ત્યારે આપણે આપણા અનુભવો અને કાર્યોમાં ગૂંચવાયલા હોઇએ છીએ. આવી શાંતિની ક્ષણોમાં આપણો ઉદ્દેશ, આપણા પોતાના અનુભવો અને કાર્યોનો જાણે તે આપણાં ના હોય પરંતુ અન્ય સાથે સંબંધ ધરાવતાં હોય અન્યનાં જ હોય તેવી રીતે તેમના વિષે વિચાર કરવાનો, અવલોકન ચલાવવાનો છે. દૃષ્ટાંત તરીકે ધારો કે અમુક માનવિ અમુક કમ ભાગ્યમાં સપડાયો છે. આ સમયે તેનું વલન, પોતાના પાડોશી ઉપર આવા જ પ્રકારનું કમ ભાગ્ય આવી પડ્યું હોય, તે સમયે જેવું હોય તેની સાથે સરખાવતાં તદ્દન ભિન્ન પ્રકારનું જ હોય છે. આવા માનસિક વલનને કોઈ અન્યાય્ય ગણીને ભાગ્યે જ ઠપકો આપી શકશે; આવા પ્રકારનો પણ માનવ પ્રકૃતિનો એક વિભાગ છે, જેવી રીતે ખાસ બાધ કારક ગણાતાં દૃષ્ટાંતોમાં હોય છે તેમજ

દરરોજના જીવનના બનાવોમાં પણ બને છે. અભ્યાસિએ અમુક અમુક સમયે જાણે કે તે કોઈ અજાણ્યા માનવિ વિષે વિચાર ચલાવતો હોય તેવી જ રીતે પોતાની જાત વિષે વિચાર ચલાવવાની શક્તિ મેળવવાનો પ્રયત્ન કરવાની જરૂર છે. એકાદ ટીકાકારની આંતર્ શાંતિ પૂર્વક તેને પોતાની જાત વિષે વિચાર ચલાવવાની જરૂર છે. આવી દશા પ્રાપ્ત થતાં આપણા પોતાના અનુભવો જ આપણા સમક્ષ કંઈક નવીન પ્રકાશમાં જ ખડા થાય છે. જ્યાં સુધી આપણે આવા અનુભવોમાં ગુંચવાયલા હોઇએ છીએ તથા જાણે કે તેમના અંતરમાં જ પેશી ગયા હોઇએ તેવા બનીએ છીએ ત્યાં સુધી સતની સાથે તેમજ અસતની સાથે આપણે ઘણા નિકટમાં જોડાયલા વસીએ છીએ. જ્યારે આપણે શાંત અંતર્ અવલોકનની દશા પ્રાપ્ત કરી શકીએ છીએ ત્યારે અસતમાંથી સત્ અલગ પડી આવે છે. શોક અને હર્ષ, દરેક વિચાર, દરેક નિશ્ચય જ્યારે આપણે આપણી જાત વિષે આ પ્રમાણે શાંતિથી વિચાર ચલાવીએ છીએ ત્યારે પલટાઈ ગયલાં જણાય છે. આતો જાણે આપણે આખો દિવસ એવા સ્થાનમાં ગાળીએ કે જ્યાં નાના અને મોટા પદાર્થોને એક સમાન દૃષ્ટિ બિંદુથી અવલોકવામાં આવતા હોય, અને સાંજના એકાદ નજીકના પર્વત ઉપર ચઢીને આ સર્વ દેખાવ સામટો જોવાતો હોય, તેના જેવું છે. આવા સમયે આ સ્થાનના વિભાગો, તે સ્થાનમાં રહીને તેમને જોઇએ તેવા કરતાં ભિન્ન પ્રકારનાં પ્રમાણ ધારણ કરે છે. **આવા શાંત આંતરધ્યાનની કીમતનો આધાર, આપણે જે યથાર્થનું ધ્યાન ધરતા હોઇએ તેના કરતાં આવા પ્રકારની આંતર્ શાંતિથી આપણામાં જે શક્તિનો વિકાસ થાય છે તેના ઉપર વિશેષ છે.**

દરેક માનવિનામાં, આપણે જેને દરરોજના "વ્યાવહારિક" માનવિ રૂપે ઓળખીએ છીએ તે ઉપરાંત એક પ્રકારના ઉચ્ચ સત્વનો સમાવેશ થાય છે. આ ઉચ્ચ સત્વને જાગ્રત કરવામાં ના આવે ત્યાં સુધી તે છૂપાયલું જ રહે છે. આપણે દરેક તેને માત્ર પોતાની જાતે જ જાગ્રત બનાવી શકીએ. પરંતુ જ્યાં સુધી આ ઉચ્ચ સત્વને જાગ્રત કરવામાં આવતું નથી ત્યાં સુધી દરેક માણસમાં ઉંઘતી દશામાં રહેલી ઇન્દ્રિય પારના પ્રદેશમાં લઈ જતી ઉચ્ચ શક્તિયો છૂપાયલી દશામાં જ રહેવી જોઇએ. આંતર્ શાંતિના સામ્રાજ્યમાં લઈ જતી આશક્તિ, અમુક ઉચ્ચ શક્તિઓને જાગ્રત કરીને પ્રવૃત્તિમાં મૂકનાર એક પ્રકારના જાદુઈ બલ સમાન છે. શોધક અભ્યાસિએ, પોતાના અંતરમાં આ જાદુઈ બલનો અનુભવ થતા સુધી, અત્રે દર્શાવાયલા નિયમને સખ્ત રીતે તથા તીવ્રેચ્છા પૂર્વક હમેશાં અનુસરવાની આવશ્યકતા છે, આ પ્રમાણે ખંત પૂર્વક મચ્યા રહેનાર દરેક અભ્યાસિને એક એવો સમય આવશે કે જ્યારે એક પ્રકારનો આધ્યાત્મિક પ્રકાશ તેના સમક્ષ ખુલો થશે તથા એક સમગ્ર નવીન સૃષ્ટિ—જેની હયાતીની હજુ સુધી શંકા પણ સંભવી ન હતી—તેના એક અંતરૂચક્ષુ સમીપ ખુલ્લી થશે.

અભ્યાસિ ઉપર દર્શાવેલા નિયમનું પાલન કરે તેથી કંઈ તેના જીવનમાં કોઈ પ્રકારના બહારના ફેરફાર થવાનીકોઈ પ્રકારની જરૂર નથી. તે પહેલાંની પેઠે જ પોતાનાં કર્તવ્યો કર્યાં જાય છે, તથા આરંભમાં તો તેને પ્રથમના જેવા જ શોક પ્રસંગો સહન કરવા પડે છે, પૂર્વના જેવા જ આનંદોનો અનુભ લેવો પડે છે. આથી તે કોઈ પણ પ્રકારે "વ્યાવહારિક જીવનમાંથી" અલગ બની જતો નથી. ઉલટો આથી તો તે પોતાની જાતનો વિશેષ સંપૂર્ણ રીતે આ "જીવન" માટે ભોગ આપ-

વાને સમર્થ બને છે; આનું કારણ એમ છે, કે " ખાસ કરીને જુદી પાડેલી આવા પ્રકારની ક્ષણોમાં" તેને પોતાનું જ એક પ્રકારનું "ઉચ્ચ જીવન" ગાળવાનું હોય છે. ધીમે ધીમે **ઉચ્ચ જીવન** સામાન્ય જીવન ઉપર પોતાની અસર બતાવતું ચાલે છે. એ જુદા પાડેલા સમયની શાંતિ, દરરોજના સામાન્ય જીવન ઉપર પણ અસર કરી શકે છે. અભ્યાસિ એક સમગ્ર માનવિ રૂપે શાંત બનતો જાય છે, પોતાનાં સર્વે કાર્યોમાં અભય પામતો જાય છે, તથા સર્વ પ્રકારના આકસ્મિક બનાવોથી ઉશ્કેરાઈ જતો બંધ થાય છે. આ પ્રમાણે આગળ વધનાર અભ્યાસિ ધીમે ધીમે પોતાની જાતની વધારે ને વધારે સંભાળ લેતો જાય છે, તથા પ્રાસંગિક બનાવો અને બહારની અસરોથી થોડો દોરવાતો જાય છે. ધ્યાનના આવા સમયોમાં કેટલા બધા સામર્થ્યના એક મૂલ ઉત્પત્તિ સ્થાનનો સમાવેશ થાય છે તે થોડા સમયમાં જ અભ્યાસિના સમજવામાં આવે છે. પ્રથમના કાલમાં જે જે બનાવોથી તે દીલગીર બનતો હતો તેથી હવે તે દીલગીર થતો બંધ પડે છે: તેનામાં ભયની પ્રેરણા ઉપજાવતી અસંખ્ય બાબતો હવે તેને વધારે વાર ભડકાવી શકતી નથી. તેને માટે જીવન એક નવીન સ્વરૂપ ધારણ કરે છે. પૂર્વે તો તે આ અથવા તે કાર્ય એક પ્રકારની બીરૂતાની ભાવનાથી ઉપાડી લેતો હતો. તેનું એમ કહેવું થતું, કે "આ કાર્ય જેવી સારી રીતે કરવાની મારી મરજી છે, તેટલી શક્તિની મારામાં ખોટ છે." હવે તેને વધારે વાર આવા પ્રકારનો વિચાર આવતો નથી, પરંતુ તેને બદલે એક ભિન્ન પ્રકારની વિચાર પરંપરા ચાલે છે. તે હવે પોતાની જાતે આ પ્રમાણે વિચારે છે:—"મારાથી જેટલું સારી રીતે બની શકે તેટલું અમુક કાર્ય પાર પાડવાને હું મારા સર્વ સામર્થ્યનો ઉપયોગ કરીશ." હવે તે ભીરૂતાને ઉત્તેજન આપે એવા વિચારને દબાવી દે છે. તેના સમજવામાં આવે છે, કે આ ભીરૂતા જ તેના કાર્યનું સત્યાનાશ વાળી નાખશે, તેની પ્રવૃત્તિની વૃદ્ધિમાં આથી લેશ પણ સહાય થશે નહિ. આ પ્રમાણે ઉપરા ઉપરી વિચારો, દરેક તેના સમગ્ર જીવનને લાભ કરે એવા અભ્યાસિના મનમાં ઉદય થવાનો આરંભ થાય છે. બાધકારક અને નબળા બનાવી દેતા વિચારોનું સ્થાન આ વિચારો રોકે છે. હવે તે પોતાનું વ્હાણ, તેને પૂર્વે આમ તેમ ડગમગાવી નાખનાર આ સંસારનાં તોફાની મોજાંમાંથી સહીસલામત રીતે હંકારી જવાનો આરંભ કરે છે.

આવા પ્રકારની શાંતિ અને સ્વસ્થતાની અસર સમગ્ર દેહમાં પ્રતિકાર્ય રૂપે જણાઈ આવે છે. તેમના વડે આંતર પુરૂષની વૃદ્ધિમાં મદદ મળે છે તથા ઉચ્ચ જ્ઞાન પ્રતિ દોરી જતી આંતર્ શક્તિયોનો વિકાસ પણ સધાતો જાય છે. આ દિશામાં આગળ વધવાથી અભ્યાસિ ક્રમે ક્રમે એક એવી દશામાં આવી પડે છે કે જેમાં બાહ્ય દુનિયાના સંસ્કારો તેના પોતાના ઉપર કેવા પ્રકારે અસર કરી શકશે તેનો તે જાતે જ નિર્ણય કરી શકે છે. આ પ્રમાણે કદાચ તેની લાગણી દુઃખાવે તથા કષ્ટ ઉત્પન્ન કરે એવા શબ્દનો ઉચ્ચાર તેના સાંભળવામાં આવે છે. ગુપ્ત વિદ્યાના અભ્યાસના આરંભ પૂર્વે આથી તેની લાગણી ખરેખર દુઃખાત, તેને કષ્ટ થાત. પરંતુ હવે તો તે શિષ્યવૃત્તિના માર્ગમાં પ્રયાણ કરતો હોવાથી આવા પ્રકારની ભાવના તેના મનમાં કોઈ કાલે પ્રવેશ કરતાં પૂર્વે, તેમાંથી તેને દુઃખ દેવાની શક્તિ આપનારા દંશને દૂર કરવાને તે હવે સમર્થ બન્યો છે. એક અન્ય દૃષ્ટાંત લઈએ. જ્યારે આપણને વાટ જોતા રાખવામાં આવે છે ત્યારે આપણે સ્વાભાવિક રીતે અધીરા બની જઈએ છીએ, પરંતુ અભ્યાસિમાં શાંતિની ક્ષણોમાં અધીરાઈની ઉપયોગિતાના અનુભવની ભાવના એટલી બધી ઉત્પ-

રાઈ જતી હોય છે, કે આવા દરેક પ્રસંગે આવી લાગણી તેનામાં વર્તમાન હોય છે. સ્વાભાવિક રીતે તેના ઉપર વિજય મેળવતી અધીરાઈ દૂર પળે છે, તથા અન્ય રીતે અધીરાઇ દર્શાવવામાં ગુમાવવામાં આવતો મધ્ય સમયનો, રાહ જોવાના સમયમાં અમુક લાભકારક અવલોકન કરવામાં ઉપયોગ કરવામાં આવે છે.

આવી યથાર્થ બાબતોથી શું સંબંધ છે, તે હવે આપણે સમજવાની જરૂર છે. માનવિમાં વસતો "આંતર્ પુરૂષ" સતત વૃદ્ધિ પામતો હોય છે તથા માત્ર શાંતિ અને સ્વસ્થતાની એંત્રે દર્શાવાયલી દશા વડે ક્રમવાર વિકાસ સંભવિ શકે છે, એટલું આપણે સ્મરી રાખવાની જરૂર છે. બાહ્ય જીવનનાં મોજાં આંતર્ પુરૂષ ઉપર સર્વ પાસાંથી આવીને અથડાય છે; બાહ્ય જીવનને પોતાને આધીન કરવાને બદલે જો અભ્યાસિ પોતે જ એ જીવનને આધીન બની જાય છે તો આ પ્રકારે અથડાતાં મોજાંનું બલ બલવાન થાય છે. આવો અભ્યાસિ; એકાદ ખડકના ચીરાડામાંથી વિસ્તાર પામવાનો પ્રયત્ન કરતા એક વૃક્ષ સમાન છે, જ્યાં સુધી નવીન માર્ગ મળતો નથી ત્યાં સુધી તેની વૃદ્ધિનો રોધ થાય છે. કોઈ પણ પ્રકારની બાહ્ય શક્તિયો આંતર્ પુરૂષ માટે અવકાશ પૂરો પાડી શકતી નથી, તે તો માત્ર અભ્યાસિથી પોતાના જીવાત્માને પૂરી પાડવામાં આવતી આંતર્ શાંતિ વડે જ બની શકે એમ છે. બાહ્યના બનાવો તો માત્ર તેના બાહ્ય જીવનનો માર્ગ જ બદલી શકે; તેમનાથી કદાપિ આંતર્ આધ્યાત્મિક પુરૂષ જાગ્રત બનતો નથી. અભ્યાસિયે પોતાની જાને જ નવીન અને ઉચ્ચ પુરૂષને પોતાના આંતરમાં જન્મ આપીને વાસો વસાવવાનો છે.

"ઉચ્ચ પુરૂષ," "આંતરૂર શાસક" બની જાય છે, તે ખાત્રી ભરેલી સંભાળસહિત બાહ્ય પુરૂષના બનાવોને નિયમે છે. જ્યાં સુધી અન્યનું ઉપરીપણું હોય છે ત્યાં સુધી આ આંતર્ પુરૂષ ગુલામીની દશામાં રહે છે, તેથી તે પોતાની શક્તિયોનો વિકાસ સાધી શકતો નથી. જો મારા કરતાં અન્યમાં મને ગુસ્સે કરવાની શક્તિ હોય તો હું મારી જાતનો ઉપરી નથી અથવા સારી રીતે કહીએ તો હજી સુધી હું મારા "આંતર્ શાસક" ની શોધ કરી શક્યો નથી. બાહ્ય દુનિયાના સંસ્કારો માત્ર હું પસંદ કરૂં તેવી રીતે મારા ઉપર અસર ઉપજાવે, આવા પ્રકારની આંતર્ શક્તિ અભ્યાસિએ વિકસાવવાની જરૂર છે આ પછી જ આપણાથી ખરેખરી રીતે ગુપ્ત વિદ્યાના એક અભ્યાસિ બની શકાય છે. આવી શક્તિ પ્રાપ્ત કરવા માટે તીવ્રેચ્છા પૂર્વક પ્રયત્ન કરવા વડે જ અભ્યાસિ પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરી શકે છે. આપેલા સમયમાં ઘણું ઘણું કરી નાખવાની બાબત શોધમાં તીવ્રેચ્છા પ્રકટાવવાની બાબત કરતાં જરા પણ વિશેષ ઉપયોગની નથી. અનેક અભ્યાસિઓએ અનેક વર્ષો પર્યંત કોઈ પણ પ્રકારની લક્ષમાં લેવા યોગ્ય વૃદ્ધિ પામ્યા વિના અભ્યાસ ચલાવ્યો છે; પરંતુ નિરાશ નહિ બનતાં હિંમત પૂર્વક આગળ અભ્યાસ ચલાવનારા અભ્યાસિયોમાંના અનેકે કોઈ વાંઈ વાર એકાએક જ "આંતર્ વિજય" મેળવ્યો હોય છે.

અનેક પ્રસંગોમાં આંતર્ શાંતિની આ પીક્ષણો મેળવવા માટે-ઘણો જ પ્રયત્ન કરવો પડે છે. પરંતુ જેમ જેમ વધારે વધારે મહેનતની જરૂર પડે છે તેમ તેમ વિજય પણ વધારે વધારે ઉપયોગી બને છે. રહસ્ય, ગુપ્ત વિદ્યાના અભ્યાસમાં સર્વે બાબતોનો આધાર, આપણે આપણી જાતનો તથા આપણાં કાર્યોનો, સંપૂર્ણ રીતે અજાણ્યા માનવિનો હોય તેવી રીતે વિચાર ચલાવવાની આપણી શક્તિ, આંતર્ સત્ય તથા નિષ્કપટ આંતરૂભાવ ઉપર હોય છે.

પરંતુ પોતાનામાં ઉચ્ચ પુરુષના ઉદય વડે, અભ્યાસીની આંતર્ પ્રવૃત્તિનો માત્ર એક પક્ષ જ સંરક્ષાય છે. આ ઉપરાંત અન્ય કંઈકની જરૂર પડે છે. ગમે તો અભ્યાસી પોતાની જાતને એક અજાણ્યા પુરૂષ રૂપે ગણે તો પણ તે માત્ર પોતાનો જ વિચાર ચલાવે છે; પોતાની સાથે સંબંધ ધરાવતા અનુભવો અને કાર્ય તે પોતાના જીવનના અમુક વલન દ્વારા અવલોકન કરે છે, તેને માટે આની પારની દશા પ્રાપ્ત કરવાની જરૂર છે તથા પોતાનાજ ખાસ બનાવો સાથે હવે વધારે વાર સંબંધ ન ધરાવતાં શુદ્ધ માનવ દૃષ્ટિ બિંદુને કેળવવાનું છે. ગમે તો તે ભિન્ન પ્રકારના બનાવો અને ભિન્ન પ્રકારની દશાઓમાં વસતો હોય તો પણ માનવ પ્રાણી રૂપે તેની સાથે સંબંધ ધરાવતી બાબતોનો વિચાર ચલાવવા પર્યંતની ઉચ્ચ દશાએ તેણે ચઢવું જોઇએ. આ પ્રમાણે જાતીય દૃષ્ટિ બિંદુની પાર જતા કંઈકનો તેનામાં જન્મ થાય છે. તેની દૃષ્ટિ શક્તિ, દરરોજની દુનિયા તેને ભોમીયો બનાવે છે તેનાં કરતાં ઉચ્ચ સૃષ્ટિયો પ્રત્યે દોરવાય છે. પછીથી તેને અનુભવ થવા માંડે છે, કે તેનો આ ઉચ્ચ સૃષ્ટિયો સાથે સંબંધ છે. તેની ઇન્દ્રિયો અને દરરોજના વ્યાપારો તે વિષે તેને કંઈ પણ કહી શકે એમ નથી. આ પ્રમાણે તે પોતાની જાતના મધ્ય બિંદુને પોતાની પ્રકૃતિના આંતર્ વિભાગમાં સ્થાપિત કરે છે. શાંતિની ક્ષણોમાં સંભળાતા આંતર્ અવાજો પ્રત્યે તે ધ્યાન આપે છે; આંતર્માંથી જ આધ્યાત્મિક સૃષ્ટિ સાથેનો એક પ્રકારનો સંબંધ તે કેળવે છે. દરરોજની દુનિયામાંથી તે દૂર પણ જાય છે, તથા હવે વધારેવાર તેના અવાજો તેના શ્રવણે પડતા નથી. તેની સર્વ પાસા શાંતિ પસરી રહે છે. સર્વે બાહ્ય પરિવર્તનોને, તથા આવા બાહ્ય સંસ્કારોનું સ્મરણ કરાવતી દરેક બાબતને તે પોતાનામાંથી દૂર રાખે છે. તેનો સમગ્ર જીવાત્મા, શાંત આંતર્ધ્યાન વડે તથા શુદ્ધ આધ્યાત્મિક સૃષ્ટિના અનુભવ વડે પરિપૂરીત બને છે. આવા પ્રકારનું શાંત ધ્યાન અભ્યાસીને એક જરૂરીઆત સમાન થઈ પડવું જોઇએ. વિચારમય એક સૃષ્ટિમાં તે સંપૂર્ણતાથી ડુબી ગયલો છે. આવા શાન્ત ધ્યાન માટે તેણે તીવ્રેચ્છા પ્રકટાવવી જોઇએ. તેણે આત્માનાં આંતર વહનો પ્રત્યે પ્રેમ રાખતાં શિખવું જોઈએ. થોડા સમયમાં જ, તે પોતાને આસપાસ આવી રહેતી દરરોજની બાબતો કરતાં આ વિચાર સૃષ્ટિને વિશેષ અસલ માનતો બંધ થાય છે. જાણે કે અવકાશમાં અસ્તિત્વ ધરાવતા પદાર્થો હોય તેમ તે પોતાના વિચારો સાથે વર્તવાનો આરંભ કરે છે. પછીથી એવો સમય નજીકમાં જ હોય છે, કે જ્યારે તેના શાંત ધ્યાનનાં રહસ્યો, આકાશમાં અસ્તિત્વ ધરાવતા પદાર્થો કરતાં વિશેષ ઉચ્ચ તથા વધારે યથાર્થ લાગવાનો આરંભ થાય છે. આ વિચાર સૃષ્ટિ, જીવનના એક પ્રકારના આવિર્ભાવ રૂપ છે, એમ તેને માલુમ પડે છે. વિચારો માત્ર એક પ્રકારની કલ્પિત છાયાઓ સમાન નથી પરંતુ તેમના દ્વારા પૂર્વે છૂપાઈ રહેલાં સત્વો તેની સાથે વ્યવહાર ચલાવે છે, એમ તેના અનુભવવામાં આવે છે. શાંતિ દ્વારા તેના પ્રત્યે બોલતા અવાજો તેના સાંભળવામાં આવે છે. પૂર્વે સાંભળવાનું માત્ર અનયવ શ્રવણ હતો; હવે તો તે પોતાના જીવાત્મા દ્વારા ધ્યાન આપી શકે છે. એક પ્રકારની આંતર્ ભાષા તથા એક પ્રકારનો આંતર્ અવાજ તેના સમક્ષ ખુલ્લાં થાય છે. જ્યારે આ અનુભવ પ્રથમવાર થાય છે ત્યારે અભ્યાસિ માટે તે એક ઉત્તમોત્તમ ધ્યાનની ક્ષણ હોય છે. તેને માટે એક પ્રકારનો આંતર્ પ્રકાશ સમગ્ર બાહ્ય દુનિયામાં ઉભરાઈ જાય છે, તથા તેનો "નવીન જન્મ થાય છે." તેના દ્વારા દિવ્ય સૃષ્ટિઓનો એક પ્રવાહ વહન કરે છે તથા સાથે સાથે દિવ્ય આનંદ લાવે છે.

ક્રમે ક્રમે આધ્યાત્મિક પુરુષના જીવનમાં વિકાસ પામતું જીવાત્માનું આ વિચાર—જીવન; જ્ઞાનવાદીઓ અને અધ્યાત્મવાદીઓનાથી ધ્યાનની (ચિંતનાત્મક વિચાર) સંજ્ઞાના નામથી વ્યવહરાય છે. અતીન્દ્રિય જ્ઞાન પામવાનું સાધન આવા પ્રકારનું ધ્યાન છે. પરંતુ આવી ક્ષણોમાં અભ્યાસીને ઇન્દ્રિયજ્ઞાનના વિલાસમાં તણાઇને સંતોષ માનવાનો નથી. તેણે અનિશ્ચિત લાગણીઓ, વિચારોને પોતાના જીવાત્માને આધિન કરી લેતાં અટકાવવાનાં છે. આમ ન થવાથી જ યથાર્થ આધ્યાત્મિક જ્ઞાન પામવામાંથી તેને અટકી પડવું પડે છે.

તેના વિચારો ભાવનાઓ સ્પષ્ટ થવા જોઇએ, ચોખ્ખી રીતે લક્ષમાં આવવા જોઇએ તથા પોતાના અંતરમાં ઉઠતા વિચારો ભાવનાઓમાં અંધની પેઠે પોતાની જાતને ના: તણાવા દેવાથી અભ્યાસીને આ કાર્યમાં સહાય મળે છે. આંતર્ પ્રેરણાનો સાક્ષાત્કાર પામેલા આગળ વધેલા અભ્યાસીયોમાં ઉત્પન્ન થયલા શ્રેષ્ઠ વિચારો અને ભાવનાઓ વડે તેણે પોતાના મનને ભરી કાઢવું જોઇએ. ધ્યાનની આવી ક્ષણોમાં સ્વતઃ ઉત્પન્ન થયલાં શાસ્ત્રોનો પ્રથમતો તેણે અભ્યાસ કરવો જોઇએ. અભ્યાસીને આવા લેખો, રહસ્યવાદી, જ્ઞાનવાદી અને અધ્યાત્મવાદીના વર્તમાન કાલના ભાષા સાહિત્યમાં મળી રહેશે, તથા ધ્યાનમાં સહાયકારક બાબતો પણ તેમાંથી જડશે. પ્રાજ્ઞ પુરૂષોએ જાતે જ આવાં શાસ્ત્રોમાં દિવ્ય વિદ્યાની ભાવનાઓને ભરી છે, અથવા પોતાના શિષ્યો દ્વારા દુનિયા સમક્ષ તેનો ઘોષ ગજાવ્યો છે.

આવા ધ્યાનથી અભ્યાસીનામાં એક પ્રકારનો સંપૂર્ણ ફેરફાર થઈ જાય છે. યથાર્થતાની તે તદન નવીન પ્રકારની જ ભાવનાઓ બાંધવાનો આરંભ કરે છે. સર્વ બાબતો તેની દૃષ્ટિએ કંઇક નવીન કીમત ધારણ કરતી થાય છે. એટલું વારંવાર સિદ્ધ કરવાની જરૂર નથી. આ ફેરફારથી તે યથાર્થતામાંથી ભિન્ન પડી જતો નથી અથવા તેનાં દરરોજનાં વ્યાવહારિક કાર્યોમાંથી દૂર થઈ જતો નથી. તેનાં નાનામાં નાનાં કાર્યો અને અનુભવો, મહાન્ વિશ્વેદેવો અને બનાવો સાથે નિકટના સંબંધમાં હોય છે, એમ તેને અનુભવ થાય છે. ધ્યાનની ક્ષણોમાં આ સંબંધ તેના સમક્ષ એકવાર ખુલ્લો થઈ જતાં, દરરોજનાં વ્યાવહારિક કાર્યો કરવામાં નવીન અને સંપૂર્ણ શક્તિનો તેનામાં ઉદય થાય છે. તેની મહેનત અને દુઃખ સહન, મહાન્ આધ્યાત્મિક વિશ્વ વ્યાપક એકના માટે કરવામાં અને ભોગવવામાં આવે છે, એવી તેની પછીથી ખાત્રી થાય છે. આ પ્રમાણે ઉદાસિનતાને બદલે ધ્યાનવડે તેને જીવન વહન કરવાનું સામર્થ્ય મળી રહે છે.

દૃઢ ડગલાં સહિત અભ્યાસી જીવન વહનમાં વ્હેવાનો આરંભ કરે છે. એથી તેને ગમે તે થાય તેનો કંઈ હિસાબ નથી, તે તો સીદ્ધો ટટ્ટાર આગળ વધ્યાં જાય છે. ભૂત કાલમાં તે સમજતો નહોતો કે તેને શા માટે કાર્ય કરવું પડે છે તથા દુઃખ સહવું પડે છે, પરંતુ હવે તે સારી રીતે સમજે છે. દરેક બાબત શી રીતે ઉત્તમ પ્રકારે કરી શકાય, એ પોતાની મેળે જાણનારા અનુભવી પુરૂષોની આજ્ઞાનુસાર આવા પ્રકારના ધ્યાનનો અભ્યાસ કરવામાં આવે તો તેથી અંતિમ ઉદ્દેશ પર્યંત પહોંચાવાનો સંભવ સ્પષ્ટ જ છે. તેટલા માટે આવા અનુભવી નિયામકોની સલાહ અને આજ્ઞા લેવાની અભ્યાસીને જરૂર છે.

(કેટલાંક સિદ્ધાન્ત દર્શનોમાં આમને ગુરુના નામથી વ્યવહરવામાં આવે છે.) અન્ય રીતે

જે અંધારામાં અનિશ્ચિત બાચકા ભરવા સમાન થઈ પડે તે આવા નિયમન વડે અંતિમ સ્થાનની ખાત્રી આપતા કાર્યમાં પલટાઈ જાય છે. જેઓ આવા અનુભ અને જ્ઞાનવાળા ગુરુઓને આ વિદ્યા માટે વિનિત હૃદયે પૂછે છે, તેમની પૃચ્છા કદાપિ વ્યર્થ જતી નથી. આવા મહંતોએ માત્ર એટલું સ્પષ્ટ રીતે દર્શાવવું જોઇએ, કે તેઓ માત્ર એક મિત્ર રૂપ સલાહ આપવાની જ ઇચ્છા રાખે છે, અભ્યાસીના ઉપર ભાવિમાં થઈ પડનાર રાજાના જેવી આજ્ઞાનું સામ્રાજ્ય ચલાવવા માગતા નથી. જેઓ ખરેખરી રીતે જાણતા હોય છે, અનુભવી હોય છે તેઓ હમેશાં માનવિઓના મધ્યમાં એક અત્યંત વિનિત દશામાં હોય છે; જેને આપણે સત્તા મેળવવા માટેની હાય હાય કહીએ છીએ તેના કરતાં તેમની પ્રકૃતિને વિશેષ અરૂચિકર અન્ય કંઈ પણ નથી.

જે અભ્યાસીઓ ધ્યાનના અભ્યાસ વડે, માનવિને આત્મા સાથે અભેદ પમાડતી ભૂમિકા પર્યંત પહોચે છે; તેઓ પોતાના અંતરમાં, મરણ તથા જન્મ ઉભયમાંના એકના પણ બંધન વિનાના નિત્ય તત્વનો ઉદય સાધે છે. માત્ર જેમને આ બાબતનો પોતાની જાતનો અનુભવ નથી તેઓ જ આ નિત્ય તત્વના અસ્તિત્વમાં શંકા કરે છે. પોતાના નિત્ય, અવિનાશી, આવશ્યક સત્વના સ્વીકાર અને ધ્યાનપર્યંત પહોચવામાં અભ્યાસી માટે ધ્યાન એક માર્ગ સમાન થઈ પડે છે. જીવનના આવા દૃષ્ટિબિંદુ પર્યંત માત્ર ધ્યાન દ્વારા જ જઈ શકાય છે. આ નિત્ય સત્વ ( તત્વ ) ની નિત્ય પ્રકૃતિ તથા તેના પુનર્જન્મ વિષે, જ્ઞાનવાદ અને અધ્યાત્મવાદ ઉપદેશે છે. આવો પ્રશ્ન વારંવાર પૂછવામાં આવે છે, " જન્મ અને મરણની હદની પારના અનુભવો વિષે માનવિ શા માટે કંઈ પણ જાણતો નથી ? " આપણે આ પ્રમાણે પૂછવું ઉચિત નથી, પરંતુ પ્રશ્ન તો આમ થવો જોઇએ, " આવું જ્ઞાન અમે શી રીતે મેળવી શકીએ ? " યથાર્થ ધ્યાન દ્વારા અનુભવ માર્ગનાં દ્વાર ખુલ્લાં થાય છે. જન્મ અને મરણની હદની પારના પ્રદેશમાં સમાવેશ થતા બનાવોનું સ્મરણ માત્ર આ સાધનવડેજ તાજું બની શકે છે. દરેક જણ આ જ્ઞાન સંપાદન કરી શકે; રહસ્યવાદ, અધ્યાત્મવાદ, જ્ઞાનવાદના સત્ય સિદ્ધાંતોને આપણી જાતે પારખી કાઢવાની અને વિચારવાની શક્તિ આપણા દરેકનામાં છે; પરંતુ યથાર્થ સાધન પસંદ થવાની જરૂર છે. કાન અને આંખ્યોવાળું એક માનવિ-સ્વર અને રંગોને પારખી શકે છે, તેમજ જેવડે પદાર્થો જોવાય છે તે પ્રકાશની ખોટ હોય તો પણ આંખ્ય જોઈ શકતી નથી. આધ્યાત્મિક શ્રવણ અને ચક્ષુઓ વિકસાવવાનાં તથા આધ્યાત્મિક પ્રકાશ પ્રકટાવવાનાં સાધનો ગુપ્ત વિદ્યા પૂરાં પાડે છે. ગુપ્ત વિદ્યાના ઉપદેશકોના કહેવા પ્રમાણે અંતિમ ઉદ્દેશ પામવાનાં ત્રણ પગથિયાં છે. (૧). કસોટીનો સમય—આથી આધ્યાત્મિક ઇન્દ્રિયો કેળવાય છે. (૨) જ્ઞાન પ્રબોધનો સમય—આથી આધ્યાત્મિક પ્રકાશ પ્રકટે છે. (૩) દીક્ષાકાલ—આથી ઉચ્ચ આધ્યાત્મિક સત્વો, વ્યક્તિઓ, દેવો સાથે સંબંધ બંધાય છે. હવેના પ્રકરણમાં આ ત્રણ વિષે વિચાર ચલાવવામાં આવશે,

( આગળ ચાલુ. )

" Theosophist. "

"મઘાનું નક્ષત્ર પિતૃઓ માટે પવિત્ર ગણાય છે. મઘાનો પ્રદેશ, પિતૃલોક (મરી ગયલાંઓનો દેશ) છે. જ્યારે ચંદ્ર પિતૃલોકમાં હતો ત્યારે કૌરવો અને પાંડવોના યુદ્ધનો આરંભ થયો." ભારત સાવિત્રિ આમ કહે છેઃ—

हेमन्ते प्रथमे मासि शुक्लपक्षे त्रयोदशी ।
प्रवृत्तं भारतं युद्धं नक्षत्रे यम दैवते ॥

"હેમન્તઋતુમાં, પ્રથમ માસમાં, શુક્લ ત્રયોદશીએ, યમદેવતાના નક્ષત્રમાં મહાભારતના યુદ્ધનો આરંભ થયો. પ્રથમ માસ (હેમન્તનો) માર્ગશિર્ષ છે. અત્રે "શુક્લત્રયોદશી" શબ્દો વડે ચૌદમો ચાંદ્રદિન, તેના તેજ (સૌરદિને) સમયે આવતો હોવાથી સમજવાનો છે. વળી

अर्जुनेन हतो भीष्मो माघ मास्य सिताष्टमि ।
त्रियोदश्यांतु मध्यान्हे भारद्वाजो निपातितः ॥

"માઘના કૃષ્ણપક્ષના આઠમા દિવસે અર્જુને ભીષ્મને હણ્યા ત્રયોદશીએ મધ્યાહ્‌ને દ્રોણ હણાયો. આ ઉભય ચાંદ્રદિવસો ૧૩ માં નહિં પરંતુ ૧૪ માં ૧૦ અને ૧૫ ઉમેરવા વડે મળી રહે છે. (યુદ્ધના આરંભ પછી દશ દિવસે ભીષ્મ પડ્યા તથા તે પછી પંદર દિવસે દ્રોણ પડયા.)

"અત્રે માઘ શબ્દ (માર્ગશિર્ષ પછી આવનાર) પૌષ માસ સૂચવવા માટે વાપરવામાં આવ્યો છે, કારણ કે આ સમયે ઉત્તરેહું અયન (મકરસંક્રાંતિ) મકરમાં હોય છે. તેથી આ પ્રમાણે અસભંવિત થાય છે. કૃષ્ણપક્ષની અષ્ટમીથી આનો નિશ્ચય થાય છે. નહિંતો (યુદ્ધનો આરંભ ત્રયોદશીએ ગણવામાં આવે તો) તેમનાં મરણ અનુક્રમે સાતમ અને બારસના ચાંદ્રદિનોએ થવાં જોઇએ.

દુર્યોધનનું મરણ અમાવાસ્યાએ ગણવામાં આવ્યું છે. આથી પ્રતિપદા, અન્ય પક્ષનો પ્રથમ દિવસ સૂચવાય છે, એમ સમજવું જોઇએ.

યમદેવવાળું નક્ષત્ર અત્રે ભરણી નથી પરંતુ મૃગશિરઃ છે, જેના બેવડા દેવ છે— પ્રથમાર્ધનો શુક્ર, અન્ય અર્ધનો બુદ્ધ. વળી

चत्वारिंशदहान्यद्य द्वेचमेनिःसृतस्पवै ।
पुष्येन संप्रपातोऽस्मि श्रावणे पुनरागतः ॥

નહિ તથા કારણકે કાર્તિકી (કાર્તિક માસનો પૂર્ણિમદિન ત્યારે હોય છે કે . જ્યારે ચંદ્ર કૃત્તિકા નક્ષત્રમાં હોય છે, તેટલા માટે ચતુર્દશીને દિને ( માર્ગશિર્ષ માસનો ચૌદમો દિન ) મૃગશિરઃ નક્ષત્ર હોવાનોજ માત્ર સંભવ હોય છે.

" પોષ વદ બારસે જ્યારે ચંદ્ર સૂર્યોદય પૂર્વે ત્રણ મૂહૂર્ત વહેલો ઉગવાનો હતો ત્યારે રાત્રિયુદ્ધ થયાનું કહેવાયું છે. "

" વળી મરણ દિને ભીષ્મ કહે છેઃ—

". હું આ શરશય્યામાં મેં ઓછા અઠ્ઠાવન એટલે ૪૮ રાત્રિઓ સૂઈ રહ્યો છું.

આ સમય, પોષ વદ આઠમથી માઘ શુદ પાંચમ સુધી આવે છે.

" કાર્તિક શુદ બારશી કૃષ્ણ હસ્તિનાપુર ગયા માર્ગશિર્ષ વદ પાંચમે સૈન્યો બહાર નિકળ્યાં. માર્ગશિર્ષ વદ પાંચમથી પોષ શુદ પ્રતિપદા સુધી ૪૨ દિવસ થાય છે. માર્ગશિર્ષ શુદ તેરશે યુદ્ધનો આરંભ થયો. " આ પ્રમાણે નીલકંઠની ગણત્રી પ્રમાણે પૌષ માસના શુકલપક્ષના પ્રતિપદાએ મહાભારત યુદ્ધનો અંત આવ્યો.

આ પછી ૪૨ દિવસે માઘ માસના શુક્લપક્ષની પંચમીએ શરશય્યામાં ભીષ્મનું આખરનું અવમાન થયું.

મહાભારતમાં એમ કહેવાયું છે, કે ભીષ્મ પોતાના પતન પછી પોતાનો દેહ છોડતા પૂર્વે સૂર્યને ઉત્તર અયનના થવાની રાહ જોતા હતા. સૂર્ય ઉત્તરાયનના થયા તેવામાં તુર્તજ કુરૂક્ષેત્રમાં યુધિષ્ઠિર આવ્યા હતા, એમ કહેવાયું છે. તેથી ગમે તો તેજ દિને અથવા થોડા સમય પૂર્વે, ભીષ્મના મરણના વર્ષમાં મકર સંક્રાંતિ હતી. હિંદુ પંચાંગમાં માસના પૂર્ણિમદિનનો મઘા નક્ષત્રમાં આરંભ થતાં તે માસને માઘનું નામ આપવામાં આવે છે, એ આપણે જાણીએ છીએ. મઘા નક્ષત્રનું દશમું ભુવન છે. સિંહરાશિની ૧૩ કલા ૨૦ અંશમાં તે આવેલું છે. કોઇપણ વર્ષમાં માઘના અંતમાંજ પૂર્ણિમદિનનો આરંભ થાય તો ચાંદ્રદિનના અંતે ચદ્ર સર્વ રીતે સંપૂર્ણ બને છે. ચંદ્રદિનના લંબાણમાં ફેર પડે છે. એટલું સંભવિત છે, કે ( મઘા પછીના નક્ષત્ર ) પૂર્વાફાલ્ગુનીના અંતના નિકટમાં ચંદ્ર સંપૂર્ણ બનવો જોઇએ, તે સમયે દિનનો આરંભ મઘા નક્ષત્રના અંતમાં થાય છે. જ્યારે ચંદ્ર ઓશરે ૪ : ૨૬ અંશ ૨૦ કલામાં હોય છે એટલે જ્યારે સૂર્ય ૧૦ : ૨૬ અંશ ૨૦ કલામાં હોય છે ત્યારે આ દશાઓમાં યથાર્થ રીતે માઘ માસનો અંત આવે છે. જ્યારે સૂર્ય સ્હામે હોય છે ત્યારે ચંદ્ર પૂર્ણ હોય છે.

સામાન્ય રીતે પૂર્ણિમદિન શરૂઆતથી પંદરમો હોય છે. પરંતુ કોઇ કોઇવાર તે ૧૪મો અથવા ૧૬ હોય છે, જો આપણી તકરારમાંના પક્ષને ૧૪ દિનનો ગણીએ તો પંચમીથી તે પૂર્ણિમદિન દિન સુધીમાં ૯ દિવસ પસાર થઇ જશે, તથા તેટલા માટે ભીષ્મના મૃત્યુના દિવસે સૂર્ય ૧૦ : ૧૭ અંશ ૨૦ કલામાં હશે.

હવે એમ કહેવાયું છે, કે પૂર્વ દિનના આરંભમાંજ સૂર્ય ઉત્તર તરફ વળ્યો હતો એટલે ૧૦ : ૧૬ કલા ૨૦ અંશમાં હતો, મહાવિષુવની પાછળ આશરે ૯૦ કલા ૧૦

અંશમાં મકર સંક્રાંતિ આવેલી છે. તેથી ભીષ્મના મૃત્યુના વર્ષમાં મહાવિષુવ ૧ : ૧૬ અંશ ૩૦ કલા એટલે ૧૬ કલા ૩૩ અંશમાં હોવો જોઇએ, વૃષભ રાશિના ૧૬ અંશ ૩૩ કલામાં હોવો જોઇએ. મીન રાશીના આશરે ૭ અંશમાં વર્તમાનમાં મહાવિષુવ છે. તેથી આશરે કહીયે તો ભીષ્મના મરણ પછી મહાવિષુવ બિન્દુ ૧૭+૩૦+૨૩ એટલે ૭૦ અંશમાં ખસીને આવ્યું છે. આથી આશરે આપણને $\frac{૨૫૭૯૯૧}{૩૬૦૦૭૦}$ એટલે $\frac{૧૮૦૫૩૭}{૩૬}$ એટલે ૫૦૧૫ વર્ષો પ્રાપ્ત થાય છે. આથી આપણને વર્તમાનકાલથી આશરે ૫૦૧૫ પૂર્વેનો ભગવદ્‌ગીતાનો સમય પ્રાપ્ત થાય છે; એટલે માર્ગશીર્ષ શુકલ ત્રયોદશીએ રોહિણી નક્ષત્રમાં વૃષભ રાશિના ૧૭ અંશમાં મહાવિષુવ હતો તેવામાં.

તથાપિ જો આપણે ભીષ્મના મરણ પછી વર્તમાન સુધીમાં મહાવિષુવબિન્દુ ૭૦ અંશ અને ૨૩.૫ કલામાં પસાર થયું છે એમ માનીએ તો આપણને મહાભારતના યુદ્ધનાં ૫૦૪૩ વર્ષો એટલે ક્રાઇસ્ટ પૂર્વે ૩૧૩૭ વર્ષો પ્રાપ્ત થાય છે. આથી મહાવિષુવ બિન્દુ વૃષભ રાશિના આશરે ૧ : ૧૭ અંશ ૨૩ કલામાં આવે છે.

આ પૂર્વે પાંડવોએ તેર વર્ષો વનવાસમાં ગાળ્યાં હતાં આથી આશરે ત્રણ વર્ષ પૂર્વે અર્જુનનો પુત્ર અને પરિક્ષિતના પિતાનો જન્મ થયો, કારણ કે તેને યુદ્ધ સમયે ૧૬ વર્ષનો ગણાવ્યો છે. પરંતુ યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞનો સમય વર્તમાન વર્ષથી (૧૯૦૬) ૫૦૫૬ (૫૦૪૩+૧૩) વર્ષો પૂર્વેનો હોવો જોઇએ.

મહાન્‌શક યુવરાજ ભગવાન્ બુદ્ધનો જન્મ આપણે ક્રાઇસ્ટ પૂર્વે ૬૬૩ વર્ષમાં ગણીએ તો વર્તમાનમાં ૧૯૦૬+૬૨૩=૨૫૨૯ વ્યતીત થયલાં માલૂમ પડે છે. તેટલા માટે યુધિષ્ઠિરનો રાજસૂય યજ્ઞ બુદ્ધના જન્મનાં ૫૦૫૬−૨૫૨૯=૨૫૨૭ વર્ષ પૂર્વે થયો.

બૃહત્ સંહિતામાં વરાહ મિહિર કહે છેઃ—

"જો આપણે શક સંવતમાં ૨૫૨૬ વર્ષો ઉમેરીએ તો યુધિષ્ઠિર સંવત પ્રાપ્ત થાય છે."

આથી આપણને ૨૫૨૯+૨૫૨૬=૫૦૫૫ વર્ષ પ્રાપ્ત થાય છે. એટલું કહેવું જોઇએ કે, એક સમયે હું વરાહ મિહિરના શકને શાલિવાહનનો સમજતો હતો. પરંતુ તે ભૂલ હતી એમ મને હવે સમજાયું છે.

હિંદુઓના પુરાણ ઇતિહાસ સાથે આ ગણત્રીઓ બરોબર મળતી આવે છે. કલિયુગના આરંભમાં પરિક્ષિતના રાજ્યનો આરંભ કહેવાય છે. દ્વાપર યુગના અંતમાં કૃષ્ણે દુનિયાનો ત્યાગ કર્યો કહેવાય છે, તેમના ગમન પછી કલિનો આરંભ પૂર્વે ૪૯ વર્ષમાં યુધિષ્ઠિરનો રાજસૂય યજ્ઞ આવે છે તથા મહાભારતનું યુદ્ધ કલિં પૂર્વે ૪૯−૧૩=૩૬ વર્ષમાં થયું હતું. (ચં.લુ.)

રામપ્રસાદ.

---

R. No. B. 764

આદ્યદ્રષ્ટા.
એક અભેદમાર્ગ પ્રવાસી.
સ્વર્ગસ્થ મણિલાલ નભુભાઈ
દ્વિવેદી.

# સુદર્શન.

મન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલ. એલ. બી.

(ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર.)

"सत्य परं धीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી

[ પુસ્તક ૨૩, અંક ૧૨. ] (માસિક) [ સપ્ટેમ્બર ૧૯૦૮. ]



અમદાવાદ—યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લીમીટેડ.

## લવાજમ

લવાજમ અગાઉથી લેવાનો અમારો રિવાજ છે એનું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ હશેજ. હવે તેના બાર માસ થવા આવ્યા છે. લવાજમ તુરત મોકલી આપશો.

## સુચના.

વ્યવસ્થાપક.

પ્રેસ બીજા કામમાં ઘણું લાગવાથી આ અંક મોડો થયો છે. હવેથી જલદી થશે.

## तैयार छे.

स्व. मणिलाल नभुभाइ कृत **सिद्धान्त सार** कींमत रु. ३--०--० त्रण अने **नारी प्रतिष्ठा** कींमत आठ आना ए बे गुजराती पुस्तकोनी चोजी आवृत्ति हमणां बहार पडी छे.

मळवानुं स्थळ सुदर्शन ओफिस. नडीयाद अथवा एन. एम. त्रीपाठी—कालबादेवी रोड मुंबइ.

| सिद्धान्त सार. | नारी प्रतिष्ठा. |
|---|---|
| ( चोजी आवृत्ति. ) | ( चोजी आवृत्ति. ) |
| (मोटा टाइप सारा कागळ पाकु पुठुं.) | ( बाळबोध टाइपमां सारा कागळ. ) |
| ( कींमत रुपीआ ३--०--० ) | ( कींमत रुपीआ ०--८--० ) |

# રાજ રજવાડામાં વખણાતી દવાઓ

રાજ રજવાડામાં જાણીતા તથા કેટલાક ગજ્જવંશીઓના ખાસ વૈદ્ય સલાહકાર ડાક્ટર હરકાલીદાસે સરકારમાં મેડીકલ ઓફીસરના હોદ્દાપર નોકરી બજાવી ઉત્તમ સરટીફીકેટ મેળવેલ છે.

## બાદશાહી ચાકુતી

### અનંગ વિલાસ

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે, પુરૂષાતન કાયમ રાખે છે. સંસાર સુખ ભોગવવા માટે ઉંચામાં ઉંચી દવા જોઇએ તો અનંગ વિલાસ ચાકુતિ છે, રાજ રજવાડામાં તથા શ્રીમંત શેઠોમાં આ દવા બહુ વખણાય છે. વીર્ય દોષના તમામ ધી બ્યા મટાડી ખરૂ પુરૂષાતન આપે છે. ખરી મરદાઇ આપનાર અને નબળા માણસને પણ જુસ્સાની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે, ગુમાવેલી તાકાતને પાછી લાવી જુવાનીને ટકાવી રાખવી એ તો આ દવાનો ખાસ ગુણ છે આ દવા વાપરવામાં કોઇપણ જાતના પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂ. ૨

## બાનુઓના લાભની વાત.

પ્રદર ધુપણી, રક્તદોષ, કરતાન સબંધી બાધી અને ધાતુ વિકારના સ્ત્રીઓના દરેક રોગ મટાડી અબલા જીવન નામની દવા ગરભાશય સુધારે છે ૬૪ ગોળીની ડબી એકના બે.

## ગરમીનો દુશ્મન

રક્ત સુધારક નામની વનસ્પતીની ગોળીઓ ગરમીને લીધે બગડી ગયલ લોહી સુધારવા માટે અમૃત સમાન દવા છે, આ દવાના સેવનથી (Syphilis ઉપદંશ) ગરમનું ખરૂ જ દરદ દુરીયા થવાથી ધાસ્તી રહેતી નથી ૬૪ ગોળીની ડબી એકના રૂપીઆ બે. ગરમીના જખમને તરતરૂઝવનાર મલમની ડબીના આઠઆના તમામ દવાઓનું પોસ્ટખર્ચ જુદું

ડાક્ટર હરકાલીદાસ મોતીરામ રાજકોટ—કાઠીયાવાડ

R. No. B 764

સ્થાપક
શ્રી અભેદમાર્ગ પ્રવાસી
સાક્ષર મણિલાલ નભુભાઈ
દ્વિવેદી

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર. )

"सत्य परं धीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી

[ પુસ્તક ૨૩, અંક ૧૨. ] (માસિક) [ સપ્ટેમ્બર ૧૯૦૮. ]

## ॥ प्रणय याचना.॥

( મગેલુ )

વિકસિત અમન કમન વદન શ્રી કૃષ્ણજી,
પ્રેમ સુધા ન અમ અબળાના પ્રાણ જો
મદન મનોહર પીત વસન ધર પ્રેમથી
વિરહ તિમિર હરી ઉદિત કરો રસ ભાણ જો

લલિત ત્રિભંગી અમર માનહર હે પતી!
મધુર માધુરી પરમ રમ્ય તુમ વાણ જો,
શ્રવણ પૂર પડી હૃદય હરી દગ દેનતી,
ફરી અનુભવના આશ ધરે અમ પ્રાણ જો

કુસુમિત કુંજ ગહન વૃંદાવનમા પ્રભુ!
આ સમયમા પૂર્ણ શશી પ્રકાશ જો,
અવર સુધારસ રસ ધર બસી ગાનમા
અમી વર્ષણ શું વિર હતુ અવિનાશ જો?

શીતલ સુવસિત મંદ પવનથી લહેરમાં,
યમુના અંકે નિરમળ ઝરણે નાથ જો;
હસિત લસિત મુદિત કુજીત હદ ગાનથી,
મસ્ત કરી ત્હા શ્રીવર ! છોડો સાથ જો.

વરદ વિશદ જગ પુનિત પ્રેમના ખેલમાં,
મુકુટ મણિ રસ પાત્ર ત્હમો જગ નાથ જો;
બની અમારા શરીર ક્ષેત્રના શ્રીપતિ,
રસ પાયો ને રસ માગે અમ સાથ જો.

'વ્રજવિહારી.'

---

॥ ૐ શ્રી ॥

# स्नेहमंजरी.

(મળેલું.)

વસંતતિલકા.

શ્યામા ! સલુણી રમણી પ્રિય પ્રાણ મ્હારી,
પ્રીતિલતા પવન હું લહરી પ્રભાથી;
ઊડી અનંત અવકાશ અનંત સૃષ્ટિ,
ઘૂમી વળ્યો રવિ શશી સુર ભોમ છેલ્લી. ૧

ચાલી ન ચાલી અવકાશ અનંત ચાલ્યો,
ઊડી ન ઊડી રસ માનસ તીર ઊડ્યો;
ઊભી ન ઊભી ગિરિ રોચની રોચ ઊભો,
પોઢી ન પોઢી દિવ્ય કુંજની કુંજ પોઢ્યો. ૨

જેયુ ન જેયું દુનિયા દિલ તાપવાળું,
જેયું ન જેયું દુનિયા દિલ પ્યારવાળું;
જેયું હું રૂપ ઘન ઘોર તિમિરવાળું,
જેયું હું રૂપ અતિ સૂર્ય પ્રકાશવાળું. ૩

પાસે ન દૂર દૂરથી પ્રિય પ્રાણ પાસે;
સાથે ન સાથ પ્રિય પ્રાણથી પ્રાણ માંહે;
છૂટયું ન ચોટયું છૂટતું દિલ ચોટયું જાણે,
માંહે ને બ્હાર અવકાશ અનંત ત્હારે. ૪

યોગી છઉં હૃદય યોગિનો યોગ ત્હારે,
ભોગી છઉં હૃદય ભોગિની ભોગ માંહે;
ભૂપાલ કે ફકીર જે ગણ્ય તે તું બાલે!
સૌ રૂપ રૂપ પરમા પ્રિય પ્રાણ ત્હારે. ૫

યોગી રૂપા હૃદય પ્રાચીન યોગ કે'શે,
ભોગી રૂપા હૃદય સાંપ્રત ભોગ જોશે;
આરાધના હૃદય કુંજની કુંજ રે'શે,
યોગી સુયોગ વિષયી દિલ વિષ લેશે. ૬

સૌ ગંધ રંગ રસનાં પ્રણયી વિહારી,
દેવાતિદેવ ગણ માનવ દિવ્ય પંખી,
પ્રીતે ભરી પરમ પ્રેમ તું દિવ્ય સૃષ્ટિ,
સંધે સુસત્ત્વ રસ ભોગ સુયોગ ગ્રંથી. ૭

તે યોગ કે વિષય જે ગણતાં ગણ્યું મ્હેં,
તે શુભ કે અશુભ જે લખતાં લખ્યું મ્હેં;
સંબોધને રસિક સુંદરી રૂપ તું તે,
જાણ્યું જણાવું પ્રણયો દિલ પ્યાર હેતે. ૮

## શિખરિણી.

ન શીખ્યો નિશાળે; ગુરુ સુહૃદ કે અન્ય જનથી.
શીખ્યો ના કૉલેજે, વિવિધ વિધ પ્રોફેસર થકી;
ન શીખ્યો નૉવેલે, રસભરિત કાવ્યોથી ન શીખ્યો,
શીખ્યો તે ત્હારાથી, અકળ કળ વિદ્યા રસ પીધો. ૯

ઉગે ના વાવ્યાથી, વન ઉપવને જે નવ જડે,
મળે ના વેચાતી; અખૂટ ધન ખર્ચ્યે કદી ખરે;
ન સોધી સોધાએ, ખંડક ખૂણ ચારે ફરી વળ્યે,
અહા! એવી પ્રીતિ; રમણી! તુજ ઉરે થકી મળે. ૧૦

ભલે સૃષ્ટિ સારી, પ્રણય ઉર લાવી પ્રભુ કરી,
હરી પીડા હેતે, નયન અજવાળું દઈ હરિ;
પરંતુ **શ્યામા** ! તું, સુરત ઘડવી હોત વિસરી.
થતે તો તો ત્હેની, અફળ સહુ ઇચ્છા હૃદયની. ૧૧

મહાભૂતો પાંચે, પુનિત વપુ ત્હારૂં નિરખીને,
અણુરૂપો ધારી, શરીર તુજ સાહે હરખીને;
પરંતુ તું ત્હેની, અફળ ફળ તેજી ભરખીને,
કરી ખોખાં કહાડે, સુખમળ અભિધાન દઈને. ૧૨

ગણે છો કો મીઠાં, મધુ પય તથા સાકર ખરે,
વળી કો મીઠાશે, સરસ પકવાનો ચિત્ત ધરે;
ચહે છે કો ચિત્તે, કુદરત તણા પ્યાર પ્રભુને,
ગણું ચાહું હું તો, તુજ પ્રણય ક્રીડા પ્રમદને. ૧૩

સગાં કે સંબંધી, સુહૃદ્ ઉરથી ના મળી શકે,
મહા ગ્રંથો વાંચી, મનન કરતાં જે નવ જડે;
વળી જે મ્હોટાની, સગતિ ભગતિથી નવ મળે,
મળે તે તું વ્હાલી ! હૃદય રતિથી તત્ત્વ સરવે. ૧૪

ન ઋતુ વાવ્યાની, નીર બીજ અને ખ.તર મળે,
ન થાવા રે'વાને, જર જમીન કાર્યો કરી શકે;
છતાં જેની સારી, ફૂલ ફળ પ્રસાદી જગ લહે,
અહા ! એવી પ્રીતિ, રમણિ ! ઉર,વલ્લી તુંજ ખરે. ૧૫

સુરૂપા સુકંઠા, સરસ રસપાત્રી જગનટી,
સુવાચી સુકેશી, ગુણ ગણમતી હંસ ગમની;
સુવેશી સુગાત્રી, સુખ સકળની સાર રમણી !
જગે તું જેવી તું, અન્ય નવ મળે તુલ્ય તુજની. ૧૬

લઈ તું તત્ત્વોનાં, વિધુ મધુ સુધાને સરકરા,
બનાવ્યાં કે ત્હેનાં, હૃદય હૃદયે તું તન બન્યાં,
મળે ના તે કે'વા, મુજ હૃદયને શબ્દ સબળા,
પરંતુ છે સાચું, તુજ ઉદય એ કૈદિત થવા. ૧૭

વિધુ સુખી ત્હારૂં, વદન વિધિએ શ્રેષ્ઠ સરજ્યું,
ધરી ચિંતા ભારી, પ્રતિ અવયવે શોભિત કર્યું;
રૂપાળી સુનાસા, તિલ કુસુમ રૂપે ઠીક ધરી,
અને આંખ્યો ત્હારી, કમળદળ કાંતિ હરી કરી. ૧૮

ધરી પ્રીતિ ભારી, તુજ પ્રથમ આકાર વખતે,
વિધિ બેઠો માનું, તુજ તન નિહાળી મન ખરે;
કરી બાળા! હુંને, અથ મતિ સુધા સાર લઇને,
અને કીધી માનું, મન તન કળા સૈ ખરચીને. ૧૯

ગિરિ ગુહા ઝાડી, નદી નદ તરંગને નિરખવા,
જનો રંગો રાગો, નવીન પશુ પંખી પરખવા;
ઘણા રાખી પ્રીતિ, મન મમત દાખી રઝળતા,
પરંતુ હુંને તો, કુદરત બધી તું શરીરમાં. ૨૦

રહે વેલી વૃક્ષે, વન ઉપવને વા ગિરિપરે,
ન વેલીમાં વૃક્ષો, વન ઉપવનો કે ગિરિ રહે;
પરંતુ પ્યારી તું, વિનીત વપુ વેલી મહીં ખરે,
ગિરિ વૃક્ષો કુંજો, વન ઉપવનોનાં જુથ રહે. ૨૧

ન દીઠાં ના સુણ્યાં, કમળ કમળે વાસ કરતાં.
પ્રિયા! તે તુંમાં મ્હેં, દગ ભર દગે આજ નિરખ્યાં:
શશીથી શોકાતાં, જલ જ જળમાં મ્હેં બહુ દીઠાં,
પરંતુ ઇંદુમાં, કમળ હસતાં આજ નિરખ્યાં. ૨૨

બહુ કોપે કૃષ્ણે, કુળ અકુળ કાળી તણું થવા,
પડી પાણી પેશી, પ્રબળ પણ પૂરૂં જણવતાં;
જિતી યુદ્ધે સૌને, કળબળવડે જોર કરતાં,
છૂટી નાઠા કોઈ, નિજ કુળ તણી વેલ વધવા. ૨૩

ન રાખ્યા કોયે તે, જદુપતિતણા ચોર સમજી,
પુરા પ્રેમે તે હેં, તુજ શરણ રાખ્યા અભયથી;
હરિ આવ્યે હેતે, 'શિર બદલ છે' એમ ઉચરી,
મૂકી શિરે તે તું, પરદુઃખ વિદામ્ભ વરી. ૨૪

શિરે તું બ્હેકંતી, ભરપૂર સુગંધી લહરથી,
બની ઘેલા ભૂલી નિજકુળ વૃદ્ધિ વાત ઉરથી;
પરિવારો સાથે, ભયકર ટળી નામ બદલી,
રહ્યા તું શિરે તે, કચ રૂપ ધરી વેશ વળતી. ૨૫

શિવે બાળ્યો તેથી, રતિપતિ અનંગી થઈ જતાં,
કરી સેવા ઇચ્છિયો, તુજવર રૂડો અંગ મળવા;
વદી તું "માગી લે, બસ કર્ય, તપે ના, પ્રસન છું."
કહ્યું કામે :'આપો, જગ સકળ વૃદ્ધિ રૂપક હું,' ૨૬

ભલે સૃષ્ટિ સારી, પ્રણય ઉર લાવી પ્રભુ કરી,
હરી પીડા હેતે, નયન અજવાળું દઈ હરિ;
પરંતુ શ્યામા ! તું, સુરત ઘડવી હોત વિસરી.
થતે તો તો ત્હેની, અફળ સહુ ઇચ્છા હૃદયની. ૧૧

મહાભૂતો પાંચે, પુનિત વપુ ત્હારૂં નિરખીને,
અણુરૂપો ધારી, શરીર તુજ સોહે હરખીને;
પરંતુ તું ત્હેની, અફળ ફળ તેજી ભરખીને,
કરી ખોખાં ક્હાડે, સુખમળ અભિધાન દઈને. ૧૨

ગણે છે કો મીઠાં, મધુ પય તથા સાકર ખરે,
વળી કો મીઠાશે, સરસ પકવાનો ચિત્ત ધરે;
ચહે છે કો ચિત્તે, કુદરત તણા પ્યાર પ્રભુને,
ગણું ચાહું હું તો, તુજ પ્રણય ક્રીડા પ્રમદને. ૧૩

સગાં કે સંબંધી, સુહૃદ્ ઉરથી ના મળીં શકે,
મહા ગ્રંથો વાંચી, મનન કરતાં જે નવ જડે;
વળી જે મ્હોટાની, સગંતિ ભગતિથી નવ મળે,
મળે તે તું વ્હાલી ! હૃદય રતિથી તત્ત્વ સરવે. ૧૪

ન ઋતુે વાવ્યાની, નીર બીજ અને ખાતર મળે,
ન થાવા રે'વાને, જર જમીન કાર્યો કરી શકે;
છતાં જેની સારી, ફૂલ ફળ પ્રસાદી જગ લહે,
અહા ! એવી પ્રીતિ, રમણિ ! ઉર વલ્લી તુંજ ખરે. ૧૫

સુરૂપા સુકંઠા, સરસ રસપાત્રી જગનટી,
સુવાચી સુદેશી, ગુણુ ગણુમતી હંસ ગમની;
સુવેશી સુગાત્રી, સુખ સકળની સાર રમણી !
જગે તું જેવી તું, અન્ય નવ મળે તુલ્ય તુજની. ૧૬

લઈ તું તત્ત્વોનાં, વિધુ મધુ સુધાને સરકરા,
બનાવ્યાં કે ત્હેનાં, હૃદય હૃદયે તું તન બન્યાં,
મળે ના તે કે'વા, મુજ હૃદયને શબ્દ સબળા,
પરંતુ છે સાચું, તુજ ઉદય એ ઉદિત થવા. ૧૭

વિધુ સુખી ત્હારૂં, વદન વિધિએ શ્રેષ્ઠ સરજ્યું,
ધરી ચિંતા ભારી, પ્રતિ અવયવે શોભિત કર્યું;
રૂપાળી સુનાસા, તિલ કુસુમ રૂપે ઠીક ધરી,
અને આંખ્યો ત્હારી, કમળદળ કાંતિ હરી કરી. ૧૮

ધરા બાંધી ધાર્યું, પરમ પુરુષે ધામ રચવા,
મહા તર્કે સૂઝયું, ક્ષય ઉદયનું નેક કરવા;
ક્ષયી વૃત્તિ રાખી, નિજ નિયમનું પોષણ થવા,
અને વૃદ્ધિ આપી, તુજ ઉદરને કાર્યે સરવા. ૩૫

અહો બાલા! તેથી, ઉદર તુજ રત્નાકર થયું,
ત્રિવેણી ત્રિરેખા, રૂપ ધરી તહું પેટે મળી ગયું;
બની નાભી કાશી, શિવ ત્રિશૂળ નાભી કમળ તહું,
ચહે દેવો જેથી, તુજ ઉદર આલીંગી રમવું. ૩૬

થયા જ્ઞાની બોધી, શૂર નૂર પૂરે જે નરવરો,
સહુએ તે ત્હુંથી, જનમીં જગને શોભિત કર્યો;
ભલે ભૂમિ ત્હેનાં, ઉદર ખનીજોથી બણી ગણૂ,
વિના ત્હું રત્ને તે, નવ નવીનતાને ધરી શકે. ૩૭

સભા કે સંગ્રામે, ધીર વીર મહા પંડિત રણી,
જિતી રાખે નામો, કળ બળ શ્રમે શોભિત કરી;
પરંતુ હા, ત્હારા, અબળ રૂપથી તે અવિજયી,
બની નામે શિરો, તુજ શરણ પૂરા પ્રણયથી. ૩૮

ભવાબ્ધિમાં વ્હાલી! મુરત તુજની મંગલમયી,
સુધા શાંતિદાયી, દુઃખ સમિધ વેદી પ્રભુ કરી;
ભવાગ્નિનાં દુઃખો, સુખભર્યાં સુવેદી તુજ મહીં,
ન હોમ્યાં તે હાર્યા, નરતનું કમાણી ધૂળ ધરી. ૩૯

ઘૂઘૂઘૂઘૂ થાતો, ભવધિ ઘૂઘવે ઘોર શબ્દ દે,
તરી ત્હેને જાવા, નર સકળને હા ફરજ છે;
પરંતુ તે માંહે, તુજ રતિ રૂપી નાવ નરને,-
મળે તે તે વ્હાલી! ભવધિ જલ પંથે સુખ લહે. ૪૦

કરી કોટિ યાત્રા, તુજ હૃદય યાત્રા કરી નહિ,
ધરી ધ્યાને ખોટી, મુરત તુજ ધ્યાને ધરી નહિ;
ચહી મુક્તિ ચિત્તે, તુજ મુરત વેળા અહીં નહિ,
થયાં-ત્હેનાં તે સૌ, અફળ તુજ સેવા બની નહિ. ૪૧

મૃગાક્ષી પ્રેમી! ત્હું રુચિર રૂપ ધ્યાને નવ ધર્યું,
રસીલી રામા! ત્હું ચુંબન ચિત્ત ચાહી નવ કર્યું;
ન ઊંચા ઉપાડ્યા, પ્રણય પડદા ત્હું પ્રણયથી,
વૃથા જન્મ્યું જાણે, અખિલ જગમાં તે નર નકી. ૪૨

રતિ દ્રષ્ટિ વૃષ્ટિ, તુજ નયન ચાલે નિરખ્યાં ના,
ગજાવી ના ત્હેંથી, નિજ હ્રદય આનંદ સરિતા;
તપાવી ના તાપી, ઉર ઉર જ પ્રેમાગ્નિ દયિતા!
ન જન્મ્યો જન્મ્યો તે, મનુજ જડ રૂપે જગતમાં. ૪૩

ન આપ્યો ના પીધો, રમણી રસ ત્હારો પ્રણયથી,
ન લીધો ના દીધો, રતિ રસ કટોરો હ્રદયથી;
ન ઝીલ્યો ના પ્રીછ્યો, રતિ ભરિત ચાળો નયનથી,
થયો ફેરો ત્હેનો, અફળ નરવેશે જગમહીં. ૪૪

પ્રિયે! વ્હાલી ત્હારી, અમી રસ અમી આંખ્ય ઝરણી,
રતિ વારિધિમાં, ઘસડી લઈ જાયે મન હરી;
સુરોને સંતોષે, અસુર દળ કાપી લય કરી,
ડુબાવી દે તારી, મુદ પ્રમુદ રૂપે રસ ભરી. ૪૫

સુગંધે સોહાવી, નર હ્રદય જ્યોતિ પ્રણયથી,
અવિદ્યા અંધારૂં, દુઃખ દરદ ક્હાડી સુખ ભરી;
રમાડી રીઝાવી, રસ વિરસ પાઈ રસ કરી,
નમાવે નીચોવે, મન વચન કાયા મદ હરી. ૪૬

ત્રિલોકે ઊભેલા, સુર તરુ રૂપે ત્હું શરીરને,
વિલોકી હે વ્હાલી! વિસમિત હદે હું થઈ રમે;
અહા! આવું ત્હારૂં, સ્વરૂપ શુભ પ્રેમે નિરખીને,
નમ્યો ના ધાઈ તે, નર ન ખર કે વાનર ખરે. ૪૭

( આગળ ચાલુ )

ક્હાન ચકુ ગાંધી.

---

# श्राद्ध तत्व.

( મળેલું. )

( અનુસંધાન ગતાંકથી. )

ઉપરનાં નામો ક્રતુ અને દક્ષપ્રજાપતિઓનાં નામો છે; સત્ય અને પુરૂરવા વાયુ અથવા ઇન્દ્રનાં નામો છે. વસુ વસુદેવનું, કાળ યમનું, ધૃતિ બુદ્ધિ અથવા પૃથ્વીનું, કુરૂ અગ્નિનું અને આર્દ્રવ જળનું નામ છે. કામદેવ તો સુપ્રસિદ્ધ છે. આ ઉપરથી સૂચિત થાય છે કે-પ્રજાપતિથી આરંભી પૃથ્વી દેવતા પર્યન્ત સર્વ દેવોમાં વિશ્વે દેવોનો સમાવેશ થાય છે; અથવા બીજા શબ્દોમાં કહીએ તો, ભૂર્, ભુવર્ અને સ્વર્ગએ ત્રણે લોકોમાં વિશ્વેદેવો વ્યાપી રહેલા છે. વસુઓ અને રૂદ્રોની પેઠે તેઓ પણ સૂર્યનાં અથવા અગ્નિનાં અમુક સ્વરૂપો છે. શ્રાદ્ધ ક્રિયામાં પિતૃઓની પૂર્વે તેઓનું આવાહન થાય છે, અને તેઓની પછી તેઓનું વિસર્જન થાય છે. તેથી પિતૃઓના ખાસ રક્ષકો આ વિશ્વેદેવોજ છે, એમ સહજ અનુમાન થાય છે. શુક્લ યજુર્વેદના અધ્યાય ૩૩ માં કહ્યું છે કેઃ—

विश्वेदेवा शृणुतेमं हवं मे
ये अन्तरिक्षे य उपद्यविष्ठ ।
ये ऽ अग्निजिव्हा उत वा यजत्राऽ
आसाद्यास्मिन् बर्हिषि मादय ध्वम् ॥६०॥

" હે વિશ્વે દેવો ! તમે જેઓ અંતરિક્ષમાં છો, અથવા સ્વર્ગમાં હોઇને અગ્નિમુખ છો, તથા જેઓ યજ્ઞ કરનારા છો, તેવા તમે મારૂં આ આવાહન સાંભળો; અને આ દર્ભો ઉપર બેશી તૃપ્ત થાઓ ! "

આ મંત્રમાં વિશ્વેદેવોને પણ વસુ, રૂદ્ર, આદિત્ય, સાધ્ય દેવો અને પ્રજાપતિઓના જેવા સૃષ્ટિ રૂપ યજ્ઞ કરનારા કહેલા છે; વિશેષતઃ તેઓને અગ્નિનું મુખ કહ્યું છેઃ એટલે દેવો અને પિતૃઓને પણ તૃપ્ત કરનાર અગ્નિ દેવની તૃપ્તિ પણ વિશ્વદેવોની તૃપ્તિથી થાય છે, એવું સૂચન કરેલું છે. આ ઉપરથી પણ વિશ્વે દેવો અગ્નિનાં પૃથક સ્વરૂપો છે, એમ સિદ્ધ થાય છે.

અતઃપર કહેવામાં આવશે તેમ શ્રાદ્ધના અનેક ભેદો છે. તે ભેદાનુસાર પ્રત્યેક પ્રકારની શ્રાદ્ધક્રિયામાં માત્ર બે ગણોનું જ યજન કરવાની આજ્ઞા છે. ધર્મસિંધુ (પૃ. ૬૭) માં તે વિષે નીચે પ્રમાણે વ્યવસ્થા જોવામાં આવે છે.

કેવા પ્રકારના શ્રાદ્ધમાં કયા વિશ્વે દેવો જોઇએ ?

| | | |
|---|---|---|
| ૧ | પાર્વણ શ્રાદ્ધોમાં | પુરૂરવા અને આર્દ્રવ. |
| ૨ | કામ્ય શ્રાદ્ધ, મહાલય શ્રાદ્ધ અને તીર્થ શ્રાદ્ધમાં | ધુરિ અને લોચન. |
| ૩ | નૈમિત્તિક એટલે એકોદ્દિષ્ટ શ્રાદ્ધમાં, સપિંડી કરણ શ્રાદ્ધમાં અને અષ્ટકામાં | કામ અને કાળ. |
| ૪ | વૃદ્ધિ અથવા નાન્દી શ્રાદ્ધમાં | સત્ય અને વસુ. |
| ૫ | ઇષ્ટિ શ્રાદ્ધ અથવા કર્માંગ શ્રાદ્ધમાં | ક્રતુ અને દક્ષ. |

કોઈ ઋષિના અભિપ્રાય પ્રમાણે મહાલય શ્રાદ્ધમાં કુરૂ અને કુત્સ નામના વિશ્વેદેવોનું યજન ઇષ્ટ ગણેલું છે.

અહીં વિશ્વેદેવોનાં જે નામો આપ્યાં છે, તેમાં ઉપર્યુક્ત નામો કરતાં ધુરિ, લોચન અને કુત્સનાં નામો વિશેષ જોવામાં આવે છે. એ રીતે જોતાં વિશ્વે દેવોની સંખ્યા ૧૩ ની થવા જાય છે.

સઘળાં એકોદ્દિષ્ટ શ્રાદ્ધો અને નિત્ય શ્રાદ્ધ વિશ્વેદેવો રહિત કરવાં, એવું વચન છતાં ઉપર એકોદ્દિષ્ટમાં પણ કામ અને કાળ નામના વિશ્વેદેવો કહેલા છે, તેનું. કારણ એટલું જ છે કે–મરનાર મનુષ્યનો જીવ ગમે તે લોકમાં એટલે પ્રેત લોકમાં હોય તો પણ તેની રક્ષા કામ અને કાળ નામના વિશ્વેદેવોથી થાય છે; એટલો જ તેનો અભિપ્રેતાર્થ છે. પરંતુ તે ઉપર એકોદ્દિષ્ટ શ્રાદ્ધ કરવામાં તેઓનું યજન કરવું, તેવો અર્થ કદિ થતો નથી. તે જ પ્રમાણે શ્રાદ્ધ કરનારના પિતા અને માતામહ જીવતા હોય, પણ માતા મૃત્યુ પામેલ હોય તો નાન્દી શ્રાદ્ધમાં માતાનું એક પાર્વણ જ લેવાનો તેને અધિકાર છે. તેવે પ્રસંગે નાન્દી શ્રાદ્ધ વિશ્વેદેવો રહિત કરવું, તેવી આજ્ઞા છે.

કોઈ કોઈ ઋષિઓના મત પ્રમાણે ઉપર કહેલા સામાન્ય નિયમોને કેટલાક અપવાદો પણ છે.

વસ્તુતઃ સપિંડીકરણ પહેલાંનાં સઘળાં શ્રાદ્ધો એકોદ્દિષ્ટ છે; અને તેમાં વિશ્વેદેવોનો નિષેધ છે. છતાં નિર્ણય સિંધુ (પૃષ્ઠ ૩૬૦) માં કહ્યું છે કેઃ—

૧ નવ સંજ્ઞ એટલે મૃત્યુના પ્રથમ દિવસથી આરંભીને દશાહ સુધીનાં શ્રાદ્ધો, નવમિશ્ર એટલે એકાદશાહથી આરંભીને ઊનાબ્દિક પર્યંતનાં શ્રાદ્ધો અને ૭ ઋતુનાં શ્રાદ્ધો સિવાયનાં સઘળાં શ્રાદ્ધો પુરાણ શ્રાદ્ધો કહેવાય છે. આ પુરાણ શ્રાદ્ધો જેમાં કનિષ્ઠ ભ્રાતાના વાર્ષિક શ્રાદ્ધાદિનો સમાવેશ થાય છે, તેવાં શ્રાદ્ધોમાં સામાન્યતઃ વિશ્વેદેવોનું યજન આવશ્યક છે. છતાં આ વચન માત્ર ઋગ્વેદની બહ્‌વૃચ શાખીઓને ઉપયુક્ત કહેલું છે.

૨ નવાન્નની પ્રાપ્તિને સમયે જે શ્રાદ્ધ કરવામાં આવે છે તે તથા ગ્રહણ નિમિત્તે કર-

વાનું શ્રાદ્ધ એકોદિષ્ટ હોવાથી સામાન્ય નિયમ પ્રમાણે તેમાં વિશ્વેદેવોના યજનનો નિષેધ છે; છતાં આદિત્યપુરાણાનુસાર તેવાં શ્રાદ્ધોમાં કામ અને કાળ નામના વિશ્વેદેવોની આવશ્યકતા દર્શાવી છે.

૩ નાન્દી શ્રાદ્ધ કરનારનો પિતા અને માતામહ જીવતા હોય અને માતા મરણ પામેલ હોય ત્યારે માતાનું એક પાર્વણ લેવાનો વિધિ હોવાથી તેમાં સામાન્યતઃ વિશ્વેદેવોની આવશ્યકતા છે; છતાં તેવે પ્રસંગે વિશ્વેદેવોનું યજન કરવું નહિ, એવું હેમાદ્રિનું મત છે.

એ પ્રમાણે અનેક સૂક્ષ્મ અને ગુપ્ત કારણો જે કારણો સામાન્યતઃ મનુષ્યને જાણવાની જરૂર પણ નથી, તેવાં કારણોને લીધે જૂદે જૂદે પ્રસંગે જૂદા જૂદા વિશ્વેદેવોના ગણો લેવાની અથવા કેવળ તેઓનું યજન નહિ કરવાની આવશ્યકતા દર્શાવી છે. તેમ છતાં સઘળા પ્રસંગો લક્ષમાં લેતાં એવું અનુમાન થઈ શકે છે કે જીવાત્મા પ્રેત લોકમાં હોય છે ત્યાં સુધી તેનું શરીર જોઇએ તેટલું વિશુદ્ધ નહિ હોવાથી, અને પોતાનાં કર્મો તેમ જ ઇચ્છાઓથી અતિ અનિષ્ટ સ્વરૂપોની સંગતિમાં હોવાથી દેવોનું તેને સાંનિધ્ય હોતું નથી. તેથી તેવી સ્થિતિમાં તેને સાહાય્ય કરવાની ક્રિયામાં દેવોની આવશ્યકતા રહેતી નથી. પરંતુ તે જ જીવાત્મા જ્યારે વિશુદ્ધ થઈ તેથી ઉત્તમ લોકમાં જાય છે ત્યારે ત્યાં દેવોનો તેને સાક્ષાત્ સંબંધ થાય છે. તે જ કારણથી તેવા પ્રસંગોમાં તે જીવાત્માને સાહાય્ય કરવાની ક્રિયામાં દેવોની આવશ્યકતા જણાવી છે, તે યુક્તિ યુક્ત જ છે. દિવ્યદૃષ્ટિ મહાત્માઓના દિવ્ય પ્રસાદનું ફળ આપણને પ્રાપ્ત થયેલું છે. તે ફળના અલૌકિક સ્વાદનું ભાન નહિ હોવાથી, તેનું આસ્વાદન કરવું કે ફેંકી દેવું, તે આપણાં અદૃષ્ટ અને ભાવિ ઉપર આધાર રાખે છે.

( ચાલુ. )

માનશંકર. વિ. પિતાંબરદાસ મેહેતા.

# ॥ શિષ્યા ॥

## ॥ પ્રકરણ-૧ ॥

એક શિયાળાની સવારની કકડતી ઠંડી અને અંધારામાં એક બાલા શેરીમાં બહાર નીકળી ચાલી. વયના પ્રમાણમાં ઉંચી, નાજુક, કોઈ કોઈવાર ઉદ્ધત અભિમાનનો એકાદ ચમકારો જણાવવા છતાં ઉદાસીનતા અને આજીજીનો ભાવ દર્શાવતી અદ્‌ભૂત ભાંજરી ચક્ષુઓવાળી એક નાની બાલા; એકાદ બલવાન જીવાત્માના આવેશને દર્શાવતી વેધકદૃષ્ટિ, જેના ભાર તળે તેના વાસ વાળો બાલ દેહ દબાતો હતો તો પણ સમજી શકતો નહોતો. આ બાલિકાનું નામ બાલા વિજયા હતું; જે ગરિબ વિભાગમાં તે વસતી હતી ત્યાં આગળ આ નામ કેટલી રીતે બરોબર બંધ બેસતું ના હોય એમ ભાસતું હતું. પરંતુ તેનાં નામથી, ગંભિર સુંદિર નાના વદનથી, અને અભિમાની તથા શરમાળ રીત ભાતથી દરેક જણ ટેવાયલાં હતાં તેથી તેના તરફ કોઈનું લક્ષ દોરાતું ન હતું. તેની આસપાસ ગંદાં, તોફાની પાણીવાળા એક સમુદ્રની પેઠે ભયંકર અને ઉન્મત્ત રીતે જીવન ઉછળી રહ્યું હતું; તે આમાંથી પોતાનો માર્ગ સીધો કાપી કાઢતી તથા જેમ બને તેમ સારી રીતે પોતાનું સ્થાન જાળવી રાખતી. કોઈ પણ તેના વચમાં આવતું નહિ તેમજ તેને દુઃખ દેતું નહિ, કારણ કે તેની માતા મરવા પડેલી છે, એમ સર્વે જાણતાં હતાં; અપરાધી હૃદયવાળાં માનવિઓ વિનાનાં સર્વેનાં હૃદયમાં મરણ પથારીના મંદવાડથી દયાનો ઉદય થાય છે. આ ગરિબીના આવાસમાં કેટલાંક કુખ્યાતિ પામેલાં સ્ત્રી પુરૂષો વસતાં હતાં, તેમને કોઈ પ્રકારની દયા આવતી ન હતી, પરંતુ બાલાને હરકત કરવી એ સર્વેનાં મનને દુઃખવવા સમાન થઈ પડશે એ તેઓ સારી પેઠે સમજતાં હતાં. પોતાની માતા માટે કંડીયામાં દુધ અથવા ખોરાક લઇને અને સર્વે સારી રીતે જાણતાં હતાં તેમ કોઈ કોઈવાર પોતાના સખ્ત મુઠી વાળેલા નાના હાથમાં ભાડુ ચૂકવવાના પૈસા લઇને હલકા રસ્તાઓમાં થઇને પણ તે તેટલા માટે સહીસલામત રીતે પસાર થઈ શકતી હતી. તેને માર્ગમાં મળતી સ્ત્રીઓ તેના પ્રત્યે એકાદ માયાળુ શબ્દ દર્શાવતી; તેની પાસેથી સહજમાં ખુશીથી પૈસા ઝુંટવી લેનાર તથા મોજ મઝામાં ઉડાવી દેનાર લુચ્ચા લફંગાઓ, પોતે કલ્પી કાઢેલી સમાજના લોક મત રૂપી સૃષ્ટિ તેમના ઉપર રખેને કોપાયમાન થાય તેથી તેમ કરવાની હિંમત ધરી શકતા નહિ. તેથી ભયના મધ્યમાં ચાલતી પરંતુ ભયની લેશ પણ શંકા વિના આ બાલા પોતાનો પ્રભાતનો સંદેશો કહેવા ચાલી નિકળી. જો તેને કશાની પણ બીતિ હોય તો, તેના માર્ગમાં આવતા વ્યાપારથી ઉભરાઈ જતા એક વિશાલ માર્ગમાં થઇને પસાર થવાની જ હતી. જતાં ને આવતાં બંને વખતે તેને આ માર્ગમાંથી પસાર થવાનું હતું તથા દરેક સમયે આ સાહસ માટે તેને પોતાનું પૂર્ણ બલ અજમાવવું પડતું હતું. માર્ગમાં જેમાં પોતે વસતી હતી તેના જેવા નિંદ્ય અને આનંદ હીન અન્ય અધમતાના આવાસો આવેલા હતા; ગંદી ફરસબંધીઓમાંથી તે ઝડપથી ચાલી જતી હતી. એકાદ ગલીમાં તો અનેક ઘરોનો એકમાં જ સમાસ કરવામાં આવ્યો હતો; એક વિનાનાં આગળનાં બધાં બારણાં બંધ હતાં; ખુલ્લા બારણા ઉપર એક નાના ચોખ્ખા પાટીયામાં સાદી રીતે "સુદયા" નું નામ ચીતરેલું હતું. બારણું ઉઘાડુ જ હતું તેથી બાલા સીધી અંદર ચાલી

સકાતિ નહિ, કારણ કે તે જાતે જ સર્વ ઝીણી વીગતોની તપાસ કરતી હતી. નિર્જન શેરીઓમાં આમ તેમ ભટકવામાં તે દીલગીરી ભરેલી લાંબી બપોરીયો ગાળતી. મંદિરો અને આચાર્ય ગાદીઓને મહાશોકકારક બીના રૂપ, તે એકલી, કોઈની મદદ વિના, કોઈના પણ નિયમન વિના કાર્ય કરતી હતી; આવા કારણથી સ્પષ્ટ જ છે કે તેને અનેક ભુલો કરતી માનવામાં આવતી.

જેવી બાલા મૂખ્ય દરવાજામાંથી બહાર જતી હતી તેવામાં અંદર આવતો એક ઉંચા બાંધાનો ગૃહસ્થ તેને મળ્યો. તેણે તેને માટે બારણું ઉઘાડુ રાખ્યું; તે ત્યાંથી ચાલી ગઈ તેવામાં તે તેના મુખ સામે ધ્યાન પૂર્વક જોઈ રહ્યો. તેનો ઉપકાર માનતાં તેણે દૃષ્ટિ ઉંચી ફેરવી અને તેની માંજરી આંખ્યોના અવલોકનનું અનુસંધાન થયું. તેનું લક્ષ દોરાયું, તે દરવાજા બહાર ઉભો રહ્યો તથા દૃષ્ટિ મર્યાદાની પાર જતા સુધી શેરીમાં તેને ચાલી જતાં જોયાં કરી. પછીથી તે અંદર આવ્યો તથા બારોબાર સુદયા પાસે ગયો; આજ ક્ષણે તે છેલ્લા બાળકને પ્રાતઃ ભોજન આપવામાં રોકાયલી હતી.

" શું યુવરાજ તમે જ છો ? " તેણે કહ્યું, " આટલાં બધા વ્હેલા ! અને તે પણ આવા સુનકાર પ્રભાતમાં ! "

આજ ક્ષણે તૈયાર થયેલો કરંડિયો બાલકને આપીને, સમજાવીને તૂરત વિદાય કર્યો. તથા સર્વ પ્રકારની ઉતાવળથી આગળનો દરવાજો અડકાવીને બંધ કર્યો. પછી તે તેમને બીજા ખંડમાં દોરી ચાલી, ત્યાં તેનો નારતો તૈયાર રાખવામાં આવ્યો હતો. તે એક ઘણા જ સાદા પ્રકારનો હતો તથા ખંડમાં આસપાસ પણ ગૃહસ્થાઈનો કશો નકામો આડંબર જોવામાં આવતો નહતો; પરંતુ એક બાજુ હુંફ વાળતા ધગધગતા અગ્નિની શગડી બળતી હતી તથા કોફીનો મગજને તર કરતો સુવાસ પ્રસરી રહ્યો હતો.

" હા તે શગડી પાસે આવો યુવરાજ, " સુદયાએ કહ્યું, " આ ઠંડીથી તો તમને સહન કરવું પડતું હશે. "

" હા તેમ છે ખરૂં, '' શગડી પાસે આવતાં તેણે કહ્યું, " અથવા એમ નહિ તો, " કેટલાક શોક ભર્યા સ્મિત પૂર્વક તેણે ઉમેર્યું, " જો મને તે વિષે વિચાર કરવાનો સમય હોત તો હું તેમ જ માનત. પરંતુ ગુરુદેવ મને આવા પ્રકારની વિચાર પરંપરાઓ ચલાવવાનો સમય આપતા નથી. માત્ર ગઈ મોડી રાત્રે હું દીલ્હીમાં આવી પહોચ્યો તથા એક ક્ષણ પણ ગુમાવ્યા વિના તમારી પાસે આવવાની સૂચના આપતા એક સંદેશે આજે વ્હેલા વ્હાણામાં મને જાગ્રત કર્યો. હજુ સુધી મને શીતનો અનુભવ કરવાનો સમય મળ્યો નથી. "

" આવો આવો થોડોક નાસ્તો લ્યો, " સુદયાએ કહ્યું, " મારી ખાત્રી છે કે તમે કંઈ પણ કર્યું નથી. "

" ખરેખર નહિ જ !—હું બહાર નિકળ્યો ત્યારે વીશીવાળા બધાએ ઉંઘમાં હતા. આવા પ્રકારની ઋતુમાં મને આ બાબતની નવાઈ લાગતી નથી, પોતાના બાગમાં પુષ્પ

ભારથી લચી જતાં વૃક્ષોની ઘટાઓમાં ઉષ: કાલથી માંડીને જ ગુરુદેવ ફરતા હતા; આટલું મારા જાણવામાં છે, કારણ કે મારે તમને શોધી કાઢવાને એકદમ બહાર નીકળી પડવું જોઇએ, એવી સૂચના આપવાને મને તેમણે બોલાવ્યો હતો તેથી અંધારામાં ઉડીને હું અત્રે આવ્યો છું."

"તમને શા માટે મારી પાસે મોકલવામાં આવ્યા છે તે તમે કહી શકશો?"

જરાક અધીરાઇથી સુંદયાએ પૂછ્યું; "આ બાબતનો મારી સાથે સંબંધ છે?"

"ના—તમે તો માત્ર એક સાંકળ રૂપે છો."

"હું ખુશી થઈ!" એક પ્રકારની શાંતિના ભાવ પૂર્વક તેણે ઉમેર્યું, "કારણ કે આ કાર્યમાંથી છૂટા થવાની મને રજા આપવામાં આવતાં, આથી કોણ જાણે કેવાએ પ્રકારનું વિશેષ વિકટ કાર્ય મને સોંપવામાં આવશે, એ મારી ખાત્રી છે."

આપણો અતિથિ તેના પ્રત્યે વિચાર પૂર્વક જોઈ રહ્યો. "કદાચ એમ પણ બને." તેણે કહ્યું. "ઠીક હજુ પણ તમને આ ઔદાસિન્ય ભરેલા સ્થાનમાંથી છૂટાં કરવામાં આવે એમ મારૂં ધારવું નથી."

તેના પ્રત્યે દોરાયલાં શ્યામ નયનોના અવલોકનની અસર રૂપે સુદયાના મુખ ઉપર સહજ લાલી છવાઈ ગઈ.

"તમે વિચારો વાંચી શકો છો! મને ભય લાગે છે," તેણે કહ્યું.

"હા, થોડા ઘણા સમજી શકું છું," તેણે ઉત્તર વાળ્યો "તમે સ્વરૂપવાન્ છો, એ વાતને વિસારે પાડવાનો આરંભ કરવા જેટલાં પણ તમે તમારા ઉદ્દેશોમાં અથવા કાર્યમાં હજુએ ગીરફતાર બન્યાં નથી, એટલું હું જોઈ શકું છું."

તે ઘણી જ:ઝીણી પડી ગઈ તથા તેણે પોતાનાં નયનોને ઢાળી દીધાં.

"મારે તેને શું વિસારે પાડવાનું છે?" સહજ સ્પષ્ટ રીતે તેને પૂછ્યું.

"તમારે તમારી જાતને શી રીતે વિસારે પાડવી, એ તમને શીખવવું જ જોઇએ, એમ તમે શું ગુરુદેવ પાસે નહોતું માગ્યું? તમારા વ્યક્તિત્વનો, તમારી જાતનો એક અત્યંત ઉપયોગી વિભાગ તમારૂં લાવણ્ય છે. અનેક જન્મોમાં તેની જ કામના કરવાથી આટલી બધી સંપૂર્ણતાથી તે તમને પ્રાપ્ત થયું છે; હવે તમે એમ માનો છો કે તમારી તેને વિસારે પાડવાની કામના છે."

"તે આ બાબત જ હતી કે જેને મારે વિસારે પાડવાની હતી એનું મને ભાન ન હતું," તેણે કહ્યું.

"તમારે તે જાણવું જોઈતું હતું," તેણે ઉત્તર વાળ્યો, "જો કે કદાચ તમે આ બાબતને તમારી જાત માટે કબુલ કરી નહતી. તમારી જાતના એક વિભાગરૂપ, અવયવરૂપ બનાવ્યા વિના તમે એકાદ પદાર્થ માટેની તૃષ્ણાને જન્મોજન્મમાં પોષી શકશો નહિ."

સુદયાએ કંઈ પણ જવાબ આપ્યો નહિ; થોડીકવાર ખંડમાં શાંતિ છવાઈ ગઈ. વાણીમાં ઉચ્ચારવો અશક્ય થઈ પડે એટલા બધા હદપારના ઉંડા વિચારમાં તે ઉતરી પડી હોય એમ જણાતું હતું; જાણે કે તે વાચા જ હોય તેટલી સંભાળ પૂર્વક તેનો અતિથિ તેના વિચાર પ્રત્યે માન દર્શાવતો હતો. આખરે પોતાની જાતે એકદમ જાગ્રત થઈને તે બોલી, "અત્યારે તમને અત્રે શા માટે મોકલવામાં આવ્યા છે, તે મને કહી શકશો?"

"જે આ સ્થાનમાં છે તથા જેની સાથે તમે પરિચય પાડી ચૂક્યાં છો એવા એક શિષ્યને શોધવા માટે."

સુદયા ઘણા જ ગુંચવાડમાં પડેલાં જણાયાં.

"તે કોણ હશે તેની મારાથી કલ્પના થઈ શકતી નથી," તેણે કહ્યું, એકાદ ક્ષણ પછી વળી ઉમેર્યું, "ના, એ અસંભવિત છે—આમાં મને કંઈક ભૂલ જણાય છે."

"આમાં કોઈ પ્રકારની ભૂલ નથી," વિચારશીલ ઉત્તર મળ્યો, "ગુરુદેવ ભૂલો કરતા નથી."

સુદયાએ ઉત્તર આપ્યો નહિ. તેનો અતિથિ સહજ હસ્યો; અતિ સુકુમાર, અતિ વિનોદકારક સુસ્વર હાસ્ય હતું.

"હું સમજું છું, તમને આ બાબતની ખાત્રી નથી," તેણે કહ્યું. "પરંતુ સમય જતાં તમને તેનું સત્ય માલુમ પડી આવશે. તમે અત્યારે ધારો છો કે તેમણે તમને અત્રે મોકલવામાં ભૂલ કરી હતી."

"તમે શી રીતે આવા અનુમાન ઉપર આવ્યા?" એક વિસ્મય ભરેલા દૃષ્ટિપાત પૂર્વક તેણે પૂછ્યું. "મારું કાર્ય અત્રે ફત્તેહમંદ ઉતર્યું છે; હું આ લોકોને ચાહું છું."

"કાલે સવારે તમારા જુના સ્થાનમાં પાછાં જવાની તમારી મરજી છે?" આતુરતાથી તેના પ્રત્યે જોઈને તેણે પૂછ્યું. જાણે કે ત્રાસથી હોય તેમ તે સહજ ચીસ પાડી ઉઠી.

"અરે, નહિ," તેણે કહ્યું, "અરે, નહિ!"

"અને શું આ જીંદગી, તમે વિચારી શકો તેવી અન્ય કોઈ પણ પ્રકારની કરતાં શ્રેષ્ઠ નથી?"

"હા—ઉત્તમ છે—અત્રે તમે મારી શંકાને જાગ્રત કરો છો. ગરીબોનાં આવાસોમાં કોઈ પણ કોઈ કાલે કોઈ પ્રકારનું છેવટનું ભલું કરી શકે છે, એવી મારી ખાત્રી નથી. મારું

એવું માનવું થાય છે કે આ લોકો તેમનાં ભૂતકાલનાં કર્મોને લીધે તેમને સહન કરવી પડતી આવી દશાઓમાં જન્મ્યા છે."

"દુનિયા ઉપરના મોહોટામાં મોહોટા ગુન્હેગારને પણ એક મિત્ર છે એટલું જાણવું લાભકારક છે," યુવરાજે ઉત્તર વાળ્યો.

"પરંતુ એકાદ ગુન્હેગારના મિત્ર બનવું એ કંઈ સહેલું નથી," સુદયાએ કહ્યું.

"એ સાચી વાત છે." તેણે કહ્યું. "એમાં વિશાલ અનુભવની તથા પ્રેમની મહા શક્તિની જરૂર છે."

"મેં મદદ માટે આજીજી કરી ત્યારે મારામાં બે બાબતોની ખોટ હતી," સુદયાએ કહ્યું, "એ મારા લક્ષમાં છે. પરંતુ શું મને તે અહિંયાં મળતી જાય છે?"

"કેટલીક હદ સુધી, હા."

"અન્ય પ્રકારના ભિન્ન સહવાસમાં શું તે મને જલદીથી પ્રાપ્ત થાય?"

"આ ઝાંખા શહેર કરતાં મારા પોતાના દેશમાં આજે મારાથી વધારે કાર્ય થઈ શકે કે નહિ, એ મારાથી કહી શકાય એમ નથી," તેણે શાંતિથી ઉત્તર આપ્યો, "એમ આ બાબતનું પણ મારાથી કંઈ વધારે નિરાકરણ થઈ શકે એમ નથી. મને મારી જાતે નિર્ણય કરવાની વિશેષ શક્તિ પ્રાપ્ત થતા સુધી મેં આધિન રહેવાનો નિશ્ચય કર્યો છે. મને અત્રે મોકલવામાં આવ્યો છે."

કોઈ પ્રકારનાં વિરૂદ્ધ મત દર્શન વિના તેણે આ ઠપકાનો અંગિકાર કર્યો; થોડીક ક્ષણો સુધી કંઈ પણ બોલવામાં આવ્યું નહિ. બારણું ખખડાવાના અવાજથી આ ટુંકી શાંતિનો ભંગ થયો. એક વિચિત્ર દેખાવનો છોકરો તે ઉઘાડીને અંદર આવ્યો; યુવરાજ પ્રત્યે સ્પષ્ટ અચંબા પૂર્વક તાકી રહ્યો; તેમની હાજરીનું તેને પ્રથમથી ભાન હતું નહિ.

"સુદયા જો તમારી મરજી હોય તો," તેણે કહ્યું, "ઘણા લોક તમને મળવાની રાહ જોઈ રહ્યા છે."

"મારે જવું એજ ઉત્તમ છે," તેણે સહજ સ્મિત પૂર્વક ઉમેર્યું, "નહિ તો તેમની એટલી બધી સંખ્યા વધી જશે કે તેમને દરેકને શી રીતે પહોચી વળવું એ મારાથી સમજી શકાતું નથી. દરેક જણને મદદ જોઇએ છીએ, એ અત્રેની મુસ્કેલી તમારા સમજવામાં આવી હશે. આ આમ હોવાથી, મારા જેવા એક અલ્પ અને સરખામણીમાં નિરૂપયોગી હસ્તની મદદ ઓપવામાં આવતાં, અસંખ્ય વ્યક્તિયો તેનો સ્વીકાર કરવા તૈયાર હોય છે. મને નવાઇ લાગે છે કે અત્યાર સુધી તો મેં મારૂં જમે ઉધાર પાસું બરોબર જાળવી રાખ્યું છે."

"તમને સહાય મળતી રહે છે," યુવરાજે ટુંકામાં ઉત્તર વાળ્યો. તે ખંડમાંથી ઉઠયો,

સગડી પાસે અટકયો તથા તેના ધગધગતા અંગારામાં તાકી રહ્યો; સુદયા પણ ચાલી ગઈ તથા તેની પાછળ બારણું બંધ કરવામાં આવ્યું. જો કે એ ખંડમાં કોઈ પ્રકારનો ઘોંઘાટ નહતો તથાપિ તે જાણતો હતો કે પોતે એકલો નથી; તેના તરફ દૃઢતાથી તાકી રહેલા વિચિત્ર છોકરા તરફ તેણે પોતાની દૃષ્ટિ ફેરવી.

"તમે તેમને લઈ જવાને તો આવ્યા નથીને, શું તેટલા માટે જ આવ્યા છે?"

—ગદ્ ગદ્ કંઠે અચાનક તે છોકરો બોલી ઉઠયો.

"સુદયાને લઈ જવાને? ના, ના, જરાએ નહિ," યુવરાજે ઉત્તર વાળ્યો.

"એ માટે ઈશ્વરનો આભાર માનવો ઘટે છે. જો તમે તેમને લઈ જવાને નહિ આવ્યા હો તો તમને અહિંયાં સર્વ પ્રકારનો આવકાર દેવામાં આવશે. જરા આગળ જઇને બાલકોને જોવાની તમારી મરજી છે? હું તેમની સંભાળ રાખું છું; મારે અત્યારે અહિં નહિ પરંતુ ત્યાં જ રહેવું જોઇએ, છતાં મને એ બાબતનો જવાબ લેવાને મોકલવામાં આવ્યો હતો."

તે ફરીને એ ખંડમાંથી બહાર નિકળ્યો; યુવરાજ પણ તેની પાછળ ગયો. તુરત તેના સમજવામાં આવ્યું કે સુદયના હાથમાં એક વિશાલ કાફલો હતો; તેણે ધંધે લાગેલી સ્ત્રીઓનાં બાલકોને પોતાની સંભાળમાં લીધાં; વિચિત્ર દેખાવનો છોકરો મૂખ્ય પાલક હતો, અથવા તે એકલો જ પાલક હતો એમ ખરેખરી રીતે જણાઈ આવતું હતું. પરંતુ તે સ્પષ્ટ રીતે પોતાનું કાર્ય સમજતો હતો તથા તેના પાલકપણામાં બાલકો પણ સારી રીતે સંતોષાનંદમાં વસતાં હતાં. યુવરાજે પોતાની આસપાસ આ બાલવદનો ઉપર પોતાની દૃષ્ટિ ફેરવી તેમાંનાં કેટલાંકે તેના તરફ ફેંકેલી લાંબી, ખરા હૃદયની સ્થિર દૃષ્ટિમાં તે ઘણો આનંદ લેતો જણાયો.

"આમાં કેટલીક વિચિત્ર વ્યક્તિયો છે, જેમના આગળ ભાવિના લાંબા લાંબા માર્ગો વિસ્તર્યાં જાય છે," હમણાં જ અંદર આવેલી સુદયાને તેણે કહ્યું; "બનાવોની વર્તમાન દશામાંથી જાતિ આગળ વધતા પૂર્વે માનવજાત માટે જરૂરની ભૂમિકા પર્યંત તે સર્વેને ઉછેરીને લાવી મૂકવાની જરૂર છે. આ શી રીતે થવાનું છે તે મારા સમજવામાં નથી. પરંતુ હું એક બાબત તો જાણું છું—આ નાના દેહોમાંના એકાદમાં હું જે શિષ્યની શોધ ચલાવું છું, તેનો સમાવેશ થતો નથી."

"આ તમે શી રીતે જાણી શકયા?" તેણે પૂછ્યું.

"મારી સ્થૂલ દૃષ્ટિના જેટલી સારી રીતે મારી સૂક્ષ્મ દૃષ્ટિ કેળવાયલી છે," તેણે ઉત્તર આપ્યો; "તમારા વર્તમાન જીવનમાં અમુક સમયે તમને પણ તે પ્રાપ્ત થશે; પછીથી તમને સર્વે બાબતો વધારે વધારે આકર્ષક લાગશે."

પેલો છોકરો બારણું ઉઘાડવા ગયો હતો તે બાલાવિજયાને લઇને પાછો આવ્યો. તેણે

આજે સવારમાં અવરજવરથી ઉભરાઈ જતા માર્ગમાંથી બીજી વાર પસાર થવાની હામ બીડી હતી; પોતાની માત્ર એક સહાયક પાસે તે મદદ માટે દોડી આવતી હતી.

"તમે માંજી પાસે આવી શકશો," ધીમા ગદ્ ગદ્ સ્વરે તેણે સુદયાને કહ્યું. "મને ધાસ્તી છે કે તે મરી જાય છે."

"હું એકદમ આવું છું," પોતાના સાદા પોશાક ઉપરનું ગરમ વસ્ત્ર જલદીથી દૂર કરતાં સુદયાએ કહ્યું.

"તેમ હું પણ ત્યાં આવીશ," યુવરાજે ઉમેર્યું. બાલાનું તેના તરફ દુર્લક્ષ્ય હોય એમ જણાયું; પોતાની એકની એક સહાયકને જોડે લઇને જેમ બને તેમ જલદીથી પાછાં વળવાની તેની મરજી હતી.

"ડાક્તર આવી ગયા ?" સુદયાએ પૂછ્યું. બાલકે માત્ર પોતાનું મસ્તક ધુણાવ્યું. સુદયાએ નિઃશ્વાસ મૂક્યો; આ ગરીબ સ્ત્રીની સારવાર કરનાર આ તાલુકાના ડાક્તરને, તેના અંતકાલનાં દિનોના દુઃખને ઓછું કરવા માટે તેને અફિણનું સત્વ આપવાની ભલામણ કરવામાં આવી હતી, પરંતુ જે ગરીબીના આવાસની કોટડીમાં તે પડી હતી ત્યાં જોવા જવાનો તેને ભાગ્યે જ સમય મળતો હતો; ગયા આખા અઠવાડીયાથી તે ત્યાં પડી રહી હતી, તેની કોઈ સાર વાર કરનાર નહતું; તેના ઉપર આવી પડેલા ભયંકર દુઃખને ઓછું કરનાર કોઈ પણ નહતું. પોતાના બાલકથી ઘણે ભાગે આ બાબત છુપાવી રાખવામાં એક પ્રકારના શ્રેષ્ઠ વીરભાવની સહાય હતી.

બાલા માર્ગમાં આગળ ચાલી જતી હતી, માત્ર પોતાનો સહાયક પોતાની પાછળ આવે છે કે નહિ તે જોવાને પાછું વાળીને જોતી. પોતાની ગેરહાજરીમાં પોતાની માતાનું મરણ થવાનો તેને ભય હતો.

ઘણા ખરા દિવસોમાં તો તે શાલામાં જતી, પરંતુ તાલુકાના ધર્માદા દયાદાન વડે ગુજરો કરનારી તેની માતા મરણ નજીક આવી પડી છે એ બાબત જાણીતી હોવાથી આ બાલાની હાજરી ઉપર બારીક લક્ષ આપવામાં આવતું નહોતું. સુદયાને ત્યાંથી નાસ્તાનો કરંડિયો (કે જે તે દરેક સવારે ભરી જતી હતી) લઇને તે પાછી આવી ત્યારે મરણ પથારીએ પડેલી માતાને તેણે એટલી બધી ભયંકર દશામાં જોઈ કે પોતે ધાર્યું હતું તેમ શાલામાં ના જવાનો નિશ્ચય કર્યો.

જો તે આટલી બધી અધિરી ના બની હોત અને જેવી રીતે વર્તી હોત તેમ સુદયાનો હાથ ઝાલવાને અટક્યા વિના, ગાડાં ગાડીઓના મધ્યમાંથી પોતાનો માર્ગ કાપતી તે ધાંધલીયા રાજમાર્ગમાંથી પસાર થવામાં દોડતી ચાલી ગઈ. એક વાર પાર ગયા પછી તથા પોતાની દરરોજની જાણીતી ગલીઓમાં આવી પહોંચતાં, તે ઝડપથી આગળ ચાલવા લાગી તથા અન્ય બે માનવિઓ તેની નિવાસ ગૃહના બારણા આગળ આવી પહોંચ્યા ત્યારે તે પોતાની માતાની પથારી આગળ નમીને બેઠી હતી. સુદયા એકદમ સીધી અંદર આવી,

નિઃસરણિએ પણ ચઢી ગઈ; યુવરાજ તેની પાછળ ચાલ્યો. તેઓ જે ઓરડીમાં ગયાં તે એ ખીચોખીચ વસ્તિવાળા ગૃહના ઉપલા માળના ભાગમાં આવેલી હતી; કૃપણ, કંગાલ કુટુમ્બોની ઘર ખટલાની જીંદગીને પ્રકટ દર્શાવતાં ઉઘાડાં બારણાં આગળ થઈને તેમને ત્યાં જવાનું હતું. સુદયાએ સ્ત્રીઓ સાથે વાતચીત કરતે કરતે આગળ ચાલવા માંડ્યું.

"આ સર્વે તમારાં મિત્ર છે?" યુવરાજે પૂછ્યું.

"ના," તેણે ઉત્તર વાળ્યો, "માત્ર પરિચયવાળાં છે. સઘળો પુરૂષ વર્ગ ધંધા મજુરીમાં લાગેલો છે; સ્ત્રીઓ કુટિલ કજીઆદલાલો જેવી છે. આમાં મૈત્રીનો કોઈ પ્રકારનો આધાર મળી શકતો નથી, તેમ જ તેની જરૂર પણ લાગતી નથી, તેમ જ તે માટે કંઈ આકર્ષણ થાય એવું નથી. આવા બનાવોમાં ભાગ્યે જ કોઈ પાસે પણ મૈત્રીની આશા રાખી શકાય? રમાના સંબંધમાં તો આ સર્વ જુદા પ્રકારનું છે."

જો તેણે તેના તરફ જોયું હોત તો તેના સમજવામાં આવ્યું હત, કે યુવરાજ તેના મતને મળતો આવતો નહોતો; પરંતુ કંઈ પણ વધારે બોલવા ચાલવાનો હવે જરા પણ સમય નહતો, કારણ કે તેઓ હવે બાલાએ અડધા ખુલ્લાં મૂકેલા રમાના બારણાં આગળ આવી પહોંચ્યાં. સુદયા તે ઉઘાડીને અંદર ગઈ તથા યુવરાજ પણ તેની પાછળ ચાલ્યો. નજર ફેરવતામાં જ તેમના સમજવામાં આવ્યું, કે સર્વે પાર પડ્યું હતું. આ બાલા એકાદ પૂતળાની માફક સ્તબ્ધ થઈ ગઈ હતી; તેનું મસ્તક નમી ગયું હતું; દૃષ્ટિશક્તિ હરાઈ ગયાના જેવાં તેનાં ચક્ષુઓ જણાતાં હતાં. પથારીમાં માત્ર ચામડી અને હાડકાં રૂપી સુકલકડી બની ગયેલી એક આકૃતિ પડી હતી; તેનો ચ્હેરો વિરૂપ બની ગયો હતો; દીર્ઘ સમય લંબાયલા મંદવાડને લીધે આકારમાં ફેરફાર થઈ ગયો હતો. છેલ્લો દુઃખી શ્વાસ છોડવામાં આવ્યો હતો તથા અતિ કષ્ટ સહન કરેલો દેહ શાંત પડી રહ્યો હતો. સુદયાએ બાલાને પોતાની પાસે લીધી તથા પોતાના માયાળુ હસ્તોમાં વીંટી લીધી; બાલાએ કંઈ પણ પ્રતિઉત્તર આપ્યો નહિ; તે તો દિગ્મૂઢ જેવી બની ગઈ હતી. યુવરાજ પથારી પાસે આવીને તેના ઉપર પડેલી શોકમય આકૃતિ તરફ જોઈ રહ્યો.

"આ એક અત્યંત લાવણ્યવાળી સ્ત્રી હતી." તેણે કહ્યું.

"ત્યારે તો તમે તેને ઓળખો છો," સુદયાએ કહ્યું, "નહિ તો અત્યારે તે જેવી છે તે ઉપરથી તો તે પૂર્વે લાવણ્યવાળી હતી એમ તમે ભાગ્યે જ અનુમાન કરી શકો. મને તેના કંગાલ મુખ ઉપર ચાદર ઢાંકવા દો."

"તે હું જ કરીશ," તેણે કહ્યું, "મને તેમ વર્તવાનો હક છે. ઘણા સમયથી હું તેને સારી રીતે ઓળખું છું."

તેના અવાજમાં એવું કંઈક હતું કે જેથી સુદયાને તેના તરફ જોતાં ભય લાગવા માંડ્યો. તે વચ્ચે પડી નહિ, પરંતુ સુકલા શરીરને ઓઢાડેલી ચાદર વડે તેને જ તેના મુખને ઢાંકવા દીધું.

"ગુરુદેવે મને આજે અહિં મોકલવામાં ઘણું જ સારૂં કર્યું છે," એટલા બધા ભયંકર દુઃખના અવાજમાં તેણે કહ્યું કે સુદયાની હાલવા ચાલવાની અથવા ઉત્તર આપવાની પણ હિંમત ચાલી શકી નહિ. તેણે બાલાને પોતાની છાતી સરસી ચોંપી પરંતુ બાલાએ કંઈ પ્રતિઉત્તર આપ્યો નહિ. ઓરડીમાં મહાન્ શાંતિ પથરાઈ ગઈ. એકાએક સુદયા ભયની એક ધીમી બુમ પાડી ઉઠી. "ઓરડીમાં શું છે?" તે બોલી ઉઠી. "કોણ છે? મને લાગે છે પરંતુ મારાથી જોઈ શકાતું નથી એવું કંઈક છે!" તેણે ઉઠીને યુવરાજના સામે જોયું. તે કંઈક ભયંકર અનુભવમાંથી પસાર થતો હોય એમ જણાયું. તે ઘણો જ સૌંદર્યવાન્ પુરૂષ હતો, હજુ યુવાવસ્થામાં હતો; તેનાં ચક્ષુ વિશાલ તથા કાળાં હતાં; તેનું મસ્તક અને મુખાકૃતિ પણ આકર્ષક હતાં. તેની મુખાકૃતિ અત્યંત નિસ્તેજ બની ગઈ હતી, તેનાં ચક્ષુઓ અનિમેષ દૃષ્ટિથી જોઈ રહ્યાં હતાં તથા કાળા વાળના ટુંકા ગુચ્છાઓ તળે કપાળમાં પરસેવાનાં બિંદુઓ છવાઈ રહ્યાં હતાં. તે સુદયા સાથે બોલવાનો પ્રયત્ન કરવા લાગ્યો; તે ગભરાટ અને ભયની પણ નિશાનીઓ દર્શાવવા લાગી.

"જો તમે તેને જોઈ શકો તો જરા પણ ભય પામશો નહિ," તેણે કહ્યું, "તે અત્યંત સુંદર છે. બાલા તેને જુએ છે ને તેથી ભય પામતી નથી."

આ સમયે બાલા હાલવા મંડી. તે સુદયાની બાથમાંથી છૂટી થઇને ધીમે ધીમે યુવરાજના તરફ ગઈ તથા પોતાના બંને હાથ તેના પ્રતિ લાંબા કરી રાખ્યા.

"હે પ્રભુ," અત્યંત લાગણીવાળા કાનેકાન સંભળાય એવા ધીમા અવાજથી તે બોલ્યો, "રમાકુમારિ, તેને શું તું મને સોંપે છે? તારી બાલાના જીવનનો હજુ પણ મારામાં વિશ્વાસ કરીને તું મને સારી પેઠે ચાહે છે? હું તારા વિશ્વાસ કાર્યને પાર પાડીશ. ઉચ્ચ આધ્યાત્મિક લોકમાં ગયા પછી પણ તું જાણીશ કે દુનિયા ઉપર મારી સાથે તે સુરક્ષિત છે."

બાલાના હાથને પોતાના હાથમાં જોર ભેર ઝાલી રાખતો તે અટક્યો.

સુદયાને ખાલી અવકાશ રૂપ લાગતા સ્થાનમાં તે અને બાલા ઉભયે, તેમની ઇન્દ્રિયોને સ્તબ્ધ બનાવી દે એવું કંઈક ત્યાં જોતાં હોય તેમ ટગર ટગર જોઈ રહ્યાં હતાં. પરંતુ વર્તમાન ક્ષણે યુવરાજમાં એકાએક એક પ્રકારનો ફેરફાર થઈ ગયો. તે ચમક્યો, પૂજ્યભાવ દર્શાવતો હોય તેમ પોતાનું માથું નમાવ્યું તથા કંઈક ધ્યાન પૂર્વક સાંભળતો હોય એમ લાગ્યું.

પછીથી લગભગ ન સંભળાય એવા અવાજે તે બોલ્યો.

"ભલે તેમ થાઓ—ગુરુદેવ બોલી ચૂક્યા છે, હું આધિન થાઉં છું. તે મને નહિ પરંતુ તેમને સોંપવામાં આવી છે. મને જે શિષ્યાની શોધમાં મોકલ્યો હતો તે આ જ છે."

( ચાલુ. )

આપણાં-સ્થૂલચક્ષુઓથી જોવાતા, આપણે જેમાં વસિએ છીએ તે ગોળાના ભૂમિ વિભાગને જંબુદ્વીપનું નામ આપવામાં આવ્યું છે.

જે થાય છે, તે આ પ્રમાણે છે. પૂર્વે કહી આવ્યા તેમ, સર્વ પ્રકારનાં બલો, શક્તિયો, ભૂમિકાઓના મહાન વાસસ્થાન રૂપ આકાશમાંથી સૂર્યો અને ગ્રહોની ઉત્પત્તિ થાય છે. આ પણે અત્રે તો માત્ર એક ગ્રહનો જ વિચાર ચલાવવાનો છે. એક ગ્રહ, એક ગ્રહ રૂપે યથાર્થ રીતે એકલો જ પેદા થતો નથી. યથાર્થ રીતે આકાશમાંથી ભુર્લોક પેદા થાય છે. આપણા ભુર્લોકનાં ચૌદ ભુવનોને ઉપર પ્રમાણે નામ આપવામાં આવ્યાં છે. આ સર્વે ભુવનો ભિન્ન ભિન્ન પ્રકારની સ્થૂલદશાઓથી ભિન્ન પડી આવે છે. તે સર્વે માત્ર ચૈતન્યની વિવિધ ભૂમિકાઓ સાથે સંબંધ ધરાવતા, જડનાં વિવિધ ભુવનો ઉપરના આકાશિક જડના બનેલા ગોળાઓ સમાન છે. આ પ્રમાણે આકાશિક જડનાં ત્રણ સામાન્ય ભુવનો છે.

૧–{૧–નરક.<br>{૨–ભૂમિ.

૨– ૩–પાતાલ.

પ્રથમ બેનો એક વિભાગમાં સમાવેશ કરવામાં આવ્યો છે, કારણ કે આપણે માટે ભુર્લોકના તથા યથાર્થ રીતે સમગ્ર બ્રહ્માંડના મધ્ય બિંદુરૂપ ભૂમિ છે એમ જણાય છે, પરંતુ ખરેખરી રીતે તો તેના સ્થૂલજડની દશા સાથે સંબંધ છે ત્યાં સુધી તો, જડની અન્ય કોઇ દશાના કરતાં નરકોની સાથે જ તે વિશેષ સંબંધ ધરાવે છે. માટે અટલું કહી શકાય, કે સર્વથી પ્રથમ આકાશમાંથી જડનાં બે સામાન્ય ભુવનો પેદા થાય છે. આ વિભાગમાંનો એક પ્રબલ ભુવન સમાન છે, અન્ય નિર્બલ ભુવન સમાન છે. અથવા અન્ય શબ્દોમાં કહીએ તો એકમાં રાજસિક ગુણનું પ્રાબલ્ય હોય છે, અન્યમાં તામસિક ગુણનું પ્રાધાન્ય હોય છે. આ દરેક વિભાગના સ્વતઃ સાત મુળ વિભાગો પડી જાય છે, આ પ્રમાણે બેનો ચૌદમાં વિસ્તાર થાય છે. પાતાલો જાણે કે ભૂમિઓની છાયાઓ હોય તેવાં છે.

સાંખ્ય—યોગદર્શનનાં આવિર્ભાવ પામેલાં સાત ઉત્પાદકતત્ત્વોની અપરોક્ષ અસરમાં જ આ સપ્તવિધ વિભાગો થાય છે, એમ જણાઈ આવશે.

કયા કયા ઉત્પાદકોને, આ લોકોમાંના કયા કયા સાથે સંબંધ છે તે નીચેના કોષ્ટકથી જણાઈ આવે છેઃ—

| | |
|---|---|
| ૧. નરક. પ્રબલ— રાજસિક | ૧–મહાકાલ. ( ગંધ તન્માત્રા; પૃથ્વિતત્ત્વ. )<br>૨–અંબરિષ. ( રસ તન્માત્રા; આપસતત્ત્વ. )<br>૩–રૌરવ. ( રૂપ તન્માત્રા; તેજસતત્ત્વ. )<br>૪–મહા રૌરવ. ( સ્પર્શ તન્માત્રા; વાયુતત્ત્વ. )<br>૫–કાલસૂત્ર. ( શબ્દ તન્માત્રા; આકાશતત્ત્વ. )<br>૬–અંધ તામિસ્ત્ર. ( ભૂતાદિ અહંકાર )<br>૭–ભૂમિ. ( બુદ્ધિ. ) |

| | |
|---|---|
| ૨. પાતાલ. નિર્મલ- રાજસિક. | ૧—મહાતલ. ( ગંધતન્માત્રા. ) |
| | ૨—રસાતલ. ( રસતન્માત્રા. ) |
| | ૩—અતલ. ( રૂપતન્માત્રા. ) |
| | ૪—સુતલ ( સ્પર્શતન્માત્રા. ) |
| | ૫—વિતલ. ( શબ્દતન્માત્રા. ) |
| | ૬—તલાતલ. ( ભૂતાદિ અહંકાર. ) |
| | ૭—પાતાલ. ( બુદ્ધિ. ) |

તેમને ખાસ સંબંધ છે એવાં મહાભૂતોના આધિક્યવડે તન્માત્રાઓનું આધિક્ય દર્શાવવામાં આવ્યું છે. ભૂતાદિ અહંકાર, અહંકારનું તમસ્ સ્વરૂપ છે. આમાં પાંચે તન્માત્રાઓ વર્તમાન હોય છે, તથાપિ સર્વે અંધકારમાં હોય છે કારણ કે હજુ સુધી તે સર્વે અપરિણામી દશામાં હોય છે. અન્ધતામિસ્રમાં આ તમસ્ વ્યાપી રહેલું હોય છે, તેનું પ્રાધાન્ય હોય છે. એક સામાન્ય સમગ્રમાં એકીભૂત બનેલાં અન્ય સર્વે ઉત્પાદક તત્વોની ( સંભવી શકે તેટલી ) સમદશાની હાજરી વડે બુદ્ધિનું અસ્તિત્વ સૂચવાય છે.

આપણી નજીકના પ્રદેશમાં સખ્ત ભૂમિમાં જેમના જીવનની ટેવો ઘડાયલી છે તેમને દુઃખકારક નિવડવાને લીધે નરકોનાં આ પ્રમાણે નામ પાડવામાં આવ્યાં છે.

આ ચૌદ લોકોમાંના દરેકમાં વસતિ છે. સાતમી ભૂમિ ઉપર માનવિઓ તથા અન્ય સર્વના પહેલાં માનવભૂમિકાએ પહોંચવાને બંધાયલાઓ વસે છે. સર્વે નરકોમાં પણ વસ્તિ છે. આ ભિન્ન ભિન્ન લોકોના રાજ્યકર્તાઓ વડે જીવનની ભિન્નતા દર્શાવાય છે. જો અસદાચારના એક આવશ્યક પરિણામ રૂપે માનવિ ફરીથી જીવનની આ દશાઓમાં અમુક કાલ સુધી આવી પડે છે, તો તે દુઃખ સહન કરવાને બંધાયલોજ હોય છે. કંઇક ઉચ્ચ ઝુંટાવી લેવાયાનું ભાન તેનામાં ભૂતની પેઠે વાસો કરે છે તથા સરખામણીમાં અધોદશાનાં બંધનો તેને ભારે થઇ પડે છે.

પાતાલોમાં પણ વસતિ છે. પરંતુ દિન અને રાત્રિ, પુરુષ અને સ્ત્રી, ચાંદ્ર અને સૌર પ્રકાશ ઇત્યાદિ વચ્ચે જેટલો ભેદ છે તેના કરતાં પણ ત્યાં વધારે ભેદ જોવામાં આવે છે. આ ચૌદ લોકના વાસિયો જે પદાર્થોના બનેલા હોય છે તે તેના તેજ હોય છે પરંતુ તે વ્યક્તિઓ અન્યોન્યથી તદન ભિન્ન હોય છે.

માત્ર સાતમી ભૂમિમાંજ ચેતના સંપૂર્ણ રીતે મનસ્માં કેન્દ્રિત થાય છે, તથા પુરુષ માનવિ બને છે. અન્ય સ્થાનોમાં તો સર્વ તાત્વિકસત્વોનો ( Elementals—દેવાદિવ્યક્તિયો ) નિવાસ હોય છે. હજુ સુધી તેમનામાં મનસની દર્શન અને જ્ઞાનની શક્તિયોનો વિકાસ થયો હોતો નથી. આ તાત્વિક સત્વોનાં નામ મૂલ ગ્રંથમાં અસુરાદિ રૂપે ગણાવવામાં આવ્યાં છે. –

અધમ અને સ્થૂલ તન્માત્રાઓ તથા ભૂતાદિ અહંકાર સાથે ખાસ સંબંધવાળાં કર્મોનો સમૂહ એકઠાં કરેલાં માનવિઓને મરણ પછીનો ઘણો સમય નર્કમાં જીવન ગાળવું પડે છે.

પરંતુ આપણે યથાર્થ ભૂમિનો, માનવિના નિવાસ સ્થાનનો વિચાર ચલાવવો જોઇએ.

ઉત્તર તરફની બીજી માલા જર્મની અને ઉત્તર ફ્રાન્સમાં થઇને પસાર થાય છે તથા બ્રીટીશ આઇલ્સ અને સ્કેન્ડીનેવીયા પર્યંત વિસ્તરે છે.

વર્તમાન નકશામી ત્રીજી માલામાં ઉત્તર અમેરિકાના ખડકમય પર્વતો આદિનો સમાવેશ થાય છે. વર્તમાન કાલના નકશામાં ઉત્તર વર્ષ તે રમ્યક અથવા ઉત્તર અમેરિકા છે. રૂશિયા, સ્કેન્ડીનેવીઆ, જર્મની, ઉત્તર ફ્રાન્સ, તથા બ્રીટીશઆઇલ્સ નો સમાસ છે, ઉત્તર કુરૂમાં ચીન, ટીબેટ, તુર્કસ્તાન, સૈબીરીયાનો સમાવેશ થાય છે.

સાતમા ઇલાવૃત વર્ષમાં હિમાલયના પ્રદેશોનો, તુર્કસ્તાનના કેટલાક ભાગોનો, ઉત્તર ઇરાન, આર્મીનીયા, ગ્રીસ, મધ્ય યૂરપ, સ્વીટઝરલેન્ડ, તથા ઓસ્ટ્રીયાહંગરીનો સમાવેશ થાય છે.

આ પ્રમાણે આપણી ભૂમી ઉપર સાત મહાપર્વતો, અને સાત મહાવર્ષો છે. આ પર્વતમાલાઓ અને વર્ષોમાંના દરેકને પોતપોતાના નાના ફાંટાઓ હોય છે તથા નાના ભૂમિના ઉપવિભાગો હોય છે, તેમનાં ભિન્ન ભિન્ન નામ છે.

વિચાર ચલાવવા યોગ્ય અન્ય અગત્યની બાબત, મૂળ ગ્રંથમાં આપેલા આ વિવિધ વર્ષોના પ્રદેશો વિષે છે. ભૂમિનો વિસ્તાર ૧૦૦૦૦૦ યોજન આપવામાં આવ્યો છે. ઉત્તર અને દક્ષિણનાં ૭ વર્ષોનો દરેકનો ૯૦૦૦ આપવામાં આવ્યો છે. ગાટે પર્વત માલાઓ સાથેના ૭ વર્ષોનો વિસ્તાર (૯૦૦૦+૨૦૦૦)×૬=૬૬૦૦૦ યોજનનો થાય છે. બાકીના ૩૪૦૦૦ યોજન સ્પષ્ટ રીતે મધ્ય પ્રદેશ ઇલાવૃત વર્ષ અને તેની પર્વત માલાઓનો વિસ્તાર છે. આ પ્રમાણે સમગ્ર ભૂમિનો વિસ્તાર ૧૦૦૦૦૦ યોજન થાય છે. હવે એક યોજન બરોબર કેટલું ગણવું એ પ્રશ્ન ઉભો થાય છે. સામાન્ય રીતે એક યોજન બરોબર કોસ ગણવામાં આવે છે. કોસ ગમે તેમ તોએ એક દિકને માપવાનું યથાર્થ સાધન નથી. હિંદના એક વિભાગનો કોસ ઘણી વારઅન્ય વિભાગના બે ત્રણ ચાર કોસ સમાન હોય છે. દીલ્હીની આસપાસના પ્રદેશનો કોસ, પંજાબના ૨½ અથવા તેથી પણ વધારે કોસ બરોબર છે; પૂર્વ વિભાગનો કોસ, દીલ્હીના કોસ કરતાં ૨½ ગણો અથવા વધારે હોય છે. દક્ષિણનો કોસ આથી પણ વધારે હોય છે, માપવાની આ વિવિધ લબાઇની આપેક્ષિક કીમત નક્કી કરવામાં આવી હોય એમ મારા જાણવામાં નથી. તથાપિ એક જગ્યાનો કોસ અન્યસ્થાનના કોસ કરતાં ૨½ ગણો વધારે અથવા તેથી પણ વધારે હોય છે, એવાત સ્પષ્ટ છે.

જ્યારે પૃથ્વીના ગોળાનો ભૌગોલિક વિસ્તાર આપવામાં આવે છે ત્યારે આ ભિન્ન ભિન્ન પ્રકારના માપમાંથી કયાયા સંબંધે કહેવાયું હોય છે, તે સમજી શકાતું નથી. તેથી મૂલ ગ્રંથમાં આપેલા માપની સારાસારતા નક્કી કરવામાં મુશ્કેલિ ઉભી થાય છે. આ ગ્રંથમાં તેમજ પુરાણોમાં આવા પ્રકારનાં માપ હમેશાં દશકના આધારવાળા આપેવામાં આવ્યાંહોય છે, એટલા ઉપરથી એટલું સ્પષ્ટ જણાય છે કે આ માપના સર્વે ઉપવિભાગોને પણ દશકના આધારવાળા ગણવામાં આવતા હતા. તેથી મને લાગે છે, કે આ ખાસ પ્રકારના માપમાં એક યોજન, ૧૦ કોસ બરોબર હોય છે. એક કોસના ચાર ગણાને એક યોજન બરાબર ગણવામાં આવ્યો છે એટલે એક યોજન આશરે ૨½ ગણો શાસ્ત્રીય કોસ.

એક યોજન, તેમજ એક કોસ એ લંબાઇનું માપ છે. અમુક ભૂમીના ટુકડાના ક્ષેત્રફલ વિષે બોલતાં, એક સ્કવેર યોજન સૂચવાય છે એમ સમજવાનું છે. એક સ્કવેર યોજન આ પ્રમાણે ૧૦૦ સ્કવેર કોસ બરોબર થશે. કોસના માપને માઇલના માપમાં પલટાવતાં એક બીજી મુશ્કેલિ ઉભી થાય છે. ઉપરના વિચારોથી જણાય છે, કે એક માઇલ, એક કોસથી અર્ધ અથવા તેથી સહજ વધારે અથવા ઓછો હોવો જોઇએ. કેટલાક સ્થાને એક કોસ–બે માઇલ હોય છે, અન્યમાં ત્રણ માઇલની બરોબર છે, કેટલાક સ્થાનમાં ૧૩⁄૪ માઇલ બરોબર છે, વળી આથી પણ વિશેષ ભિન્નતા પડી આવતી હશે. જો આપણે શાસ્ત્રીય કોસને આશરે ૨.૫૬ માઇલ બરોબર ગણીએ તો ભૂમિ અને પાણીનો વિસ્તાર, ભૂગોલનાં વર્તમાન પુસ્તકોમાં જણાવેલા વિસ્તારની સાથે લગભગ મળતો આવે છે. આ ગણત્રી નીચે પ્રમાણે સંભવે છે.

૧ કોસ=૨.૫૬ માઇલ; ૧ સ્કવેર કોસ=(૨.૫૬)૨=
૬.૫૫.૩૬૧ સ્કવેર માઇલ.

૧ સ્કવેર યોજન=૧૦૦ સ્કવેર કોસ=૬૫૫.૩૬ સ્કવેર માઇલ.

જમ્બુદ્વીપ=૧૦૦૦૦૦ સ્કવેર યોજન.

ભુમિની આસપાસ ફરી વળેલો ક્ષારસમુદ્રનો વિસ્તાર ભુમિથી બમણો કહેવામાં આવ્યો છે. તેથી ભુમિનો વિસ્તાર; ૬૫૫.૩૬×૩૦૦૦૦૦=૧૯૬૬૦૮૦૦૦ સ્કવેર માઇલ થશે.

આ બધી આશરાની ગણત્રી છે. એક યોજનને ૧૦ કોસ ને ૨.૫૬ અથવા ૨.૫૭ માઇલ બરોબર ગણીએ અને પરિણામ હમેશ મળતાં આવે તોજ આ બાબત નિશ્ચિત થઇ શકે એમ છે.

અત્રે ભુર્લોકનું ટુંક વર્ણન સમાપ્ત થાય છે હવે આપણે અંતરિક્ષ લોક અથવા ભુવર્લોકનો વિચાર ચલાવીશું.

(ચાલુ)

રામપ્રસાદ.

# સુદર્શન.

( પુસ્તક—૨૩—ઇ. સ.-૧૯૦૭-૦૮. )

सत्यं परम धी महि ।

भागवतम ।

મન્ત્રી—
પ્રો. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ.
એમ. એ. એલ્, એલ. બી.

તન્ત્રી—
માધવલાલ નણુભાઇ દ્વિવેદી.

# સુદર્શન.

( પુસ્તક—૨૩. )

॥ अनुक्रमणिका ॥

ग.



ज.



त.



ध.



प.



ब.



भ.



ल.



व.

---

---